એકમત–અદ્વૈત એ સત્યનું સ્વરૂપ છે, એવું તેઓ માનતા અને આ સત્યનો તેઓ બીજી કોઇ પણ વસ્તુને ખાતર ભોગ આપતા નહિ. જ્યારે કોઇ પણ માણસ હૃદયથી તેમની સાથે એકમત થતો નહિ ત્યારે તેઓ તેના હૃદયધર્મને અલગ રહેવા દઇને તેના બુદ્ધિના ધર્મની સાથે એકમત થતા. તેઓ અદ્વૈતસ્વરૂપ હોવાથી કોઈ પણ માણસ તેમને માટે અયોગ્ય મત ધરાવી શકેજ નહિ. કદાચ તેમના વિચારો તમારા હૃદયમાં અસર ન કરે તો જુદી વાત છે; પરંતુ તેમની પવિત્રતા અને તેમનો પ્રેમ તો તમારા પર અસર કર્યા વિના રહે તેમજ નથી. તેમની સાથે તમે વાત ન કરો, તોપણ તેમના પ્રત્યે તમારો પ્રેમ ખેંચાયા વગર રહેશેજ નહિ. આ પ્રમાણે તેમની સમીપમાં સઘળા વાદવિવાદનો અંત આવી જતો. હું માનું છું કે, આવા મનુષ્યના લેખો ઉપર હલકી જાતની ટીકા તો કોઈ પણ કરી શકેજ નહિ; કારણકે વાસ્તવિક રીતે જોતાં તમારા મતની સાથે એકમત થવાની અને તમારી સાથે એકતા સાધવાની તેમની ઇચ્છા છે. તમે ગમે તે હો, છતાં જે બાબતમાં સ્વામીજી તમને અનુકૂળ થાય એવું તમે વિચારતા હો, તે બાબતમાં તેઓ તમને અનુકૂળજ થવાના.

હવે ઉપસંહાર કરતી વખતે સ્વામીજીના લખાણુમાં વારંવાર ‘વેદાંત’ એવો જે શબ્દ આવે છે, તેનો શો અર્થ છે, તે સ્પષ્ટ કરવા હું ઇચ્છું છું. ‘વેદાંત’ શબ્દ કે જે સ્વામી રામતીર્થ અત્યંત પ્રેમથી વારંવાર વાપરે છે, તે બહુ વિસ્તૃત અર્થવાળો શબ્દ છે. તેઓ તત્ત્વજ્ઞાન અથવા ધર્મની કોઇ પણ શાખા અથવા મતને અનુસરીને તેને સંકુચિત અર્થમાં વાપરતા નથી. બેશક આ શબ્દ તેમને ઘણોજ પ્રિય હતો અને જો કે તેઓ હંમેશાં ખુશીથી તે શબ્દનું નામ બદલતા હતા, તોપણ તે શબ્દનો જે અર્થ પોતે કરતા તે અર્થને તેઓ કદી પણ બદલતા નહિ. આ સત્યદર્શી મહાત્માને ગુલાબના નામ સાથે કાંઇ લેવાદેવા હતી નહિ. માત્ર તે ગુલાબ હોવું જોઇએ અને તેની સાથે તેની સુવાસ હોવી જોઇએ, એજ તેમનું લક્ષ હતું. તેમના ઉપદેશો સમજવાને અને એની કિંમત જાણવાને માટે આપણને આધ્યાત્મિક ગહનતાના ગૂંચવાડાભર્યા માર્ગો ગ્રહણ કરવાની જરૂર પડે તેમ નથી; કારણકે સ્વામી રામતીર્થ આપણી સાથે દિવસના શુભ્ર પ્રકાશમાં ચાલે છે અને આપણને અરુણોદય, ગુલાબનું સૌંદર્ય તથા મોતી જેવાં ઝાકળનાં બિંદુઓ પરથી વેદાંતનું શિક્ષણ આપીને આશ્ચર્યચકિત કરી નાખે છે. આપણે તેમની સાથે ચાલતાં ચાલતાં આનંદી પક્ષીઓના કલરવમાં, વરસાદનાં ઝાપટાંઓમાં અને મનુષ્ય તથા પશુપક્ષીઓનાં શ્વાસોચ્છ્વાસમાં તેમના ઉપદેશામૃતનો પ્રતિધ્વનિ સાંભળીએ છીએ. પ્રાતઃકાળના પુષ્પવિકાસમાં તેઓ બાયબલને ખુલ્લું થયેલું જુએ છે; સંધ્યાકાળે નક્ષત્રોના પ્રકાશમાં તેઓ વેદનો

પ્રકાશ થયેલો નિહાળે છે; જીવનના વિવિધ રંગોથી રંગાયલા સજીવન અક્ષરોમાં તેમનું કુરાન લખાયલું છે.

કાળ ને વિચાર તે મુજ હજુરના સર્વે અહો,
કે જેમણે નિજ કાર્ય કીધું યોગ્ય રીતે તે જુઓ;
માટી, ગ્રેનાઇટ, શંખલાવતી પૃથ્વીનાં પડ દૃઢ કર્યાં,
પછી પાણી લઈ બધું ત્યાં ભર્યું ને સાગરો ઊછળી રહ્યા.

મનુષ્યના હૃદયરૂપી કમળની પાંખડીઓમાં તેમના સત્યની પ્રતીતિ થતી. તેમની દૃષ્ટિએ પ્રત્યેક પુરુષ અને સ્ત્રીના શરીરમાં વેદાંતના અર્થો સ્પષ્ટ રીતે જણાતા હતા. દરેક ઉન્નત થતી પ્રજામાં વેદાંતના સત્યનું વ્યાપકપણું તેઓ અનુભવતા. દરેક અધઃપતન પામતી પ્રજામાં વેદાંતનાં સત્યનો અભાવ તેઓ જોતા. પ્રત્યેક વીર પુરુષ એ વેદાંતનો સાક્ષાત્ પ્રકાશ છે એમ તેઓ માનતા. દરેક સાધુપુરુષ એનું એજ વેદાંત વ્યક્ત કરે છે એવી તેમની દૃઢ માન્યતા હતી. દરેક કવિએ તેનાજ મહિમાનું આસ્વાદન કર્યું છે એવી એમની દૃઢ શ્રદ્ધા હતી. સુખી અને આનંદિત ચહેરો જોઇને 'રામ' તેને વેદાંતી ચહેરો કહેતા અને એવા ચહેરામાં તેમને ભાવ ઉપજ્યા વિના રહેતો નહિ. કોઇ પણ વિજયી માણસને 'રામ' જોતા ત્યારે તેને તેઓ વ્યાવહારિક વેદાંતી કહેતા. જાપાનીઓની દિનચર્યાનું તેઓ અવલોકન કરતા અને તેઓ વેદાંતના અનુયાયી છે એમ કહેતા. આલ્પ્સ અને બીજા મોટા પર્વતો ચડી જવામાં અને નાયગરાના ધોધના જોસથી વહેતા પ્રવાહને તરી જવામાં અમેરિકનો જે સાહસ અને પરાક્રમ બતાવતા, તેઓમાં વેદાંતના સિદ્ધાંતનો આવિર્ભાવ છે, એમ 'રામ' કહેતા. વૈજ્ઞાનિક શોધને માટે કેટલાક માણસો પોતાના શરીરનું વિવિસેકશન (કોઇક શારીરિક શોધને માટે પોતાના જીવંત શરીરને ચિરાવવું તે) કરાવવા તૈયાર થયા છે એવી ખબર જ્યારે તેઓ વાંચતા, ત્યારે તેઓ પોતાના તત્ત્વજ્ઞાનનો પૂર્ણ સાક્ષાત્કાર થયેલો ગણતા. આવે પ્રસંગે તેઓનું મુખકમળ પ્રફુલ્લિત થતું, તેમનાં નેત્રો અશ્રુથી પૂર્ણ થતાં અને તેઓ કહેતા કે, "આ ખરેખર સત્યનીજ ઉપાસના છે." વાસ્તવિક પ્રજાસત્તાક રાજ્યના અને વાસ્તવિક સામાજિક તંત્રના આધુનિક સિદ્ધાંતોમાં 'રામ' પૂર્વના વેદાંતનો અંતિમ વિજય અનુભવતા.

મનુષ્ય અને કુદરતના મૂળસ્વરૂપ આંતરઐકયતાના સત્ય ખડક ઉપર ઊભા રહીને તેઓ કહે છે કે, "જેઓ પ્રેમની સર્વવ્યાપક એકતાનો સાક્ષાત્કાર કરે છે, તેઓજ માત્ર જીવનનો ખરો આનંદ અનુભવે છે. પોતાના આત્માની અંદર સર્વ ભૂતપ્રાણીઓને જોવાં અને સર્વ ભૂતપ્રાણીઓની અંદર પોતાના આત્માને જોવો, એનું

સામજ ખરૂં જોવું છે. જોવાની આવી દૃષ્ટિ પ્રાપ્ત થયા વિના અતિ ઉન્નત પ્રેમ અથવા આકર્ષણનો આવિર્ભાવ અને આનંદપ્રદ સૌંદર્યોની પ્રતીતિ થતી નથી. તેઓ પ્રશ્ન કરે છે કે, એવો પ્રેમ અથવા આકર્ષણ વિના માનવજીવનની સાર્થકતાજ શું છે? આવી વાસ્તવિક દૃષ્ટિ ધરાવનાર કોઈ પણ મનુષ્યને આ સ્થૂળદેહ અને મનથી પર ભૂમિકામાં ઊંચે ચડતો જ્યારે તેઓ જુએ છે, ત્યારે તેઓ જાણે આકાશમાં મેઘધનુષ્ય જોતા હોય તેવી રીતે ઉલ્લાસમાં કૂદે છે. તેમની દૃષ્ટિએ વેદાંત એ માત્ર એક પ્રકારનો બુદ્ધિવાદ નથી; પરંતુ વેદાંત એટલે તો પવિત્ર કુંડમાં અપાતું દેહનું અને મનનું ગંભીર તથા પુનિત બલિદાન છે. તત્ત્વજ્ઞાન અને તર્કશાસ્ત્રના ગ્રંથો અને તેમાંનાં વચનો તથા વિદ્વત્તા તેમજ અલંકારશાસ્ત્ર એ સર્વથી બુદ્ધિ પોષાય છે અને વૃદ્ધિ પામે છે; પરંતુ આ સાધનથી કોઇને પણ 'રામ'ના વેદાંતનો સાક્ષાત્કાર થઇ શકે એમ નથી. શરીર અને મનમાંથી અહંતા–મમતાનો ખરેખરો અને વ્યાવહારિક ત્યાગ જ્યારે થઇ શકે છે, ત્યારેજ આત્મામાં પ્રેમનો અગ્નિ પ્રજ્વલિત થાય છે. શરીર અને તેના દરેક ભાગનો જ્યારે એ પ્રેમના યજ્ઞમાં ખરા મનથી ભોગ આપવામાં આવે છે અને જ્યારે એ પ્રેમના કુંડમાં મનનો પણ બલિ આપવામાં આવે છે, ત્યારેજ મનુષ્યના આત્મામાં રહેલાં દ્વાર ખુલ્લાં થઇ જાય છે. જ્યાં કોઇ પણ જાતનો ધ્વનિ નથી, જ્યાં સૂર્ય અને ચંદ્ર વિશીર્ણ થઇ જાય છે, જ્યાં સર્વ વિશ્વ સ્વપ્નવિલાસ સમાનજ થઇ અનંત સ્વરૂપમાં મળી જાય છે, ત્યાં 'રામ'ના વેદાંતજીવનનો નિવાસ છે. એ ઉચ્ચસ્થાને રહીને તેઓ આપણને પોતાની પાસે લેવાને માટે નિસરણી નીચે ઉતારે છે અને નીચે રહેલા જગતના દેખાવોને પોતાની પ્રેમમય–દયામય દૃષ્ટિથી નિહાળે છે. એ ઉચ્ચ સ્થાનમાં અખૂટ શાંતિ પ્રસરી રહેલી હોય છે. એ સ્થાનને પ્રાપ્ત થનાર મનુષ્ય બ્રહ્મમય–બ્રહ્મમાં લીન થઇ જાય છે. મનુષ્ય જ્યારે એ બ્રહ્મમયી અવસ્થામાંથી કંઇક ઉત્થાનની–કંઇક ઊતરતી દશામાં આવે છે ત્યારેજ માત્ર તે સઘળા વાદવિવાદોને પોતાની આસપાસ જુએ છે અને મંદ મંદ હસ્યા કરીને દ્રશ્યમાન થતા પ્રાણીપદાર્થોને કહે છે કે, "તું રમ્ય છે, તું પવિત્ર છે. **तत्त्वमसि**–(તું તે છે.)"

જ્યાં સૂર્ય શશિ નથી ભાસતા, જ્યાં નાદ પ્રાણ સમી જતા,<br>
ત્યાં સર્વનું જીવન રહ્યું છે, મિષ્ટ આત્મસમાધિમાં;<br>
ત્યાં ઇશ નહિ, નહિ માનવી, ત્યાં વિશ્વ કે દ્રષ્ટા નહિ,<br>
ત્યાં દિવ્ય ઘન શાંતિ અને જ્યોતિ વિના બીજું નહિ.

# ग्रंथसेवननो महिमा

**यस्यास्ति सद्ग्रंथविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥**

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાંચવા વિચારવાનું સદ્ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના ( લક્ષ્મીના–સ્ત્રીના ) શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે ?

"પુસ્તકો પ્રત્યેનો સ્નેહ એ ઇશ્વરી રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે."

"ખરાબ ચોપડીઓનું વાચન, એ તો ઝેર પીવા સમાન છે."

"મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે, તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે."

"લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં અને આટલાં આટલાં વાંચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનાર મનુષ્યમાં શું તફાવત ?"

"ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાનવિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરી સાધન વાચન હોવાથી જે ઘરમાં સારાં પુસ્તકો નથી તે ઘર, ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતાં મુડદાંઓને રહેવાની ઘોરજ છે."

"ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તોપણ એ ગ્રંથોજ માનસવાણીથી તમને કહેશે કે, 'અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લો અને વાપરો, એટલે તમારૂં કલ્યાણ થશે.' શું આ માનસવાણી ઓછી કિંમતી છે ?"

"તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાંચો તેમજ સારૂં. ગીતાજી વાંચો, વેદાંતનાં બીજાં પુસ્તકો વાંચો; કેમકે તેની આખા જીવન સુધી જરૂર છે."

**—સ્વામી વિવેકાનંદ**

"મને પુસ્તકો વાંચવાથી જેવો આનંદ મળે છે તેવો આનંદ આ જગતમાં બીજા કોઇ પણ કામમાં નથી મળતો. × × × માતૃભાષામાં વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રચાર થયા વિના કોઇ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીય ભાવના (સ્વદેશપ્રીતિ) પણ મેળવી શકાતી નથી. × × × બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં છે. પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજું કોઇ પણ એવું સુખ તમે નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં રહેલું ન હોય. × × × સાહિત્ય–ઉદ્યાનના ચતુર માળી થવાનું સુભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા જેનું મન સદૈવ સાહિત્ય-

સરોવરનાં કમળોની મધુર સુગંધથી મસ્ત બનવા લાગ્યું હોય, તેને તો સાહિત્ય સિવાયનાં સ્વર્ગીય સુખો પણ તુચ્છજ લાગે છે."—બંકિમચંદ્ર

"ગરીબોને દરિદ્રતામાંથી છોડાવવાની, દુ:ખીઓનાં દુ:ખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની અને માંદાંઓનું દર્દ ભુલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઇ ચીજમાં નથી." —માર્ડન

"બંધુઓ ! સારાં પુસ્તકો એટલે શું એ તમે જાણો છો ? સારાં પુસ્તકોની કિંમત તમે સમજો છો ? ભાઈ ! હજી આપણે એ નથી સમજતા. જો સમજતા હોઇએ તો આપણી હાલત આવી ન હોય. મને તો લાગે છે કે, જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે ને પુસ્તકો તે લાભ લઈ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ તે પુસ્તકો છે; જ્ઞાન એ સોનાની ખાણ છે અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સિક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવા લાયક મકાનો છે; જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો તે રોટલા છે; જ્ઞાન તે મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણી ભરેલાં માટલાં છે; જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનીય દેવો છે." —સ્વ૦ પઢિયાર

"પુસ્તકોમાં હું ગૂંથાયેલો રહી શકતો, તેથી મને બે માસ વધારે જેલ મળત; તોપણ હું કાયર થાત નહિ; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઊલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે. × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે અંતર્વિચાર પણ કરી શકશો." —મહાત્મા ગાંધીજી



સ્વામી રામતીર્થ અમેરિકામાં વ્યાખ્યાન આપે છે

# स्वामी रामतीर्थ

## (એમના સદુપદેશ)

## ग्रंथ १ लो

## आत्मकृपा

### શ્રેયસ્ અને પ્રેયસ્

'શ્રેયસ્ અને પ્રેયસ્ જુદાં જુદાં છે' એવું શ્રુતિવાક્ય છે. શ્રેયસ્ એક ઉપદેશ કરે છે, પણ પ્રેયસ્ પ્રાણીને બીજી તરફ ખેંચે છે. શ્રેયસ્ કહે છે કે, 'આપી દે, ત્યાગ કર,' પણ પ્રેયસ્ કહે છે કે 'લે, લઇ રાખ, એ તારો હક છે.' જગતમાં હક બજાવવો સહેલો છે; પરંતુ ધર્મ બજાવવો મુશ્કેલ છે. વસ્તુસ્થિતિનો બરાબર વિચાર કરીશું તો બીજનો વૃક્ષ સાથે જે સંબંધ છે, તેજ સંબંધ ધર્મ અને વાસના વચ્ચે છે. આશ્ચર્ય તો એજ છે કે, સૌ કોઇ ફળ ખાવા ઇચ્છે છે; પરંતુ બીજ રોપવાને અથવા તેને પાણી પાઇ પોષવાને–ધર્મ બજાવવાને કોઇ તૈયાર હોતું નથી. ઈશ્વરી નિયમ એવો છે કે, 'આપણે જો આપણા કર્તવ્યને વળગી રહીશું તો આપણા હક અને અધિકાર એની મેળેજ આપણી પાસે આવશે;' અને જો આપણે તેમ ન કરતાં આપણા હકોનેજ ઇચ્છયા કરીએ તો બીજાના મોં સામું જોઇ બેસી રહેવાનું દુર્ભાગ્યજ આપણને પ્રાપ્ત થાય છે અને આપણા હકો નાબૂદ થાય છે.

## ત્રણ પ્રકારની કૃપા

કર્તવ્ય અથવા ધર્મ ચાર પ્રકારના છે. પ્રથમ કર્તવ્ય ઈશ્વર સંબંધી, બીજું પ્રાણીમાત્ર સંબંધી, ત્રીજું દેશ સંબંધી અને ચોથું પોતાની જાત સંબંધી. એ ચારે કર્તવ્યનો જે એક કર્તવ્યમાં સમાવેશ થાય છે તે કર્તવ્ય પોતાની જાત પ્રત્યેનું છે. જેઓ પોતાની જાતપ્રત્યેનું ઋણ પૂરેપૂરું પતાવે છે, તેનાં બાકીનાં ત્રણે ઋણ આપોઆપજ અદા થઇ જાય છે.

કૃપા ત્રણ પ્રકારની છે. ૧ ઈશ્વરકૃપા, ૨ ગુરુકૃપા અને ૩ આત્મકૃપા. જેના ઉપર ગુરુકૃપા થાય છે, તેનાજ ઉપર ઈશ્વરકૃપા થાય છે; અને જેના ઉપર આત્મકૃપા થાય છે તેને જ ગુરુકૃપાનો લાભ મળી શકે છે. દાખલા તરીકે, એક વિદ્યાર્થી નિશાળે જાય; પરંતુ જો તે પોતાનું કર્તવ્ય બરોબર બજાવે નહિ તો તેના ઉપર કદી ગુરુકૃપા થતી નથી; પણ જો તેજ છોકરો પોતાના પાઠ બરાબર તૈયાર કરે, તો ગુરુકૃપા એની મેળેજ એના ઉપર થશે; અને ગુરુકૃપા થતાં ઈશ્વરકૃપા પણ સહુજે આવી મળશે.

## આત્મસેવા અને લોકસેવા

**જેણે આત્મસેવા કરી નથી તેનાથી દેશસેવા થઈ શકતી નથી.** જે પોતાની જાતના હક પણ મેળવી શકતો નથી, તે દેશસેવામાં શું ઉકાળવાનો હતો? જેણે એકાદ શાસ્ત્રનું પણ અધ્યયન કર્યું નથી, એકાદ કળાનું જેને ઉત્તમ જ્ઞાન નથી, જેણે કોઈ પણ બાબતમાં પ્રવીણતા સંપાદન કરી નથી કે કોઇ પણ હુન્નરઉદ્યોગમાં નિપુણતા મેળવી નથી, એવો માણસ આખા દેશનો આગેવાન થવાની બડાઇ મારે તેથી શું દેશનું કલ્યાણ થઇ શકશે કે? જેનામાં સત્ય ભરેલું છે, તેવા માણસે કોઇ પણ બાબતમાં પ્રવીણતા મેળવી ન હોય તોપણ તે એક યા બીજા પ્રકારથી દેશસેવા કરી શકશે એ વાત ખરી છે. કોલસા બળીને, લાકડાં કપાઇને અને વહાણો માણસોને પોતાની છાતી પર ઊંચકી જઇને પણ દેશસેવા કરી શકે છે; તો શાસ્ત્રો ન ભણેલો અથવા હુન્નરકળા ન શીખેલો પ્રમાણિક મનુષ્ય દેશસેવા કેમ ન કરી શકે? વળી પ્રમાણિક માણસને કળાહીન પણ શી રીતે કહી શકાય? કારણકે પ્રમાણિકપણું પણ એક ઉત્તમ કળાજ છે. મનુષ્યે જેટલા પ્રમાણમાં પોતાની જાત પ્રત્યેનું કર્તવ્ય બજાવીને પોતાની આ-

ધ્યાત્મિક અથવા માનસિક યોગ્યતા વધારી હશે, તેટલા પ્રમાણુ-માંજ તે સમાજનું ગાડું ઉન્નતિને માર્ગે ઘસડી શકશે. એવો મનુષ્ય પોતાના સુધારાની બડાઇઓ ન હાંકે અથવા પોતાની દેશ-સેવાના ઢોલ ન પિટાવે તોપણુ ફક્ત તેને જોઇને અથવા તેનું સ્મરણુ કરીને પણુ લોકો ઉત્સાહિત બને છે અને “ આપણે પણુ એના જેવી યોગ્યતા મેળવીએ ” એવી લાગણી તેમને થઇ આવે છે.

## सर आइझेक न्यूटननुं अने गंगोत्री पहाडना बनावनुं दृष्टांत

જગત ઉપર ઉપકાર કરવાનો સર આઇઝેક ન્યૂટનના મનમાં ખ્યાલ પણુ નહોતો. જેમ પતંગિયું દીવા તરફ ખેંચાઇ દોડી જાય છે તેમ તે જ્ઞાનની પાછળ પડ્યો હતો. તેણે પોતાને ખાતરજ પોતાનું કર્તવ્ય બજાવીને આત્મકૃપા મેળવી અને એવી રીતે તે જગતનો કલ્યાણકર્તા થયો. સપાટ ભૂમિ ઉપર ઊભેલો મનુષ્ય થોડે દૂર સુધી જ જોઇ શકે છે અને તેનો અવાજ થોડા લોકો જ સાંભળી શકે છે; પરંતુ એકાદ ઊંચા મિનારા ઉપર અથવા પહાડના શિખર ઉપર તે ઊભો રહે તો તેનો અવાજ ચોતરફ ઘણે દૂર સુધી સંભળાય છે. એક વખત ‘રામ’ની સાથે કેટલાક લોકો ગંગોત્રીના પર્વત ઉપર આવ્યા હતા. રસ્તો ભૂલી જવાથી આડ માર્ગે જતાં કાંટાવાળાં ઝાંખરાંથી તેમનાં શરીર સોરાયાં હતાં. એક જણુ બીજાને બોલાવે તો સંભળાય તેમ નહોતું. છેવટે ઘણી મહેનતે ‘રામ’ શિખર ઉપર પહોંચ્યો અને બધાને બૂમ પાડી બોલાવ્યા ત્યારે આવ્યા. આ પ્રમાણે જ્યાંસુધી આપણે નીચે પડ્યા છીએ ત્યાંસુધી આપણી બૂમ કોઇ સાંભળી શકશે નહિ. ઉચ્ચ સ્થાને જઇને બીજાઓને બોલાવીશું તોજ તે એકે એક જણુને સંભળાશે. આ સામેનું મેજ ખસેડવું હોય તો પેલી બાજુએથી કિંવા વચ્ચેથી હાથ ઘાલી જોર કરવાથી તે હાલશે નહિ; પરંતુ આપણી નજીકની બાજુએથી પકડવાથી તે સહેલાઇથી ખસેડી શકાશે. મનુષ્યનો જગતની સાથે પણ એવોજ સંબંધ છે. સર્વ મનુષ્યો દરેક મનુષ્યના અવયવરૂપી છે; કેમકે સર્વની ઉત્પત્તિનું મૂળ એકજ છે.

## जगतने सुधारवानो अने चकित करी नाखवानो उपाय

આખા જગતને ચકિત કરી નાખી તેને દોરવવાની જો તમારી ઇચ્છા હોય તો જગતના સૌથી મોટા અને પાસેના ભાગરૂપ

તમારા આત્માને પ્રથમ ઢંઢોળીને જાગ્રત કરો. તમે તમારા આત્માને ઢંઢોળશો તો આખી દુનિયા ઢંઢોળાશે. ન ઢંઢોળાય તો હું જવાબદાર છું! **જેટલે અંશે આપણે આપણી જાતને હલાવીએ એટલે અંશેજ આપણે જગતને ખળભળાવી શકીએ.** કેટલાક લોકો જગતમાં સુધારો કરવાને માટે રાત-દિવસ હજારો યત્ન કર્યા કરે છે; પરંતુ તેમનાથી કંઇજ થઇ શકતું નથી; તેમના નામની લોકો સંસ્થાઓ સ્થાપે છે અને અનેક સુધારાઓ અમલમાં મૂકે છે. દાખલા તરીકે બુદ્ધ, શંકરાચાર્ય, નાનક, સ્વામી દયાનંદ સરસ્વતી વગેરે. એનું કારણ શું? કારણ એજ કે એ મહાત્માઓએ બીજાઓને સુધારવા નીકળવા પહેલાં પોતાની જાતને સુધારી હતી—ઉચ્ચ પ્રકારની બનાવી હતી.

ગ્રીસ દેશમાં આર્કિમિડીઝ કરીને એક મોટો ગણિતવેત્તા થઇ ગયો છે. તે એમ કહેતો કે, “થોડી શક્તિથી પણ આખી પૃથ્વીને હું હલાવી શકીશ; પરંતુ ફક્ત પૃથ્વીની બહાર ઊભા રહેવા માટે મને થોડીક સ્થિર જગ્યા અને મદદને માટે લાંબો સરખો એક દાંડો મળવાં જોઇએ.” તે બિચારાને તો એવી સ્થિર જગ્યા મળી નહિ; પરંતુ ‘રામ’ કહે છે કે, “**જેના ઉપર ઊભા રહીને આખી પૃથ્વીને હલાવી શકાય એવું સ્થાન તમારો આત્મા જ છે!** ત્યાં જઇને—**પોતાના સ્વરૂપમાં સ્થિત થઇને—જે પણ હિલચાલ આપણે કરીશું તે** આખા જગતને હચમચાવી મૂકશે.”

જ્યારે કોઇ જગ્યાની હવા સૂર્યના તાપથી પાતળી થઇને ઊંચે ચઢે છે, ત્યારે તે ખાલી જગ્યા ભરી દેવાને માટે ચારે બાજુની હવા એની મેળેજ દોડી આવે છે અને એથી કોઇ કોઇવાર તો વાવાઝોડું પણ થાય છે. એવીજ રીતે **જ્યારે એક મનુષ્ય ઈશ્વરી પ્રકાશરૂપ ઉષ્ણતાથી તપ્ત થઇને ઉન્નત થાય છે, ત્યારે તેની ઇચ્છા હોય કે ન હોય તોપણ તે જગતના લોકોની ઉન્નતિનું નિમિત્ત થઇ પડે છે.**

## एक मुसलमान जिज्ञासुनुं दृष्टान्त

આપણી જાત પ્રત્યેના કર્તવ્યમાંજ ઈશ્વર પ્રત્યેનું કર્તવ્ય આવી જાય છે. મુસલમાનોમાં એક દંતકથા છે કે એક મનુષ્ય ઈશ્વરની શોધ કરતો હતો અને તેને માટે ચોતરફ તે અત્યંત

પ્રેમથી દોડતો હતો. તેનો ઉદ્દેશ એ હતો કે ઈશ્વરકૃપાથી પોતાને કોઇ પૂર્ણ જ્ઞાનીનાં દર્શન થાય અને તેના સમાગમ વડે અંતઃકરણની ઝંખના શાંત થઇ ચિત્ત સ્વસ્થ થાય. દોડાદોડમાં આખરે નિરાશ થઇને તે એક જંગલમાં જઇને બેઠો અને તેણે નિશ્ચય કર્યો કે હવે કાંઇ ખાવુંપીવું નહિ અને અહીંજ મરી જવું.

"બૈઠે હૈં તેરે [1]દરપે, તો કુછ કરકે ઉઠેંગે;
યા [2]વસ્લ ભી હો જાયગા, યા મરકે ઉઠેંગે."

ઉપલેજ પ્રસંગે તે સમયનો જુનૈદ નામનો એક પ્રખ્યાત પૂર્ણ જ્ઞાની મહાત્મા પોતાના ઘોડાને પાણી પાવાને જતો હતો. ઘોડાએ હઠ કરવા માંડી અને તે કેમે કર્યો આગળ વધતો ન હતો. ઘોડાને આમ અટકતો અને પાછો ફરતો જોઇને જુનૈદે ધાર્યું કે આમાં પણ કાંઇક ઈશ્વરી સંકેત હોવો જોઇએ. છેવટે ઘોડાને જલાશય તરફ હાંકવાનો પ્રયત્ન છોડી દઇને તે બોલ્યોઃ "**જ્યાં જવું હોય ત્યાં ચાલ. ચોતરફ મારાજ ઈશ્વરનો પ્રદેશ છે. મારોજ સર્વ દેશ છે.**" ઘોડો એ પછી દોડતો દોડતો પેલા જંગલમાં જ્યાં પેલો બિચારો ઈશ્વરને શોધનારો મનુષ્ય ઈશ્વરના ચિંતનમાં લીન થઇ પડ્યો હતો ત્યાં જઈ ચઢ્યો. જુનૈદે ઘોડા ઉપરથી ઊતરી તે માણસ પાસે જઇ તેનો વૃત્તાંત પૂછ્યો અને તેના અલ્પ સમયના સમાગમથી પણ પેલો મુમુક્ષુ આનંદ પામ્યો. જ્યારે જુનૈદ ઊઠ્યો અને પાછો જવા લાગ્યો ત્યારે પેલા મુમુક્ષુને એણે કહ્યું કે, "જો હજી પણ કોઇ સમયે તને અડચણ આવે અને સલાહની જરૂર પડે તો બગદાદ શહેરમાં આવજે. મારૂં નામ જુનૈદ છે. ગમે તેને પૂછજે એટલે મારૂં ઘર તને બતાવશે."

ઈશ્વરભક્તિથી મસ્ત થયેલો પેલો મુમુક્ષુ બોલ્યોઃ "હવે મને સર્વ ભેદ સમજાયો છે. હવે તમારી પાસે આવવાની મને કંઈ જરૂર રહી નથી; છતાં જો જરૂર પડશે તો આજનીજ પેઠે તું અથવા બીજો ગમે તે ઈશ્વરેચ્છાથી અહીંયાં ખેંચાઇ આવશે."

"અસર જબ ઉલ્ફતમે હૈ તો, ખીંચકર આહી જાયેંગે;
હમે પરવા નહીં ઉસસેં, અગર વહ રૂસ બૈઠે હૈં."

અર્થાત્ પ્રેમમાં જો આકર્ષણશક્તિ હશે તો પ્રિય એની મેળે-

૧ દ્વાર પર. ૨ દર્શન–મેળાપ.

જ ખેંચાઇ આવશે. મારાથી તે રિસાઇને બેસશે તોપણ મને દરકાર નથી. ધન્ય છે આધ્યાત્મિક પ્રેમના જાદૂ ! ધન્ય છે તને !

"બેહૂદહ ચરા દરપયે ઉમો ગરદી;
બિનશીં અગરઉ ખુદાસ્ત ખુદ મીઆયદ."

અર્થાત્ તું ફોકટ એની પાછળ શા માટે ફરે છે? શાંત બેસી રહે. જો એ ઇશ્વિર (સર્વજ્ઞ, સર્વશક્તિમાન) હશે તો એની મેળેજ આવશે.

"ઇશ્ક અવ્વલ દર દિલેં માશૂક પૈદા મીશવદ;
તાન સોજદ શમઅ કૈ પર્વાન શેદા મીશવદ."

અર્થાત્ પ્રેમ પ્રથમ માશૂકના અંતરમાં ઉત્પન્ન થાય છે. દીવો સળગ્યા સિવાય પતંગ શી રીતે ખેંચાઇ આવે?

"ગિર્દ ખુદગર્દ ગની ચન્દ કુની તીફે હરમ;
રાહબરે નેસ્ત દરીં રહની અજીં કિબલાનુમા."

અર્થાત્ હે ગનિ! તું કેટલાં તીર્થ ફરીશ? **તારી પોતાનીજ આસપાસ ફર;** કારણકે **તારા આત્મા કરતાં તારા માર્ગનો વધારે હોશિયાર બીજો કોઇ ભોમિયો નથી.**

આત્મકૃપાનું સામર્થ્ય એવું છે; છતાં "એ મારા નસીબમાંજ નથી." "ઇશ્વિરની મરજી," "આજકાલ ગુરુજ મળતા નથી;" "સત્સંગ મળતો નથી," "દુનિયા બડી ખરાબ છે," ઇત્યાદિ ઉદ્ગારો આપણોજ પ્રમાદ દર્શાવે છે.

"કૈસે ગિલે રકીબકે, કયા તઅન અકરૂબા;
તેરાહી દિલ ન ચાહે, તો બાતેં હજાર હૈ."

અર્થાત્ પ્રતિસ્પર્ધી અથવા પાડોશી નિંદા કરે છે એવું શા માટે કહે છે? તારા હૃદયમાં મારી ચાહનાજ નથી એટલે પછી બતાવવા માટેનાં એવાં બહાનાં તો હજારો છે.

## નામદેવનું દૃષ્ટાંત

ધ્રુવ, પ્રહ્‌લાદ, અભિમન્યુ ઇત્યાદિ નાના છોકરાઓએ પણ ઇશ્વિરભક્તિ કરીને ભગવદ્દર્શન કરેલું તે તમે સાંભળ્યુંજ હશે. નામદેવ નામના એક છોકરાએ પોતાના બાપને વિઠ્ઠલની પૂજા કરતાં જોયો અને તેને પણ પૂજા કરવાનું મન થયું. તે પણ ધીમે

ધીમે 'વિઠ્ઠલ, વિઠ્ઠલ' એવો જપ કરવા લાગ્યો. તેના મનમાં શાલિગ્રામની પ્રતિમા એજ માત્ર ખરો વિઠ્ઠલ (ઈશ્વર) હતો. જ્યારે તેને લાગ મળે ત્યારે તે પૂજાની ઓરડીમાં શાલિગ્રામની મૂર્તિ પાસે જઇને પ્રેમથી અને આનંદથી કહેતો કે, "હં! આજ ઠીક લાગમાં આવ્યા છો, વિઠોબા!" પરંતુ તેનો બાપ વિઠ્ઠલની મૂર્તિની તેને પૂજા કરવા દેતો નહોતો. એક દિવસ તેના બાપને પરગામ જવું પડતાં આ ભાઇએ હર્ષઘેલા થઈ જઇને કહ્યું: "તમે ગામ જાઓ છો એટલે વિઠોબાની પૂજા હું કરીશ."

બાપ બોલ્યો: "ઠીક, પણ સવારે દાતણ પણ કર્યા પહેલાં તો તું ખાવાનું માગે છે! તારા જેવો નાદાન છોકરો તે દેવની પૂજા શું કરવાનો હતો? પૂજા કરવાની હોંશ હોય તો દેવને જમાડીને પછીજ પોતે જમવું જોઇએ." એમ કહી બાપ ગામ ગયો.

આ હર્ષઘેલા છોકરાને રાત્રે ઊંઘ પણ ન આવી. તે રાતમાં જ ઊઠી ઊઠીને પોતાની માને પૂછવા લાગ્યો કે, "પરોઢિયું થયું? સવાર ક્યારે પડશે મા? હું વિઠોબાની પૂજા ક્યારે કરૂં?" વહાણું વાતાંજ છોકરો નદીએ જઇ સ્નાન કરી આવ્યો; એટલે તેની માએ દેવને નીચે ઉતારી આપ્યા. મૂર્તિને તરભાણાના પાણીમાં ડુબાડીને તેણે એકદમ બહાર કાઢી અને તરત આસન પર મૂકી દઇ પોતાની માને તે કહેવા લાગ્યો કે, "મા! જલદી દૂધ લાવ. વિઠોબા નહાઇને બેઠા છે. તેમને બહુ ભૂખ લાગી છે."

તેની માએ આણી આપેલા દૂધનો પ્યાલો દેવ સામે મૂકીને તે કહેવા લાગ્યો કે, "ભગવાન દૂધ પીઓ." દેવે દૂધ પીધું નહિ. છોકરે આંખો મીંચી ધીમે ધીમે ગણગણવું શરૂ કર્યું અને "રામ રામ, વિઠ્ઠલ વિઠ્ઠલ" એમ બોલવા લાગ્યો. તેના મનમાં ખાતરી હતી કે મારી આ ભક્તિથી પ્રસન્ન થઇને દેવ જરૂર દૂધ પીશે. વચ્ચે વચ્ચે તે ધીમે રહીને આંખો ઉઘાડે અને ગુપચુપ દેવ દૂધ પીએ છે કે નહિ તે જુએ. આ પ્રમાણે ઘણી વાર સુધી તેણે "રામ રામ, વિઠ્ઠલ વિઠ્ઠલ"ના જપ કર્યા, પણ દેવે તો દૂધબૂધ કાંઇ પીધું નહિ; તેથી છેવટે કંટાળી જઇને તથા ભૂખ તરસ અને રાતના ઉજાગરાથી થાકીને બિચારો નામદેવ રડવા લાગ્યો. તેનાં રૂંવા ખડાં થયાં; કંઠ રૂંધાઇ ગયો; ડૂસકાં ઉપર ડૂસકાં ભરવા લાગ્યો; હોઠ સુકાઇ ગયા અને "હાય! અરે

વિઠોબા! આજ તારૂં હૃદય આવું પથ્થર જેવું કેમ થઇ ગયું છે? હું છોકરૂં છું તેટલા માટે શું તું દૂધ પીતો નથી? મારા જેવા ગરીબ ભોળા છોકરાથી પણ રિસાય છે કે?" આમ બોલવા લાગ્યો.

"સીમીબરી તો જાના લોકન દિલે તો સંગસ્ત;
દરસીમ સંગ પિનહા દીદમ ન દીદા બૂદમ."

અર્થાત્ અય માશૂક! તારૂં શરીર ચાંદીનું છે, પરંતુ હૃદય તો પથ્થરનું છે. ચાંદીના શરીરમાં પથ્થરનું હૃદય મેં આજ સુધી નહોતું જોયું! પણ આવા ચાંદીના શરીરમાં પથ્થરનું અંતઃકરણ તે આવ્યું ક્યાંથી?

બિચારો છોકરો રડી રડીને થાક્યો. આંખોમાંથી આંસુઓની ધારા વહેતી હતી અને છેવટે તેને મૂર્છા આવી. આડોશી-પાડોશી એકઠાં થયાં અને મોં ઉપર પાણી છાંટયું. જ્યારે તેને શુદ્ધિ આવી ત્યારે સૌએ સમજાવવા માંડ્યો કે, "ભાઇ, તું દૂધ પી, દેવ દૂધ ન પીએ; તે તો વાસનાનાજ ભૂખ્યા હોય છે."

"ઇશ્વરને પણ છેતરાય" એવી અક્કલ એ છોકરામાં હજુ આવી નહોતી. તે તો સત્યની, પ્રમાણિકપણાની મૂર્તિ હતો. છેવટે હઠ લઇને તે રડવા લાગ્યો અને કહેવા લાગ્યો કે, "જો વિઠોબા દૂધ પીતો નથી તો મારે પણ ખાવાપીવાની કે જીવવાની પરવા નથી." नायमात्मा बलहीनेन लभ्यः–દુર્બળ મનને આત્મલાભ કદી થતો નથી. નાના સરખા નામદેવ! તારામાં કેટલું જોર, કેટલું આત્મબળ છે! એ નાના છોકરાએ આવી રીતે નિશ્ચય કરીને તરતજ એક લાંબી છરી હાથમાં લીધી અને તેને પોતાના ગળા ઉપર મૂકીને બોલ્યોઃ "વિઠોબા! દૂધ પી, નહિતર હું મરૂં છું!"

છરી ગળા પાસે પહોંચતાં જ એકાએક એક ચમત્કાર થયો. ભગવાન વિઠોબા એકદમ મૂર્તિમાન પ્રકટ થયા અને દૂધ પીવા લાગ્યા!

તમે કહેશો કે એ ગપ છે! પણ 'રામ' પૂછે છે કે, "તમારામાં વિશ્વાસ ક્યાં છે?" અમેરિકામાં 'રામે' પાઠશાળા અને દવાખાનાંઓમાં એવા ચમત્કારો નજરે જોયા છે કે વિશ્વાસને બળે–ભાવનાને બળે સામેનું મેજ ઘોડો છે, એમ બતાવી શકાય છે. મનોવિજ્ઞાન શાસ્ત્રના પ્રયોગથી એવા એવા ચમત્કારો પૂર્ણ

સિદ્ધ થયા છે; તો પછી નિષ્પાપ અને પૂર્ણ ભકત નામદેવ પોતાની ભાવનાને બળે પરમેશ્વરને મૂર્તિમંત કેમ ન કરી શકે? પરમેશ્વર સર્વવ્યાપી છે, તોપણ આત્મકૃપા–આત્મશ્રદ્ધા–પૂર્ણ ભાવના એવી વસ્તુ છે કે તેના બળથી ઇશ્વિર સાતમા તો શું પણ ઉપર ચૌદમા લોકમાં હોય તોય શું? નંદનવનમાં, વૈકુંઠમાં, કૈલાસમાં કે તેની પણ પેલી મેર હોય તોપણ શું? ત્યાંથી પણ તેને ખેંચી લાવી શકાય છે.

"થામે હુએ કલેજેકો આઓગે આપસે;
માનોગે તબકિ દિલમેં ભલા કયોં અસર નહીં?"

અર્થાત્ અંતઃકરણને હાથમાં લઇને–કાબૂમાં લાવીને તમે આવશો, એટલે પોતાની મેળેજ માનશો કે તેનામાં કેવો પ્રભાવ છે!

"યહ કૌનસા ઉકદા હૈ, જો વો હો નહિ સકતા,
હિમ્મત કરે ઇન્સાન તો કયા હો નહિ સકતા?
કીડા જરા સા ઔર વહ પથ્થરમેં ઘર કરે,
ઇન્સાન કયોં ન વહ દિલે દિલબરમેં ઘર કરે?"

અર્થાત્ એવો કયો કોયડો છે જે છૂટી ન શકે? મનુષ્ય હિંમત કરે તો શું થઇ નથી શકતું? નાનો સરખો કીડો પણ પથ્થરમાં કોતરીને ઘર કરે છે તો પ્રેમસ્વરૂપ ઇશ્વિરના મનમાં મનુષ્ય કેમ વાસ ન કરી શકે?

હે મનુષ્ય! તારામાં એવું તો અપાર ઐશ્વર્ય અને સામર્થ્ય છુપાયેલું છે કે તેને યોગ્ય રીતે પ્રકટ કરવાથી દેશ, વિશ્વ અને વિશ્વનાથને પણ પ્રસન્ન કરી શકાય છે. **હે શરૂ થતી વસંતના રમણીય પુષ્પ! તું પ્રથમ વિકાસને તો પામ!** તારી જાત પ્રત્યેની આ ફરજ અદા કરવાથી બીજી સર્વ ફરજ એની મેળેજ અદા થઇ જશે અને ક્ષુદ્ર જંતુથી લઇને આકાશમાં ઊડતાં પક્ષીઓ સુધી સર્વ ખુશી થઇ જશે!!

"તુ ખુશી તુ ખુબિઓ કાને ખુશી;
તુ ચીરા ખુદ મિન્નતે બાદાકશી."

અર્થાત્ તું પોતેજ આનંદ છે, તુંજ પૂર્ણ છે અને તુંજ સુખની ખાણ છે; તો પછી સુખી થવાને માટે વિષયોનો બોજો ફોકટ શા માટે તારી જાત ઉપર લાદે છે?

## स्कोट्लैंडनो एक तोफानी छोकरो

એક છોકરો સ્કૉટલૅંડના અનાથાલયમાં હતો. તે તોફાની, હઠીલો અને મસ્તીખોર હતો. એક દિવસ તે અનાથાલયમાંથી નાસી ગયો અને ગામડાંઓમાં ભીખ માગતો માગતો લંડન આવી પહોંચ્યો. ત્યાં એક મોટા પૈસાદાર લૉર્ડ મેયરના બગીચામાં ફરવા લાગ્યો. બગીચામાં એક બિલાડી તેની નજરે પડી. તેને પકડી તેની સાથે તે રમવા લાગ્યો, તથા છોકરાંઓના સ્વભાવ પ્રમાણે અટકચાળાં કરી તેને સતાવવા લાગ્યો. પાસેજ એક ટાવરનું ઘડિયાળ ટનટન કરીને વાગતું હતું. તે સાંભળીને છોકરો પેલી બિલાડીને પૂછવા લાગ્યો કે, "આ પેલું ઘડિયાળ શું બકે છે?"

બિચારી બિલાડી ઘડિયાળના અવાજમાં શું સમજે? છોકરે બિલાડીની વતી પોતે જવાબ આપ્યો કે, "ટન્ ટન્ ટન વિટંગ-ટન્ વિટંગટન (તે છોકરાનું નામ વિટંગટન હતું) ટન ટન ટન્ વિટંગટન્ વિટંગટન—લૉર્ડ મેયર ઑફ લંડન."

અનાથાલયમાંથી નાસી આવેલા આ નાના સરખા છોકરાએ પોતાની ઇચ્છા ક્યાં સુધી પહોંચાડી, એનો જરા વિચાર કરો! ઘડિયાળના અવાજમાં પણ પોતે લૉર્ડ મેયર થશે એવું ગીત તેને સંભળાતું હતું!

એટલામાં મેયર ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો. તેણે આ છોકરાને પૂછ્યું: "અરે! તું કોણ છે અને શું બકે છે?"

છોકરે આનંદથી પણ સ્વતંત્રતાથી જવાબ આપ્યો: "લૉર્ડ મેયર ઑફ લંડન, લૉર્ડ મેયર ઑફ લંડન."

એવડા નાના છોકરા ઉપર કોણ ગુસ્સે થાય? ઊલટું તેનું સ્વચ્છંદી અને તોફાની વર્તન જોઇ લૉર્ડ મેયર ખુશ થયો. એણે પૂછ્યું: "અલ્યા, તું નિશાળે જશે કે?"

છોકરે ઉત્તર આપ્યો: "માસ્તર ન મારે તો વળી જાઉં!"

તે છોકરાને નિશાળે મૂકવામાં આવ્યો. ભણતાં ભણતાં પરીક્ષાઓ પાસ કરીને આખરે તે ગ્રેજ્યુએટ થયો; એટલામાં લૉર્ડ મેયરનો મરણકાળ સમીપમાં આવ્યો. તેને કંઇ ફરજંદ નહિ હોવાથી પોતાની અપાર સંપત્તિનો મોટો ભાગ તે છોકરાને આપીને લૉર્ડ મેયર મરણ પામ્યો. આ છોકરો તે પછી પોતાની યોગ્ય-

તાથી એક દિવસ 'લૉર્ડ મેયર ઑફ લંડન' બન્યો.

**આ જગત અને તેની સાથેનો આપણો સંબંધ આપણી હિંમત અને મનોભાવનાના પ્રત્યુત્તર જેવો છે.** વિટંગટનની હિંમત નાનપણથી મોટી હતી અને તેના મનના ભાવો ઉચ્ચ હતા તે પ્રમાણે તેને ફળ પણ મળ્યું !

## वजीर थयेलो चीननो एक गरीब विद्यार्थी

ચીનમાં એક અતિશય ગરીબ વિદ્યાર્થી હતો. રાત્રે વાંચવાને તેલ પણ તેને મળતું નહિ, તેથી પુષ્કળ આગિયાં એકઠાં કરી એક પાતળા મલમલના કટકામાં બાંધી ચોપડી પર મૂકી તેને અજવાળે તે વાંચતો. કોઈએ તેને પૂછ્યું કે, "એટલીબધી મહેનત શા માટે કરે છે? ચીન દેશનો વજીર થવાનો છે કે શું ?"

છોકરે જવાબ આપ્યોઃ "ઐશ્વર્ય અને જ્ઞાનનો સ્વામી ઈશ્વિર છે. તેનો કાયદો ખરો હશે તો ખરેખાત એક દિવસ હું ચીનનો વજીર પણ બનીશ !" એક દિવસ એવો આવ્યો કે એજ છોકરો ચીનનો મુખ્ય પ્રધાન બન્યો.

## एक बारोटनी खोटी भावनानुं खोटुं फळ

"તજકીરા આબ હયાત" નામના ગ્રંથમાં પ્રોફેસર આઝાદે એક વિચિત્ર વાત લખી છે. એક દિવસ એક ભાટે લખનૌના નવાબ અને તેના સરદારોને પોતાનાં કવિતોથી ખુશ કર્યા, તેથી નવાબ પોતાના મહેલમાં મોડો જઇ શક્યો. બેગમે મોડું થવાનું કારણ પૂછતાં નવાબે કહ્યું કે, "ઘણાંજ સરસ અને અદ્‌ભુત કવિતો અને રણગીતો સાંભળતા અમે બેઠા હતા." એ સાંભળી એ કવિતો પોતે પણ સાંભળવાની બેગમે ઇચ્છા બતાવી.

બીજે દિવસે બેગમ ચક નખાવી બેઠી અને ભાટને બોલાવ્યો. ભાટના ગાયનથી બેગમ ઘણીજ ખુશ થઇ અને તેણે નવાબને અરજ કરી કે, "એ ભાટને એક ઓરડી આપી મારાજ મહેલમાં રહેવા દો." ભાટે વિચાર કર્યો કે, "મહેલમાં રહેવાથી દરરોજ બેગમને ખુશી તો કરી શકાશે; પરંતુ નવાબને છેવટે આ ગમશે નહિ, તેથી કંઇક યુક્તિ કરવી કે જેથી નવાબ નાપસંદગી ન બતાવે." એમ ધારી અને નવાબને વિચારમાં પડેલો જોઇ તે બોલ્યોઃ "હું બધી બાબતમાં હોશિયાર છું; પરંતુ મારામાં માત્ર એકજ મોટી ખોડ છે કે હું આંખે છેક આંધળો છું."

ભાટની યુક્તિ બરોબર પાર ઊતરી. નવાબનો અંદેશો દૂર થયો અને મહેલમાં તેને એક ઓરડી આપવાનો હુકમ કર્યો. એ લુચ્ચા ભાટે એવી દુષ્ટ બુદ્ધિથી એ ગપ મારી હતી કે, એથી મહેલમાં રહીને દરરોજ બેગમનું સુંદર મોઢું જોઇ શકાશે; પરંતુ **લુચ્ચાઇ આખરે લુચ્ચાનેજ ફસાવે છે.** નીચ કામમાં વિજય મળવો એ ઝેરી મદિરાનું પાન કરવા જેવું છે.

એક દહાડો તે ભાટને શૌચ જવું હતું. એક દાસી પાસે તેણે પાણીનો લોટો માગ્યો. દાસી જૂઠું બોલી કે, "ઓરડીમાં લોટો નથી તે ક્યાંથી લાવું?" (આવા મહેમાનોથી નોકરોને ઘણી તકલીફ પડતી હોવાથી તેઓ સદા કંટાળેલા હોય છે, એ સૌ જાણે છેજ.)

ભાટને બહુજ ઉતાવળ હોવાથી તે અસાવધપણે એકદમ બોલ્યોઃ "આ પેલો લોટો પડ્યો! દેખતી નથી?"

ઢોંગ ક્યાં સુધી ચાલે? ભાટનું કહેવું સાંભળતાંજ દાસી બેગમ પાસે દોડી ગઈ અને બોલીઃ "આ ભાટ મૂઓ આંધળો નથી. એ તો રડ્યો જાણી જોઈને ઢોંગ કરે છે."

તેજ દહાડે મહેલમાંથી તેને કાઢી મૂકવામાં આવ્યો અને બીજે દિવસે તે અંધાપાના ચિંતનના ફળ તરીકે ખરેખરોજ આંધળો થયો! **જેવું ચિંતવશો તેવાજ તમારે થવું પડશે.**

ઘણાઓએ જોયું હશે કે કેટલાંક છોકરાંઓ આંખો મીંચી આંધળાનો ઢોંગ કરી ચાલે છે; ત્યારે તેમની માતાઓ તેમને મારે છે અને ગુસ્સે થઈને કહે છે કે, "**આંધળાનો વેશ લેશો તો છેવટે તમે પણ આંધળાજ બનશો!**"

"કૃષ્ણ કૃષ્ણ મેં કરતી થી તો મેહી કૃષ્ણ હો ગઈ!" એમ જે કહ્યું છે તે તદ્દન ખરૂં છે.

## दृढ आत्मश्रद्धा

આપણે જોયું કે આંધળાના ઢોંગથી આંધળો, પ્રધાનપદની ઇચ્છાથી પ્રધાન અને લૉર્ડ મેયર થવાની અભિલાષા રાખવાથી મનુષ્ય લૉર્ડ મેયર બની જાય છે; પરંતુ આપણું કર્તવ્ય બજાવવાને અને ઉન્નત થવાને આપણામાં અત્યંત જરૂરના ગુણો—વિચારની પવિત્રતા, અદ્ભુત હિંમત, શુભ સંસ્કાર, અડગ

પુરુષાર્થ, પવિત્ર ભાવના, આત્મવિશ્વાસ, મહત્ત્વાકાંક્ષા અને ધૈર્ય એ ગુણો હોવાજ જોઇએ.

"ગર બફર્કે મિનિહદ સદકોહે મેહનત રોજગાર,
ચીને પેશાની નબીનદ ગોશયે અબ્રુય મા;

* * *

અગરચે કુત્બ જગહસે ટલે તો ટલ જાયે,
હિમાલા બાદકી ઠોકરસે ગો ફિસલ જાયે.
અગરચે બહરભી જુગુનુ કી દુમસે જલ જાયે,
ઔર આફતાબ ભી કબલે અરૂજ ઢલ જાયે;
કભી ન સાહબે હિમ્મતકા હૌસલા ટુટે,
કભી ન ભૂલે સે અપની જબાંપે બલ આયે."

અર્થાત્ મારા ઉપર દુઃખના ડુંગરો પડે છતાં મારાં નયનના ખૂણાને પણ મારા કપાળ ઉપર ત્રાસની કચરલી દેખાશે નહિ! ધ્રુવ ચળે, પવનના આઘાતથી હિમાલય પણ ઢળી પડે, પતંગિયાની પૂછડીથી આખો સમુદ્ર શોષાઇ જાય અને સૂર્ય ક્ષિતિજ ઉપર આવતાં આવતાં તૂટી પડે; પરંતુ તેજસ્વી મનુષ્યનું સામર્થ્ય ઓછું થતું નથી અને તેના ચહેરા ઉપર ચિંતાની છાયા પણ પડતી નથી.

## दोषदृष्टिवाळाओ माटे भगवान बुद्धनो फेंसलो

અદ્‌ભુત હિંમત અને ઉદાત્ત વિચારોનો અર્થ એવો નથી કે આપણેજ મોટા તિસ્મારખાં છીએ અને બીજા કુછ બિસાતમાં નથી! આવા સદ્‌ગુણી અને શ્રેષ્ઠ થવું હોય તો બીજાના સદ્‌ગુણ અને શ્રેષ્ઠતાને માન આપવું જોઇએ. ભગવાન બુદ્ધ કહેતા કે, "**જે જેવી ભાવના રાખશે તે તેવો થશે.**" એક વાર તેમની પાસે બે માણસો આવ્યા. એકે પૂછ્યું કે, "મહારાજ! મારા આ સોબતીની આવતે જન્મે શી ગતિ થશે? એ સદા કૂતરાના જેવા વિચારો અને કર્મ કર્યા કરે છે; એ આવતે જન્મે કૂતરો નહિ થાય?" બીજો બોલ્યો: "આ મારો મિત્ર તદ્દન બિલાડા જેવો છે. તે આવતે જન્મે બિલાડો નહિ થાય?"

મહાત્મા બુદ્ધ બોલ્યા: "ભાઇઓ! જેવા તમારા સંસ્કાર હશે તેવું તમને ફળ મળશે. માત્ર તમે આ સિદ્ધાંત ઊંધો લાગુ પાડો છો. એ તને બિલાડો કહે છે અને તું એને કૂતરો કહે છે; પરંતુ તું તારા સોબતીને કૂતરો ગણે છે; તેથી તું પોતેજ કૂતરા-

ના સંસ્કાર ધારણ કરવા લાગ્યો છે અને જ્યારે તું મરશે ત્યારે તારા મનમાં કૂતરો ભરાયેલો હોવાથી જરૂર તું કૂતરો થશે; તેમજ આ તને બિલાડો સમજે છે તો એ પોતેજ બિલાડો થશે."

આ સિદ્ધાંત ઉપર બરાબર વિચાર કરો. જે દોષ આપણે બીજાનામાં શોધીએ છીએ તે આપણા પોતાનામાં લાવીએ છીએ. 'રામ' કહે છે કે, "**જો તમારે તમારૂં હિત સાધવું હોય તો બીજાના દોષ શોધવા છોડી દઈને, પોતાની મનોભૂમિમાં પ્રમાણિકપણું અને સદ્‌ગુણ સિવાય બીજા કોઈજ વિચાર પેસવા દેવા નહિ.**"

## आपणा विचारो एज 'आपणुं नसीब'

કોઇ દેવળના ઘૂમટમાં જેમ આપણોજ અવાજ ઘૂમીને પાછો આવે છે, તેવી રીતે આ આકાશરૂપી ઘૂમટ નીચે આપણાજ વિચારો પાછા આવીને આપણા ઉપર અસર કરે છે અને તેનેજ આપણે પ્રારબ્ધ કહીએ છીએ.

તમારા વિચારો શુદ્ધ રાખો. જગતને ખરાબ અને દુષ્ટ વગેરે કહેવું, એ નાના બાળકની પેઠે ઘૂમટને દોષ દેવા જેવું છે.

## पुरुषार्थ अने प्रारब्ध

તમારા કાબૂમાં ન હોય એવા પ્રારબ્ધથીજ બધું થતું હોય તો શાસ્ત્રોએ વિધિ-નિષેધક વાક્યોને જગ્યાજ આપી ન હોત. જો બધું પ્રારબ્ધનાજ હાથમાં હોત, તો "આ કર અને પેલું કરતો નહિ" એમ શાસ્ત્રો શા માટે કહેત? અને એ જવાબદારી કયા ન્યાયે તમારા ઉપર નાખત? નીચલી ઉક્તિના જેવીજ તે જવાબદારી જૂઠી કહેવાય

"દરમ્યાને કારે દર્યા તખ્ત બન્દમ કરદઇ;
બાજમી ગોઇ કી દામન તર મકુન હુશિયાર બાશ."

અર્થાત્ વહેતી નદીમાં એક પાટિયા સાથે તું મને બાંધીને પછી કહે છે કે, ખબરદાર બાંય પલળવા દીધી તો!

તમારામાં એટલી શક્તિ છે કે જે ચાહો તે કરી શકો. ખરૂં કહું તો—

"મૈંને માના દહરકો હક ને કિયા પૈદા વલે;
મૈં વર ખાલિક હું મેરે 'કુન' સે ખુદ પૈદા હુઆ."

અર્થાત્ ઈશ્વરે આ જગત નિર્માણ કર્યું છે, એમ હું આગળ માનતો હતો; પરંતુ ખરૂં જોતાં હું પોતેજ સર્વનો ઉત્પાદક છું. મારા 'કુન' (થઈ જા) શબ્દથી ઈશ્વિર પેદા થયો છે.

**पौरुषादाप्यते सिद्धिः पौरुषाद्धीमतां क्रमः ।**
**दैवमाश्वासनामात्रं दुःखपेलवबुद्धिषु ॥**

અર્થાત્ પૌરુષથીજ સિદ્ધિ પ્રાપ્ત થાય છે, પરાક્રમથીજ બુદ્ધિવાન લોકોનો વ્યવહાર ચાલે છે. "દૈવ" તો દુઃખથી પીડાયેલી બુદ્ધિને આશ્વાસન આપવા માટેજ છે.

## योग्यता अने इच्छा

**જે પોતાને મદદ કરવાને તૈયાર છે તેને મદદ કરવાને ઈશ્વર પણ તૈયારજ છે,** એ એક ઈશ્વિરી નિયમ છે. જ્યારે મનુષ્ય પૂર્ણ અધિકારી બને છે ત્યારે તેના હક પોતાની મેળેજ તેને શોધતા આવે છે, એ એક અચૂક ઈશ્વિરી નિયમ છે. જો અહીંયાં અગ્નિ સળગતો હોય તો પ્રાણવાયુ ત્યાં ખેંચાઈ આવવોજ જોઈએ. અંગ્રેજીમાં એક કહેવત છે કે, "પ્રથમ લાયક થાઓ અને પછી ઇચ્છા કરો," પરંતુ "રામ" કહે છે કે, **"તમે ફક્ત લાયક જ બનો એટલે ઇચ્છા નહિ કરો તોપણ તમારી યોગ્યતા પ્રમાણે બધુંજ તમને પ્રાપ્ત થશે."**

"બાંધે હુવે હાથોંકો બા ઉમ્મીદ ઇજાબત;
રહતે હૈં ખડે સૈંકડો મજમૂં મેરે આગે."

અર્થાત્ પોતાનો સ્વીકાર થશે એવી ઉમેદથી સેંકડો સ્વાર્થી ઇચ્છાઓ મારી સામે હાથ જોડીને ઊભી રહી છે.

ભીંતમાં ચણવા જેવો પથ્થર રસ્તામાં કાંઈ પડ્યો રહે કે? જો તમે અધિકારી થાઓ તો તમારી કદર જરૂરજ થય. અધિકાર શોધવામાં ફોકટ વખત ન ગુમાવતાં અધિકારને લાયક થવાનીજ ચિંતા રાખો.

"નાખુને ખાર આકે ખુદ ઉદકા તેરા કરદેગા વા;
પહિલે પાયે શૌકમેં પૈસા કોઇ છાલા તો હો."

અર્થાત્ પ્રથમ પગમાં ફોલ્લો તો થવા દો, કાંટો એની મેળે આવીને તેને ફોડી નાખશે.

સૂર્ય તરફ જોઈને ચાલીએ તો છાયા આપણી પાછળ પાછળ ચાલી આવે છે, પણ મોં ફેરવી છાયાને આપણે પકડવાને દોડવા મંડીશું તો છાયા પણ આપણી આગળ આગળ દોડ્યા કરશે.

"ભાગતી ફીરતી થી દુનિયાં જબ તલબ કરતેથે હમ,
અબ જો નફરત હમને કી વહ બેકરાર આનેકો હૈ.
ગુજસ્તમ્ અજસરે મતલબ તમામ શુદ મતલબ,
નકાબ ચિહરયે મકસૂદ બૂદ મતલૂબ હા."

અર્થાત્ જ્યારે હું ઇચ્છા કરતો ત્યારે આખું જગત મારાથી દૂર નાસતું હતું. અત્યારે મને સર્વનો કંટાળો આવ્યો છે ત્યારે તે એની મેળેજ મારી પાછળ દોડતું આવે છે. સર્વ આશાઓને ઓળંગી ગયો ત્યારેજ મારૂં ઇષ્ટ મને મળ્યું. આ વાસનાઓનોજ વચ્ચે પડદો હતો.

ભિખારીને સૌ કોઈ દૂર હાંકી કાઢે છે, પણ મોટા માણસ તરફ સર્વ વસ્તુઓ જાતેજ નમતી આવે છે.

"સૌબાર ગરજ હોયે તો ધોધો પીયે કદમ;
કયોં ચર્ખો મેહેરો માહ પૈં માયલ હુવા હૈ તૂ."

અર્થાત્ આકાશ, સૂર્ય અને ચંદ્ર ઉપર તું આટલો બધો શાથી મોહી પડ્યો છે? તેમને સો વખત ગરજ હશે તો તારા પગ ધોઇ ધોઇને પીશે.

જાપાનમાં ત્રણસો ચારસો વરસનાં દેવદારનાં વૃક્ષો મેં ફક્ત એક વેંત કે તેથી થોડી વધુ ઊંચાઈનાં જોયાં છે. દેવદારનાં આ ઝાડોની ગગનભેદી ઉંચાઇને જાપાનના લોકો શી રીતે અટકાવે છે, તેની મેં તપાસ કરી; ત્યારે તેમણે મને કહ્યું કે, "અમે એ ઝાડનાં પાંદડાંઓ અથવા ડાળીઓને બિલકુલ તોડતા નથી, તેનાં મૂળ જ કાપ્યા કરીએ છીએ અને તેને ઊંડે જવા દેતા નથી." પ્રકૃતિનો નિયમ એવો છે કે મૂળ ઊંડાં ન ઊતરે તો ઝાડ વધે જ નહિ. ઉન્નત થવું હોય તેમણે અંદર એટલે પોતાના આત્મામાં પોતાની ઇચ્છારૂપી મૂળ ઊંડાં ઉતારવાંજ જોઈએ. અંદર મૂળિયાં જો બરોબર ન ઊતરે તો ઝાડને બરાબર ફળ આવતાં નથી. વીણામાં જેટલો ઊંડો પવન જાય તેટલો તેનો સૂર નીકળે છે.

મનસૂરને કોઇએ પૂછ્યું કે, "માશૂકના ઘરનો રસ્તો કયો?"

તેણે શૂળી તરફ આંગળી કરી કહ્યું કે, "આ!" માળામાંના દોરાની પેઠે મેં મારૂં માથું અનેક મણકાઓ ( સંકટો )માંથી કાઢયું છે ત્યારેજ હું મને-મેરરૂપી આત્માને મળી શકયો અને ત્યાંજ શાંત થઈ બેઠો.

## आत्मकृपानो अर्थ

'રામ' જેને "આત્મકૃપા" કહે છે તેનો અર્થ કોઇ પણ જાતનો અહંકાર, આત્મશ્લાઘા અથવા સ્વાર્થ નહિ; પણ આધ્યાત્મિક જ્ઞાન અને અંતઃકરણની ઉદારતા છે. તે ઉદારતા એટલી બધી આવવી જોઇએ કે પોતાનો આત્મા સર્વનો આત્માજ બની જવો જોઇએ. આખું જગત પોતામાં પ્રતિબિંબિત થવું જોઇએ, અને જ્યારે લોકોની દૃષ્ટિએ આપણે આખા હિંદુસ્તાનનું અથવા સકળ **વિશ્વનું કામ કરતા હોઇએ ત્યારે પણ આપણી પોતાની દૃષ્ટિએ આપણે ફક્ત આપણું પોતાનુંજ કામ કરીએ છીએ, એમ લાગવું જોઇએ.** સઘળી વસ્તુઓ પ્રત્યે એવો તો પ્રેમ વધવો જોઇએ કેઃ—

"પત્તીકો ફુલકી લગા સદમાં નસીમકા,
શબનમકે કતરે આંખમેં તેરે નજર પડે."

અર્થાત્ ફૂલની પાંખડીને ઠંડી લાગતાં તારી આંખમાં અશ્રુ દેખાવા લાગે.

"રામ" જેને "આત્મબળ" કહે છે તે બીજા શબ્દોમાં કહીએ તો "ઇશ્વરી બળ"જ છે. આપણું જે ખરૂં સ્વરૂપ છે તેજ સૌનું ખરૂં સ્વરૂપ છે અને વસ્તુતઃ ઇશ્વરનું સ્વરૂપ પણ તેજ છે.

"આપણેજ 'આ સંસારમાં પડેલું ઇશ્વરી તેજ' છીએ અથવા 'આ સંસારરૂપી ઝરામાં વહેતું અમૃત' છીએ."

## नाम रूप मिथ्या छे.

નામ રૂપ ખરૂં જોતાં ક્ષણિક છાયા જેવાં છે. આપણે નામ રૂપ છીએ, એમ સમજીને કરવામાં આવતું કાર્ય અહંકાર અને સ્વાર્થથી પ્રેરિત હોય છે અને તેનો અંત દુઃખ અને નિરાશામાંજ આવે છે; પરંતુ જે કામ ખરા આત્મજ્ઞાનથી અથવા વિશ્વાસથી કરવામાં આવે છે તે અહંકારપ્રેરિત નહિ પણ ઇશ્વરપ્રેરિત હોવાથી તેનો અંત ચિરકાલ આનંદ અને વિજયમાં આવે છે.

સર્વ વ્યાખ્યાનનો સાર એ છે કે અહંકારને બદલે ઈશ્વરી દૃષ્ટિથી સઘળા સંબંધ તમે જુઓ અને નામ રૂપને વળગી રહેવા કરતાં ઈશ્વરી સ્વરૂપમાં લીન થાઓ.

"મજબૂત ઘર, હૈ આકબત કા દારે-દુનિયાંસે,
રખ વહાં અપની દૌલત, ઉઠાલે યહાંસે."

અર્થાત્ આ પૃથ્વી ઉપરના ઘર કરતાં આગળનું (ઈશ્વરનું) ઘર વધારે મજબૂત છે, માટે તારી દોલત અહીંથી ઉઠાવી લઇને ત્યાંજ મૂક.

નામ રૂપના પાયા ઉપર પોતાનાં સર્વ કામ કરવાવાળો મનુષ્ય હવામાંજ કિલ્લા બાંધી રહ્યો છે. જીવતો મનુષ્ય તેજ છે કે જે જગતની જાહોજલાલી, ઐશ્વર્ય, દારિદ્રય, અવનતિ વગેરેને સમુદ્રના ફીણ જેવાં કાલ્પનિક માનીને તેના પર વિશ્વાસ રાખતો નથી.

"છાયા ભલેને મોટા પર્વતની હોય તોપણ તે તુચ્છ-દેખાવ માત્રજ છે."

તત્ત્વદર્શી મનુષ્ય એજ કે જેની દૃષ્ટિ દૃશ્ય જગતને ભેદીને-નિત્ય અને અનિત્ય વસ્તુઓનો વિવેક સમજીને લોકોની નિંદા કે સ્તુતિની દરકાર ન કરતાં ફક્ત તત્ત્વનેજ વળગી રહે છે; કેમકે ઈશ્વર સિવાય કંઇજ નથી, બ્રહ્મજ સત્ય છે અને જગત મિથ્યા છે. ચતુર તેજ છે કે જે હરઘડીએ પૂર્ણ સૌંદર્ય અને પૂર્ણ ઐશ્વર્ય-ને એટલે કે ઈશ્વરીતત્ત્વનેજ અવલોકીને આશ્ચર્યમગ્ન થઇ જાય છે.

સ્વપ્નમાં ખજાનો મળવાથી જાગ્રતમાં જે અમીરી દાખવવા જાય તે જેમ મૂર્ખ છે; તેમ આ **માયિક વસ્તુઓને ભરોસે જે જીવે છે તેને પણ જીવતો છતાંજ મૂએલો સમજવો!**

## क्षुद्र अहंभावने दूर करो एटले तमे ईश्वररूपज छो.

શ્રેષ્ઠ કર્ત્તવ્ય, સત્ય ધર્મ તથા આત્મકૃપાનો સાર એટલોજ છે કે, "તૂકો ઇતના મિટા કિ તુઝમેં તૂ ન રહે, ઔર કુછ ભી દુઇકી બૂ ન રહે."

અર્થાત્ તું "તારાપણું" એટલે સુધી કાઢી નાખ કે તું "તું" ન રહે અને તારામાં દ્વૈતની ગંધ સરખીયે ન રહે.

**ક્ષુદ્ર અહંભાવ ચિત્તમાંથી એટલે સુધી નષ્ટ થવો જોઇએ કે તેનું નામનિશાન પણ રહે નહિ. "તું"પણું ન રહે એજ પૂર્ણત્વ છે.**

"હે મન! તું પોતેજ તારો પડદો છે. તું વચ્ચેથી ખસી જા. આ લોક પરલોકની મને પરવા નથી. તારા માટે મનસૂરની પેઠે શૂળીનુંજ મારે કામ છે."

"અહંકાર કાયમ રાખીને જેઓ મોટા થાય છે તેઓ [૧]ફરઉન અને નમરૂદ બાદશાહો જેવા છે."

"કેટલીક વાર માણુસને દોરડી જોવાથી સાપનો ભાસ થાય છે, પરંતુ માણુસના મનમાં સાપ હોય છે તો દોરડી નથી હોતી અને દોરડી હોય છે તો સાપ નથી હોતો; તેમ માણુસના મનમાં અહંકાર હોય તો ઈશ્વર નહિ અને ઈશ્વર હોય તો અહંકાર નહિ."

"ઈશ્વરી કૃપાનું તીર લાગતાં જ જીવાત્માએ પોતાનું ઘર (અહંકાર) છોડયું. પરોણાની આગતાસ્વાગતા કરતાં ન આવડતી હોવાથી મહેમાનને માટે આખું ઘરજ છોડી દીધું."

"જ્યાંસુધી માથું કાંસકીની પેઠે કરવત નીચે મુકાયું નથી, ત્યાંસુધી પ્રિયાના કેશકલાપ આગળ પહોંચી શકાતું નથી."

"જ્યાંસુધી સુરમાની પેઠે પથ્થરની નીચે આપણા અહંભાવનું ચૂર્ણ થયું નથી, ત્યાંસુધી પ્રિયા (ઈશ્વર)ના નેત્ર સુધી પહોંચી શકાતું નથી."

"તમે કહેશો કે આંખો સુધી નહિ તો કાન સુધી તો કોઈ પણ રીતે પહોંચી શકાશે? પરંતુ જ્યાંસુધી સ્વાર્થ દૂર થશે નહિ અને 'હું' પણું નષ્ટ થશે નહિ, ત્યાંસુધી પ્રિયાના કાન સુધી પણ પહોંચી શકાશે નહિ."

"જ્યાંસુધી મોતીની પેઠે વીંધાશો નહિ, ત્યાંસુધી પ્રિયાના કાન સુધી પહોંચી શકાશે નહિ."

"જ્યાંસુધી તારી માટીનું કુંભાર પ્યાલું બનાવશે નહિ, ત્યાંસુધી પ્રિયાના લાલ હોઠ સુધી જઈ શકાશે નહિ."

"મુઆ પછી મારી માટીનો પ્યાલો થશે; ત્યારે તે પ્યાલાની માટીમાં મળીને હું પ્રિયાના અધરનું ચુંબન લઈશ."

---

૧ આ બે બાદશાહોમાં પહેલાએ સ્વર્ગે પહોચવાને માટે એક ઊંચો મહેલ બાંધ્યો હતો અને બીજાએ મરણુ ન આવવા દેવાને એક કાચનો મહેલ બંધાવ્યો હતો; પરંતુ એક માખી તેના નાકમાં ગઈ અને છીંક આવવાથી તે મરી ગયો.

ઉપરનાં વાક્યોમાં આંખો, કાન, હોઠ વગેરે આવે છે તે ઉપરથી એમ સમજતા નહિ કે ઈશ્વરને આંખ, કાન, નાક વગેરે અવયવો છે. એનો સારાંશ એવો છે કે પ્રિયાને ખુશ કરવાને માટે કોઇ મધુર ગાયન અથવા રાગ સંભળાવે છે, કોઈ તેનાં નેત્રોને સુંદર રૂપો બતાવે છે, કોઇ તેના નાકને સુગંધી ફૂલો સુંઘાડે છે. આ પ્રમાણે કોઈ અમુક ઉપાયોથી પ્રિયાને ખુશ કરી શકે છે, તો કોઇ બીજા અન્ય ઉપાયોથી ખુશ કરી શકે છે; પરંતુ ઈશ્વિરરૂપી પ્રિયા માટે તો એવો કોઈ ઉપાય જ નથી કે જેથી આપણા અહંકારનો નાશ કર્યા સિવાય કામ પાર પડતું હોય. કોઈ વૈષ્ણવ થઇને ઈશ્વિરને પૂજે છે, કોઇ શૈવ બનીને ભજે છે, કોઇ મુસલમાન થઇને તેને માને છે, તો કોઈ ખ્રિસ્તી તરીકે તેને ઉપાસે છે; પરંતુ વૈષ્ણવ, શૈવ, મુસલમાન, ખ્રિસ્તી કે ગમે તે હો, પણ જ્યારે સર્વ સ્વાર્થી સંપત્તિનો નાશ થશે ત્યારેજ પરમેશ્વરનું દર્શન થશે.

તમે કહેશો કે આંખ, કાન, નાક, હોઠ વગેરે સુધી નહિ તો પરમેશ્વરના હાથ સુધી તો અમે પહોંચીશું? પરંતુ—

"જ્યાંસુધી કલમની પેઠે છરી નીચે પોતાનું માથું કલમ કરાવી નાખ્યું નથી, ત્યાંસુધી પ્રિયાની આંગળીના અગ્ર ભાગ સુધી પણ પહોંચી શકાતું નથી."

અને જો કહેશો કે સર્વથી નીચી જગ્યાએ-પ્રિયાના પગ આગળ તો રહી શકીશું ને? પણ ત્યાંસુધી શી રીતે પહોંચશો?

"જ્યાંસુધી મેંદીની પેઠે પથ્થર નીચે વટાશો નહિ અથવા ફૂલની પેઠે ઝાડની ડાળીએથી તોડાશો નહિ, ત્યાંસુધી પ્રિયાના પગ સુધી પણ પહોંચી શકાશે નહિ."

ગોપીઓ બંસરીને કહેતી હતી કે, "હે બંસરિ! જેની ભ્રકુટીથી મોટા મોટા રાજાઓ ભયભીત થાય છે; ભીષ્મ, અર્જુન, દુર્યોધન ઇત્યાદિ મહારાજાધિરાજ જેના ચરણસ્પર્શની ઇચ્છા રાખે છે, જેની ચરણરજ રાજામહારાજાઓ પણ મસ્તક ઉપર ચડાવે છે અને ચંદ્રમુખી ગૌરાંગ લલનાઓ પણ જેનું સ્મિત-યુક્ત વદન જોવા ઉત્સુક રહે છે, એવો તે મનોહર કૃષ્ણ અત્યંત પ્રેમથી અને મધુરતાથી વારંવાર તને ચુંબન કરે છે, એ કેટલા આશ્ચર્યની વાત છે! વેંતેકની ટચૂકડી વાંસની ભૂંગળી! તેં પણ શ્રીકૃષ્ણ ભગવાન ઉપર શું મોહિની નાખી છે! તારામાં આવી

અદ્ભુત કરામત ક્યાંથી આવી?"

વાંસળીએ ઉત્તર આપ્યો: "સ્વાર્થ, અહંકાર વગેરેને નખ-થી તે શિખા સુધી દૂર કરીને હું અંદરથી ખુલ્લી–પોલી બની છું, તેથીજ ભગવાન શ્રીકૃષ્ણ મને ચુંબન આપે છે. જેના ચરણનું ચુંબન કરવાની લોકો ઇચ્છા રાખે છે તે અત્યંત પ્રેમથી મને ચુંબન કરે છે. મારામાંથી મનોહર સંગીત કેમ ન નીકળે? મારામાં 'કૃષ્ણ'નો શ્વાસ છે તેથીજ મારા મધુર સંગીતમાં તેનો ધ્વનિ છે."

**વાંસળી પેઠે નખથી તે શિખા સુધી પોલા થાઓ નહિ, ત્યાંસુધી પ્રિયતમના મધુરા અધરોનું ચુંબન લેવું સુલભ નથી.**

મહાત્માઓ આસક્તિ અને અહંકાર ત્યજીને જ અમરત્વ મેળવે છે.

'धीराः प्रेत्यास्माल्लोकादमृता भवन्ति।'



# ब्रह्मचर्य*

જો નર રામ નામ લિયે નાહીં;
સો નર ખર કૂકર સૂકર સમ વૃથા જીયે જગ માંહી.

ૐ ૐ ૐ

તુઝે દેખેં તો ફિર ઔરોંકો કિન આંખોંસેં હમ દેખેં;
યે આંખેં ફુટ જાએં ગર્ચિં ઇન આંખોંસેં હમ દેખેં.

ૐ ૐ ૐ

જીન અર્ગનx હોતે ચાહ ચલી ખર કૂકનકી ધિક્કાર ઉસે;
જીન ખાયકે અમૃત વાંછા રહી લીદ પશુઅનકી ધિક્કાર ઉસે.
જીન પાયકે રાજકો આશ રહી ચક્કી ચાટનકી ધિક્કાર ઉસે;
જીન પાયકે જ્ઞાનકો આશ રહી જગ વિષયનકી ઉસે.

ઓહોહોહોહો !

**ज्यां प्रभु विलसे त्यां दुःख, शोक रही शकतां नथी.**

જીવતો નર તો તેજ છે કે જે વસ્તુતઃ રામમાં, નારાયણમાં રહે છે, હરે છે, ફરે છે અને શ્વાસ લે છે. આપ કહેશો કે, "તમે તો હમેશાં બસ આનંદ આનંદ ને આનંદનીજ વાતો ઉડાવ્યા કરો છો; પરંતુ એમજ કરવામાં આવે તો પછી દુનિયાનાં કામ-કાજ કેવી રીતે થશે? અને લોકનાં દુઃખ દર્દ કેવી રીતે દૂર થશે?" પરંતુ—

"હરજા કિ સુલ્તાં ખીમા, જદ ગૌગા ન માનદ આમરા."

(જે જગાએ બાદશાહે ડેરો નાખ્યો કે ત્યાં બીજા લોકોનો શોર બંધજ થયો સમજવો.)

જ્યાં સત્-પ્રેમ-નારાયણનો નિવાસ છે, જે હૃદયમાં હરિ

* ફૈજાબાદમાં તા. ૯-૯-૦૫ને રોજ અપાયેલું ભાષણ.
x એક જાતનું વાજું.

અર્થાત્ બ્રહ્મનો વાસો છે; ત્યાં શોક, મોહ, દુઃખ, દર્દ વગેરેનું શું કામ છે?

શું બાદશાહના ડેરાની આગળ હલકટ, મલીન મનુષ્યો ફરકી શકે છે?

સૂર્યનો ઉદય થયો એટલે કોઇ પથારીમાં સૂઇ રહેતું નથી; પશુઓની આંખો પણ ઊઘડી જાય છે; દરિયામાં પથરાયેલી બરફની ચાદરો પણ સૂર્યનો ઉદય થતાં ગળી જાય છે અને ઘૂઘૂ કરતો દરિયો પોતાની લહેરો ઉછાળવા માંડે છે; તો સૂર્યનો પણ સૂર્ય જે આત્મદેવ તે જ્યારે આપણા હૃદયમાં વિલસી રહે ત્યારે પછી ત્યાં શોક, મોહ અને દુઃખ કેવી રીતે થોભી શકે? કદી નહિ, કદી નહિ.

દીપકજ્યોત પ્રકટતાંજ તેની આસપાસ પતંગિયાંનું જૂથ ફરી વળે છે; જ્યાં પાણીનું ઝરણુ વહે છે ત્યાં મનુષ્ય સ્વયં પોતાની તૃષા છિપાવવાને સ્વાભાવિક રીતેજ દોડી જાય છે; જ્યાં પુષ્પો ખીલી નીકળે છે ત્યાં આપોઆપજ ભમરાઓ ખેંચાઇ જાય છે, તેજ પ્રમાણે જે દેશમાં ધર્મ અને ઇશ્વરનો મહિમા પ્રકાશિત થાય છે ત્યાં સૃષ્ટિના ઉત્તમ પદાર્થો અને રિદ્ધિસિદ્ધિ આપોઆપજ ઘસડાઈ આવે છે. કુદરતનો એજ કાનૂન છે, પ્રકૃતિનો એજ નિયમ છે. ૐ! ૐ! ૐ! બેશક 'રામ'ના હૃદયમાં આનંદ સિવાય બીજી વસ્તુનો નિવાસ નથી. બાદશાહના મુકામ પર ચોરચખાર આવી શકતા નથી, તેવીજ રીતે આનંદના નિવાસસ્થાન આગળ શોક અને દુઃખ થોભી શકતાંજ નથી.

## હૃદયશુદ્ધિની જરૂર

આનંદ સિવાય 'રામ'ની પાસેથી બીજું શું નીકળી શકે? ૐ! આનંદ! આનંદ!! આનંદ!!! પરંતુ તંબૂ નાખવા અગાઉ જમીનને સાફસૂફ કરવાની પણ જરૂર છે; એટલા માટેજ 'રામ' કે જેની પાસે આનંદ સિવાય બીજી વસ્તુ નથી, તે આજે ઝાડુ લઇને વાળવા ઝૂડવાનું કામ કરી રહ્યો છે. જેવી રીતે દૂધ અથવા બીજી ચીજ રાખવાને વાસણને સાફ કરવાની જરૂર છે, તેવીજ રીતે હૃદયમાં આનંદને રાખવાને માટે એને પણ શુદ્ધ કરવાની જરૂર છે, તેથી 'રામ' આજે તમને હૃદય સાફ કરવાની કળા શીખવશે. લોકો કહે છે કે ઘી ખાવાથી બળ આવે છે, પણ જ્યાંસુધી

તેમાંથી મેલ નીકળી જતો નથી ત્યાંસુધી ઘી નુકસાન કરે છે. જ્યાં સુધી કવીનાઇન અથવા કરિયાતું અથવા એવીજ કોઈ કડવી દવા ખાવામાં ન આવે ત્યાંસુધી તાવ દૂર થતો નથી; તેજ પ્રમાણે જ્યાંસુધી હૃદય પવિત્ર થાય નહિ ત્યાંસુધી અજ્ઞાન ટળીને જ્ઞાનનો રંગ ચઢવાનો નથી.

"ઓરા બચશ્મે પાક તવાંદીદ ચૂં હલાલ,
હરદીદા જલ્વગાહે આં માહ પારા નેસ્ત."

## વિષયોમાં રહેલું ઝેર

જ્યારે 'રામ' પર્વતો પર હતો ત્યારે તેણે એક માણસને જોયો કે જે એક ફૂલને નાકની દાંડી સુધી લઇ ગયો અને પછી એકાએક બૂમ પાડી ઊઠ્યો અને તેના હાથમાંથી ફૂલ સરી પડ્યું. આજ પ્રમાણે બધા વિષયો બહારથી ખૂબસૂરત અને લોભાવી નાખે એવા આકર્ષક દેખાય છે; પરંતુ તેની અંદર એક ઝેરી કીડો બેઠો હોય છે કે જે કદી ડંખ માર્યા સિવાય રહેતો નથી. તમે એમ સમજો છો કે તમે સુંદર સુંદર ફૂલો અને એશઆરામો ભોગવી રહ્યા છો; પરંતુ વાસ્તવમાં તો તેની અંદર રહેલો કીડો ઊલટો તમારોજ ભોગ લે છે! દુનિયા જેને મજા કહે છે, તે છેવટે પોતાની ઝેરી અસર પેદા કર્યા વિના ક્યારે રહે છે?

## બ્રહ્મચર્યનો મહિમા દર્શાવનારાં દૃષ્ટાન્તો

હાય! આજે ખૂદ ભીષ્મના દેશમાં બ્રહ્મચર્યના વિષય પર બોલવું પડે છે! ભીષ્મે જીવનપર્યંત બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા લીધી હતી, તે પ્રતિજ્ઞા તોડી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાને માટે ઋષિ, મુનિ, અમીર, ઉમરાવો તેને સમજાવતા હતા. તે વખતે ભીષ્મના યૌવનનો પ્રારંભકાળ હતો કે જે અવસ્થામાં એવો કોઇકજ ભાગ્યશાળી પુરુષ હશે કે જે મનમોહક સૌંદર્ય અને લાવણ્યની મોહજાળમાં ફસ્યો ન હોય. શૂરવીર ભીષ્મે એ સર્વને શું જવાબ દીધો? તે બોલ્યો: "ત્રિલોકના સામ્રાજ્યનો કિંવા એથી કોઈ ઉત્તમ ચીજ હોય તો તેનો પણ પરિત્યાગ કરી શકું; કદાચિત્ પૃથ્વી, પાણી, પવન, સૂર્ય, ચંદ્ર, અગ્નિ, આકાશ વગેરે પણ પોતાનો સ્વભાવ છોડી દે; યદિ ઇંદ્ર પોતાનો વૈભવ અને યમરાજ પોતાનો ન્યાય છોડી દે; પરંતુ હું બ્રહ્મચર્ય–વ્રતને કદી પણ છોડીશ નહિ. ત્રિલોકનું રાજ્ય અને વૈકુંઠનો અધિકાર પણ

છોડી દઉં, પણ સત્યનો પંથ હું કદી પણ છોડીશ નહિ.”

મહાવીર હનુમાનનું નામ લેવાથી અને ધ્યાન ધરવાથી લોકોમાં વીરતા અને હિંમત આવે છે. એ હનુમાનને મહાવીર કોણે બનાવ્યો? બ્રહ્મચર્યેજ. મેઘનાદને મારવાની કોઇનામાં તાકાત નહોતી. રામચંદ્રજીએ પણ પોતાની લીલાદ્વારા બતાવ્યું કે, “હું પોતે પણ મેઘનાદને મારવાને શક્તિમાન નથી! જેણે ૧૨ વર્ષ સુધી મનમાં પણ બ્રહ્મચર્યનો ભંગ નહિ થવા દીધો હોય તેજ તેને મારી શકશે.” આવો પુરુષ કોણ હતો? લક્ષ્મણજી! બીજા હાથ પર જેણે જેણે પવિત્રતા અર્થાત્ બ્રહ્મચર્યનો ત્યાગ કીધો છે તેની હાલત અત્યંત અધોગામી થઈ છે. જેનું અંતઃકરણ પવિત્ર નહોતું તેને કદી પણ જય મળ્યો નથી. પૃથ્વીરાજના પરાજય પછી હિંદ દેશ પરાધીનતામાં સપડાયો, એ વાત સૌ કોઇ જાણે છે. તે પૃથ્વીરાજ લખી ગયો છે કે, “હું જ્યારે રણસંગ્રામમાં જવા નીકળ્યો ત્યારે મારી કમર રાણીએ કસીને બાંધી હતી.” અર્થાત્ સ્ત્રીસંગ કર્યો હતો. નેપોલિયન જેવો મહાન રણવીર પણ પોતાના સર્વોત્તમ-સર્વોચ્ચ સ્થાનેથી કડડડ ભૂસ કરતો ગબડી પડ્યો તેનું શું કારણ? ઇતિહાસ સાક્ષી પૂરે છે કે રણમાં જવા અગાઉ તે પોતાનું ખૂન પોતાને હાથેજ કરી ચૂક્યો હતો. સંગ્રામમાં જવાની આગલી રાત્રે તેણે સ્ત્રીસંગ કર્યો હતો. ચંદ્રપ્રભા જેવો કાંતિમાન અને સૂર્યપ્રભા જેવો તેજસ્વી વીર યુવક અભિમન્યુ કુરુક્ષેત્રની રણભૂમિમાં કે જ્યાં ભારતવર્ષના ક્ષત્રિય વીર પુરુષોનો સર્વથા નાશ થયો હતો, ત્યાં રહેંસાઈ ગયો તેનું કારણ શું? રણમાં જવા અગાઉ તેણે પોતાનું બ્રહ્મચર્ય ખંડિત કીધું હતું. ‘રામ’ જ્યારે પ્રોફેસર હતો ત્યારે તેણે ‘પાસ’ અને ‘નાપાસ’ છોકરાઓનું એક લિસ્ટ બનાવ્યું હતું અને તેમાં છોકરાઓની ચાલચલણ વિષે ‘રિમાર્ક’ કીધી હતી. આ લિસ્ટ પરથી તારતમ્ય ખેંચતાં જણાયું કે, જે છોકરાઓ પરીક્ષાના દિવસોમાં અથવા તેથી થોડા દિવસ અગાઉ વિષયવાસનામાં ફસી પડતા હતા તેઓ આખું વરસ સારો અભ્યાસ કર્યા છતાંયે પરીક્ષામાં નાપાસ થતા હતા અને જે છોકરાઓનાં મન પરીક્ષાના દિવસોમાં એકાગ્ર અને પવિત્ર રહેતાં હતાં તેઓ પાસ થતા હતા. બાયબલ વાંચતાં જણાય છે કે બહાદુરીના વિષયમાં સામ્સનનું નામ કહેવતરૂપ થઇ પડ્યું હતું; પરંતુ જ્યારે તેણે સ્ત્રીના કટાક્ષનો

મદ્ય પીધો ત્યારે તેની સર્વ બહાદુરી અને હિંમત કોણ જાણે ક્યાંય જતી રહી! એક વિદ્વાન લખે છે કેઃ-

"મારામાં દસ માણસનું જોર છે, કારણકે મારૂં હૃદય શુદ્ધ છે. મને કદી પ્યારનું ચુંબન થયું નથી અને મારા હાથને યુવતીના હસ્તનો સ્પર્શ થયો નથી."

જેવી રીતે તેલ બત્તીની ઉપર ચઢવાથી તેનો પ્રકાશ બને છે, તેવી રીતે જે શક્તિનો વ્યય શરીરના નીચલા ભાગમાં થાય છે, તે શક્તિ સંયમદ્વારા જો ઉપરના ભાગમાં ચઢે, તો મનુષ્યની આકર્ષણશક્તિ અને તેજની વૃદ્ધિ થઈ પરમ આનંદ થાય છે.

## प्रजानी संख्या वधवामां नुकसान

પદાર્થવિજ્ઞાનના અભ્યાસ પરથી પણ માલૂમ પડે છે કે, કોઈ પણ દેશમાં પ્રજાની સંખ્યામાં વધારો થવો અને તેની સાથે સાથે તેની શક્તિ કાયમ રહેવી, એ બંને પરસ્પર વિરુદ્ધ છે. જો બાગને નીંદવામાં ન આવે અને વૃક્ષોને થોડાંઘણાં કાપવામાં ન આવે તો થોડા દિવસમાં બાગનું જંગલ બની જશે અને બધા રસ્તા બંધ થઈ જશે. આજ પ્રમાણે રાષ્ટ્રીય સુંદરતા અને પ્રભાવ કાયમ રાખવાને માટે નૈતિક ક્રિયા કે જેને હક્સ્લીએ ઉદ્યાન સુધારવાની ક્રિયા સાથે સરખાવી છે, તે અમલમાં મૂકવાની જરૂર છે; અર્થાત્ પ્રજોત્પત્તિ અમુક પ્રમાણ કરતાં વધવા નહિ દેવાની જરૂર છે. આ ઉદ્દેશ કાં તો વિદેશગમન કે કાં તો ઓછી પ્રજોત્પત્તિથી પાર પડે છે. જો કોઈ વાત સરલતાથી સમજમાં ન ઊતરે તો પછી ડંડાના જોરથી શીખવવામાં આવે છે. જંગલી મનુષ્યોમાં પ્રથમ પશુઓની પેઠે મા-બહેનનો ફરક રાખવામાં આવતો નહોતો; પરંતુ ધીમે ધીમે આ કાયદો તેમના લક્ષમાં આવ્યો અને તેમણે નજીકનાં સગાંઓમાં વિવાહ કરવાનો રિવાજ બંધ પાડ્યો. આજે નજીકનાં સગાંઓ વચ્ચેના સંબંધને પશુવત્ તુચ્છ સંબંધ ગણવામાં આવે છે, પણ ન્યાયની રીતે જો જોવા જઈશું તો મનુષ્ય કરતાં પશુ વધારે શુદ્ધ અને પવિત્ર છે. મુદ્દો એ છે કે મનુષ્ય સગપણમાં અને પશુ બ્રહ્મચર્યમાં ઉત્તમ વર્તન રાખે છે, પણ બંને જાતનાં પ્રાણીઓ સંતાનોત્પત્તિ કરવામાં તો શૂરાંજ છે. પરિણામ એ આવે છે કે જિંદગી ટકાવી રાખવાને માટે તેમને જીવન-કલહમાં ઊતરવું પડે છે અને લડાઈટંટાને ઉત્તેજન મળે છે. જે મનુષ્યો

પશુઓની માફક બેપરવાઈથી પ્રજાની વૃદ્ધિ કરે છે અને મોજને માટે પોતાના વીર્યનો નાશ કરે છે તેમને ધિક્કાર છે!

આર્યલોક આ દેશમાં પ્રથમ આવ્યા ત્યારે પ્રજોત્પત્તિનો વધારો કરવાની આવશ્યકતા હતી; એટલા માટે લગ્ન સમયે એવી પ્રાર્થના કરવામાં આવતી હતી કે, "આ બાળકીને દસ પુત્ર થાઓ!" પણ આધુનિક કાળમાં એક સ્ત્રીને દસ પુત્ર ઉત્પન્ન કરવાની કાંઈ જરૂર રહી નથી. તમે કહો છો કે, "મરણ પછી પુત્ર અમને સ્વર્ગમાં પહોંચાડશે." પરંતુ હાલ તો પુત્રોને પેટભર ખોરાક પૂરો નહિ પડવાથી જીવતા જીવતાંજ તમારો વાસ નરકમાં થઈ રહ્યો છે. યારો! ઉધારની આશાએ નગદને શા માટે છોડો છો? અર્જુને શ્રીકૃષ્ણને ગીતામાં એવો સવાલ પૂછ્યો છે કે, "પિંડ કોણ આપશે અને પિતૃઓ સ્વર્ગમાં શી રીતે પહોંચશે?" શ્રીકૃષ્ણે જે જવાબ આપ્યો છે તે ભગવદ્ગીતાના બીજા અધ્યાયમાં ૪૨ થી ૪૬ મા શ્લોક સુધી ઘેર જઈને જોઈ લેજો. સ્વર્ગનો અર્થ કાંઈ મુક્તિ થતોજ નથી. સ્વર્ગમાં ગયા પછી તો પાછું આ લોકમાં આવવું પડે છે. સ્વર્ગના સંબંધમાં અહા! નીચલી કડીઓ કેવી સરસ લાગુ પડે છે!:—

"જીન્નત પરસ્ત જાહિદ કબ હક પરસ્ત હૈ?
હુરેં પે મર રહા હૈ, યહ શહબત પરસ્ત હૈ."

અર્થાત્ જે સ્વર્ગનો ઉપાસક છે તે બ્રહ્મનો ઉપાસક શી રીતે બની શકે છે? જે પરીઓને મેળવવાને ફાંફાં મારી રહ્યો છે, તે તો કામાતુર છે.

વહાલા બંધુઓ! જો તમે પ્રજાની વૃદ્ધિ કરવાની ક્રિયા સમજીનેજ નહિ ઘટાડો તો પ્રકૃતિ પોતેજ પોતાની ક્રૂર પદ્ધતિ પ્રમાણે તે પ્રજાને પરાણે છિન્નભિન્ન કરવા માંડશે. મહર્ષિ વસિષ્ઠજીએ પ્રકૃતિના કોપની નીચલી રીતિઓ લખી છે:—

(૧) મરકી, (૨) દુષ્કાળ, (૩) ધરતીકંપ અને (૪) લડાઈ. આ ચાર વસ્તુઓથી કુદરત મનુષ્યની અયોગ્ય વૃદ્ધિને ટાળે છે; માટે જો મરકી, દુષ્કાળ, ધરતીકંપ અને યુદ્ધોને અટકાવવાં હોય તો બ્રહ્મચર્યનો આશ્રય લો. જ્યાંસુધી પ્રજોત્પત્તિ અને જમીનની પેદાશનું સરખું પ્રમાણ રાખવામાં ન આવે ત્યાંસુધી જુદી જુદી જાતોમાં સંપ અને ઐક્ય કદી પણ દૃષ્ટિગોચર થઈ શકશે નહિ.

વામાં આવે કે તરતજ સઘળા કાર્યો બરાબર કામ કરવા લાગી જાય છે. સૂર્યની ગ્રહમાળા સુગમતાથી ચાલે છે તેનું કારણ પણ એજ છે કે જુદા જુદા ગ્રહો વચ્ચેનું અંતર પ્રમાણબદ્ધ હોય છે. કેટલાક મિત્રોની સાથેનો પરિચય આપણે જરૂર કરતાં જરાક વધુ નિકટ કિંવા સહજ વધુ દૂર રાખીએ, તો આપણે તેમની સાથે યોગ્ય વ્યવહાર રાખી શકતા નથી. મિત્રોરૂપી ગ્રહમાળામાં પણ પ્રેમનું ચિરસ્થાયી ઐક્ય સાધવાને માટે પરસ્પર વચ્ચેનું આધ્યાત્મિક અંતર યોગ્ય પ્રમાણમાં રાખવું આવશ્યક છે. ઘણી વખત એવું બને છે કે, અતિ પરિચય અથવા અતિ તટસ્થપણાથી એકબીજાને નુકસાન થાય છે અને પાછળથી તેઓ એકબીજાના સંબંધમાં શંકાશીલ થવા માંડે છે. એક બીજાની વચ્ચે રહેલું યોગ્યતાનું વૈચિત્ર્ય યોગ્ય રીતે ઓળખવાથીજ—અમુકની યોગ્યતા અને તમુકની યોગ્યતા વચ્ચે કેટલું અંતર છે તે જાણવાથીજ—પ્રેમ, સંગતિ અને ઐક્ય સાધી તેમજ જાળવી શકાય છે.

રાષ્ટ્રીય ઉત્સવો એવી રીતે સુધારવા જોઇએ કે જેથી સર્વ વર્ગના લોકોને એકત્ર થવાની સંધિ મળે અને ધાર્મિક સમભાવથી લોકો પોતાના સમાનધર્મીઓને શોધી લે અથવા અરસપરસ ઐક્ય સાધવાની સુગમતા તેમને મળે. વળી સ્વાભાવિક સૃષ્ટિનિયમ પ્રમાણે એકબીજા વચ્ચે યોગ્ય અંતર પણ રહેવું જોઇએ. રાષ્ટ્રીય હેમંતોત્સવ દક્ષિણ હિંદુસ્તાનના સુખદાયક પ્રદેશમાં ઊજવવો જોઇએ. રાષ્ટ્રીય ગ્રીષ્મોત્સવ ઉત્તર હિંદુસ્તાનમાં આવેલા કોઇ ભવ્ય પહાડી પ્રદેશમાં તથા વસંતોત્સવ બંગદેશમાં કરવો જોઇએ અને વર્ષાઋતુનું સંમેલન પશ્ચિમ હિંદુસ્તાનમાં ભરવું જોઇએ. આ ઉત્સવો અમુક એકાદ ધર્મ કિંવા પંથના ન હોવા જોઇએ, પણ સર્વે વર્ગોના પ્રતિનિધિઓ તેમાં વિદ્યમાન હોવા જોઇએ. આવા ઉત્સવોમાં કળાકૌશલ્ય તથા ઉદ્યોગધંધાનાં પ્રદર્શનો, સર્વે પ્રકારની દુકાનો, પદાર્થસંગ્રહાલયો, પ્રયોગશાળાઓ, ક્રીડાભવનો, ખુલ્લાં મેદાનમાં અપાતાં વ્યાખ્યાનો, સામાજિક સંસ્થાઓ, કોંગ્રેસાદિ પરિષદો, રાષ્ટ્રીય નાટકગૃહો, ઇત્યાદિના યોગથી જુદા જુદા પ્રાંતના, ભિન્ન ભિન્ન ધર્મના તથા પંથના લોકો એકત્ર થઇ શકે એવી સગવડ કરવી જોઇએ. આવા સ્થળે જીવનની બંને બાજુઓ—ગંભીરતા અને વિનોદ—વ્યક્ત થવી જોઇએ. ત્યાં પ્રાચીન ભારતવર્ષમાં ચાલતા રિવાજ પ્રમાણે

ભગિની બંધુ સાથે, પત્ની પતિની સાથે અને છોકરાંઓ પોતાની માતાઓ સાથે છૂટથી હરેફરે તે ઇષ્ટ છે. વળી સર્વ વર્ગના, સર્વ પંથના તથા સર્વ ધર્મના વકતાઓને સારૂ પોતાનું પ્રેમપૂર્ણ વક્તૃત્વ વ્યક્ત કરવા માટે ત્યાં એક સાર્વજનિક વ્યાસપીઠ હોય તો તેની ઉપયોગિતામાં પણ ઓર વધારો થાય.

રાષ્ટ્રીય વાઙ્મય (સાહિત્ય) ઉત્પન્ન કરવું, વધારવું અને તેનો પ્રચાર કરવો તથા સાંપ્રતમાં બોલાતી સર્વ દેશી ભાષાઓમાં એકતા લાવવી, એ રાષ્ટ્રૈક્ય (દેશની પ્રજામાં સંપ) સાધવાનો બીજો ઉપાય છે. સર્વ ધર્મના લોકો આવીને વાંચન, ચિંતન તથા મૌનયુક્ત પ્રાર્થના કરે અને સહાનુભૂતિ, માયા તથા પ્રેમથી ભરેલી દૃષ્ટિનો સંયોગ કરે, એવાં પ્રીતિમંદિરો ભિન્ન ભિન્ન સ્થળે સ્થપાવાં જોઇએ; પરંતુ આવાં મંદિરોમાં વાતચીત કરવાનો પ્રતિબંધ હોવો જોઇએ.

'રામ' ની પદ્ધતિ પ્રમાણે તરુણ મનુષ્યોએ ખુલ્લી હવામાં શારીરિક વ્યાયામ કરવો જોઇએ. વ્યાયામ કરતી વખતનું દરેક શારીરિક હલનચલન એક આધ્યાત્મિક ભાવનાસૂચક ઉત્તમ મુદ્રારૂપે થવું જોઇએ. આહુતિ આપતી વખતે મનોભાવના પર જેમ છાપ (મુદ્રા) પડે છે. તેવીજ રીતે શારીરિક વ્યાયામ કરતી વખતે પણ ઉપર પ્રમાણે કરવાથી મન પર છાપ પાડી શકાય છે.

સ્નાન કરતી વખતે પણ પ્રસંગને અનુસરતાં સ્તોત્રો બોલવાં જોઇએ; પરંતુ આ સ્તોત્રો આપણે જે ભાષા સમજીએ નહિ તે ભાષામાં બોલવાં જોઇએ નહિ.

તરુણ મનુષ્યોએ હવામાનની અનુકૂળતા પ્રમાણે તરુ-છાયા નીચે બેસીને કિંવા આકાશ-છત્ર નીચે, કિંવા નદીતટ પર ઊગેલા લીલાછમ ઘાસ ઉપર બેસીને સહભોજન કરવું જોઇએ.

દરેક શ્વાસની સાથે મન અને વાચાથી ॐ ॐ પ્રણવઘોષ કરવો, લાગણીથી સળગી ઊઠતા શબ્દોથી અને ચૈતન્યમય વિચારોથી ઓતપ્રોત થયેલાં રાષ્ટ્રસંગીતો એકત્ર થઇ ગાવાં, એ પણ રાષ્ટ્રૈક્ય કરવાનું મોટું સાધન છે.

હવનને માટે કૃત્રિમ અગ્નિ સળગાવવા કરતાં સાત્વિક તરુણોએ પોતાના અહંકાર (અહંભાવ) ની આહુતિ આપવા માટે પ્રભાતનાં અથવા સાયંકાળનાં સૂર્યકિરણોના તેજનો હોમાગ્નિ

તરીકે ઉપયોગ કરવો જોઇએ.

"સર્વ જ્યોતિની જ્યોતિમય, જે પરમાત્મ સ્વરૂપ
ચિત્ત હોમો નિત્ય તેહમાં, થશો તમે તદ્રૂપ."

અને ત્યાંસુધી તે તેજસાગરમાંજ ડૂબકી મારો એટલે ઉત્થાનમાં પણ તેજ સહિત બહાર આવશો; એટલે પછી સમસ્ત જગતને તમારા તે દિવ્ય પ્રકાશથી ખૂબ જ્ઞાની અને સુખી કરી શકશો. આનું નામજ સર્વશ્રેષ્ઠ હવન છે.

નગરકીર્તન કરવાં, ગાયન–નૃત્યાદિના વરઘોડા કાઢવા અથવા સત્યનો જયજયકાર કરતા કરતા ઉત્તમ તમાસા તથા દેખાવો કરતા રહેવું એ પણ સાધારણ જનસમાજમાં અને વિશેષે કરીને સ્ત્રીઓ અને બાળકોમાં (અર્થાત્ ભવિષ્યની પ્રજામાં) પ્રેમ તથા ઐક્ય ઉત્પન્ન કરવાનો એક ઉત્તમ ઉપાય છે.

**સ્ત્રીઓ, બાળકો અને મજૂરવર્ગની કેળવણી પ્રત્યે બેદરકારી રાખવી,** એ તો જે શાખા પર આપણો આધાર હોય, તેજ શાખાને કાપી નાખવા સમાન છે, એટલુંજ નહિ પણ ખુદ **પ્રજારૂપી વૃક્ષના મૂળમાંજ ઘા કરવા બરાબર છે.**

વીસમા શતકના ઋષિકુમારો! જો તમે શ્રુતિનો ઉપદેશ સમજશો તો તમને સંકુચિત કરી નાખનારાં જે સેંકડો પેટાવર્ણ તથા પંથરૂપી ભારે કવચ તમારા પર લાગ્યાં છે, તે તમારે તોડીફાડી નાખવાં પડશે. જો તમારા આત્માને ઓળખવાને તમે તૈયાર ન હો, જો તમને શ્રુતિનું અભિમાન ન હોય અને આ સખત તાપથી બળતા ખરા ઉનાળામાં પણ જો તમે શિયાળાને માટે કરાવેલાં કપડાં વાપરવાનો આગ્રહ ધરાવતા હો, તો તમને તમારા પૂર્વજોના કસમ છે કે તમારી સાંપ્રત સ્થિતિ કેવી છે, તે મહેરબાની કરીને લક્ષમાં આણો! મનુષ્યદેહ કેવળ કાળનેજ આધીન નથી, પરંતુ દેશને પણ આધીન છે. કાળની દૃષ્ટિથી જોતાં તમે હિમાલયમાં રહેતા ઋષિઓના ખુદ વશંજ હશો, પરંતુ સ્થળની દૃષ્ટિથી જોતાં કળાકૌશલ્ય અને વિજ્ઞાનશાસ્ત્રના પાકા જ્ઞાતા તથા વ્યવહારકુશળ યુરોપિયનો અને અમેરિકનોની સાથે જે સમકાલીન અસ્તિત્વનો સંબંધ તમે ધરાવો છો, તેનો ઇનકાર તમે કરી શકશો નહિ. આનુવંશિક (વંશપરંપરાના) સંસ્કારથી તમારામાં ઉપનિષદનું જ્ઞાન ભલે આવે, તેને ભલે પ્રાપ્ત

કરો; પરંતુ લૌકિક બાબતમાં તો જાપાન તથા અમેરિકાનું જ્ઞાન સંપાદન કરી, તેને પોતાના જીવનમાં ઓતપ્રોત ગૂંથી દેવાથીજ તમે જગતના જીવનકલહમાં ટકી શકશો. એક વૃક્ષનો કોમળ છોડ જો આસપાસની જમીન, હવા, પાણી પ્રકાશાદિમાંનાં પોષક તત્ત્વો લઇ તેને પચાવવાનો ઇનકાર કરે અને પોતાના બીજ વિષેજ બડાઈ માર્યા કરે, તો તે જલદીજ મરી જશે એમ નક્કી સમજવું. પોતાના રાષ્ટ્રિય વ્યકિતત્વનો પરિત્યાગ કરવાનો ઉપદેશ આપવાની કલ્પના પણ 'રામ'ના મસ્તકમાં આવનાર નથી; પણ 'રામ' તમને ફરમાવે છે કે, તમારે વધવુંજ જોઇએ અને જે પ્રમાણે તેઓ (યુરોપિયનો તથા અમેરિકનો) તમારી બ્રહ્મવિદ્યાને તેમની પોતાની કરી રહ્યા છે, તે પ્રમાણે તમારે તેમના ભૌતિકશાસ્ત્રને તમારૂં પોતાનું કરવું જોઇએ.

ઇતિહાસ તથા અર્થશાસ્ત્ર પરથી જણાય છે કે, વૃક્ષોની વૃદ્ધિ અને પ્રજાની વૃદ્ધિમાં એકજ નિયમ પ્રવર્તે છે અને તે નિયમને સમયાનુસાર કલમ (કાપકૂપ) કરવાનો છે. જો આપણે ભૂખે મરતા બેકાર હિંદી લોકોને જગતની ઓછી વસ્તીવાળા ભાગમાં પોતાનું ગુજરાન ચલાવવાને માટે મોકલી દઇએ, તો તે લોકો ઉન્નત થશે; અરે! આથી હિંદુસ્તાનના લોકો દૂરદૂરના દેશમાં પ્રસરી જશે. આથી હિંદુસ્તાનનું આલસ્ય નષ્ટ થશે, દેશને ઓછો બોજો ઘસડવો પડશે અને આલસ્ય ઉત્પન્ન કરનાર કાર્બોનિક ઍસિડ ગૅસ પણ તે સાથે કમી થશે. જો આ પ્રમાણે તમે ખુશીથી કરશો, તો વિજયરથના ચક્ર સાથે જાણે તમે દેવને બાંધી મૂકયા હોય તેમ તમારો વિજયરથ જોરથી દોડશે. જો એમ નહિ કરો, તો કુદરતનાં નિર્દય ચક્રો દેશમાં ફરવા માંડશે અને પોતાના માર્ગમાં જે આવે તેનો જરા પણ અટકયા વગર એકસરખી રીતે ચૂરેચૂરો કરી નાખશે. આ નાશમાંથી જો તમે તમારૂં રક્ષણ નહિ કરો, તો ઠપકો તમારે શિરજ રહેશે. તમે ગમે તેમ માનો, પણ ઈશ્વરને તમારા પ્રત્યેની દયાને ખાતરજ પ્લેગ, દુષ્કાળાદિથી આ કાપકૂપ કરવી પડે છે! જો એક માણસ પોતાની બુદ્ધિનો ઉપયોગ સૃષ્ટિનિયમાનુસાર કરે તોજ તેમાંથી તે બચી શકે. આવા મનુષ્યનું નામ પોતાના કરેલા પ્રયત્નોથી સૃષ્ટિની ચૂંટણીની યાદીમાં દાખલ થઇ જાય છે અને જીવનકલહમાંથી તેને મુકિત મળે છે.

કેટલાક કહે છે કે, "દેશમાંથી લોકોને શા માટે બહાર

મોકલવા જોઇએ ?" આવા માણસોની કલ્પના કેવી હોવી જોઇએ કે, જે પ્રમાણે ગાંડા માણસને ઇસ્પિતાલમાં તંગ વસ્ત્રથી જકડી નાખવામાં આવે છે, તે પ્રમાણે દરેક માણસને ઘરમાંજ ગોંધી રાખવો જોઇએ. જે ઓરડીમાં તમે જન્મ્યા હતા, તે ઓરડીની બહાર શા માટે જાઓ છો ? ઘર મૂકીને રસ્તા પર પણ શા માટે આવો છો ? પરંતુ તમે જે પ્રમાણે ભૂલોકનાં બાળક છો, તેજ પ્રમાણે સ્વર્ગલોકનાં પણ બાળક છો; બલકે સ્વર્ગરૂપજ છો; તમે જ્યાં જાઓ ત્યાં તમારૂં ઘર છે; એક જગ્યાએ તમારે ગોંધાઇ રહેવાની જરૂર નથી. હિંદુસ્તાન દેશ પણ આજે જગતને છોડી એકલો રહી શકશે નહિ. પૂર્વે એવો એક કાળ હતો કે જ્યારે હિંદુસ્તાન અલગ તથા ઇરાન અને મિસર અલગ થઇ રહ્યા હતા; પણ આજે વરાળ અને વિદ્યુતની મદદથી દેશકાળનાં બંધન મૃતપ્રાય થયાં છે. અગાઉની માફક હવે સમુદ્ર પ્રતિબંધ તરીકે રહ્યો નથી, પણ રાજમાર્ગ બની ગયો છે. પ્રાચીનકાળના દેશો તે આજે શહેરો બની ગયાં છે. અગાઉનાં શહેરોને લોકો આજે માત્ર રસ્તા ગણી કાઢે છે; માટે હવે સ્વગૃહ વિષેની કલ્પના વિસ્તૃત કરવાનો સમય આવી પહોંચ્યો છે. સૃષ્ટિ અને ઇશ્વરનાં બાળકો ! સઘળા દેશો પર તમારો એકસરખોજ હક છે. સઘળી મનુષ્યજાત તમારાં ભાઇબહેન છે. હિંદી પ્રજાને ગળે લાખો ભિખારીઓનો જે બોજો લટકેલો છે, તેમાં વધુ ભાર કરવાને બદલે સમાજના ઉપર્યુક્ત ઉદ્યોગી માણસ બનીને જ્યાં જીવનનો ઉત્તમ રીતે નિર્વાહ થઇ શકે, ત્યાંજ ખુશીથી જાઓ. ઇશ્વર અને મનુષ્ય જાતિના તમને કસમ છે. જાઓ ! ચાલો, તૈયાર થાઓ !

હિંદુસ્તાનના સંકટનું નિવારણ કરવું એ બાબત કેટલાક માણસોને એક રાષ્ટ્રીય પ્રશ્ન જેવી લાગતી હશે, પણ 'રામ'ને તો આ બાબત આંતરરાષ્ટ્રીય પ્રશ્ન જેવી લાગે છે. કોઇના મનમાં આ પ્રશ્ન સ્વદેશાભિમાનનો લાગતો હશે, પણ 'રામ'ને તો તે સમસ્ત માનવ–જાતિનો લાગે છે. મારાં બાળકો મારી આંખોની સામે ભૂખમરો વેઠીને મરી જાય, તેના કરતાં પરદેશમાં રહીને જીવતાં રહે એ વધારે સારૂં લાગે છે. પ્રેમાશ્રુભરી આંખોથી 'રામ' તમને રજા આપે છે, જાઓ !

પરદેશમાં જ્યારે સ્વાશ્રયી બનો ત્યારેજ પુનઃ સ્વદેશમાં આવજો. જે પ્રમાણે જાપાની તરુણોએ પાશ્ચાત્ય પ્રજાનું વ્યાવહા-

રિક જ્ઞાન પોતાના દેશમાં આણ્યું, તે પ્રમાણે તમે પરદેશમાં મેળવેલું જ્ઞાન તમારા દેશબંધુઓને અર્પણ કરી તેમને સુખી કરજો. જો પરદેશમાં તમે સ્વાશ્રયી થવા ઉપરાંત પરોપકારી થાઓ એમ ન લાગે, તો તો ત્યાંજ રહેજો.એવા સંયોગોમાં અહીં આવીને હિંદમાતાની દુઃખિત છાતી પર નિરુદ્યોગી જળો થઇનેજ રહેવાનું હોય, તો તેમ કરવા કરતાં એકદમ અરબી સમુદ્રમાં ભૂસકો મારજો અને સમુદ્રનું આતિથ્ય સ્વીકારજો; પરંતુ હિંદુસ્તાનના કિનારા તરફ આવતા નહિ. સ્વદેશાભિમાન અને સ્વદેશપ્રીતિ તમને આવીજ રીતે વર્તવાની આજ્ઞા કરે છે.

જોનબુલ (ઇંગ્લેંડ)ના પંજામાંથી છૂટવાને આયર્લેંડના ગરીબ બિચારા આઇરિશ લોકો દર વર્ષે હજારોની સંખ્યામાં પોતાની જન્મભૂમિ છોડી અમેરિકા જઇને રહ્યા હતા. હિંદના આળસુ લોકોએ મારા પ્રિય અમેરિકા કિંવા ઇતર દેશોમાં જઇ વસ્તી વધારવી એવી 'રામ'ની ઇચ્છા નથી; પરંતુ વસ્તુસ્થિતિજ એવી છે કે તમારા પરદેશગમનમાં તેમનો પણ ફાયદો સમાયેલો છે. જે વૃક્ષો એક ઠેકાણે ગિરદી કરી મોટી સંખ્યામાં ઊગે છે તે ઘણાં ક્ષીણ અને કમજોર હોય છે. તેમાંના એકાદ વૃક્ષને પોતાની મૂળ જગ્યાએથી ઊખેડી બીજા કોઇ સારા સ્થળે રોપો, તો તે એક પ્રચંડ વૃક્ષ થઇ જશે. જો તમે પરદેશગમન કરશો તો જ્યાં જશો ત્યાં ભૂષણરૂપેજ વિરાજશો. અમેરિકાના ધનાઢ્ય લોકો પણ પ્રથમ યુરોપથી ભિખારી હાલતેજ આવ્યા હતા. સર્વ રાષ્ટ્રોના ઇતિહાસ પરથી સિદ્ધ થાય છે કે, પરદેશગમન કરવાથી સમાજસ્થિતિ સુધરતી જાય છે.

યજ્ઞ વિષે થોડા વધારે શબ્દો કહું છું. યજ્ઞનો અર્થ કદી કદી વૈરાગ્ય કરવામાં આવે છે; પણ વૈરાગ્ય જેવા ઉત્તમ શબ્દનો અર્થ નિષ્ક્રિય નિરાધારપણું અથવા આત્મઘાતક દુર્બળતા કરશો નહિ. અથવા તેનો અર્થ ક્લેશકારક કઠોર શારીરિક તપશ્ચર્યા પણ સમજશો નહિ. તમારો દેહ જરા પણ પ્રતિકાર કર્યા વગર માંસ-ભક્ષક ક્રૂર વરૂને ખાવા દેવો, એ કાંઇ વૈરાગ્ય નથી. પોતાની જાત-ને અન્યાય તથા અઘોર પાતકને આધીન કરી દેવાનો તમને શું હક છે? જારકર્મી મનુષ્યને પોતાનું પવિત્ર શરીર અર્પણ કરવું એ કાંઇ સ્ત્રીની ત્યાગવૃત્તિ પ્રદર્શિત કરતું નથી. **ત્યાગ એટલે પોતાનું સર્વસ્વ સત્યને (સત્યસ્વરૂપને) અર્પણ કરવું તે.**

આ આપણો દેહ—આ આપણી સર્વ માલમિલકત ઈશ્વરની છે, તમે તેના પહેરેગીર તરીકે તમારો પહેરો નિમકહલાલીથી ભરો. ઈશ્વરની સોંપેલી પવિત્ર મૂડીમાં અન્યાય તથા પાપને હાથ ઘાલવા દેશો નહિ. સત્યરૂપી ચળકતા રવિની પેઠે પ્રકાશો, સત્યસ્વરૂપ બનો. આજ માત્ર વાસ્તવિક ત્યાગ છે; પણ જરા થોભો. એને આપણે 'ત્યાગ' નું નામ આપી શકીશું કે? એનું નામ તે ત્યાગ કે દૈવી ઐશ્વર્યની પ્રાપ્તિ?

વૈદિક કાળમાં પણ અહંકારમાંથી ઉત્પન્ન થયેલા કર્મકાંડથી મુક્તિ મળતી નહોતી. મુક્તિ તો હમેશાં જ્ઞાનથી મળે છે. કર્તવ્યના ભારથી દબાઇ ગયેલો અને દોડાદોડથી હાંફી ગયેલો, સ્વાર્થીપણાનો સુધરેલો ગુલામ, આધુનિક ઉપલકિયા કર્મકાંડદ્વારા પાપ અને દુઃખથી મુક્ત થઇ શકશે નહિ. તે **જગતની બધીજ સંપત્તિ મેળવશે, તો પણ આપણો આત્મા તેજ સર્વનો આત્મા છે, એવું જ્ઞાન થયા વગર તેને શાંતિ મળનાર નથી.** જગતનાં સઘળાં પરિવર્તનો અને સંયોગોમાં એક તત્ત્વ અંતર્ભૂત થયેલું જણાય છે અને તે આત્મસાક્ષાત્કાર છે. જ્યાંસુધી માણસનું જીવન કૃત્રિમતા, બાહ્યાચાર તથા જગતના પદાર્થોની કામનામાંજ ગૂંચવાઇ રહ્યું છે, ત્યાંસુધી દરેક ઊથલપાથલથી માત્ર સૂકા કચરાનો નવીન થરજ બહાર આવે છે; જમીન (ખરી વસ્તુ) તો બિલકુલ દેખાતીજ નથી. જ્યાંસુધી 'સર્વ વસ્તુ આપણે પોતેજ છીએ' એવા દૃઢ નિશ્ચયરૂપી આરોગ્ય તમારા શરીરને પ્રાપ્ત થયું નથી, ત્યાંસુધી સુધારણાનો સર્વ ભપકો, દેહાભિમાનનો દુઃખકારક વ્રણ ઢાંકવાની મલપટ્ટીજ કહી શકાશે. વેદાંતનો આ જ્ઞાનકાંડજ ખરો વેદ છે અને એનેજ ષડ્દર્શનકારોએ, જૈન તથા બૌદ્ધ ગ્રંથકારોએ 'શ્રુતિ'નું નામ આપ્યું છે. હિંદુભાઇઓ! આ 'શ્રુતિ'નોજ આશ્રય લો અને સાંપ્રત કાળની આવશ્યકતા પ્રમાણે સ્મૃતિ તથા કર્મકાંડને બદલો. આ રીતેજ તમારૂં હિંદુ તરીકેનું વ્યક્તિત્વ જાળવી શકશો; એટલુંજ નહિ પરંતુ તમારી ઉન્નતિ કરી તમે જગતના માર્ગદર્શક બનશો. બીજાથી અલગ રહેવાને લીધે પ્રાપ્ત થયેલી, પાંજરામાંના પ્રાણીના જેવી શિથિલતા આ રીતે દૂર થશે અને સર્વનો સમાવેશ કરનારી નવીનતા તમારા અંગમાં આવશે. **આત્મજ્ઞાન વિના કાર્ય કરનારા મનુષ્યની સ્થિતિ અંધારી**

કોટડીમાં કાર્ય કરનારા મનુષ્યના જેવી છે. તેનું મસ્તક ભીંત સાથે ભચકાય છે, ટેબલથી ઘૂંટણુ ભાગે છે, ખુરસી પરથી તે ઊથલી પડે છે અને સર્વ પ્રકારે હેરાન હેરાન થાય છે. પ્રકાશમાં કામ કરનાર મનુષ્યને આવો ત્રાસ વેઠવો પડતો નથી. જ્ઞાનહીન મનુષ્ય ઘોડાની પૂંછડી પકડીને આખે રસ્તે લાત ખાતો ખાતો જાય છે અને જ્ઞાનવાન મનુષ્ય ઘોડાની પીઠપર સવાર થઇ જઇને આનંદ તથા સુખની સાથે મોજ કરતો માર્ગ કાપે છે. આત્મજ્ઞાની મનુષ્યને કોઈ પણ કર્મ, કર્મ તરીકે લાગતું નથી. વસંતઋતુનો વાયુ ફૂલોની સુગંધને જેટલી સહેલાઇથી લઈ શકે છે, તેટલી સહેલાઇથી સ્થિતપ્રજ્ઞ મનુષ્ય એક પહાડ જેવું પ્રચંડ કાર્ય કરે છે. એક આચાર્ય કહે છે કે, "આત્મજ્ઞાની મનુષ્ય કાંઇજ કર્મ કરતો નથી." એનો અર્થ એમ પણ થાય છે કે, "સર્વ કર્મો તેમને રમતગમતરૂપજ લાગે છે; તેને માટે કોઇ પણ કામ કર્તવ્યરૂપ (બંધનરૂપ) તો હોતુંજ નથી. તે પરિસ્થિતિનો રાજા બને છે, તેના મનથી સર્વ વાત બની ચૂકેલી હોઇ તેને પોતાને માત્ર નિમિત્તરૂપજ થવાનું હોય છે. તે કૃત્યકૃત્ય થયેલો હોય છે; તે ઉદ્વેગ ધરતો નથી; તેની બુદ્ધિ અહંતામમતાથી લેપાતી નથી; તે સદા ધીર, ઉત્સાહી અને શાંત તથા ગંભીર હોય છે."

શું એવો પુરુષ આળસુ કે નિરુદ્યમી બનીને બેસી રહે ખરો કે? શું તમે પૃથ્વીને આળસુ અને સૂર્યને નિરુદ્યોગી કહેશો? નિષ્કામતાના અપૂર્વ-અસામાન્ય ઉપદેશક ભગવાન શંકર તરફ જ દૃષ્ટિ કરો. માનવ જાતિના ઇતિહાસમાં આટલા થોડા કાળમાં માત્ર એકજ વ્યક્તિને હાથે એટલું બધું કામ થયું હોય તેવું એક તો ઉદાહરણ આપો? તેમણે સેંકડો ગ્રંથો રચ્યા, સંસ્થાઓ સ્થાપી, રાજાઓને સ્વમતાનુયાયી બનાવ્યા અને સેતુબંધ રામેશ્વરથી હિમાલય પર્યંત સમસ્ત ભરતખંડમાં પ્રચંડ મહાસભાઓ ભરી હતી. જેવી રીતે નક્ષત્રોમાંથી પ્રકાશ અને પુષ્પમાંથી સુગંધ ચારે તરફ પ્રસરે છે, તે પ્રમાણે આ મહાકાર્યનો પ્રચંડ ઓઘ તેમનામાંથી સહજે સહજે નીકળ્યો હતો.

'રામ' અત્રે મનુના કહેવા પ્રમાણે આત્મયજ્ઞીને સ્વરાજ્ય પ્રાપ્ત કરાવી આપનાર બ્રહ્મયજ્ઞ સંબંધે ઉલ્લેખ કર્યા સિવાય રહી શકતો નથી. તમારૂં મમત્વ, આસક્તિ, કલ્પના, કામના, રાગ-

દ્વેષ, શિષ્ટાચાર, દેહ, મન, સંબંધ, ન્યાયાન્યાય, નામરૂપ, મોહ ઇત્યાદિ સર્વની જ્ઞાનાગ્નિમાં આહુતિ આપો, તેમનો ત્યાગ કરો, તેમને ફેંકી દો. આ સર્વનો ધૂપ કરો અને 'तत्त्वमसि' ના જ્વલંત કુંડમાં જ્યારે એ વસ્તુઓ બળતી હોય ત્યારે તેની સુગંધનો આસ્વાદ લો.

આપણું બ્રહ્મત્વ સિદ્ધ કરી મોહ તથા દૌર્બલ્યનો ત્યાગ કરો. તેને જીતો, તેને વશ કરો. **સ્વાત્મનિષ્ઠ મનુષ્યને આખા જગતે એક બાજુ થઇને માર્ગ આપવોજ જોઇએ. જગતના પ્રભુ તમે થાઓ નહિ તો જગત તમારા પર પોતાનું પ્રભુત્વ જમાવી દેશે.** સંશયી કિંવા અંધશ્રદ્ધાના ગુલામને મોક્ષ પ્રાપ્ત થનાર નથી. પોતાના બ્રહ્મત્વ વિષે હૃદયમાં સંશયને જગ્યા આપવા કરતાં તેમાં બંદૂકની ગોળીને જગ્યા આપવી એજ બહેતર છે. તમારૂં અંતઃકરણ તમને આ બાબતમાં દગો દેતું હોય, તો તેને ખેંચી કાઢો અને ફેંકી દો! ઉલ્લસિત વૃત્તિથી સત્યસાગરમાં પ્રવેશ કરો. ગભરાઓ છો શા માટે?

કોનાથી ડરો છો? ઇશ્વરથી? એ તો તદ્દન મૂર્ખતા છે.

માણસથી ડરો છો? એ તો ભીરુતા છે.

પંચમહાભૂતથી ડરો છો? તો તો હિંમત ધરો.

તમારી જાતથીજ ડરો છો? ત્યારે તો આત્માને ઓળખો.

કહો કે, "હું ઇશ્વર છું, 'રામ' સત્ય સ્વરૂપ છે."

ૐ! ૐ!! ૐ!!!

# मनःप्रदेशमां चिद्भानु*

સન્નારીઓ અને સજ્જનોના સ્વરૂપમાં અવિકારી આત્મન્!

'વિકારીમાં અવિકારી' એ આજની રાત્રિના વ્યાખ્યાનનો વિષય છે. આજનો વિષય શરૂ કરવા પહેલાં 'રામ'ને વારંવાર પૂછવામાં આવતાં એક પ્રશ્નના જવાબમાં કેટલુંક બોલવામાં આવશે. તે પ્રશ્ન એ છે કે, જે રંગનાં વસ્ત્ર તમે ધારણ કરો છો તે રંગનું રહસ્ય શું છે? બૌદ્ધધર્મના સાધુઓ પીળા રંગનાં વસ્ત્રો અને વેદાંતી સાધુઓ–સ્વામીઓ અગ્નિના રંગનાં (ગેરુઆ રંગનાં) વસ્ત્રો શા હેતુથી ધારણ કરે છે?

તમે જાણો છો કે પ્રત્યેક ધર્મમાં જ્ઞાનકાંડ, કર્મકાંડ અને પુરાણ, એવાં ત્રણ સ્વરૂપો હોય છે. કોઈ પણ ધર્મ તત્ત્વજ્ઞાન સિવાય ટકી શકે નહિ. પંડિત, વિદ્વાન કે તાર્કિક વર્ગના મનુષ્યોનું સમાધાન કરવાને અર્થે તત્ત્વજ્ઞાન જરૂરનું છે; મનોભાવ, મનોરાજ્ય અને રસવૃત્તિના પોષક જનસમાજને માટે પુરાણકથા આવશ્યક છે; તેમજ સામાન્ય જનસમાજને માટે કર્મકાંડની જરૂરિયાત છે.

અમુક રંગનાં વસ્ત્રો ધારણ કરવાં એ વેદાંતના કર્મકાંડનો એક વિધિ છે. ક્રિશ્ચિયન લોકો ક્રૉસનું (વધસ્તંભ, સાથિયાના આકારનું) ચિહ્‌ન ધારણ કરે છે એ પણ કર્મકાંડનોજ એક વિધિ છે. ક્રિશ્ચિયન લોકો એમના દેવળના શિખર ઉપર ક્રૉસનું ચિહ્‌ન રાખે છે એ પણ કર્મકાંડનોજ એક વિધિ છે. રોમન કૅથોલિક લોકોમાં (ક્રિશ્ચિયન ધર્મના કેટલાક પંથો માંહેલા એ નામના એક પંથવાળા લોકોમાં) કર્મકાંડનો ભાગ અતિશય છે. પ્રોટેસ્ટ-

---

* સ્વામી રામતીર્થે સાન ફ્રાન્સીસ્કો શહેરમાં ગોલ્ડન ગેટ હૉલ નામના સ્થળે ઇ. સ. ૧૯૦૩ જાન્યુઆરીની ૧૨ મી તારીખે આ ભાષણ આપ્યું હતું.

ન્ટ ધર્મમાં કર્મકાંડનો ભાગ થોડો છે, છતાં છે તો ખરોજ. તેઓ-ને પણ તેના વગર ચાલી શકે એમ નથી. આવી રીતે આ રંગનાં વસ્ત્રો પણ વેદાંતના કર્મકાંડનોજ એક વિધિ છે. ક્રિશ્ચિયન લોકો ક્રોસનો જે અર્થ કરે છે, તેજ અર્થ ગેરુઆં વસ્ત્રનો હિંદુઓ કરે છે. ક્રોસ એ એક ક્રાઇસ્ટના મરણનું સ્મારક ચિહ્ન છે; તે ક્રાઇ-સ્ટ પ્રતિ એક પ્રેમસૂચન છે; પરંતુ બાઇબલમાં નવવિધાન× નામ-ના વિભાગમાં સેન્ટ પૉલ કે ક્રાઇસ્ટે એમ ફરમાન નથી કર્યું કે, તમે ક્રાઇસ્ટનો ક્રોસ ધારણ કરો. તમે તમારોજ ક્રોસ (વધસ્તંભ) ધારણ કરો, એમજ ફરમાવ્યું છે. ત્યાં આજ શબ્દો છે અને તેનો અર્થ એજ છે કે, તમે તમારી દેહાત્મબુદ્ધિને ક્રોસ ઉપર–વધસ્તં-ભ ઉપર ચડાવો. દેહાત્મબુદ્ધિનો નાશ કરો–તમારી વિષયવાસ-નાનો નાશ કરો–તમારા અહંકારનો નાશ કરો; આવી રીતે આપણી સ્વાર્થી વૃત્તિઓનો, આપણા ક્ષુદ્ર અહંભાવનો, આપણી તુચ્છ અહંકારપૂર્ણ સ્વાર્થનિષ્ઠાનો નાશ કરવાના ચિહ્ન તરીકે ક્રોસ હોવો જોઇએ અને ક્રોસ ધારણ કરવાનો અર્થ પણ તેજ છે. તમારે એનો આવો અર્થ કરવો કે બીજો કાંઇ કરવો, એ તમારી મુનસફી ઉપર આધાર રાખે છે; પરંતુ વેદાંત તો ક્રોસનો આવો-જ અર્થ કરવાની સદા ભલામણ કરે છે.

વળી આજ અર્થથી બૌદ્ધો પીળા રંગનાં વસ્ત્ર ધારણ કરે છે. પીળો રંગ એ ભારતવર્ષમાં શબનો–મૃત શરીરનો રંગ ગણાય છે. મૃત્યુ પામેલાનો વર્ણ પીળાશ ઉપર હોય છે. પીળાં વસ્ત્ર ધારણ કરવાં, પીળી કફની પહેરવી એનો હેતુ એ છે કે, તેણે પોતાની દેહાત્મબુદ્ધિને અને વિષયવાસનાઓને નિર્મૂળ કરી છે, દરેક સ્વાર્થવૃત્તિથી તેણે પોતાને અલગ કર્યો છે. આવીજ રીતે જ્યારે રોમન કૅથોલિક ધર્માનુયાયીઓ કોઇ નવા સાધુને ધર્મા-ધિકારની દીક્ષા આપે છે, ત્યારે તેઓ તેને શબને લઇ જવાની પેટીમાં બેસાડી તેના મસ્તક ઉપર બાયબલના 'જોબ' નામના પ્રક-રણમાંથી અમુક ભાગ વાંચી જાય છે; તેમજ મરી ગયેલાના શબ ઉપર જે મંત્રો, સ્તોત્રો અને ધર્મવ્યાખ્યાનના ફકરાઓ તેના ઉપર ભણવામાં આવે છે, તેનો અર્થ એ મૃત દેહના જીવાત્માને

× ન્યુ ટેસ્ટામેન્ટ એટલે ઇશુખ્રિસ્તના આગમન પછીના ઉપ-દેશોનો બાયબલનો ભાગ; તેનો અર્થ નવીન ગ્રંથ એવો પણ થઇ શકે છે.

એવો સૂચવવામાં આવે છે કે, દેહાત્મભાવથી હવે તે મરણ પામ્યો છે, તેની બધી વાસનાઓ નાશ પામી છે અને તેની બધી મનોવૃત્તિઓ અને ઐહિક સુખની ઇચ્છાઓ ક્ષય પામી છે. બૌદ્ધ સાધુઓને પીળાં વસ્ત્રો ધારણ કરવાં પડે છે તેનો અર્થ પણ એજ છે કે, જેણે એ વસ્ત્ર ધારણ કર્યાં તેને હવે કોઇ પણ લોકેષણા કે વિષયવાસના રહી નથી. જાણે કે તે આ દુનિયાની દૃષ્ટિથી મૃત થઇ ગયો છે. આવીજ રીતે વેદાંતી સાધુઓનાં વસ્ત્રનો કાષાયરંગ પણ અગ્નિનો રંગ છે. આ રંગ (આ વખતે ભાષણકર્તાએ પોતાનું વસ્ત્ર હાથમાં લઇને આ રંગ બતાવ્યો.) અગ્નિના રંગને બરાબર મળતો આવતો નથી; પણ અમેરિકામાં જે આ રંગ મને મળી શકચો છે, તે લગભગ અગ્નિના રંગને મળતો રંગ છે. અમારે ત્યાં હિંદુસ્તાનમાં એક એવો રંગ મળે છે કે જે બરાબર અગ્નિના રંગ (ગેરુનો ભગવો રંગ) જેવોજ હોય છે. કોઇ હિંદુ સાધુ કોઇ ઠેકાણે બેઠો હોય અને એને જો તમે છેટેથી જુઓ, તો તે સાધુ છે કે અગ્નિનો ઢગ છે એ તમે બરાબર કહી શકશો નહિ. આ રંગ અગ્નિનો રંગ સૂચવવા માટે છે અને એનો અર્થ એ થાય છે કે, તે રંગનું વસ્ત્ર જેણે ધારણ કર્યું છે, તેણે પોતાના દેહને દગ્ધ કરી નાખ્યો છે. તમે જાણો છો કે હિંદુસ્તાનમાં મૃત થયેલાના દેહને દાટતા નથી, પણ બાળે છે. આ કાષાય વસ્ત્રો ધારણ કરનારે પોતાના દેહનો ભોગ આપી દીધો છે, સત્યની વેદીમાં તેણે પોતાના દેહને સ્વાહા કરી નાખ્યો છે; એટલુંજ નહિ પણ તેણે પોતાની સર્વ ઐહિક ઇચ્છાઓને અને મનોરથોને ભસ્મીભૂત કરી દીધા છે. તેણે પોતાની સર્વ આશા અને તૃષ્ણાઓને અગ્નિમાં હોમી દીધી છે અને તેના પ્રતીકતરીકેજ તેણે સર્વાંગે કાષાય વસ્ત્ર ધારણ કર્યાં છે.

ક્રોસનો રંગ રાતો હોય છે. ક્રાઇસ્ટના લોહીનો રંગ પણ રાતો છે. ક્રિશ્ચિયન લોકો પણ કંઇક રાતુંજ ઇચ્છે છે. આ વસ્ત્ર પણ રાતુંજ છે અને લોહી અને અગ્નિ એમ બે અર્થવાળું છે. વળી આનો બીજો પણ અર્થ થાય છે. પીળો રંગ એ શરીરના મરણનો વિચાર, વિષયવાસનાના ક્ષયનો વિચાર દર્શાવે છે; પરંતુ જેઓ પીળી કફની પહેરતા નથી અને અગ્નિરંગની કફનીઓ ધારણ કરે છે એનો અર્થ એ છે કે, એક દૃષ્ટિએ એનું મરણ અને બીજી દૃષ્ટિએ એનું જીવન છે. તમે જાણો છો કે, અગ્નિની અંદર જીવનતત્ત્વ રહેલું છે; અગ્નિ એ જીવનપોષક છે; અગ્નિમાં શક્તિ રહેલી છે અને

અગ્નિની અંદર બળ રહેલું છે. રાતી કફની એ સૂચવે છે કે સર્વે ક્ષુલ્લક ઇચ્છાઓ–સર્વે ક્ષુદ્ર વિષયવૃત્તિઓ અને સર્વે ક્ષુદ્ર મનોરથો એ સર્વેને અગ્નિમાં હોમી દીધાં છે; એ સર્વેનો નાશ કર્યો છે; પરંતુ બીજી બાજુએ તે હોમમાંથી અગ્નિ, જીવન, ચૈતન્ય અને શક્તિ આવિર્ભાવ પામ્યાં છે. એ પ્રમાણે કાષાય વસ્ત્રનો એક અર્થ વિષયાસક્તિનું મરણ અને બીજો અર્થ ચૈતન્યનું જીવન છે. વેદાંત જડ સંસ્કારનો નહિ પણ જ્વલંત અગ્નિસંસ્કારનો–ચૈતન્યસંસ્કારનો ઉપદેશ કરે છે. આપણે બાયબલમાં પણ વાંચીએ છીએ કે, "જેને (અનંત) જીવન જોઇતું હોય તેણે પોતાના (પાર્થિવ) જીવનનો ભોગ આપવો જોઇએ." તમે તમારા ક્ષુદ્ર જીવનનો નાશ કરો (અહંકારનો નાશ કરો) એટલે તમારા વાસ્તવિક જીવનનું સંરક્ષણ થશે, એ નિયમજ છે. હે જગતના માનવીઓ! તમે કેવો મહાન અનર્થ કરો છો! તમે તમારા ઐહિક જીવનને કારાગૃહના–નરકવાસના જીવનસમાન બનાવો છો. 'રામ' ને તમે ક્ષમા કરશો પણ સત્ય તો એજ છે. તમારા હૃદય ઉપર શોક અને ચિંતાનો હિમાલય પર્વત પડેલો છે. હિમાલય પર્વત તો ભવ્યતા અને સર્વ શક્તિનૂં સ્થાન છે, માટે તેને બદલે શોક અને ચિંતાનો પ્રચંડ પર્વત એમજ આપણે કહીશું. લોકો પોતાને સદા ઘડિયાળના લોલકની માફક હર્ષ અને શોકની વચમાં ઝુલાવ્યા કરે છે, તેઓ બીજાની કૃપા અને ઇતરાજી અથવા આશા અને ભયથી સદાસર્વદા પોતાને ઘેરાયલાજ રાખે છે અને તેમ કરીને પોતેજ પોતાની કલ્પનાથી પોતાની આસપાસ કારાગૃહ અને નરકવાસ બનાવે છે.

વેદાંત તમને દીનતા અને અજ્ઞાનતામાંથી મુક્ત થવાની આજ્ઞા કરે છે. તે ફરમાવે છે કે, અજ્ઞાનતા, નીચ અહંત્વ, ક્ષુદ્ર સ્વાર્થભાવ કે જે તમારા દિવ્ય જીવનને નરક સમાન બનાવે છે, તે સર્વને જ્ઞાનાગ્નિમાં બાળી ભસ્મ કરો. હિંદુઓ જ્ઞાનને અગ્નિનું રૂપક આપે છે. એ જ્ઞાનાગ્નિમાં આ સર્વે મળ વિક્ષેપાદિ ઇંધનોને હોમી–બાળી ભસ્મ કરી નાંખો અને દિવ્ય, જ્વલંત અગ્નિ સમાન થઇને નીકળો, એ કાષાય રંગનાં વસ્ત્રોનો અર્થ છે.

કોઇ એક બીજા ગૃહસ્થે એક વખતે મને પૂછ્યું હતું કે, "આ રંગનાં વસ્ત્રો ધારણ કરી તમે અમારૂં ધ્યાન ખેંચો છો કેમ?" 'રામે' જવાબ આપ્યો કે, "વારૂ ભાઈ, મહેરબાની

કરીને એટલું મને કહેશો કે આ રંગનાં વસ્ત્રોમાં કયો દોષ છે!" તે ગૃહસ્થે કહ્યું કે, "મને તો એમાં કંઇ દોષ જણાતો નથી, પણ બીજાઓને તે ઠીક લાગતો નથી." બીજાના અજ્ઞાનના કંઇ તમે જવાબદાર નથી. તમારીજ બુદ્ધિ અને મગજને તપાસો

સર્વથી મહાન સાધુ, ભારતવર્ષનો સર્વથી મહાન યોગી, સમસ્ત જગતનો મહાન સંન્યાસી તે આ ઉદય પામતો સૂર્ય છે. આ ઉદય પામતો સૂર્ય વેદાંતી સ્વામીનાં કાષાય વસ્ત્ર ધારણ કરી પ્રત્યેક દિવસ તમારી પાસે આવે છે. આ સૂર્ય તે આજની રાત્રિના વિષયમાં વિકારી શરીરોમાં રહેલા અવિકારી આત્માના દૃષ્ટાંત તરીકે તમને કામ લાગશે. સત્ય સ્વરૂપ આત્મા કે જે અવિકારી, નિત્ય તેમજ સદા સર્વદા એકજ રૂપે છે; તેની સંજ્ઞા તરીકે આ સૂર્યને આપણે લઇશું. મનુષ્યને જે વિકારી શરીરો છે, તેની જગ્યાએ દૃષ્ટાંતમાં આપણે વિકારી અને અનિત્ય પદાર્થોને લઇશું. મનુષ્યની અંદર વિકારી પદાર્થો રહેલા છે, તેમ તેની અંદર અવિકારી, નિત્ય-સત્ય-સનાતન આત્મા પણ રહેલો છે. સૂર્ય એ અવિકારી સત્ય આત્મા છે, તેમજ શરીરો એ વિકારી છે. આ શરીરો ત્રણ છે. સંસ્કૃતમાં એને સ્થૂળશરીર, સૂક્ષ્મ-શરીર અને કારણશરીર કહેવામાં આવે છે.

આ ત્રણે શરીર અનિત્ય અને વિકારી છે. આ શરીરો આત્મા નહિ પણ અનાત્મા છે. એ ક્ષણિક પરિણામી અને અનિત્ય છે. એ ક્ષણિક અને અનિત્ય શરીરો તે તમે નથી. તમે તો અવિકારી અને અવિનાશી આત્મા છે. આ બાબત તમને આગળ સ્પષ્ટ કરી બતાવવામાં આવશે. આત્માનો અને એ અનાત્મ શરીરોનો તમને સ્પષ્ટ ખ્યાલ આવે એટલા માટે આપણે એક દૃષ્ટાંત લઇશું. તમે જાણો છો કે, તર્ક અને યુક્તિઓ પહેલાં મૂળ સિદ્ધાંતને આપણે સમજવો જોઇએ, તેથી આજ રાત્રિએ મૂળ સિદ્ધાતનુંજ સ્પષ્ટી-કરણ કરવું યોગ્ય ગણ્યું છે. અક વાત તમારે ધ્યાનમાં લેવાની છે કે, આ સિદ્ધાંતને સ્પષ્ટ કરવામાં અને સમજાવવામાં સ્વતઃ પ્રમાણજ લેવામાં આવશે. કવિ પોપ કહે છે કે, "દૈવી સંપત્તિ એ એક એવી સૌંદર્યની દેવી છે કે જેની પ્રીતિ મેળવવાને અર્થે આપણે માત્ર તેને બરાબર નીરખવીજ જોઇએ." તેવી રીતે સત્ય-માં પણ એવું સૌંદર્ય રહેલું છે કે જે તમારા હૃદયમંદિરમાં પ્રવેશ કરે, તેને માટે તેને નિર્મળ દૃષ્ટિથી નિહાળવાનીજ જરૂર છે.

સૂર્યને પોતાના અસ્તિત્વને અર્થે બીજા કોઇ પણ પ્રમાણની જરૂર પડતી નથી. કોઇ પણ વસ્તુને જોવા માટે બહારના પ્રકાશની જરૂર પડે છે, પણ પ્રકાશને પોતાને જોવા માટે બીજા પ્રકાશની જરૂર પડતી નથી. આવી રીતે આજ રાત્રે કોઇ પણ જાતની દલીલ કે તર્ક સિવાય તમારી આગળ માત્ર સિદ્ધાંતજ ચર્ચવામાં આવશે.

હવે આપણે દ્દષ્ટાંત લઇએ. કૃપા કરીને તમે બધાં 'રામ'-ની સાથે સાથે હિમાલયના બરફના મેદાનમાં ચાલો. ત્યાં મણિ-મય પર્વતો, સફેદ બરફનાં મેદાનો, શ્વેત ક્ષીરસાગર જેવા પર્વતોના આંખને આંજી નાંખે એવા ઝગઝગાટ કરતા દેખાવો આપણી નજરે પડે છે. જ્યાં જુઓ ત્યાં તેજ, તેજ અને તેજ, સૃષ્ટિસૌંદર્ય, ભવ્યતા અને પ્રભુભાવ પ્રસરી રહેલો જણાય છે. ત્યાં આપણને વનસ્પતિ, પ્રાણી કે મનુષ્ય, એમાંથી કશુંયે જણાતું નથી. એ બરફનાં મેદાનોમાં પ્રાણનું ઉત્પત્તિસ્થાન માત્ર સૂર્યજ દીઠામાં આવે છે. તે દિવ્ય ભૂમિમાં સૂર્યનું દેદીપ્યમાન બિંબ પ્રકાશી રહ્યું છે. અહા! કેવો ભવ્ય દેખાવ! કેટલીક વખત વાદળાં-માંથી છણાઇને નીકળતો સૂર્યનો પ્રકાશ સમસ્ત સ્વર્ગીય દૃશ્યો પર અગ્નિની જ્વાલા જેવો રમણીય પ્રકાશ પાડે છે અને એને લીધે એ ગિરિખંડો સંન્યાસીનાં વસ્ત્ર જેવો કાષાય રંગ ધારણ કરે છે. એ આખા રમ્ય પ્રદેશને ભારતવર્ષના સાધુના રૂપમાં ફેરવી નાખે છે. થોડા વખત પછી ત્યાં બધું પીળું બની જાય છે અને રમ્ય પ્રદેશમાં માત્ર એકજ વસ્તુ સૂર્યજ જણાય છે.

હવે તમે જોઇ શકશો કે આ બરફનાં મેદાનોની અંદરજ ભારતવર્ષની મોટામાં મોટી નદીઓ અંતર્ભાવ પામીને રહેલી છે. ભારતવર્ષની બધી મોટી નદીઓ આ બરફનાં મેદાનોમાંથીજ નીકળીને વહેવા માંડે છે. આ હિમપ્રદેશમાંજ એ નદીઓનાં મૂળ અથવા કારણશરીર રહેલાં છે. હવે તમે એ નદીઓના જીવનની બીજી અવસ્થા—બીજા શરીર તરફ મહેરબાની કરીને ચાલો.

અહીં આપણને તદ્દન જુદીજ જાતના દેખાવો તથા પ્રદેશો નજરે પડે છે. હજી આપણે બરફથી ઢંકાયેલાં શિખરો ઉપર ગયા નથી; પરંતુ બહુ નીચાણના પ્રદેશમાં છીએ. અહીં યોજન-ના યોજન સુધી ચારે તરફ આપણે સુશોભિત ગુલાબનાં વનનાં વન જોઇએ છીએ. ગુલાબનાં પુષ્પોના મૃદુ અને મધુર પરિમલ-

થી ચારે તરફનું સર્વ વાતાવરણ મઘમઘાટ અને સુગંધમય થઇ ગયું છે. આખું વર્ષ પ્રેયપ્રેયસીના પ્રેમ સંબંધનું સૂચન કરતા મનોહર, મધુર, બુલબુલ તેમજ એવાં બીજાં પક્ષીઓનો કલવર આપણા કાને પડે છે. પોતાના મધુર કંઠથી દશે દિશાને પૂરનાર એ દિવ્ય ગંધર્વો, અહીં આપણા દીઠામાં આવે છે. વળી ભવ્ય, સુંદર અને મનોહર વૃક્ષોની ઘટામાં સૌથી વિશેષ હૃદયંગમ ગંગા નદી અને બીજાં કેટલાંક ઝરણાંઓ આપણે જોઇએ છીએ. આ ગંગા નદી અને ઝરણાંઓ પર્વતોમાં વાંકાચૂકા માર્ગે થઇને પોતાની સર્પાકાર ગતિથી રમણ કરતાં અને નૃત્ય કરતાં વહે છે. અહા! કેવાં સુંદર ઝરણાંઓ અને સુંદર વહેળાઓ અહીં દૃષ્ટિગોચર થાય છે. આ ઝરણાંઓમાં તટે આવેલા વૃક્ષોનાં પ્રતિબિંબ પડ્યાં છે. વળી બહુજ મનોહર અને મનોરંજક રીતે, ઘડીમાં આ રસ્તે તો ઘડીમાં તે રસ્તે, તો ઘડી પછી મોટો ચક્રાવો ને ચક્રાવો ખાતાં, વળી પાછાં ત્યાંથી આમ તેમ આડાંઅવળાં વળતાં તેમજ આખે રસ્તે ગાન કરતાં, એ વહેળિયાંઓ, નદીઓ અને ઝરણો નિરંતર વહ્યાં કરે છે.

આ બધું શું છે ? નદીના જીવનની આ બીજી અવસ્થા છે. અહીં નદી પોતાના સૂક્ષ્મ શરીરની અવસ્થામાં છે. ઝરણાંનો અને વહેળાનો આકાર તે નદીનું સૂક્ષ્મ શરીર છે; સૂર્યના તાપ અને પ્રકાશને લઇ એ નદીના કારણશરીરમાંથીજ નદીનું આ બીજું સૂક્ષ્મ શરીર નીકળ્યું છે. નદીના કારણશરીર પર સૂર્યનો પ્રકાશ અને ઉષ્મા પડ્યાં અને એ ઉષ્માના પ્રભાવથી નદીના કારણશરીરમાંથી આવું વહેતું સૂક્ષ્મ શરીર ઉદ્ભવ પામ્યું. આ સૂક્ષ્મ શરીર બહુજ ચંચળ, તરલિત, વક્ર સર્પાકારગતિમાં છે. તે હવે અતિ વેગમાં ઉછાળા મારી, જાણે સ્થૂલ બંધનોને તોડી કોઇ સૂક્ષ્મ ચૈતન્યનું તેજકિરણ પાછું મહાચૈતન્યના ઓઘમાં વિલીન થઈ જતું હોય તેમ એક સરોવરમાં પ્રવેશી ત્યાં લય પામી જાય છે.

હવે કંઇક જરા સપાટ પ્રદેશમાં આપણે ઊતરીએ. ત્યાં આપણને કંઈ જુદીજ જાતનાં દૃશ્યો નજરે પડે છે. જે નદી અને પાણીનાં ઝરણાં બરફથી ઢંકાયેલાં મેદાનમાં કારણશરીરરૂપે હતાં અને જે નદી અને ઝરણાંએ આગળ જતાં પર્વતના નીચાણમાં સૂક્ષ્મ શરીરરૂપે ઘણીજ ચપળ અને તરંગી આકૃતિ ધારણ કરી હતી, તેજ પાણીનાં ઝરણાં અને તેજ નદીએ અહીં મેદાનમાં

મલિન પ્રવાહનું સ્વરૂપ ધારણ કર્યું છે; તેની તેજ ગંગા જબરજસ્ત પ્રવાહ રૂપે અહીં વહી રહી છે; પણ તેમાં ઘણોજ ફેરફાર થઇ ગયો છે. તેણે નવાંજ વસ્ત્ર અને નવોજ રંગ ધારણ કર્યો છે. હવે તેની અંદર તેનું મૂળ પારદર્શકપણું કે નિર્મળતા રહ્યાં નથી. તે હવે મલિન થઈ છે અને ડહોળાઇ ગઇ છે. તેનો રંગ પણ વિકૃત થઇ ગયો છે તેનું પાણી ડહોળાઈ જવા સાથે તેના વેગમાં પણ ફેરફાર થઇ ગયો છે. તેનો પ્રવાહ એવો ધીમો પડી ગયો છે, પણ તેની સાથે તેનો ઉપયોગ વધી પડ્યો છે. આ મહાન નદીમાં હોડીઓ અને નૌકાઓ ચાલી રહી છે ને તે દ્વારા માલ લાવવા લઇ જવામાં આવે છે. આ ગંભીર નદીમાં હજારો લોકો સ્નાન કરવાને પ્રવેશ કરે છે. વળી ચારે તરફના પ્રદેશને પાણી પાઈ રસાળ કરવા માટે તેનો કાંસ અને નહેરોમાં પણ બહોળો ઉપયોગ થઇ રહ્યો છે.

નદીના જીવનની આ ત્રીજી અવસ્થા એજ તેનું સ્થૂળ શરીર છે; ત્યારે નદીના વાસ્તવિક જીવન (આત્મા)ની શું સ્થિતિ છે? પ્રવાહની વાસ્તવિક શક્તિનું શું રહસ્ય છે? નદીના જીવનની વાસ્તવિક પ્રેરકશક્તિ તો સૂર્યજ છે. આ દૃષ્ટાંત આપણે મનુષ્યજીવનને લાગુ પાડી શકીએ છીએ.

તમારાં એ ત્રણે શરીરોને એકબીજા સાથે તેમજ તમારા સત્ય સ્વરૂપ ( આત્મા ) સાથે શો સંબંધ છે?

તમારી સુષુપ્તિ અવસ્થા કે જેની અંદર તમને બીજી કોઈ પણ વસ્તુનું ભાન રહેતું નથી; જ્યાં તમને દુનિયા વિષે કંઇ પણ જ્ઞાન રહેતું નથી; જ્યાં પિતા એ પિતા નથી; માતા એ માતા નથી; ગૃહ એ ગૃહ નથી અને જ્યાં કેવળ અજ્ઞાન સિવાય બીજું કશુંજ હોતું નથી; જ્યાં કેવળ અપંચીકૃત ભૂતની અવસ્થા, મૃત્યુની એક સ્થિતિ, વિનાશનું એક મોટું સ્વરૂપ, ટૂંકાણમાં શૂન્યતાની સ્થિતિજ માત્ર હોય છે. આવી અવસ્થામાં તમારૂં વાસ્તવિક સ્વરૂપ કેવું હોય છે?

આ સંબંધમાં વેદાંત કહે છે કે, આ અવસ્થા કે જેના વિષે તમે કદી વિચારજ કર્યો નથી, તે અવસ્થામાં મનુષ્યનું કારણશરીર તેના વાસ્તવિક સ્વરૂપ–આત્મામાં અજ્ઞાનપણે સૂતેલું હોય છે. ઉપરના દૃષ્ટાંતમાં બરફનાં મેદાનમાં પ્રકાશતા સૂર્યની સાથે

આત્માને અને નદીના જીવનની સાથે મનુષ્યના જીવનને સરખાવવામાં આવ્યાં છે.

હવે તમે બરાબર લક્ષ આપીને સાંભળજો; કારણકે અહીં તમને એક બહુજ સૂક્ષ્મ વાત કહેવાની છે. એ વાત પહેલાં એક વખત તમને કહેવામાં આવી છે; તથાપિ આ પ્રસંગ એવો છે કે તેને પાછી ફરીથી કહેવાની જરૂર છે.

તમારી નિદ્રાની અવસ્થામાં આ દૃશ્યપ્રપંચ રહેતો નથી. માત્ર ત્યાં સ્વપ્નલોક રહે છે. તમે તે અવસ્થામાંથી જાગો છો, ત્યારે કહો છો કે, "એ ગાઢ નિદ્રા અવસ્થામાં મને કશાયનું ભાન નહોતું, ત્યાં કાંઈ પણ નહોતું." વેદાંત કહે છે કે, ખરેખર એ સુષુપ્તિ અવસ્થામાં કંઇ પણ રહેતું નથી; પણ તમે જાણો છો કે, પશ્ચિમના હેગલ નામના વિજ્ઞાનશાસ્ત્રીએ સ્પષ્ટ બતાવી આપ્યું છે કે, "આ કંઇ નહિ" એજ તમારૂં કારણશરીર છે. આ "કંઇ નહિ" કે જેને તમે જાગૃત અવસ્થામાં અજ્ઞાન અવસ્થા તરીકે વર્ણવો છો, તેજ તમારૂં કારણશરીર છે, એજ તમારા જીવનનાં બરફનાં મેદાનો છે. બાયબલમાં કહ્યું છે કે, "ઈશ્વરે 'કંઇ નહિ'-માંથી (શૂન્યમાંથી) આ સૃષ્ટિ ઉત્પન્ન કરી." તેવી રીતે હિંદુઓએ પણ સિદ્ધ કરી આપ્યું છે કે, "આ કારણશરીર કે જેને તમે જાગૃતાવસ્થામાં "કંઇ નહિ" અથવા તો અભાન-અજ્ઞાન કહો છો, તેજ કારણશરીરમાંથી અથવા અજ્ઞાનમાંથી આ સમસ્ત સૃષ્ટિ આવિર્ભાવ પામે છે." કદી તત્ત્વવાદીઓ આગળ આવી આનું ખંડન કરે કે, "કંઈ નહિ"માંથી અર્થાત્ શૂન્યમાંથી દૃશ્ય પ્રપંચ કદી ઉત્પન્ન થઇ શકેજ નહિ; તો વેદાંત સિદ્ધ કરી આપે છે કે, જેને તમે "કંઇ નહિ" એમ કરીને કહો છો, તે વાસ્તવિક રીતે કંઇ નહિ એવું નથી. જ્યારે તમે સુષુપ્તિમાંથી જાગો છો, ત્યારેજ તમે તેને "કંઇ નહિ" એમ કહો છો. તમે જાણો છો કે, "કંઇ નહિ" પદનો આપણે ગમે તે અર્થ કરી શકીએ; પણ વાસ્તવિક રીતે એ "કંઇ નહિ" એજ તમારૂં કારણશરીર છે. એ બરફનાં મેદાન સમાન છે; પણ તમે હવે પ્રશ્ન કરશો કે, "વારૂ, સુષુપ્તિ અવસ્થા કે જેને તમે "કંઈ નહિ"-અજ્ઞાન કહો છો અને જેમાંથી આ સર્વ દૃશ્ય પ્રપંચ ઉત્પન્ન થાય છે અને જે બાહ્ય દૃષ્ટિથી અમને "કંઇ નહિ" એવું લાગે છે, તે કારણશરીર છે, એ વાત તો બરાબર અમે સમજ્યા; પરંતુ તમે કહો છો કે, તમારા અંત-

રમાં રહેલા સૂર્યને જાણો, તમે તમારા હૃદયમંદિરમાં રહેલા ઈશ્વરને ઓળખો, તમે તમારો અંતરાત્મા કે જે તમારા કારણ-શરીરરૂપી હિમપ્રદેશમાંથી આ અખિલ વિશ્વને સૃજે છે, તેનો સાક્ષાત્કાર કરો; તે સૂર્ય, ઈશ્વર અથવા આત્માનો શો અર્થ છે? મહેરબાની કરી હવે એ પ્રશ્નનો ખુલાસો સાંભળો.

જ્યારે તમે ગાઢ નિદ્રામાંથી જાગો છો, ત્યારે તમે કહો છો કે, "હું સુખેથી ઊંઘી ગયો હતો, મને કશુંયે ભાન નહોતું." આના સંબંધમાં વેદાંત કહે છે કે, "આ તમારા શબ્દો એક કાગળ ઉપર મહેરબાની કરીને લખો." આવું કહેવું એ, જેમ કોઈ માણસ એમ કહે કે, "ઘોર રાત્રિએ, અમુક સ્થળે કોઈ પણ નહોતું" એના જેવું છે. એક માણસે ન્યાયાધીશની કોર્ટમાં આવી જણાવ્યું કે, "મધ્ય રાત્રિએ અમુક જગ્યાએ કોઈએ નહોતું." ન્યાયાધીશે આ એના શબ્દો કાગળ ઉપર લખવાને તેને ફરમાવ્યું. પેલા માણસે તે પ્રમાણે લખ્યા પછી ન્યાયાધીશે પૂછ્યું કે, "તમે જે કહો છો તે ખરી હકીકત છે?" તેણે હા પાડી. ન્યાયાધીશે પાછું પૂછ્યું કે, "આ જે તમે કહો છો, તે કોઈની કહેલી વાત કહો છો કે તે તમે જાતે જોયેલી કહો છો? શું તમે તે નજરેનજર જોઈ છે?" તેણે કહ્યું: "હા, તે મેં નજરેનજર જોઈ છે." ન્યાયાધીશે કહ્યું: "બહુ સારૂં. જો તમે આ હકીકત નજરેનજર જોયેલી છે અને ત્યાં કોઈએ હાજર નહોતું, એ તમારૂં કહેવું સત્ય છે, તો પછી તેને પ્રત્યક્ષ જાણનાર તરીકે નિદાન તમે પોતે તો ત્યાં હાજર હતાજ અને જો હાજર હતા તો પછી "ત્યાં કોઈયે નહોતું" એવું જે તમારૂં કહેવું છે, તે કોઈ રીતે વાસ્તવિક નથી; કારણકે કોઈ મનુષ્ય તરીકે તમે તો ત્યાં હાજર હતાજ અર્થાત્ ત્યાં નિદાન એક માણસ તો હાજર હતોજ!"

આ પ્રમાણે જ્યારે તમે કહો છો કે, "હું એવો તો ઘસઘસાટ ઊંઘી ગયો હતો કે મને કશુંયે ભાન નહોતું. ત્યાં કંઈ પણ નહોતું," એમ કહેવામાં વિરોધાભાસ આવે છે. પણ મહેરબાન, હું કહું છું કે, "ત્યાં કંઈ પણ નહોતું એમ નથી, પણ ત્યાં કંઈક હતુંજ અને તે કંઈક તે તમે પોતેજ ત્યાં વિદ્યમાન હતા. જો તમે જાતે ઊંઘી ગયેલા હોત, જો તમારૂં સત્ય સ્વરૂપ, સત્ય આત્મા, સત્ય ભાનુ, સત્ય બિંબ, સત્ય ઈશ્વર એ જો ત્યાં નજ હોત તો 'મને કશુંયે ભાન નહોતું' એવું અભાન અને

ત્યાં 'કશુંયે નહોતું' એ અજ્ઞાનનું ભાન તમને કેવી રીતે થાત? છતાં એ અભાન અને અજ્ઞાનનું ભાન તમને રહ્યું છે, તેથી તમે ત્યાં હાજર હતાજ." આવી રીતે તમારી સુષુપ્તિ અવસ્થામાં-ગાઢ નિદ્રાવસ્થામાં એક તો "કંઇ નહિ" અથવા અજ્ઞાન-કે જે બરફના મેદાન સમાન છે, તેમજ જેને કારણશરીર કહેવામાં આવે છે, તે હતું; અને બીજો સ્વયંપ્રકાશ, જ્યોતિરૂપ, ઈશ્વરસ્વરૂપ અને સાક્ષીભૂત આત્મા-કે જે એ અભાનનું ભાન કરે છે અને એ અવસ્થાની વિજનતામાં પણ પ્રકાશી રહ્યો છે-તે હતો, એમ બે વસ્તુઓ ત્યાં પણ રહે છેજ. આ દૃષ્ટાંતમાં સત્ય સ્વરૂપ આત્મા એ નિત્ય અને અવિકારી સૂર્યરૂપ છે અને સુષુપ્તિ અવસ્થાનું "કંઇ નહિ"રૂપ અજ્ઞાન કે જે તમારૂં કારણશરીર છે, તે અનિત્ય અને વિકારી બરફનાં મેદાનોરૂપ છે. એ કારણ શરીર વિકારી અને ક્ષણિક કેમ છે? કારણકે, જ્યારે તમે સુષુપ્તિ અવસ્થામાંથી સ્વપ્નાવસ્થામાં આવો છો, ત્યારે તે "કંઇ નહિ" એવું જે અજ્ઞાન તે ત્યાં રહેતું નથી. એ અજ્ઞાન ત્યાં નાશ પામે છે. હવે સુષુપ્તિ અવસ્થાનું "કંઇ નહિ" એવું જે અજ્ઞાન એજ જો તમારૂં સત્ય સ્વરૂપ હોત, તો તે જેવું ને તેવું-વિકાર પામ્યા વગરજ સદા રહ્યું હોત; પરંતુ તે તેમ ન રહેતાં વિકાર પામે છે. તે સુષુપ્તિ અવસ્થા સ્વપ્નાવસ્થામાં રૂપાંતર પામે છે, એજ બતાવી આપે છે કે, એ નિત્ય નથી. એ કારણશરીર સત્ય નથી. તમે આશ્ચર્યચકિત થઇ પૂછશો કે, "આ સર્વ દૃશ્યપ્રપંચ તે અવ્યકત અજ્ઞાનમાંથી-શૂન્યમાંથી કેવી રીતે આવિર્ભાવ પામે?" પણ તે શૂન્યમાંથીજ આવિર્ભાવ પામે છે એ સત્ય છે. યુરોપ અને અમેરિકામાં વસ્તુસ્થિતિને જુદીજ રીતે વિચારો છો. તમે વસ્તુના સ્વરૂપનું ઊંધીજ રીતે આલોચન કરો છો. 'રામ'ના વચન ઉપર શ્રદ્ધા રાખો. આજ સત્ય છે અને એજ સત્ય અખિલ વિશ્વમાં એક વખત વહેલું મોડું પ્રત્યેકના હૃદયમાં વ્યકત થશે.

અહીંના લોકોમાં વસ્તુને અવળી રીતે ગ્રહણ કરવાની રૂઢિ પડી ગઇ છે. તેઓ નીચે વહેતી સરિતાને ઊંચે પર્વત ઉપર ચઢાવવા માગે છે. આ કેવળ અસ્વાભાવિક પ્રથા છે અને આથી "સુષુપ્તિ અવસ્થાના અજ્ઞાનમાંથી-શૂન્યમાંથી સ્વપ્નાવસ્થા ઉદ્ભવે છે" એવું જે 'રામ'નું કહેવું છે તેમાં તમને અચંબો લાગે એમાં નવાઇ નથી; પરંતુ તમે તેને પૂરતું મનન અને સમર્થ-

ન કરી તપાસો કે, શું કુદરતની આવી ઘટના નથી? આ આપણી પૃથ્વી ક્યાંથી ઉત્પન્ન થઈ! આ તમારી પૃથ્વી પ્રથમ નેબ્યુલર અવસ્થામાં (જ્યોતિર્મય અગ્નિપ્રવાહોની અવસ્થામાં) હતી. આ બધું દૃશ્યપ્રપંચ એક વખત તમારી સુષુપ્તિ અવસ્થાની માફક અવ્યક્ત નિરાકાર સ્થિતિમાં હતું. તે એક વખત અપંચીકૃત અવસ્થામાં હતું. એવી અપંચીકૃત ભૂતની સ્થિતિમાંથી સર્વે જાતની વનસ્પતિ તેમજ પશુપક્ષી અને મનુષ્યપ્રાણી ઉત્પન્ન થયાં છે. વેદાંત કહે છે કે, " જે સત્ય તમે આ ભૌતિક જગતમાં જુઓ છો, આધ્યાત્મિક દૃષ્ટિથી પણ તેજ સત્ય છે. જો આ સમસ્ત જગત શૂન્યમાંથી--અજ્ઞાનમાંથી ઉદ્દ્ભવ્યું છે, તો તમારી સ્વપ્ન અને જાગૃતાવસ્થા પણ તમારી સુષુપ્તિ અવસ્થાના અજ્ઞાનમાંથી ઉદ્દ્ભવેજ." તમારી જાગૃત અને સ્વપ્નાવસ્થા પણ એમાંથી ઉત્પન્ન થઈ. આવીજ રીતે દરેક મનુષ્યના જીવનવ્યવહારમાં પણ દીઠામાં આવે છે. મનુષ્યની બાલ્યાવસ્થા એ સુષુપ્તિ અવસ્થા જેવી છે. એ સુષુપ્તિ જેવી બાલ્યાવસ્થામાંથીજ મનુષ્ય ક્રમે ક્રમે-તમે જેને ઉચ્ચ અવસ્થાઓ કહો છો, તે અવસ્થાઓમાં આવે છે. વાસ્તવિક રીતે ઊંચ અને નીચ એ માત્ર સાપેક્ષિક શબ્દોજ છે.

જે નિયમો સમસ્ત વિશ્વમાં દીઠામાં આવે છે, તેવાજ નિયમો પ્રત્યેક મનુષ્યના સામાન્ય જીવનમાં પણ દીઠામાં આવે છે; અર્થાત્ "પિંડે તેજ બ્રહ્માંડે" છે. આ સુષુપ્તિ અવસ્થામાંથી સ્વપ્નાવસ્થા ઉદ્દ્ભવે છે. જાગૃત અવસ્થાના સંસ્કારથીજ સ્વપ્નાવસ્થા પ્રાપ્ત થાય છે એવું લોકોનું કહેવું છે, પરંતુ એ અવસ્થાનું ખરૂં સ્વરૂપ શું છે, તે વાત તમારા હેગલ, કૅન્ટ વગેરે પાશ્ચાત્ય તત્ત્વવાદીઓ બરાબર સ્પષ્ટ કરી શકતા નથી; પણ વેદાંત જ્યારે સાબિત કરી આપશે, ત્યારે તમને બહુ આશ્ચર્ય લાગશે. આ વિષયને વિશેષપણે ચર્ચવાને અત્યારે આપણને અવકાશ નથી, પણ તે બીજા કોઈ એક ભાષણમાં અથવા કોઈ એક જુદા પુસ્તકમાં તમને સિદ્ધ કરી આપવામાં આવશે.

હવે આપણે સ્વપ્નાવસ્થામાં આવીએ. જાણે કે બરફના મેદાનોમાં થઈને આપણે પર્વતોમાં નીચા આવતા હોઈએ તેવી રીતે સુષુપ્તિ અવસ્થામાંથી સ્વપ્નાવસ્થામાં આપણે આવીએ છીએ. ધારો કે હજી તમે પર્વત ઉપર સ્વપ્નમાં છો. અહીં સૂક્ષ્મ-શરીરમાં રહેલો સ્વપ્નાવસ્થાને અનુભવતો તૈજસ્-આત્મા (આ સ્વપ્નાવસ્થા-

માં કહેલા આત્માનું નામ છે) કલ્પનાના તથા મનોરાજ્યના પ્રદેશમાં સ્થિત થયેલો પોતાને જુએ છે. તે ઘડી વાર પક્ષી બને છે, તો ઘડી વાર રાજા બને છે. વળી બીજીજ પળે તે ભિખારી બને છે. પાછો વળી તે હિમાલય પર્વત ઉપર માર્ગ ભૂલી ગયો હોય એવો કોઇ રખડતો મનુષ્ય બને છે અને પછી તે લંડન જેવા મોટા શહેરનો શહેરી બને છે.

તે ઘડીએક આ શહેરમાં તો ઘડીએક પેલા શહેરમાં જાય છે. કેવી અસ્થિરતા! કેવી અનિત્યતા! જેવી રીતે પર્વતમાં ઝરણાંઓ નિત્ય, વિકારી, અસ્થિર અને ક્ષણિક હોઇ ક્ષણે ક્ષણે નવીનતા ધારણ કરે છે; તેવીજ સ્થિતિ તે સ્વપ્નાવસ્થામાં રહેલા તમારા તૈજસ્-આત્માની છે. જેવી રીતે પર્વત ઉપર વહેતાં ઝરણાં ત્વરિત વેગ-વાળાં હોય છે, તેવીજ રીતે તમે સ્વપ્નાવસ્થામાં ઘડીકમાં આ, તો ઘડીકમાં પેલી એમ દરેક વસ્તુ પ્રાપ્ત કરવા ઉતાવળિયા હો છો. વહેળાં અને નાની નાની નદીઓ પર્વતોમાં જેવી રીતે સ્વચ્છંદે રમણ કરતી ખળખળાટ વહે છે, તેવી રીતે તમારો તૈજસ્-આત્મા પણ ત્યાં સ્વપ્નાવસ્થામાં સ્વચ્છંદે રમણ કરતો વિહરે છે. તમે મનો-રાજ્યના પ્રદેશમાં વસો છો, તે અવસ્થામાં મરી ગયેલાં સજીવન અને સજીવન મરી ગયેલાં દેખાય છે. મનોરાજ્ય અને કલ્પનાની આ કેવી આશ્ચર્યકારક અવસ્થા છે! કલ્પના અને મનોરાજ્યવાળી આ સ્વપ્નાવસ્થા તે પર્વત ઉપર વહેતા ઝરણાની સૂક્ષ્મ અવસ્થા સમાન છે. સ્વપ્નાવસ્થાનો અનુભવ કરી, તમારી બીજી અવસ્થા-માંથી જાણે કે પર્વત ઉપરથી તમે નીચે આવતા હો, એવી રીતે તમે નીચે આવો છો-જાગૃત થાવ છો. જેવી રીતે ભૂતળ ઉપર સરિતા પોતાના સ્થૂળ સ્વરૂપમાં પ્રવહન કરે છે, તેવી રીતે તમે પણ સ્થૂળ શરીરમાં-તમારી જાગૃત અવસ્થામાં-તમારો વ્યવહાર ચલાવો છો. આવી રીતે તમારી સુષુપ્તિ અવસ્થા એ કારણશરીર; તમારી સ્વપ્નાવસ્થા એ સૂક્ષ્મશરીર અને તમારી જાગૃતાવસ્થા એ સ્થૂળ શરીર છે, એ તમે બરાબર સમજ્યા હશો. તમે જાણો છો કે, સરિતા જ્યારે પર્વત ઉપરથી નીચે ઉતરી સપાટ પ્રદેશ ઉપર વહેવા લાગે છે, ત્યારે પણ તેનું સૂક્ષ્મ શરીર તો તેનું તેજ રહે છે, પણ તે માત્ર મલિન વસ્ત્ર ધારણ કરે છે. તમે પર્વત-માંથી વહેતું પાણી જોયેલું છે; તે નિર્મળ અને સ્વચ્છ પાણી કાદવ, મટોડી અને સપાટ પ્રદેશમાં ગુપ્તપણે રહેલું છે. પર્વતમાં જોયેલી

નદીના સૂક્ષ્મ શરીરમાં કોઈ પણ રીતે ફેરફાર થયો નથી; પણ માત્ર તેણે નવું સ્વરૂપ ધારણ કર્યું છે. આવી રીતે સૂક્ષ્મ શરીરવાળી નદી જ્યારે વહેતી વહેતી સપાટ પ્રદેશમાં આવે છે અને કાદવવાળું સ્વરૂપ ધારણ કરે છે, ત્યારે નદીએ સ્થૂળ શરીર ધારણ કર્યું છે, એમ આપણે કહીએ છીએ. જ્યારે કારણશરીરમાંથી સૂક્ષ્મ શરીર ઉદ્દ્ભવ્યું, ત્યારે આવો પ્રકાર નહોતો. ત્યારે તો કારણ-શરીરને વિલીન થઈ સૂક્ષ્મશરીરરૂપે થવાનું હતું અને હવે જાગૃતા-વસ્થામાં આવવા સારૂ કાંઈ સૂક્ષ્મશરીરને વિલીન થવાનું, રૂપાંતર પામવાનું રહેતું નથી. તેને ફક્ત નવું સ્વરૂપ–નવું વસ્ત્રજ ધારણ કરવું પડે છે. સાચી વસ્તુસ્થિતિ તો આ પ્રમાણે છે.

તમારી જાગૃતાવસ્થામાં તમારૂં સૂક્ષ્મ શરીર કે જે સ્વપ્ના-વસ્થામાં મન અને બુદ્ધિરૂપે કામ કરે છે, તે કંઈ અદૃશ્ય થઈ જતું નથી; પણ તેનું તેજ રહે છે અને વધારામાં માત્ર મસ્તક વગર સર્વ સ્થળ અંગો વસ્ત્રની માફક ધારણ કરવામાં આવે છે. જ્યારે તમે નિદ્રાવસ્થામાં જાવ છો, ત્યારે જેવી રીતે આપણે પહેરેલાં વસ્ત્રો ઉતારી ખીંટીએ મૂકીએ છીએ, તેવી રીતે સૂક્ષ્મ શરીર સ્થૂળ શરીરનું ભાન મૂકી દઈને કારણશરીરમાં પ્રવેશે છે.

જેવી રીતે સૂતી વખતે લોકો પોતાના શરીર ઉપર પહેરેલાં વસ્ત્ર ઉતારી એક કોરે મૂકે છે, તેવી રીતે તમે તમારા જાગૃતા-વસ્થાવાળા સ્થૂળ શરીરમાંથી તમારૂં ભાન ખેંચી લો છો અને સ્વપ્નામાં માત્ર તમારૂં સૂક્ષ્મ શરીરજ કાયમ રહે છે. વારૂ, એ સૂક્ષ્મ શરીર શું છે? તે પણ એક સ્થૂળ શરીરની માફક પંચ-ભૌતિક શરીરજ છે. હવે એ વાત તમને સાબિત કરી આપવામાં આવશે. વળી સાથે સાથે સૂક્ષ્મ શરીરનો સ્થૂળ શરીર સાથે અને સ્થૂળ શરીરનો સૂક્ષ્મ શરીર સાથે શો સંબંધ છે, તે વાત પણ તમને સાબિત કરી આપવામાં આવશે. તમે જાણો છો કે, નદી-ઓ મોટે ભાગે શિયાળાની ઋતુમાં (અહીં શિયાળાને રાત્રિની જોડે સરખાવવામાં આવ્યો છે.) તેઓના સ્થૂળ શરીરનો ત્યાગ કરે છે અને માત્ર સૂક્ષ્મ શરીરને ધારણ કરે છે. અર્થાત્ શિયાળા-ની ઋતુમાં નદીઓ પ્રવાહમાં નાની બને છે અને પોતાનું કાદવ અને મટોડીવાળું મલિન વસ્ત્ર છોડી નિર્મળતા ધારણ કરે છે; (નિર્મળતા એ નદીનું સૂક્ષ્મ શરીર છે.) જાણે કે તે નદીઓ સૂવા જાય છે. જેવી રીતે નદીઓ કાદવ અને મટોડીવાળું પોતાનું

સ્થૂળ શરીર છોડીને નિર્મળ પ્રવાહરૂપે સૂક્ષ્મ શરીર ધારણ કરે છે, તેવી રીતે તમે પણ દરરોજ રાત્રિએ (રાત્રિ એ તમારો શિયાળો છે.) સૂવા જાવ છો, ત્યારે તમારા સ્થૂળ શરીરનો ત્યાગ કરીને એટલે કે તેમાંથી તમારૂં ભાન સમેટી લઇને માત્ર તમે તમારૂં સૂક્ષ્મ શરીરજ રહેવા દો છો.

આમાં જે સૂર્ય નદીના કારણશરીરમાં પ્રકાશતો હતો, તેનો તેજ સૂર્ય તેના સૂક્ષ્મ શરીરમાં પણ પ્રકાશે છે અને તેનો તેજ સૂર્ય નદીના સ્થળ શરીરમાં પ્રકાશે છે.

એજ પ્રમાણે જે સત્ય, સ્વયંપ્રકાશ આત્મા, સુષુપ્તિ અવસ્થાના કારણશરીરમાં પ્રકાશતો હતો, તેનો તેજ સ્વયંપ્રકાશ આત્મા સ્વપ્નાવસ્થાના સૂક્ષ્મ શરીરમાં તેમજ જાગૃતાવસ્થાના સ્થૂળ શરીરમાં પ્રકાશ્યા કરે છે. ત્યારે એમાં તફાવત શું છે? તફાવત માત્ર પ્રકાશના પ્રરાવર્તનમાં-પ્રકાશ પાડવામાંજ છે. જ્યારે સૂર્ય બરફનાં મેદાનમાં-નદીના કારણ શરીરમાં પ્રકાશતો હતો, ત્યારે ત્યાં સૂર્યનું પ્રતિબિંબ જણાતું નહોતું. બરફને પિગાળવાની સૂર્યની ક્રિયા પ્રચંડપણે ચાલતી હતી ખરી, પણ ત્યાં સૂર્યનું પ્રતિબિંબ કે પરાવર્તન જણાતું નહોતું; પરંતુ જ્યારે તે સૂર્ય નદીના સૂક્ષ્મ શરીરમાં પ્રકાશવા લાગ્યો, ત્યારે તેમાં તેનું પ્રતિબિંબ અને પરાવર્તન જણાવા લાગ્યું.

ત્યારે હવે આ પ્રતિબિંબ એટલે શું?

આ બિંબ તે તમારી અંદર રહેલો અવિકારી, અવિનાશી સત્ય આત્મા છે. તે ઈશ્વર અને બ્રહ્મ છે. જ્યારે તમે તમારી સુષુપ્તિ અવસ્થામાં હો છો, ત્યારે પણ તેજ આત્મા તમારી અંદર વિદ્યમાન હોય છે. તેજ આત્મ-દેવ તમારા કારણ શરીરમાં પ્રકાશે છે.બારીક રીતે તપાસી જુઓ, તમારી સુષુપ્તિ અવસ્થામાં અહંકાર હોતો નથી. હું સૂઇ ગયો છું, હું વૃદ્ધિ પામું છું, હું અન્ન પચાવું છું, હું આ કરૂં છું, હું તે કરૂં છું આવો કોઇ પણ જાતનો અહંકારનો ખ્યાલ રહેતો નથી; પણ ત્યાં માત્ર સત્ય આત્મ-દેવ વિદ્યમાન રહે છે. આ મિથ્યા બાહ્ય અહં કે જેને લોકો સત્ય આત્મા તરીકે ગણે છે, તે ત્યાં નથી. તે મિથ્યા અહં તો સ્વપ્નાવસ્થામાંજ દશ્યમાન થાય છે. તમારી સ્વપ્નાવસ્થા તે એ નદીની બીજી સૂક્ષ્મ અવસ્થા જેવી છે. આ સૂક્ષ્મ અને જાગૃતાવસ્થામાં તે અહંકાર-

નો પ્રાદુર્ભાવ થાય છે, સપાટ પ્રદેશમાં વહેતી સરિતાના સ્થૂળ શરીરના જેવી તમારી જાગૃતાવસ્થા છે. નદીના આ સ્થૂળ શરીરમાં પણ સૂર્ય બરફના પ્રદેશમાં જે પ્રમાણે પ્રકાશતો હતો, તેજ પ્રમાણે પ્રકાશે છે; પરંતુ ઝરણાંઓમાં અને કાદવ તથા મટોડીવાળા નદીના પ્રવાહમાં તો તેનું પ્રતિબિંબ પણ જણાય છે. આવી રીતે તમારી જાગૃતાવસ્થામાં પણ આત્મદેવનું પ્રતિબિંબ દીઠામાં આવે છે. હું આ કરૂં છું, હું તે કરૂં છું, હું આ છું, હું તે છું, આ અહંકાર, આ મિથ્યા આત્મા જાગૃતાવસ્થામાં પણ જણાય છે; પણ તમે જુઓ છો કે, સ્વપ્નાવસ્થાના અને જાગૃતાવસ્થાના અહંકારમાં તફાવત છે. જેવી રીતે પર્વત ઉપર વહેતાં ઝરણાંઓ અને વહેળાંઓમાં સૂર્યનું પ્રતિબિંબ અસ્થિર અને તરલિત હોય છે, તેવીજ રીતે તમારી સ્વપ્નાવસ્થામાંનો તમારો અહંકાર કે જે આત્માનું પ્રતિબિંબ છે, તે ક્ષણિક, ચંચળ, અસ્થિર, તરલિત અને વિકારી છે અને સપાટ પ્રદેશમાં વહેતી નદીના મંદ પ્રવાહમાં જણાતા પ્રતિબિંબની માફક તમારી જાગૃતાવસ્થામાં પ્રતિબિંબરૂપે પ્રકાશતો તમારો અહંકાર સ્થિર અને સ્થાયી છે.

હજી પણ આ વિષયને જરા વિશેષ સ્પષ્ટ કરવાની જરૂર છે. લોકો કહે છે કે, સૂક્ષ્મ શરીરમાંથી સ્થૂળ શરીર ઉત્પન્ન થાય છે, એ તમે શા આધારે કહો છો? લોકો કહે છે કે, જાગૃતાવસ્થા કરતાં સ્વપ્નાવસ્થાને તમે શા આધારે ઉચ્ચ ગણો છો? જુઓ, ધ્યાન આપો. તમારી જાગૃતાવસ્થાનો અનુભવ શાનો બનેલો છે? તમારી જાગૃતાવસ્થાનો અનુભવ એ દેશ, કાળ અને કાર્ય-કારણાત્મક છે. એ દેશ, કાળ અને કાર્ય–કારણના વિચાર વગર તમે આ બ્રહ્માંડના કોઇ પણ પદાર્થનો ખ્યાલ કરી શકશો નહિ, એના સિવાય કોઈ પણ વસ્તુનો ખ્યાલ આણવો અશક્ય છે. આ દેશ, કાળ અને કાર્ય–કારણભાવ એ તો તમારી જાગૃત તેમજ સ્વપ્નસૃષ્ટિના વાણાતાણા સમાન છે. તમને ખબર છે કે, ઇંગ્લેંડના વિદ્વાન પંડિત મેક્સમૂલર જર્મન તત્ત્વવાદી કૅન્ટના "ક્રિટિક ઑફ પ્યોર રીઝન" નામના ગ્રંથના ભાષાંતરમાં તેની પ્રસ્તાવના લખતાં કહે છે કે, "જે તત્ત્વજ્ઞાન વેદાંત શીખવે છે, તેજ તત્ત્વજ્ઞાન કૅન્ટ શીખવે છે." વળી તે કહે છે કે, "દેશ, કાળ અને કાર્ય–કારણભાવ એ આદ્ય છે," એ કૅન્ટે સ્પષ્ટ રીતે સાબિત કરી આપ્યું છે અને હિંદુઓએ તે સાબિત કરી આપ્યું નથી;

પણ રામનું એવું કહેવું છે કે, મેક્ષમૂલરે હિંદુઓના પૂરેપૂરા ગ્રંથો જોયા નથી; વળી રામનું એવું કહેવું છે કે, હિંદુઓએ દેશ, કાળ અને કાર્ય-કારણભાવ આદિ-અંતવાળા મનોગત છે એમ સિદ્ધ કરી આપ્યું છે; વળી તેમણે સિદ્ધ કરી આપ્યું છે કે, તમારી જાગૃતાવસ્થાનો જે અનુભવ છે, તે તમારા સ્વપ્નાવસ્થાના અનુભવના પરિણામરૂપ છે. તમો ધીરજથી સાંભળજો. તમારી સુષુપ્તિ અવસ્થામાં તમને દેશ, કાળ કે કાર્ય-કારણભાવ એ કશાનો ખ્યાલ હોતો નથી. તમે સ્વપ્નાવસ્થામાં આવો છો, ત્યારેજ દેશ, કાળ અને કાર્ય-કારણભાવ અસ્તિત્વમાં આવે છે. હિંદુઓ કહે છે કે, જેવી રીતે બીજમાંથી નાનો અને નાજુક અંકુર ફૂટે છે, તેવી રીતે તમારી સ્વપ્નાવસ્થાના દેશ, કાળ અને કાર્યકારણભાવ તમારી સુષુપ્તિ અવસ્થામાંથી ઉત્પન્ન થાય છે અને પછી તે જાગૃતાવસ્થામાં મહાન વૃક્ષ સમાન પરિણામ પામે છે. આ પછી તે દેશ, કાળ અને કાર્ય-કારણભાવ જબરજસ્ત અને પ્રચંડ નદી સમાન બની પોતાનું સ્થૂળ સ્વરૂપ ધારણ કરે છે. જેમ જેમ તમે સ્થૂળ પ્રદેશ તરફ આગળ વધતા જાઓ છો, તેમ તેમ તમારી સાથેજ દેશ, કાળ અને કાર્ય-કારણભાવ પણ વૃદ્ધિ પામતાં જાય છે. અર્થાત્ પ્રમાતા (અંતઃકરણ) એ વિકાસ પામતા દેશ, કાળ અને કાર્ય-કારણભાવના પરિણામ સિવાય બીજું કંઇ પણ નથી.

તમારી સ્વપ્નાવસ્થામાં પણ કાળનું અસ્તિત્વ છે; પણ જાગૃતાવસ્થાના કાળમાન સાથે એને સરખાવી જોશો, તો તમને જણાશે કે સ્વપ્નાવસ્થાનો કાળ ક્ષણિક, અસ્થિર, ચલ, અસ્પષ્ટ, અનિશ્ચિત અને અનિયત છે અને જાગૃતાવસ્થાનો કાળ તે કુદરતી રીતે પરિણત સ્વરૂપમાં હોય છે; અર્થાત્ સ્વપ્નાવસ્થાનો કાળ તે સંપૂર્ણપણે વિકાસ પામેલો હોય છે. એ તમને અનુભવ છે કે સ્વપ્નમાં કેટલીક વખત મરેલાં એ જીવતાં અને જીવતાં એ મરેલાં દેખાય છે; પણ આવી રીતે કંઇ જાગૃતાવસ્થામાં જણાતું નથી; કારણકે જાગૃતાવસ્થામાં કાળ નિશ્ચિત હોય છે; ત્યારે સ્વપ્નાવસ્થામાં ભૂતકાળ એ ભવિષ્યકાળ અને ભવિષ્યકાળ એ ભૂતકાળ બને છે. જાગૃતાવસ્થામાં આવો પ્રકાર નથી. તમે સાંભળ્યું હશે કે, મહંમદ પેગંબરને આઠમા આસમાનમાં જતાં દીર્ઘ કાળ લાગ્યો હતો; પણ તેમણે જાગીને જોયું તો માત્ર ત્યાં જતાં બે સેકન્ડજ થઇ હતી.

આવી રીતે તમારી જાગૃતાવસ્થાના પદાર્થો તો તમારી સ્વપ્નાવસ્થાના પદાર્થોથી વસ્તુરૂપેજ ભિન્ન નથી, પણ તેના પ્રમાણમાં અને અંશમાંજ ભિન્નતા છે. સ્વપ્નાવસ્થાના પદાર્થો ક્ષણિક, વિકારી, અસ્થિર અને અનિયમિત હોય છે. કોઈ એક નાના છોડને આપણી મરજી પ્રમાણે વાળી અને ઉછેરી શકીએ છીએ, તેવી રીતે આ સ્વપ્નાવસ્થાના પદાર્થોમાં પણ આપણી ઇચ્છાનુસાર ફેરફાર કરી શકીએ છીએ; પણ જ્યારે તે નાનો છોડ મટી જઇને મોટું વૃક્ષ બને છે, ત્યારે આપણે એને કોઈ પણ રીતે વાળી કે ફેરવી શકતા નથી; તે પ્રમાણે જાગૃતાવસ્થાના પદાર્થોમાં તમે ઝટઝટ ફેરફાર કરી શકતા નથી. તમારી સ્વપ્નાવથામાં તમે એક સ્ત્રીને જુઓ છો; એક સેકન્ડમાં તેજ સ્ત્રી ઘોડી બને છે, વળી તે ઘોડો બને છે. સ્વપ્નમાં તમે તમારી આગળ એક જીવતો માણસ જુઓ છો, પળવારમાં વળી એજ માણસ મરી જાય છે અને તેને બદલે હવે તમારી નજર આગળ એક પર્વત ખડો થાય છે. વળી તે પર્વત હતો ન હતો થઈ જઇ તેની જગ્યાએ ત્યાં અગ્નિ ભભૂકે છે. જે પદાર્થો તમે તમારી સ્વપ્નાવસ્થામાં જુઓ છો, તે પદાર્થો તમારી સુષુપ્તિ અવસ્થામાં નહોતા; તોપણ (જેવી રીતે બરફના પ્રદેશમાંથી નાનાં નાનાં ઝરણાં અને વહેળાં નીકળે છે, તેવી રીતે) સુષુપ્તિ અવસ્થામાંથીજ એ બધા પદાર્થો ઉત્પન્ન થયા છે; તેજ પ્રમાણે તમારી જાગૃતાવસ્થામાં પણ આ આદ્ય સૂક્ષ્મ અવસ્થામાંનાજ દેશ અને કાળ પૂર્ણપણે વિકાસ પામી સ્થિર અને નિયત સ્વરૂપ ધારણ કરે છે.

આ પ્રમાણે તમારી સ્વપ્નાવસ્થાનું જ્ઞાન અને બુદ્ધિ તમારી જાગૃતાવસ્થા સાથે સંબંધ ધરાવે છે. 'રામ' પોતે પોતાના જાતિઅનુભવથી પણ જાણે છે કે, ઘણી વખત હું જ્યારે વિદ્યાર્થી હતો, ત્યારે જાગૃતાવસ્થામાં ગણિતના બહુ અઘરા દાખલા કે જેને વિષે હું બહુ વિચાર કર્યા કરતો હતો અને ગણી શક્યો નહોતો, તે સ્વપ્નાવસ્થામાં હું બરાબર ગણી શક્યો હતો; પણ પાછો જાગૃત થતાં તે કેમ ગણવા તે મને સમજાતું નહિ. દલીલ અને મુદ્દામાં દોષ હતો. તમારી સ્વપ્નાવસ્થાની દલીલો પણ વિકારી, ક્ષણિક, અસ્પષ્ટ હોય છે; તોપણ જેવી રીતે એક વિકાસ પામેલા વૃક્ષનો એક વિકાસ પામતા છોડ તેમજ હજી તરતના ફૂટેલા વિકાસ પામતા અંકુર સાથે સંબંધ છે, તેવીજ રીતે તે દલીલોનો પણ

તમારી જાગૃતાવસ્થાની દલીલો સાથે સંબંધ છે.

ઘણી વાર 'રામે' સ્વપ્નાવસ્થામાં કાવ્યો લખ્યાં છે; પણ જાગીને જ્યારે એ કાવ્યો વાંચતો, ત્યારે તેમાં માત્રામેળની ભૂલો અને વિચારોની અસંગતતા જણાતી. જેવી રીતે નદીના સૂક્ષ્મ શરીરનો તેના સ્થૂલ શરીર સાથે સંબંધ છે, તેવીજ રીતે સ્વપ્નાવસ્થાની બુદ્ધિનો જાગૃતાવસ્થાની બુદ્ધિ સાથે સાપેક્ષ સંબંધ હોય છે. વળી સ્વપ્નાવસ્થાના દેશનો જાગૃતાવસ્થાના દેશ સાથે સંબંધ હોય છે. દેશ હમેશાં ઘન, સ્થાયી અને અવિકારી હોય છે, પણ તમે એમ કહેશો કે, જાગૃતાવસ્થામાં જે પદાર્થો આપણે જોઇએ છીએ, તેજ પદાર્થો આપણે સ્વપ્નાવસ્થામાં જોઇએ છીએ એમ કેમ કહેવાય? આપણાં સ્વપ્નો તો આપણી જાગૃતાવસ્થાના સંસ્કારો અને સંસ્મરણો છે; પણ 'રામ' કહે છે કે, તેથી શું થયું? એમજ હોય તોપણ કાંઇ વાંધો નથી. વસ્તુતઃ બીજ શું છે? એક બીજમાંથીજ સુંદર છોડવો ઊગી નીકળે છે અને ધીરે ધીરે એમાંથી સઘન, વિશાળ વૃક્ષ બની જાય છે; વળી એ વૃક્ષમાંથી પહેલાંના બીજ જેવાંજ અનેક બીજ તૈયાર થાય છે. આ પ્રમાણે એકજ બીજમાં આખા વૃક્ષનો અંતર્ભાવ હોય છે. એજ વૃક્ષે પોતાનું સર્વસ્વ, સર્વબળ એ નાના જેવા બીજમાં સંપૂર્ણપણે મૂકેલું હોય છે. આવી સ્થિતિમાં આપણે એવી દલીલ કરી શકીએ ખરા કે વૃક્ષ બીજમાંથી નથી ઉત્પન્ન થયું? બીજમાંથી વૃક્ષ ન બને એમ કહેવાનો આપણને કશોયે અધિકાર છે ખરો કે?

વેદાંત કહે છે કે, મનુષ્યની સુષુપ્તિ અવસ્થા એટલે કે તમારી સબીજ અવસ્થા એ પેલા વૃક્ષના બીજ જેવી છે. એ સુષુપ્તિ અવસ્થામાંથી સ્વપ્નાવસ્થા ઉદ્‌ભવે છે, અને ઉત્તરોત્તર તેમાંથી જાગૃતાવસ્થા અર્થાત્ સ્થૂળ શરીરનો પ્રાદુર્ભાવ થાય છે. જાગૃતાવસ્થાના અનુભવોને સુષુપ્તિ અવસ્થામાં ઘનીભૂત કરી શકાય છે; તેવીજ રીતે તમારા કહેવા પ્રમાણે જાગૃતાવસ્થાના અનુભવોની સ્વપ્નાવસ્થા પર અસર થાય છે એમ માનીએ તોપણ કાંઇ 'રામ'ના વિવેચનનો વિરોધ થતો નથી. તેવી રીતે કબૂલ કરીએ તોપણ સૂક્ષ્મ શરીર અર્થાત્ સ્વપ્નાવસ્થામાંથી જાગૃતાવસ્થા નથી ઉદ્‌ભવી એમ કહેવાનો તમને જરાયે હક નથી. આખા વૃક્ષનો એક બીજમાં સમાવેશ થઇ જાય છે એમ જ્યારે આપણે જોઇએ

છીએ, ત્યારે બીજમાંથી વૃક્ષ નથી ઉદ્દ્ભવતું એમ આપણે કદી પણ નહિ કહી શકીએ. સ્વપ્નાવસ્થામાં તમારી જાગૃતાવસ્થાના સંસ્કારોમાંથી ઉત્પન્ન થતા બનાવો વારંવાર દૃષ્ટિગોચર થતા હોય તેથી 'રામ'ના કહેવાનો તમે જરાયે નિષેધ નથી કરી શકતા. દેશ, કાળ, વસ્તુ અર્થાત્ સ્વપ્નાવસ્થાના ભેદભાવમાંથી જાગૃતાવસ્થા ઉત્પન્ન થાય છે, એમ કહેવામાં ઉપરના સત્યથી જરા પણ વિરોધ આવતો નથી.

વેદાંતનો સિદ્ધાંત એવો છે કે, સ્વપ્ન અને જાગૃત એ બંને અવસ્થાઓની ઉત્પત્તિ સુષુપ્તિ અવસ્થાના કારણશરીરમાંથી–શૂન્યભાવમાંથીજ ઉદ્દ્ભવ પામી છે. હિંદુઓ જ્યારે એમ કહે છે કે, આ સંસારનું અસ્તિત્વજ નથી અથવા તો આ જગત અજ્ઞાનનુંજ પરિણામ માત્ર છે, એનો અર્થ એવો થાય છે કે, સુષુપ્તિ અવસ્થામાં તમે જેને શૂન્યભાવ, સંકીર્ણતા કે અસ્તવ્યસ્તપણું કહો છો, તે વેદાંતની દૃષ્ટિએ અવિદ્યા અર્થાત્ ઘનીભૂત થયેલું અજ્ઞાનજ છે. તમે એ સ્થિતિને અવિદ્યાની પરાકાષ્ઠા કહેશો તો સુષુપ્તિ અવસ્થા એ એવી અવિદ્યાની પરાકાષ્ઠાજ છે. એ અજ્ઞાન, અવિદ્યા વા અંધકારમાંથી સંસાર ઉદ્દ્ભવે છે. આ ભેદભાવ અને વિકાર ઉત્પન્ન થાય છે, એ અવિદ્યા પરિવર્તનશીલ એટલે કે વિકારી છે. સ્વપ્નાવસ્થામાં તમે બે પ્રકારની વસ્તુઓ જુઓ છો. એક કર્તા અને બીજું કર્મ. વેદાંતની દૃષ્ટિએ કર્તા અને કર્મ બંને એક સાથેજ આવિર્ભાવ પામે છે. સ્વપ્નમાં તમે એકપક્ષે દ્રષ્ટા એટલે જોનારા છો અને બીજી બાજુ જોવાની વસ્તુ એટલે દૃશ્ય છો. ઘોડો અને ઘોડેસવાર એમ બે વસ્તુઓ તમે સ્વપ્નમાં જોશો એટલે બંને સાથેજ દેખાશે. સ્વપ્નમાં તમે પર્વત જુઓ એટલે તમે જોનાર કર્તા એટલે દ્રષ્ટા છો અને જોવાનો પર્વત તે કર્મ એટલે દૃશ્ય છે. આવી રીતે કર્તા અને કર્મ, દ્રષ્ટા અને દૃશ્ય બંને એકજ સાથે આવિર્ભાવ પામે છે.

વેદાંત દર્શન તો કહે છે કે, એવીજ રીતે જાગૃતાવસ્થામાં પણ જોનાર અને જોવાની વસ્તુ, દ્રષ્ટા અને દૃશ્ય એ બન્ને તમે પોતેજ છો. એક બાજુ તમેજ મિત્ર છો અને બીજી દૃષ્ટિથી શત્રુ પણ તમે પોતેજ છો. વાસ્તવિક રીતે તમે પોતેજ દ્વૈત છો; સર્વસ્વ છો. પરંતુ સ્વપ્નની આ બધી અદ્દ્ભુત ઘટનાઓ, સુષુપ્તિની આશ્ચર્યકારક અવસ્થા, જાગૃત દશાના બધા ચમત્કાર, એ

બધા વેપારો વિકારી, અનિત્ય, ચંચલ, અસ્થિર, અને અનિશ્ચિત છે. જે વાસ્તવિક આત્માની આપણે સૂર્યની સાથે સરખામણી કરી ગયા છીએ, એ સ્વયંપ્રકાશ આત્મા તો એ ત્રણે શરીરોથી પર છે. સૂર્ય જેવી રીતે નદીની ત્રણે સ્થિતિ પર પ્રકાશતો રહે છે, તેવી રીતે વાસ્તવિક આત્મા એ ત્રણે અવસ્થાઓમાં પ્રકાશ પાડે છે. આત્મા નિર્વિકાર અને નિર્વિકલ્પ છે. એજ આત્મા તમારી સુષુપ્તિ અવસ્થાની હિમશિલા પર ચમકે છે. તમારા આત્મસૂર્ય વડેજ તમારો જાગૃતાવસ્થાનો અનુભવ પ્રકાશિત થાય છે. વળી સૂર્ય એકજ નદીનાં ત્રણ શરીરો ઉપર પ્રકાશ નથી પાડતો; પરંતુ બીજી બધી નદીઓનાં શરીરને પ્રકાશ આપે છે. તે એક નદી કદાચ બીજી નદીઓ કરતાં જુદા પ્રકારની હોય તેથી શું? આ જીવનનદી અન્ય જીવનસરિતા કરતાં જુદી જાતની હોય તો તેથી પણ શું? કોઇ અન્ય નદીનો પ્રવાહ બીજી બાજુ જતો હોય, તોપણ તેથી શું થઇ ગયું? જીવનની આ બધી નદીઓ ઉપર, અસ્વિત્વની આ બધી ધારાઓ ઉપર એજ નિત્ય, નિર્વિકાર, નિરંતર આત્મા, સૂર્યોનો સૂર્ય સર્વકાલમાં, બધી અવસ્થાઓમાં નિર્વિકાર અપરિવર્તનીય પ્રકાશી રહ્યો છે. એ આત્માજ તમે છો; તમારો વાસ્તવિક આત્મા એ તમારા મિત્રનો પણ વાસ્તવિક આત્મા છે. પ્રત્યેકનો અને સર્વનો પણ એજ આત્મા છે. તમારો વાસ્તવિક આત્મા માત્ર જાગૃતાવસ્થામાં જે તમારી સાથે હોય છે એમ નહિ, પણ સમાનભાવે સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થામાં પણ એ વર્તમાન રહે છે—હાજર હોય છે; આ બધા દશ્ય વિકારો અને અવસ્થાઓમાં એ તો સદા સર્વથા જેવો ને તેવોજ સમાનભાવેજ વિરાજી રહ્યો છે.

એવો અનુભવ કરો કે એ વાસ્તવિક આત્મા સર્વ ચિંતાઓ, ભય, મુસીબતો અને દુઃખોથી પર છે. તમને કોઈ હાનિ કરી શકે તેમ નથી, તમને કોઇ દુઃખ દે તેવું નથી.

તૂટ, તૂટ, તું તૂટ, સિંધુ! તું તારા તરંગ ચરણો પર;<br>
તૂટ, તૂટ, તું તૂટ, જગત! તું આવી મારા ચરણો પર.<br>
હે! સૂર્યો, હે! પ્રબલ તુફાનો! હે! ભૂકંપો! હે કલહો!<br>
નમસ્કાર! સ્વાગત આવો, શક્તિ મુજ પર સૌ અજમાવો.<br>
સુંદર જલનૌકા ને અગ્નિ! અહા રમકડાં એ તૂટો;<br>
ખરતા તારા એ સૌ મારાં, બાણો વેગભર્યાં છૂટો.

પ્રજ્વલિત અગ્નિ! મુજને તું કરી શકશે શું ભસ્મીભૂત?
અહા બિહામણી! તું મારાથી થતી હમેશાં પ્રજ્વલીભૂત.
ચમક ચમક કરતી તલવારો! તોપતણા ગોળા ઊઠો!
અગાધ મુજ શક્તિ તમને, મારી હંફાવે હઠો, હઠો!
છિન્નભિન્ન આ દેહ પવનમાં જ્યારે, ફેંકી દેવાશે;
અનંતતા મ્હારૂં પછી ત્યારે, મુખ્ય ધામ સ્હેજે થાશે.
કાન બધાયે કાનજ મ્હારા, નેત્ર બધાંયે મ્હારાં નેત્ર;
હાથ બધાયે હાથજ મ્હારા, ક્ષેત્ર બધાંયે મ્હારાં ક્ષેત્ર.
ગળી ગયો હું મૃત્યુ, પીધો ભેદભાવ સઘળો ઘોળી,
કેવા પૌષ્ટિક, મધુર, ભોગ અમૃતથી ભરી મ્હારી ઝોળી!
ભય ન કશોયે, શોક ન જરીયે, નથી લાલસાની પીડા;
અખંડ હું આનંદ સૂર્યને વૃષ્ટિ કરે મ્હારી ક્રીડા.
જ્ઞાનશૂન્યતા, અંધકાર, ભય વ્યાકૂલ થઇ વિક્ષિપ્ત થયાં;
કંપે, ધ્રુજે, કરે પલાયન, બધાં નિત્યનાં મર્યાં, ગયાં.
મ્હારી આ જગમગ જ્યોતિથી સૂકાયાં, શેકાયાં, એ;
અહા! અકથ્યાનંદ અહા! આનંદ! રામ! શિવ! હરેહરે!

ૐ! ૐ!! ૐ!!!



# पाप अने आत्मा साथे तेना संबंध×

બહેનો અને ભાઇઓ !

ગયા અઠવાડિયામાં જે ચાર વ્યાખ્યાનો થયાં હતાં, તેના અનુસંધાનરૂપેજ આજનો વિષય છે. જેઓએ પાછળનાં એ વ્યાખ્યાનો સાંભળ્યાં હશે, તેઓ આજે બહુ સારી રીતે સમજશે.

આજના વ્યાખ્યાનમાં 'રામ'ની પાપની વ્યાખ્યા નહિ આવે; એટલે કે એને કોણ લાવ્યું, એ કયાંથી આવ્યું, આ સંસારમાં પાપ શા માટે છે, એક માણુસ બીજાના કરતાં શા માટે વધારે પાપી હોય છે, કોઇ કોઈમાં બીજાઓના કરતાં શા માટે લાલચ વધારે હોય છે અને વળી કોઈમાં લાલચના કરતાં ક્રોધ વધારે શા માટે હોય છે, એનો વિચાર આજ નહિ થાય. વખત મળશે તો આ પ્રશ્નોનો કોઇ બીજા વ્યાખ્યાનમાં વિચાર કરીશું.

આજ તો આપણે પાપનો અત્યંત સામાન્ય અર્થજ કરવાનો છે; એટલે કે સમસ્ત ખ્રિસ્તી સમાજ જેવો પાપનો અર્થ કરે છે, તે અર્થમાં આજ વિચાર થશે.

આ સંસારમાં તમે અત્યંત વિચિત્ર ઘટના, ચમત્કારયુક્ત ઘટના જોશો. આ સંસારમાં તમે કેટલીએક એવી વાતો જોશો કે, જે મહાન તત્ત્વજ્ઞાનીઓની ચતુરાઇને પણ મહાત કરે તેવી હોય અને કોઈ કોઇમાં એવાં નૈતિક અને ધાર્મિક તથ્ય જણાશે કે જેથી વૈજ્ઞાનિકોને ઉદ્વેગ પણ થાય. આજે એ બધાંની આપણે વેદાંતની દૃષ્ટિએ વ્યાખ્યા કરીશું. પાપની અદ્ભુત ઘટનાનો પણ આવી આવી વિચિત્ર ઘટનાઓમાં સમાવેશ થઈ જાય છે. સંસારમાં જે કોઈ જન્મ ધારણ કરે છે, તે અવશ્ય મરે છે. એ સર્વ કોઇ જાણે છે. દરેક વૃક્ષ જે પૃથ્વી પર દેખાય છે, તે એક દિવસે જરૂર નાશ

---

× આ ભાષણ સ્વામી રામતીર્થે ઇ. સ. ૧૯૦૨ નવેમ્બર તારીખ ૧૬માને રવિવારે આપ્યું હતું.

પામવાનું છે. પ્રત્યેક પશુ જે હરતુંફરતું જણાય છે, તે પણ એક દિવસે જરૂર મરવાનું; આવીજ રીતનું માણસ માત્રનું પણ છે. આ સત્ય પ્રત્યેક મનુષ્ય જાણે છે. મહાન શૂરવીરો, સિકંદર, નેપોલિયન, વૉશિંગ્ટન જે લોકો લાખો મનુષ્યોનાં મોતનું કારણ થયા હતા, તે પણ મરી ગયા. જેઓના હાથથી નરસંહાર અને રક્તપ્રવાહ થયાં હતાં તે બધા ચાલ્યા ગયા. એ પણ મરી ગયા અને મરેલાંને જીવાડનારા (ચમત્કારિક પુરુષો) પણ મરી ગયા. શરીર નશ્વર છે, એ આપણે બધા જાણીએ છીએ; છતાં વ્યવહારમાં કોઇ પણ આ સત્યમાં વિશ્વાસ નથી રાખતા. બુદ્ધિથી તો એનો બધા સ્વીકાર કરે છે; પરંતુ વ્યાવહારિક શ્રદ્ધા આ તથ્યમાં કોઈની નથી દેખાતી. આમ શા માટે થાય છે? જે સિત્તેર વર્ષનો તો થઇ ચૂક્યો છે અને હજુ નેવું વર્ષનો થવાનો છે, એવા વૃદ્ધમાં વૃદ્ધ મનુષ્યની પાસે જઈને જુઓ, તો તે પણ પોતાના સંબંધોનો સંસાર વિકસિત કરવા ધારે છે; તે આ સંસારમાં નિત્યનિવાસ કરવા ઇચ્છે છે. મૃત્યુનો ત્યાગ કરવાની તેની ઇચ્છા હોય છે અને વ્યાવહારિક જીવનમાં પોતાના મૃત્યુની વાતનો કદી વિચાર પણ નથી કરતો. પોતાની માલમત્તા વધારવા ઇચ્છે છે, સ્નેહીસંબંધીઓનું મંડળ વધારવા મથે છે અને પોતાના અધિકારમાં વિશેષ સંપત્તિ વધે એવો પરિશ્રમ કરે છે. હંમેશાં જીવતા રહેવાનીજ તેને આશા હોય છે. વાસ્તવિક રીતે મૃત્યુને જાણે એ માનતોજ નથી અને મૃત્યુનો ઉચ્ચાર પણ એને શિરથી અંગૂઠા સુધી ધ્રુજારો ઉત્પન્ન કરે છે. મૃત્યુનું નામ લેતાંજ શરીર કંપવા માંડે છે. મનુષ્ય તો જાણે છે કે, મૃત્યુ તો અનિવાર્ય છે; છતાં પણ મૃત્યુનો વિચાર માત્ર પણ એનાથી સહન નથી થતો એનું શું કારણ? આ તો એક પ્રકારનો નિયમવિરોધ છે. આને સમજાવો. એનું જ્ઞાન એને કહે છે, છતાં પણ મનુષ્યને મૃત્યુમાં વ્યાવહારિક શ્રદ્ધા કેમ નથી રહેતી? વેદાંત એને આવી રીતે સમજાવે છે.

મનુષ્યનો વાસ્તવિક આત્મા અજર-અમર છે. એ વાસ્તવિક આત્મા નિત્ય, નિર્વિકાર, આજ, કાલ અને સદા એકરસ છે. મનુષ્યમાં એક એવી વસ્તુ છે કે જે મૃત્યુને નથી ઓળખતી; જે કોઈ પણ જાતના પરિવર્તન, વિકારને નથી જાણતી. મૃત્યુમાં વ્યાવહારિક અવિશ્વાસનું મુખ્ય કારણ મનુષ્યમાં વાસ્તવિક આત્માની ઉપસ્થિતિ છે અને એ વ્યાવહારિક અવિશ્વાસદ્વારા એ

વાસ્તવિક, નિત્ય અને અમર આત્મા પોતાના અસ્તિત્વને પ્રમાણભૂત કરે છે.

આપણે હવે એક બીજી વિચિત્ર વાત પર આવીએ. સ્વતંત્ર-સ્વાધીન થવાની અભિલાષા એ પ્રાણીમાત્રનું સ્વાભાવિક લક્ષણ છે. સંસારભરમાં પ્રત્યેક પ્રાણી સ્વતંત્ર થવા મથે છે. કૂતરો, સિંહ, ચિત્તો, પક્ષી કે મનુષ્ય બધાંને સ્વાધીનતા વહાલી લાગે છે. સ્વાધીનતાનો વિચાર સાર્વભૌમ છે. રાષ્ટ્રો પોતાનું લોહી વહેવરાવે છે અને માનવજાતિના લોહીથી ભૂમિને તરબોળ કરી નાખે છે. પૃથ્વીનું સુંદર મુખ સ્વાધીનતાના નામથી, લોહીથી રંગાય છે; ખ્રિસ્તી, હિંદુ, મુસલમાન બધાએ પોતપોતાનું એક લક્ષ્ય બનાવી રાખ્યું છે. એ લક્ષ્ય શું છે? મુક્તિ કે જેનો નાનો એવો સાદો અર્થ થાય છે સ્વાધીનતા-સ્વતંત્રતા.

હિંદુસ્તાનમાં કોઈ એક મંદિરમાં એક દિવસે કોઇ માણસ મીઠાઇ વહેંચતો હતો. હિંદુસ્તાનના લોકોમાં એવો રિવાજ છે કે, જ્યારે કોઇ માણસને મોટો લાભ થયો હોય, ત્યારે ગરીબ લોકોમાં મીઠાઇ વહેંચવામાં આવે છે. પેલો માણસ મીઠાઈ વહેંચતો હતો, તેવામાં કોઇ બીજાએ ત્યાં આવી પેલા માણસને પ્રશ્ન કર્યો કે, "ભાઇ! તમે શા નિમિત્તે આ મીઠાઇ વહેંચો છો?" તેણે ઉત્તરમાં જણાવ્યું કે, "મારો ઘોડો ખોવાઈ ગયો છે, માટે આજે હું મીઠાઇ વહેંચું છું." આવો ઉત્તર સાંભળીને લોકોને ઘણી નવાઇ લાગી અને બોલ્યા કે, "વાહ! એક તો તમે ઘોડો ખોયો છે અને વળી મીઠાઇ વહેંચો છો!" તેણે કહ્યું: "મહેરબાની કરી મારા કહેવાનો ખોટો અર્થ ન કરો. મેં ઘોડો તો ગુમાવ્યો છે; પરંતુ તે ઘોડા ઉપર બેસનાર તો બચી ગયો છે. લૂંટારાઓની ટોળી મારો ઘોડો લઇ ગઇ, તે વખતે જો હું પણ તે ઘોડા ઉપર બેઠેલો હોત, તો મને પણ તેઓ લઈ ગયા હોત. હું પરમેશ્વરનો ઉપકાર માનું છું કે, તેઓ તે ઘોડાની સાથે મને પણ લઇ ગયા નથી." આ સાંભળીને લોકોને ખૂબ હસવું આવ્યું અને કહ્યું કે, "આ તો કોઇ મૂર્ખ માણસ છે."

બહેનો અને ભાઇઓ! આ વાત હસવા જેવી લાગે છે; પણ એ વાત દરેકે પોતાને લાગુ પાડીને વિચારી જોવું જોઇએ કે, પેલા માણસ કરતાં પણ વધારે હસવા જેવું આપણે તો કરતા નથી?

તેણે તો ઘોડોજ ગુમાવ્યો હતો, પણ પોતાની જાત બચાવી હતી. પણ અરે ? આ દુનિયામાં હજારો અને લાખો માણસો તો પોતાના ઘોડાને સાચવવા જતાં ખુદ પોતાની જાતને-ઘોડેસવારનેજ ગુમાવે છે ! આ તો પેલા કરતાં પણ બહુ ભારે મૂર્ખતા ! પેલા માણસનું તો ખુશાલીનું કારણ યોગ્ય હતું કે, તેણે ઘોડાનેજ ગુમાવ્યો હતો અને ઘોડેસવાર તો બચી ગયો હતો. દરેક જણ જાણે છે કે, ઘોડેસવારનો ઘોડાની સાથે જેટલો સંબંધ છે, તેટલોજ સંબંધ આપણા વાસ્તવિક સ્વરૂપનો-આત્માનો આપણા સૂક્ષ્મ શરીર સાથે છે. આપણે કોઇ માણસને તેનાં નામ, ઠામ, ઠેકાણું અને વાસ્તવિક સ્વરૂપ વિષે પૂછીએ કે, "તમે કોણ છો ? તમે શું કરો છો ?" તો તેનો જવાબ એવોજ મળવાનો કે, "હું ફલાણો ફલાણો છું અને ફલાણી ઑફિસમાં કામ કરૂં છું." આ બધાં લક્ષણો અને ઉત્તર, એ તો માત્ર સ્થૂલ શરીરનેજ લાગુ પડે છે; અર્થાત્ આ જવાબ કોઈ રીતે મુદ્દાસર નથી. તેનો આ જવાબ એવો નથી કે જેથી તેનું ખરૂં સ્વરૂપ આપણે જાણી શકીએ.

આપણે ઘોડેસવારના સંબંધમાં જાણવા માગીએ છીએ, પણ એ પ્રશ્ન તો તે ઉડાવીજ દે છે અને જેના સંબંધમાં આપણે કશુંયે જાણવા માગતા નથી, તેજ વાત તે આપણી આગળ ધરે છે. આમાં ઉત્તર આપનારો પોતાના ઘોડાનેજ ઘોડેસવાર ગણે છે એવું નથી થતું વારૂ ? "ઘોડો ખોવાયો છે" "ઘોડો ખોવાયો છે" "ઘોડો ખોવાયો છે" એમ આજકાલ ચોતરફ સંભળાય છે; પણ ખરેખર શું ખોવાયું છે ? ઘોડો ? ના, ના; એ તો ઘોડેસવારજ ખોવાયો છે; છતાં દરેક જણ ભ્રમને વશ થઈ કહે છે કે, "ઘોડો ખોવાયો છે !" તેજ પ્રમાણે માણસ એ શું છે, એમ પૂછતાં ઘોડાનુંજ લક્ષણ, ચિહ્‌ન વગેરે કહેવાને દરેક મંડી પડે છે ! જેથી સમજાય છે કે, ઘોડો નહિ પણ તે ઘોડેસવારજ ખોવાયો છે. જે ખોવાયલું છે તે શરીર નહિ પણ આત્મા છે. આપણે પોતેજ ખોવાયા છીએ ! આપણું સત્યસ્વરૂપજ ખોવાયું છે ! આ એક વિચિત્ર આશ્ચર્યજ છે !

ત્યારે હવે આપણે આપણી જાતને-સવારને-આત્માને કેવી રીતે શોધી કાઢીશું ? ગયા અઠવાડિયામાં લગભગ દરરોજ આ પ્રશ્નનો જવાબ આપવામાં આવ્યો છે. આજે આપણે જુદાજ દૃષ્ટિબિંદુથી-પાપના દૃષ્ટિબિંદુથી આ પ્રશ્નનો જવાબ ચર્ચીશું.

પાપનું મૂળ શું છે? આ સૃષ્ટિમાં પાપ કેવી રીતે પ્રવેશ્યું? આ પ્રશ્નનો જે ખુલાસો આપવામાં આવનાર છે, તે તમને કદાચ વિપરિત અને અયુક્ત લાગશે. તે તમને કદાચ આશ્ચર્યકારક લાગશે; પરંતુ આશ્ચર્ય ન પામશો. બહારથી નવાઈ જેવા લાગતા આ વિવેચનની બાયબલના વચનની સાથે એકવાક્યતા છે એમ સાબિત કરી શકાશે. બાયબલને હિંદુઓ જે અર્થમાં સમજી શકશે તે અર્થમાં યુરોપના લોકો કદી સમજી શકવાના નથી; કારણકે ક્રાઇસ્ટ એશિયાનો વતની હતો અને કહેતા હશો તો એ પણ સાબિત કરી આપવામાં આવશે કે, તેનો હિંદુસ્તાન સાથે પણ સંબંધ હતો. એ બાયબલમાં જે અલંકારો અને રૂપક છે, તે સર્વે હિંદુશાસ્ત્રોમાં વારંવાર દીઠામાં આવે છે. આવી રીતે એશિયા ખંડમાં રહેનાર હિંદુઓ, એવા અલંકાર અને રૂપકોથી પરિચિત હોવાથી પશ્ચિમના લોકો કરતાં બાયબલને તેઓ વધારે સારી રીતે સમજી શકે છે અને તેને અનુસરીને ઉપલા પ્રશ્નનું હમણાં જે સમાધાન કરવામાં આવશે, તે તમારામાંના કેટલાકને આશ્ચર્યકારક અને પોતાના વિચારો અને ભાવનાઓની વિરુદ્ધ લાગશે; પરંતુ ક્ષમાદૃષ્ટિથી થોડી વાર ધીરજ રાખવાની તમને વિનંતિ છે, કારણકે એકંદરે આ ઉપરથી આશ્ચર્યકારક જણાતું સમાધાન તમારા બાયબલ શાસ્ત્રના વચનથી કોઈ રીતે અસંગત નથી. હવે પાપના વિષયની ચર્ચા શરૂ કરવા અગાઉ એના પહેલાંની ચર્ચવા જેવી બીજી કેટલીક બાબતો આપણે ચર્ચીશું.

જે જન્મે છે તે મરવાનુંજ "जातस्य हि ध्रुवो मृत्युः।" આવું છતાં પણ લોકો મૃત્યુનો કદી પણ વિચાર કરતા નથી, તેનું શું કારણ? મૃત્યુના વિચાર માત્રથી પણ શરીરમાં ભય ઉત્પન્ન થઇ માણસને કંપારી છૂટે છે. આપણે કહીએ છીએ કે, ભૂતકાળમાં જે મહાન રાજામહારાજાઓ હતા, તે સર્વે કાળના મુખમાં ગ્રાસ થઇ ગયા છે, અવતારી પુરુષો અને પેગંબરો કે જેઓએ મૂએલાંને પણ જીવતાં કર્યાં છે; તેઓનાં શરીર પણ આખરે પડી ગયાં છે. પૂર્વે જે કરોડાધિપતિ શ્રીમંતો હતા અને જેઓનાં શરીર વજ્ર સમાન હતાં, તેઓ પણ સર્વે આજે મરણને શરણ થઇ ગયા છે અને આપણાં શરીર પણ એક વખત અવશ્ય મોડાંવહેલાં પડવાનાંજ છે. ધારો કે કદાચ હજી તમે પાંચસાત દસકા કે

એથી પણ બમણું કે ચારગણું જીવો, પણ તેથી શું? આખરે એક વખત મરવાનું તો ખરૂંજ ને? એ તો નિર્માણજ છે અને અરે! આવું છતાં પણ જાણે "મૃત્યુ"ને તો કોઈ માનતુંજ નથી એમ લાગે છે, એ કેટલી નવાઇની વાત છે? કોઇ પણ મરણનો વિચાર આવવા દેતુંજ નથી! કોઇને તે વિચાર ગમતોજ નથી! દરેક જણ સગાંવહાલાંઓ અને મિત્રો સાથેનો સંબંધ અને પોતાનું કાર્યક્ષેત્ર તથા બીજા વ્યવહારનો પસારો એવો તો વધાર્યે જાય છે કે જાણે કોઇ દિવસ એમને મરવાનુંજ નથી! આનું કારણ શું? માણસ મરણનું નામ સાંભળે છે કે જાણે એના આખા શરીરે જ્વરજ ચડે છે! આમ શાથી? એક બાજુ મૃત્યુ અટળ છે અને બીજી બાજુ જેમ કોઇ પક્ષી પોતાની પાંખો ઉપર પાણી પડયું હોય તો તેને ખંખેરી નાખે છે, તેમ આપણે મૃત્યુ-નો વિચાર સરખો પણ મનમાં આવવા દેતાં નથી! તમે ભલે મૃત્યુના વર્ણનનાં પદો ગાઓ, પણ વ્યવહારમાં તો મૃત્યુ છે એમ તમે કદી નથીજ માનવાના. આનું કારણ શું હશે? વેદાંત આનો એવો ખુલાસો કરે છે કે, આ બધાનું ખરૂં કારણ એ છે કે, તમારો વાસ્તવિક આત્મા અમર છે; તમારો આત્મા કદી પણ મરણ પામતો નથી અને તમારૂં શરીર કે જેને મરણ છે અને જે પ્રત્યેક ક્ષણે મરતું તથા ફેરવાતું જાય છે, તે તમારૂં પોતાનું સત્ય સ્વરૂ-પજ નથી–એ તમારો આત્માજ નથી. તમારી અંદર કોઈક એવી વસ્તુ છે કે તેને કદાપિ મરણ નથી. આપણા શરીરમાં જે આત્મા રહેલો છે, તેજ આપણું ખરૂં સ્વરૂપ છે. એને કદીયે મૃત્યુજ નથી. તમે કહેશો કે, આપણે આપણા આત્માને અમર માનતા નથી, પણ આપણા શરીરનેજ અમર માનીએ છીએ તેનું કેમ? આ ઠેકાણે હિંદુધર્મનું વેદાંતશાસ્ત્ર એવો ખુલાસો કરે છે કે, ખરી વાત તો એજ છે કે, આત્મા કદીય મરતો નથી અને શરીરજ મરે છે; પરંતુ તે આત્માના ધર્મને ભ્રાંતિથીજ મર્ત્ય સ્વભાવવાળા શરીરમાં આરોપિત કરવામાં આવે છે અને આ આરોપણ થવાનું મૂળ કારણ અવિદ્યા–અજ્ઞાનજ છે. વેદાંત સિવાય બીજું કોઇ પણ તત્ત્વજ્ઞાન આ વિષયનો આવો ખુલાસો કરી શકતું નથી. વળી આ કંઇ માત્ર ખુલાસોજ નથી; પણ તે એક સત્ય વસ્તુ છે. જે તત્ત્વજ્ઞાન પ્રકૃતિનાં સર્વ રહસ્યોનું નિરુપણ કરતું નથી, તે તત્ત્વ-જ્ઞાનજ નથી. દરેક બાબતનું કારણ આંતરિકજ હોવું જોઇએ.

બહારનાં કારણોનાં પ્રમાણો આપવાના દિવસો ગયા. કોઈ માણસ પડી જાય છે, તો તેનું પડી જવાનું કારણ તે કદાચ એમ કહેશે કે જમીન લપસણી હતી અથવા એવુંજ કંઇક હતું; પરંતુ ખરૂં કારણ તો પડનારની અંદરજ હોવું જોઇએ. પડવાનું કારણ આપણને જો તે પડેલી વસ્તુમાંજ રહેલું જણાય, તો પછી બહારના કારણ તરફ વળવાને આપણને કશોજ હક નથી. આપણા શરીરની અંદર એવું કંઇ પણ નથી જણાતું કે જેને લઇને આપણી અમરત્વની માન્યતાને ટેકો મળે; તેમજ આપણા મનઃપ્રદેશમાં પણ એવું કંઇ નજરે પડતું નથી, કે જેથી આપણને આવો ખ્યાલ આવે; પરંતુ એક વાર તમે શરીર અને મનઃપ્રદેશથી પર થાઓ, તો પછી વેદાંત તમને તરતજ તે સત્યસ્વરૂપ આત્માનું દર્શન કરાવશે કે જેનું વર્ણન પહેલાંનાં ભાષણોમાં થઇ ગયું છે. એ આત્મા અજર, અમર, સર્વનો દ્રષ્ટા અને જ્યોતિરૂપ છે અને તે ભૂત, વર્તમાન અને ભવિષ્યમાં સર્વદા એકરૂપ છે. તે આત્માજ વિશ્વની અમરત્વની માન્યતાનું કારણ છે. ગેલિલિયોની પૂર્વે લોકોમાં જે ભૂલભરેલી માન્યતા ચાલતી હતી, તેવીજ હાલમાં પણ આ એક ભૂલભરેલી માન્યતા લોકોમાં ચાલે છે. ગેલિલિયોની પૂર્વે પૃથ્વીની ગતિ સૂર્યને આરોપિત કરવામાં આવતી હતી, એ જેવી એક ભૂલ છે; તેવીજ તમારી ભૂલ આત્માનું દિવ્ય અમરત્વ શરીરને આરોપિત કરવામાં રહેલી છે.

મનુષ્યમાં અમર આત્મા પણ છે; નાશવંત શરીર પણ છે અને તેની સાથે તેનામાં અજ્ઞાન અર્થાત્ અવિદ્યા પણ રહેલી છે. આ ત્રણે આંતરિક વસ્તુઓ છે, આમાંની કોઇ વસ્તુ બાહ્ય નથી. મનુષ્યમાં પોતામાંજ રહેલાં આ સ્થૂળ શરીર, મન, અમર આત્મા અને અજ્ઞાન આ બધાંના કારણથી નાશવંત શરીરમાં અમરત્વનો અધ્યાસ થાય છે.

ફરી આપણે જરી એની ઊલટ તપાસ કરીએ. દુનિયામાં કોઇ પણ માણસ મુક્ત નથી, છતાં દરેક જણ પોતાને મુક્ત માને છે અને મુક્તિનોજ વિચાર કરે છે તથા મુક્તિનીજ સર્વદા ઇચ્છા રાખે છે તે કેવી રીતે? તમે કહેશો કે મનુષ્ય મુક્ત છે; પરંતુ તમે અનેક જાતની આશા, તૃષ્ણા, મોહ અને મમતાથી ઘેરાયલા નથી વારૂ? છોજ. ત્યારે તમે મુક્ત છો એમ કેવી રીતે કહી શકો? એકાદ મિષ્ટ ફળ અથવા કોઇ સ્વાદિષ્ટ અન્ન તમારૂં મન લલચાવી

તમને દાસ બનાવી શકે છે; કોઈ ભભકાદાર રંગ પણ ક્ષણવારમાં તમારૂં મન આકર્ષી શકે છે અને આ દુનિયાની સમૃદ્ધિનો કોઈ પણ વિચાર તમને ઘડીવારમાં વશ કરી શકે છે; છતાં તમે કેવી રીતે કહો છો કે, અમો મુક્ત છીએ? ખરી સ્વતંત્રતાથી પોતાની મરજી પ્રમાણે તમે વર્તી શકો છો કે નહિ, તેની તમે સૂક્ષ્મપણે મહેરબાની કરી તપાસ તો કરી જુઓ? તમારા કોઈ કામમાં જરા ગડબડ થઈ જાય તો તમારો મિજાજ બગડી જાય છે અને તમે ક્રોધના આવેશમાં આવી જઈ વૃત્તિઓના ગુલામ બની જાઓ છો, એવું નથી બનતું? લોકો વાસ્તવિક રીતે સંપૂર્ણ સ્વતંત્ર થઈ શકતા નથી, છતાં પણ તેઓ સદાસર્વકાળ મુક્તિનો, સ્વતંત્રતાનોજ વિચાર કર્યા કરે છે. સ્વતંત્રતા એ એમને બહુજ મીઠી, વાંચ્છનીય અને પ્રિય લાગે છે.

હિંદુસ્તાનમાં રવિવાર એ સ્વતંત્રતાનો દિવસ જણાય છે અને એ સ્વતંત્રતાના વિચારદ્વારા બાળકોને અઠવાડિયાના વારનું શિક્ષણ આપવામાં આવે છે. દરરોજ બાળકો પોતાની માતાને પૂછે છે કે, "આજે શો વાર છે?" પછી સોમવાર, મંગળવાર કે બુધવાર જે વાર હોય તે માતા તેઓને કહે છે. બાળકો પછી આંગળીઓને વેઢે સોમવાર, મંગળવાર, બુધવાર એમ ગણવા માંડે છે અને કહે છે કે, "હવે પાછો ફલાણે દિવસે રવિવાર આવશે અને આપણને છૂટી—સ્વતંત્રતા મળશે."

આ પૃથ્વી ઉપર આટલી બધી કાપાકૂપી અને ખૂનરેજી શા માટે થાય છે? માત્ર સ્વતંત્રતા—મુક્તિના વિચારને લીધેજ. એવો કયો વિચાર હતો કે જેને લઈને અમેરિકનોને તેમનો પોતાનો જન્મભૂમિ સાથેનો સંબંધ તોડવો પડ્યો? એ સ્વતંત્રતાનો વિચાર હતો. વળી દરેક ધર્મનો ઉદ્દેશ શો છે? અમારા સંસ્કૃત સાહિત્યમાં મોક્ષ એક એવો શબ્દ છે કે જેનો અર્થ છૂટ, સ્વાધીનતા, સ્વતંત્રતા, મુક્તિ એવો થાય છે. હે સ્વતંત્રતા દેવિ—હે મુક્તિ! મૈયા, દરેક જણ આ પ્રિય મુક્તિ મેળવવા માટે તલસે છે અને તેની શોધમાં ને શોધમાં રાત્રિદિવસ ભમ્યા કરે છે. આવું છતાં પણ જે ખરેખરા મુક્ત હોય અને જેને ખરેખરા સ્વતંત્ર કહી શકાય, એવા કેટલા મનુષ્યો આપણે જોઈએ છીએ? ઘણાજ થોડા.

વેદાંત કહે છે કે, તમે સદા—સર્વદા દેશ, કાળ અને કાર્ય—

કારણભાવ, એમ ત્રણ પ્રકારની ભીંતોવાળા બંદીખાનામાં પુરાયલા છો. જ્યાંસુધી તમારો દરેકે દરેક વિચાર કાર્ય-કારણભાવથી સંકળાયેલ છે અને જ્યાંસુધી તમે કાર્ય-કારણભાવની સાંકળથી બંધાયલા છો; ત્યાંસુધી તમે આ સંસારમાં કેવી રીતે સ્વતંત્ર હોઇ શકો ? આવું છતાં સ્વતંત્રતા, મુક્તિ એ સર્વેની અભીષ્ટ વસ્તુ છે, આ તમને વિચિત્ર અને વિરોધાભાસવાળું નથી જણાતું ? આ શબ્દોમાંજ તમને વિરોધ નથી ભાસતો? આનો જરા તમે વિચાર કરી જુઓ.

વેદાંત કહે છે કે, આનું એક કારણ છે અને તે કારણ તે તમારી પોતાની અંદરજ છે, બહાર નથી. આ સ્વતંત્ર થવાનો વિચાર, આ મુક્ત થવાનો વિચાર, આ વિશ્વવ્યાપી વિચાર આપણને કહે છે કે, તમારી અંદર કંઇક સ્વતંત્ર જેવી વસ્તુ રહેલી છે અને એ કંઇક વસ્તુ તેજ તમારૂં સત્ય સ્વરૂપ છે, એજ તમે પોતે છો; કારણકે આ સ્વતંત્રતા-આ મુક્તિ તમે તમારા પોતાને માટેજ ઇચ્છો છો, તમારી જાત માટેજ ઇચ્છો છો, તમારા સત્ય સ્વરૂપ માટેજ ઇચ્છો છો, બીજા કોઇનેજ માટે નહિ. તમારી અંદર એવી કોઇ એક વસ્તુ છે કે જે નિત્ય, મુક્ત, અપરિમિત અને અનંત છે. આ સર્વવ્યાપી વિચાર અસ્ખલિત વાણીમાં પ્રબોધન કરે છે કે, આ સત્ય સ્વરૂપ આત્મા, એ એક એવી વસ્તુ છે કે જે સર્વાંશે મુક્ત છે અને સર્વાંશે સ્વતંત્ર છે. સૂર્યની ગતિ પૃથ્વીને આરોપિત કરવાની અને સૂર્યનાં કિરણો પૃથ્વીમાં કલ્પવાની-અર્થાત્ એકના ધર્મ બીજાને આરોપિત કરવાની જે જાતની ભૂલ અજ્ઞાની લોકો કરે છે, તેજ જાતની ભૂલને અનાત્મ-વસ્તુ એવું જે આ શરીર અને મન, તેને અર્થે આપણે મુક્તિ ઇચ્છીએ છીએ.

આ સંસારમાં એક બીજી આશ્ચર્યકારક બિના એ છે કે, જો આપણે જીવબુદ્ધિથી જોઇએ તો દરેક જણ આ જગતમાં કોઇ ને કોઈ દોષ કે અપરાધને લઇને પાપી તથા અપરાધી છે; છતાં પોતે અપરાધી અને પાપી છે, એવું કોઇ પણ માણસ પોતાના ઊંડા અંતઃકરણમાં માનતું નથી. આ મહીતલ ઉપર, આ વિસ્તારવાળી પૃથ્વી ઉપર એવો એકે માણસ નથી કે જે પોતે પોતાને સ્વભાવથીજ પાપી માનતો હોય.

વસ્તુતઃ કોઇ પણ માણસ પોતે પોતાને પાપી ગણતોજ નથી. બહારથી કદાચ તમે પોતાને પાપી કહો તો એથી શું? કારણકે પોતાને પાપી અને અપરાધી કહીને પણ ખરી રીતે તો લોકો પોતાને નિષ્પાપીજ કહેવરાવવા ઇચ્છે છે; કેમકે દરેક જણ પોતે પોતાના મનથી તો પવિત્રજ છે. આનું શું કારણ? કેટલાક લોકો દેવાલયમાં પોતાનાં પાપ કબૂલ કરી દે છે; પણ જ્યાં તેઓ દેવાલયની બહાર આવ્યા અને જો તેમને કોઇએ ચોર કે પાપી કહીને બોલાવ્યા, તો તેઓ તરતજ ક્રોધે ભરાઇ કહેનાર ઉપર બદનક્ષીની ફરિયાદ માંડી તેને સજા કરાવવાના. આ તો માત્ર ઈશ્વરની સમક્ષજ—માત્ર દેવાલયમાંજ તેઓ ઈશ્વરની આંખમાં ધૂળ નાખવા માગે છે.

દુનિયામાં કેવો અવળો પ્રકાર ચાલે છે તે આવી વસ્તુસ્થિતિ આપણને બરાબર ખ્યાલ આપે છે. આ વિરોધ કેવી રીતે દૂર કરી શકાય? વેદાંત કહે છે કે, "અમે પાપી નથી, અમે અપરાધી નથી અમે કેવળ નિષ્પાપી છીએ" આવું જે જનસમાજના હૃદયનું સ્વાભાવિક સ્ફુરણ છે, તેને કોઇ પણ રીતે અટકાવી શકાય તેમ નથી. 'અમે સ્વભાવે નિષ્પાપી છીએ" એવી સર્વની વિશ્વવ્યાપી માન્યતાજ આત્મા સત્યસ્વરૂપ, પવિત્ર અને નિષ્પાપી છે એવું માનવામાં સબળ પ્રમાણ અને આધારરૂપ છે. એ સત્ય-સ્વરૂપ આત્મા નિષ્પાપી, શુદ્ધ અને પવિત્રમાં પવિત્ર છે. આ સમાધાન જો તમે માન્ય ન કરતા હો, તો તમેજ મહેરબાની કરીને બીજી રીતે તેનું સમાધાન કરી બતાવો!

આ દુનિયામાં જેટલી સંપત્તિ છે, તે હું ભેગી કરી શકવાનો નથી; મારી તૃષ્ણા શાંત થાય એટલી સમૃદ્ધિ હું મેળવી શકવાનો નથી એવું દરેક જણ પોતે પોતાના મનમાં જાણે છે. આપણે આપણા દરરોજના વ્યવહારમાં આવું અનુભવીએ છીએ. કોઈ પ્રસિદ્ધ કરોડાધિપતિ પાસે જઇને એને પૂછો કે, "કેમ હવે તમારી તૃષ્ણા શાંત પામી છે? તમને હવે સંતોષ થયો છે?" જો એ નિખાલસપણે પોતાનું હૃદય ખુલ્લું કરીને જણાવે તો મને ખાતરી છે કે, તે એવુંજ કહેશે કે, "અમારી તૃષ્ણા ક્ષય પામી નથી, પણ ઊલટી વધારે ને વધારે વધતી જાય છે." મનની શાંતિ કરવામાં ચાર અબજ ડૉલર કે માત્ર ચાર ડૉલર, એમાં તફાવત નથી. શાંતિ, સમાધાન વગેરે કંઇ દ્રવ્યનું કાર્ય નથી, ઊલટું જેઓ નિર્ધન

છે તેઓજ ઘણાખરા શાંત હોય છે અને તેનું કારણ પણ કંઈ તેઓની નિર્ધનતા નથી; પરંતુ અજાણપણે આચારમાં મૂકેલું વેદાંતજ હોવું જોઈએ; કારણકે ધન એ જાતે પોતાના માલિકને કોઈ પણ જાતનો આનંદ આપી શકતું નથી.

આપણને ખાતરી છે કે, ધનના સંગ્રહથી-ભૌતિક સંપત્તિથી આપણને સુખ કે શાંતિ મળતી નથી અને તોપણ દરેક જણ તેની પ્રાપ્તિ માટે રાત્રિદિવસ તલસ્યા કરે છે, તે શું એક અજબ વિરોધ નથી? એ શાથી થાય છે? કોઇ પણ તત્ત્વજ્ઞાન પૂરેપૂરા તર્કથી કે યુક્તિપૂર્વક આનો ખુલાસો કરી શકતું નથી. વેદાંતશાસ્ત્ર કહે છે કે, "જુઓ સંપત્તિને માટે, સર્વસ્વ પ્રાપ્ત કરવા માટે જગતમાં કેટલી હાયવરાળ થઈ રહી છે! આનું કારણ શું?" શરીર કદાપિ પણ સમસ્ત સંસાર ઉપર અધિકાર નથી પ્રાપ્ત કરી શકતું. ધારો કે કદાચ તેણે એટલું મેળવ્યું, તો વળી તેને ચંદ્રલોક પર સામ્રાજ્ય મેળવવાની તૃષ્ણા થશે. આખી પૃથ્વી ઉપર સામ્રાજ્ય ભોગવનારા રોમના બાદશાહોનો વિચાર કરો. એમના સ્મરણ માત્રથી પણ શું તમને કંપ નથી છૂટતો? સિઝર અને નીરોના મનની સ્થિતિનો વિચાર કરો. શું તેઓ સંતોષ પામ્યા હતા? તેઓમાંનો એક તો કેવળ ખાધાનોજ શોખીન હતો. તે પેટપૂર્ણ ખાતો. એના પેટમાં જરી પણ માગ રહેતો નહિ, ત્યારે તેની પાસે એક ઊલટી કરવાની દવા હતી, તેનાથી ખાધેલું ઓકી કાઢતો અને પાછી બીજી થાળી પિરસાવતો. તેમાંથી પણ તે પાછો પેટ ભરીને ખાતો. પાછો વળી ઊલટી કરતો અને પાછો વળી થાળી પિરસાવી ખાતો. આવી રીતે તે પોતાની વાસના તૃપ્ત કરવાને આખો દિવસ ખાતો અને ઊલટી કરતો. શું આથી એને તૃપ્તિ થતી? તેને શાંતિ થતી? ના! જરી પણ નહિ. કદાચ તમે આખી દુનિયાનું રાજ્ય મેળવો, પણ તમારા પોતાના આત્માનું સામ્રાજ્ય ગુમાવો, તો તેથી શો લાભ થયો? તથાપિ સમૃદ્ધિ મેળવવાની લોલુપતા આપણે કેમ છોડી શકતા નથી? જ્યોતિષ વિદ્યાની ગણતરી પ્રમાણે સ્થિર નક્ષત્રોની સાથેના વ્યવહારની ગણતરીમાં આપણી પૃથ્વી એક બિંદુ માત્ર માનવામાં આવે છે. ગણિતશાસ્ત્રની દૃષ્ટિથી આ પૃથ્વી અત્યંત સૂક્ષ્મ, માપરહિત બિંદુ માત્ર છે. આવી નાની શી પૃથ્વીનો શું હિસાબ? આવી તુચ્છ પૃથ્વી પર અધિકાર પ્રાપ્ત કરવાથી વાસ્તવિક તૃપ્તિ કે શાંતિ કેવી રીતે પ્રાપ્ત થાય? બુદ્ધિદ્વારા આપણે આ

સમજી પણ શકીએ છીએ, છતાં પણ એ ઐશ્વર્યની પાછળ ગાંડા થઇને દોડીએ છીએ. વેદાંત આનું કારણ એમ કહે છે કે, તમારી અંદર રહેલો સત્ય આત્મા, તમારી અંદર રહેલું સત્ય અહં, એ અખિલ બ્રહ્માંડનો અધિપતિ છે અને તેથીજ તમને આખી દુનિયાના અધિપતિ થવાની ઇચ્છા થાય છે.

હિંદુસ્તાનના એક રાજાના સંબંધમાં એવી વાત ચાલે છે કે, તેના પાટવી કુંવરને રાજપાટના માલિક થવાની ઇચ્છા થઈ, તેથી તેણે રાજાને બંદીખાનામાં નાખ્યો–રાજ્યપ્રાપ્તિની તૃષ્ણા શાંત કરવા માટે પુત્રે પિતાને બંદીખાનામાં નાખ્યો. એક વખતે એ પિતાએ પોતાના પુત્રને એક કાગળ લખ્યો કે, "કેટલાક વિદ્યાર્થીઓને મારી પાસે મોકલ કે જેથી તેમને શિક્ષણ આપીને પણ મારા મનને રાજી કરૂં." પુત્ર કાગળ વાંચી વિચાર કરવા લાગ્યો કે, "પિતાના લખ્યા પ્રમાણે મારે કરવું કે કેમ? આટલા બધાં વર્ષો એમણે રાજપાટ ભોગવ્યું, છતાં એમની રાજ્ય કરવાની વાસના હજી ગઈ નથી, હજી પણ વિદ્યાર્થીઓ ઉપર અમલ ચલાવવાની એમને ઇચ્છા છે; કોઈના પણ ઉપર અમલ ચલાવવાની એમને વાસના છે. તેઓ પોતાના પૂર્વ સ્વભાવનો ત્યાગ કરી શકતા નથી."

બધું આવી રીતેજ છે. પૂર્વનો સ્વભાવ આપણામાં સુદૃઢ થઇ ગયો છે. એનો આપણે ત્યાગ નથી કરી શકતા. તમારો સત્યસ્વરૂપ આત્મા બાદશાહ શાહજહાન, (વિસ્તૃત ભાવમાં આ શબ્દનો અર્થ અખિલ વિશ્વનો બાદશાહ થાય છે) એ અખિલ જગતનો બાદશાહ છે; પરંતુ તમે તમારા બાદશાહને બંદીખાનામાં નાખ્યો છે, તમે તમારા શરીરરૂપી કારાગૃહમાં તેને બદ્ધ કર્યો છે, તમે તમારી અલ્પતારૂપી ક્વૉરેન્ટાઇનમાં તેને નાખ્યો છે; પરંતુ તે સત્યસ્વરૂપ, તે અખિલ બ્રહ્માંડપતિ આત્મા પોતાનો મૂળ સ્વભાવ કેવી રીતે ભૂલી શકે? તે પોતાની મૂળ પ્રકૃતિને કેવી રીતે દૂર કરી શકે? તમે તેને બંદીખાનામાં નાખ્યો છે; પરંતુ બંદીખાનામાં પડ્યો પડ્યો પણ તે આખી દુનિયાનું સામ્રાજ્ય ઇચ્છે છે. દુનિયામાં કોઇએ મહત્ત્વાકાંક્ષી થવુંજ નહિ, એવું જો તમે ઇચ્છતા હો, તો તેનો ત્યાગ કરાવવા અર્થે તમે લોકોને બોધ કરી શકશો? કદી નહિ, એ અશક્યજ છે.

કેટલુંક કઠોર શબ્દોમાં બોલવું પડે છે તેને માટે 'રામ'ને ક્ષમા કરશો; સત્ય તો કહેવુંજ જોઈએ. 'રામ' મનુષ્યો કરતાં

સત્યને વધારે માન આપે છે. બાયબલની અંદર મેથ્યુના પાંચમા પ્રકરણમાં પર્વત ઉપરના ધર્મોપદેશ વખતે કહેવામાં આવ્યું છે કે, “ કોઈ તમારા એક ગાલ ઉપર લપડાક મારે, તો તેની આગળ તમે તમારો બીજો ગાલ પણ ધરજો. જ્યારે તમારે પવિત્ર સુવાર્તાનો બોધ કરવાનો હોય, ત્યારે તમારે તમારી પાસે દ્રવ્ય રાખવું નહિ જોઇએ; ઉઘાડે પગે અને ઉઘાડે માથે જવું જોઇએ. જો તમને ન્યાયની અદાલતમાં બોલાવવામાં આવે તો જતા પહેલાં ત્યાં શું કહેવું એવો વિચાર કરશો નહિ. તમે નિષ્કપટ અને સત્ય બોલનાર હશો, તો તમારૂં મુખ ઉઘાડશો એટલે પોતાની મેળેજ તેમાંથી યોગ્ય શબ્દો નીકળશે. તમે સરોવરના કમળો અને ખેતરોનાં પંખેરૂઓને તો જુઓ! તેઓ આવતી કાલનો કદીય વિચારજ કરતાં નથી, છતાં એવાં તો સુંદર આચ્છાદન ધારણ કરે છે કે, તેની કદાચ મોટા સમ્રાટને પણ ઈર્ષ્યા આવે.”

શું તમારા બાયબલમાં એવું નથી કે, **“ ઝીણી સોયના નાકામાં થઇને કદાચ ઊંટ નીકળી જાય; પરંતુ દ્રવ્યવાન સ્વર્ગના રાજ્યનો અનુભવ કરે એ કદીય શકય નથી.”** શું તમે તમારા બાયબલમાં એવું નથી વાંચ્યું કે, એક ધનાઢ્ય ગૃહસ્થે ક્રાઇસ્ટ પાસે જઇને દીક્ષા માગી, ત્યારે ક્રાઇસ્ટે તેને શો ઉત્તર આપ્યો? **“ તમારે માટે માત્ર એકજ રસ્તો છે કે તમારા સર્વ ધનનો ત્યાગ કરી દેવો જોઇએ, તોજ તમને શાંતિ મળશે.”** ત્યાગના આવા સ્વરૂપનું આ પ્રકરણ કે જેને એકલા હિંદુસ્તાન માંહેલા મિશનરીઓજ નહિ, પણ આખી દુનિયાના મિશનરીઓ પણ છોડી દે છે; તે પ્રકરણ વેદાંતનાજ જ્ઞાનનું પ્રબોધન કરે છે, કે જે વેદાંતના જ્ઞાનને અનુસરીને હજીય હિંદુસ્તાનના હજારો સાધુઓ પોતાનું જીવન ગાળે છે. અહીં આપ જરા ધ્યાન આપી વિચારશો કે, આમ છતાં પણ એ પવિત્ર ત્યાગનો ઉપદેશ કરવાને બહાનેજ તમારા લોકો ધર્મોપદેશક પાદરી તરીકે હિંદુસ્તાનમાં જાય છે!

આ આશ્ચર્યકારક નથી કે જેઓ ત્યાગને નામે હિંદુસ્તાનમાં જાય છે અને પછી ત્યાં દરરોજ પોતાની ઘોડાગાડીઓમાં બેસીને ફરે છે; ભભકાદાર બંગલાઓમાં રહે છે; સેંકડો ડોલર જેટલો દરમાયો લે છે અને રાજામહારાજા જેવા ઠાઠમાં રહે છે; છતાં પાછા તેઓ કહે છે કે, “ અમે લોકોને ત્યાગનો ઉપદેશ કરીએ

છીએ !" શું આ આશ્ચર્ય જેવું નથી ? વેદાંત કહે છે કે, "દરેક વસ્તુને પોતાની કરવાની જે લોકોની લોભવૃત્તિ છે, તે વૃત્તિને દાબી રાખવા માટે લોકોને ગમે તેટલું શિક્ષણ આપો અથવા ધર્મસ્થાન ઉપરથી ગમે તેટલો ઉપદેશ કરો; પણ તેને તેઓ કદી પણ દબાવી શકવાના નથી, કારણકે તમારા આત્માના સાર્વત્રિક સામ્રાજ્યનો—તમારા આત્માના અખિલ વિશ્વ ઉપરના આધિપત્યનો તમે કદીયે નાશ કરી શકો એમ નથી; પણ ત્યારે શું આ રોગ અસાધ્ય છે ? શું આ દુનિયામાં એનું કંઈ ઔષધજ નથી ? ના, ના; એનો ઉપાય પણ જરૂર છે. આ મહાવ્યાધિનું—આ મહાપાપનું કારણ અજ્ઞાન છે; આ અજ્ઞાનજ આત્માના ધર્મને અનાત્મ શરીરમાં આરોપિત કરાવી શરીરના દુઃખાદિ ધર્મોને આનંદરૂપ આત્મામાં કલ્પાવે છે. **આ અજ્ઞાનને તમે ટાળો અને પછી તમે જોશો કે મનુષ્ય એ કોઇ પણ પ્રકારના બાહ્ય ધનવૈભવ વિના પણ ધનાઢ્ય અને સમૃદ્ધિવાન છે અને તે કોઇ પણ મુલક કે રાજ્ય વગર પણ અખિલ વિશ્વનો સમ્રાટ છે.** જ્યાંસુધી તેનામાં અજ્ઞાન રહેલું છે, ત્યાંસુધી તો લોભ અને તૃષ્ણાની વૃત્તિ રહેવાનીજ. તેને માટે બીજો ઉપાય કે માર્ગજ નથી; માટે હવે આ આત્મજ્ઞાન—આ દૈવી જ્ઞાનને સંપાદન કરી તમારા આત્માને મુક્ત કરો, હવે એને કારાગૃહમાં વધારે વખત રાખતા નહિ. ત્રણે કાળમાં રહેલો એવો જે તમારો સત્ય—નિત્ય આત્મા તેનો અપરોક્ષાનુભવ કરો કે જે આત્મા આ અખિલ વિશ્વનો માલિક, નિયંતા અને પવિત્રમાં પવિત્ર છે અને એ આત્મા તેજ તમે પોતે છો. **આ આત્માનો તમે એક વાર પણ અનુભવ કરો; એટલે પછી આ દુનિયાનાં ધન વૈભવને પોતાનાં કરી લેવાનો જરી પણ વિચાર કરવો એ તમને અધમ અને પાપરૂપ લાગશે.**

મહાન એલેક્ઝાંડર દુનિયાના જે મુલકો એની જાણમાં હતા, તે બધા ઉપર જીત મેળવીને જ્યારે હિંદુસ્તાનમાં આવ્યો, ત્યારે હિંદુસ્તાનમાંના કેટલાક વિલક્ષણ પુરુષો કે જેમના સંબંધમાં અનેક પ્રકારની વાતો તેના સાંભળવામાં આવતી હતી, તેમને મળવાની તેને ઇચ્છા થઇ. સિંધુ નદીના તટ ઉપર એક પરમહંસ રહેતા હતા, ત્યાં તેને લઇ જવામાં આવ્યો. એ પરમહંસ નદીતટની રેતીમાં બેઠેલા હતા. ઉઘાડે માથે, ઉઘાડે પગે અને દિગં-

બર સ્વરૂપે હતા, પાસે કશું પણ નહિ છતાં કાલે શું ખાઇશું એ વાતનો તેમને વિચાર પણ નહોતો. પ્રુશિયાના મૂલ્યવાન ઝગઝગતા હીરારત્નથી જડિત દેદીપ્યમાન તાજ ધારણ કરેલો એવો મહાપ્રતાપી એલેક્ઝાંડર, જેની પાસે વેંતભરની લંગોટી પણ નથી એવા પરમહંસની પાસે આવી ઊભો ! કેવો વિરોધાભાસ ! એક બાજુ મહાન એલેક્ઝાંડરના શરીર ઉપર આખી દુનિયાની સમૃદ્ધિ છે અને બીજી બાજુ સમસ્ત નિર્ધનોના પ્રતિનિધિ જેવો નિર્વસ્ત્ર પરમહંસ પડેલો છે ! પણ સબૂર ! તમારે તો આ મહાન **વ્યક્તિઓના દારિદ્રય અને સમૃદ્ધિનો નિશ્ચય એમની મુખમુદ્રા ઉપરથીજ કરવાનો છે.**

બહેનો અને ભાઇઓ, તમે તમારા વ્રણભાગને ઢાંકવા માટે રાત્રિ અને દિવસ સમૃદ્ધિ મેળવવા અનેક જાતનાં વલખાં માર્યાં કરો છો; પણ આ મહાત્મા કે જેમનો આત્મા સમૃદ્ધિવાન છે, જેમણે આત્માની સમૃદ્ધિ અને તેનો મહિમા જાણ્યો છે, તે સાવ નગ્ન એક બાજુએ બેઠેલા છે. સમીપમાં મહાન એલેક્ઝાંડર બાદશાહ કે જેમને પોતાની આંતર દરિદ્રતા છુપાવવાની વૃત્તિ છે, તે ઊભો છે. એ મહાત્માની તેજસ્વી મુખાકૃતિ જુઓ. એના મુખ ઉપર સુખ, શાંતિ અને આનંદ તરવરી રહ્યાં છે. મહાન એલેક્ઝાંડર મહાત્માની આ સ્થિતિ જોઇને આશ્ચર્યચકિત થયો. તે મહાત્મા ઉપર તેને ઘણીજ પૂજ્યબુદ્ધિ થઇ અને તેજ વખતે બાદશાહે તે મહાત્માને પોતાને મુલક—ગ્રીસ આવવાને વિનંતી કરી. મહાત્માએ ખડખડ હસી પડીને જવાબ આપ્યો કે, " આ સમસ્ત સંસાર મારા એકાદ નાના સરખા વિભાગમાં રહેલો છે; એ સંસાર મને અનંતને કદી પણ પોતાની અંદર સમાવી શકે એમ નથી. ગ્રીસ અને રોમ પણ મારી અંદરજ છે. કેટલાય સૂર્યો અને તારાઓ મારી અંદરજ ઊગે છે અને આથમે છે."

મહાન એલેક્ઝાંડર આવી ભાષાથી પરિચિત નહોતો, તેથી તેને ઘણો અચંબો લાગ્યો. તેણે મહાત્માને કહ્યું: " હું ત્યાં તમને જોઇએ એટલું દ્રવ્ય આપીશ. હું તમને ઐહિક સુખમાં ગરકાવ કરી નાખીશ. લોકોને જે વસ્તુઓ મોહ પમાડી આકર્ષે છે, તે બધી વસ્તુઓ હું તમારી સેવામાં રજૂ કરીશ; પરંતુ મહેરબાની કરીને તમે અમારે મુલક ગ્રીસ ચાલો." પરમહંસ આ સાંભળીને પાછા હસી પડ્યા અને કહ્યું કે, "હીરા, માણિક્ય, સૂર્ય અને

તારાઓ એ સર્વે મારા વડેજ પ્રકાશે છે. ગ્રહાદિક અંતરિક્ષ ગોળાઓનો મહિમા પણ મારા વડેજ છે. વસ્તુઓનું સર્વ મોહક-પણું અને સર્વ આકર્ષકપણું તે મારા વડેજ છે. આ પ્રમાણે જેણે જગતના પદાર્થોને મહિમા આપ્યો, તેણેજ પાછા તે પદાર્થો પ્રાપ્ત કરવા માટે ઐહિક સંપત્તિના દ્વારે માગતા ફરવું, સુખ અને આનંદ મેળવવા માટે વિષયાસક્તિ અને પશુવૃત્તિના બારણે ભિક્ષા માગતા ફરવું એ મારા સ્વરૂપને હીણપત લગાડવા જેવું, મારી જાતને લાંછન લગાડવા જેવું અને અણછાજતું છે; હું કદી એટલે નીચે જઇ શકવાનો નથી."

આ શબ્દોથી મહાન એલેક્ઝાંડર અત્યંત આશ્ચર્ય પામ્યો અને ક્રોધના આવેશમાં આવી જઇ મહાત્માનો શિરચ્છેદ કર-વાનો ઇરાદો જણાવ્યો. તરતજ મ્યાનમાંથી તલવાર કાઢીને જ્યાં તે તે મહાત્માનો શિરચ્છેદ કરવા જાય છે, ત્યાં તો તે મહાત્મા વિશેષ ઉલ્લાસમાં આવી જઇને પાછા ખડખડ હસતા બોલવા લાગ્યા કેઃ—

"અરે એલેક્ઝાંડર! તું તારી આખી જિંદગીમાં આના જેવું કદી હડહડતું જૂઠું નહિ બોલ્યો હોય! એ તલવાર ક્યાં છે કે જે મને હણી શકે? એ અસ્ત્ર ક્યાં છે કે જે મને છેદી શકે? એ આપત્તિ ક્યાં છે કે જે મારા આનંદ અને ઉલ્લાસને વિલીન કરી શકે? આજ, કાલ અને સર્વદા, નિત્ય, એકરૂપ, નિર્મળ, પવિ-ત્રમાં પવિત્ર અને અખિલ વિશ્વનો માલિક, તે હું છું. અરે એલેકઝાંડર! આ તારા હાથ કે જે આ ક્રિયા કરે છે, તેમાં ક્રિયા કરાવનાર શક્તિ પણ હુંજ છું. શરીરના ક્રિયાતંતુઓને બળ આપનાર શકિત, તે હુંજ છું" આ શબ્દો સાંભળીને તરતજ મહાન એલેકઝાંડરના હાથમાંથી તલવાર સરી પડી.

અહીં આપણે જોઇએ છીએ કે, લોકોને ત્યાગનું સ્વરૂપ સમ-જાવવા માટે માત્ર એકજ માર્ગ છે. જ્યારે બીજી શ્રેષ્ઠ સંપત્તિથી આપણે સંપન્ન થઇએ છીએ, ત્યારેજ આપણે ઐહિક સ્થૂળ વસ્તુ-નો ત્યાગ કરવા શકિતમાન થઇએ છીએ. ગરીબીમાં જે કાંઇ પ્રાપ્ત થાય છે, તે સ્થાયી નીવડે છે. શું તમે પ્રસિદ્ધ વૈજ્ઞાનિક નિયમ નથી સાંભળ્યો? **બાહ્ય ત્યાગ ત્યારેજ કરી શકાય છે કે જ્યારે આંતર સ્વામિત્વ અથવા આંતર સ્વરાજ્ય પ્રાપ્ત**

**કરાય છે.** આ સિવાય બીજો માર્ગ નથી-રસ્તોજ નથી!

**नान्यः पन्था विद्यतेऽयनाय ! नान्यः पन्था विद्यतेऽयनाय !**

દુનિયામાં ક્રોધનું અસ્તિત્વ શાથી છે? આપણે ઘણાએ જુસ્સાદાર ઉપદેશો સાંભળીએ છીએ કે, હૃદયની દુર્બળતા રાખવી જોઇએ નહિ; આપણે કદીયે ક્રોધ કરવો જોઇએ નહિ અને છતાં, એ વખત આવતાં આપણે આપણી નિર્બળતાને અટકાવી શકતા નથી અને ક્રોધ કરીએ છીએ. એનું કારણ શું? ક્રોધ, વૈર, સ્વાર્થવૃત્તિ આ બધી પાપવૃત્તિઓ શાથી? વેદાંત ઉપર કહેલા સિદ્ધાંતથીજ આ સર્વ પાપના સંબંધમાં ખુલાસો કરે છે. આ બધાં પાપોના સંબંધમાં અત્યારે ખુલાસો કરવા જેટલો વખત ભાગ્યેજ હશે. જો તમારે એ બધાં પાપોના સંબંધમાં ખુલાસો જોઇતો હોય, તો તમે 'રામ'ને મુકામે આવશો તો ઠીક પડશે. ત્યાં એ બધાં પાપ, એનુ કારણ અને એ સંબંધમાં શાસ્ત્રનો શો નિર્ણય છે; એ બધાના સંબંધમાં સારી પેઠે સમાધાન કરી આપવામાં આવશે. હમણાં તો બહુજ ટૂંક વખત હોવાથી 'રામ' માત્ર સારાંશ રૂપેજ કહે છે અને તમારૂં ધ્યાન ખેંચે છે કે, આ બધાં પાપો માત્ર અજ્ઞાનને લઇનેજ છે; કે જે અજ્ઞાન અનાત્મ શરીરમાં અને મનમાં આત્મબુદ્ધિની ભ્રાંતિ કરાવે છે. આ અજ્ઞાનનો ધ્વંસ કરો; એટલે પછી કોઇ પણ જાતનું પાપ રહેવાનું નથી. બીજા કોઈ પણ ઉપાયથી તમે તમારાં પાપ દૂર કરવા માગશો તો તે દરેક પ્રયત્ન નિષ્ફળજ જશે. બીજી કોઈ પણ વસ્તુનો નાશ થઇ શકતો હોય કે નહિ, પણ અજ્ઞાનનો તો નિઃશંકપણે નાશ કરી શકાય છે. આપણે અજ્ઞાનને દૂર કરી શકીશુંજ. બાળક જ્યારે જન્મે છે, ત્યારે દુનિયાની ઘણી વસ્તુઓથી અજ્ઞાત હોય છે; પરંતુ જેમ જેમ તે મોટું થતું જાય છે, તેમ તેમ ધીરે ધીરે તેનું અજ્ઞાન દૂર થતું જાય છે. તે ઉપરથી પણ કહી શકાશે કે, અજ્ઞાન એ દૂર કરી શકાય એવી વસ્તુ છે.

વસ્તુસ્થિતિ આમ હોવાથી જે શક્તિ તમને ક્રોધ કરાવે છે; પાપવૃત્તિ તરફ દોરે છે અને દ્રવ્ય સંચય કરવા માટે પ્રેરે છે; તે શક્તિનો નાશ કે નિગ્રહ કરી શકાવાનોજ નથી. એ શક્તિ તો સર્વદા રહેવાનીજ. વેદાંત કહે છે કે, "એ શક્તિને ધારીશું તો આપણે આત્મામાં પલટાવી શકીશું." એનો દુરુપયોગ ન કરો, પણ એનો સદુપયોગ કરો. એ શક્તિ તમારા સત્ય સ્વરૂપની છે,

અપ્રતિમ અને અખિલ બ્રહ્માંડનો અધિપતિ છે.

દરેક જણ મુકત થવા ઇચ્છે છે અને દરેકને એ મુક્તિનો ખ્યાલ પ્રિય લાગે છે, એનું કારણ શું ? માત્ર એકજ કે તે અપ્રતિમ ઉચ્ચ અને ઉન્નત સ્થિતિને પામવું એ દરેક મનુષ્યને માટે શકય છે અને જે સ્થિતિને પામવાથી તમે સંપૂર્ણ રીતે મુક્ત થાઓ, તેને તમે પ્રાપ્ત કરો એવી આત્મશક્તિની પ્રેરણા છે. આ સ્થિતિને પ્રાપ્ત કરવાથી તમે અદ્વિતીય અને અપ્રતિમ થાઓ છો; કેમકે તમારૂં સત્ય સ્વરૂપ જે આત્મા તે અપ્રતિમ અને અદ્વિતીય છે. ઐહિક સ્વાર્થવૃત્તિનો અને લોભવૃત્તિનો તમે નાશ કરવા માગતા હો, તો નક્કી જાણજો કે કદી પણ તેમ બની શકશે નહિ. તે અનાદિ અને અનંત એવા આત્માની શક્તિનો કેવી રીતે નાશ કરી શકાય ? હા, તમે દરેક વસ્તુનો દુરુપયોગ કરીને સ્વર્ગને નરક બનાવી શકો ખરા.

ઇંગ્લેંડના એક ખ્રિસ્તી પાદરીના સંબંધમાં એવી એક વાત છે કે, તેણે એક દિવસે મહાન વિજ્ઞાનશાસ્ત્રી ડાર્વીન અને હકસલીના મૃત્યુના સમાચાર જાણ્યા. આ ઉપરથી તેને વિચાર આવ્યો કે, આ પુરુષો તો નરકમાં ગયા હશે કે સ્વર્ગે ? આના સંબંધમાં એને રાતદિવસ ખૂબ વિચાર આવવા લાગ્યા. તેણે વિચાર્યું કે, "આ પુરુષોએ જો કે કોઇ પણ જાતનું પાપ કદી કર્યું નથી, પણ તેઓ બાયબલ અને ક્રાઇસ્ટને માનતા નહોતા અને તેથી ખ્રિસ્તી નહોતા, માટે નરકેજ જવા જોઇએ." પરંતુ આવા નિર્ણયથી કંઈ તેનું મન સમાધાન પામ્યું નહિ. તેને પાછા વિચાર આવવા લાગ્યા. તેણે ધાર્યું કે, "તેઓ ઘણા સારા માણસ હતા અને તેઓએ આ દુનિયામાં ઘણાં સારાં કામ કર્યાં છે; જેથી તેઓને નરકવાસ તો યોગ્યજ નથી; ત્યારે તેઓ કયાં ગયા હશે ?" આમ વિચારની ગડમથલ કરતો કરતો તે ઊંઘી ગયો; એટલે તેને એક વિચિત્ર સ્વપ્નું આવ્યું, કે જાણે પોતેજ મરી ગયો અને તેને સ્વર્ગમાં લઈ જવામાં આવ્યો. જે લોકો સ્વર્ગમાં જાય એવા તેને લાગતા હતા, જે ક્રિશ્ચિયન બંધુઓ દેવળમાં આવતા હતા, તે સર્વેને ત્યાં તેણે જોયા. પછી ત્યાં તેણે વિજ્ઞાનશાસ્ત્રી હકસલી અને ડાર્વીનના સંબંધમાં પૂછી જોયું તો ત્યાંના દ્વારપાળ અને બીજા વ્યવસ્થાપકોએ જવાબ આપ્યો કે, "તેઓ તો છેક નીચામાં નીચા નરકમાં ગયા છે."

પછી એ પાદરીએ ત્યાંના વ્યવસ્થાપકને વિનંતી કરી કે, "જો તમે મને એ નીચામાં નીચા નરકમાં જવાની આજ્ઞા આપો, તો ત્યાં હું તે લોકોની મુલાકાત લઈ આપણા પવિત્ર બાયબલનો એમને ઉપદેશ કરૂં અને એમને સિદ્ધ કરી આપું કે, બાયબલના પવિત્ર વચનને નહિ માનવાનું તમે જે ઘોર પાપ કર્યું, તેનુંજ આ ફળ તમારે ભોગવવું પડે છે." કેટલીક હા ના પછી આખરે એ વ્યવસ્થાપકે તેને નરક સુધી જવાની ટિકિટ કાઢી આપી. સ્વર્ગ-માં અને નરકમાં પણ જવા આવવાની આગગાડીઓ છે, એ સાંભ-ળીને તમને ઘણી નવાઇ લાવશે, પણ એ પાદરી રેલવે અને તાર ખાતાની પ્રવૃત્તિમાં ઘણો રચ્યોપચ્યો રહેતો હતો, તેથી તેને સ્વ-પ્નમાં પણ એવોજ દેખાવ ખડો થાય, એમાં નવાઇ જેવું નથી.

વારૂ, પછી આ પાદરીએ ફર્સ્ટ ક્લાસની ટિકિટ લીધી. રેલવે-ગાડી ત્યાંથી ઊપડીને ઝપાટાબંધ આગળ ચાલી. વચમાં સ્ટેશનો આવતાં હતાં; તે ઊંચામાં ઊંચા સ્વર્ગમાંથી નીચામાં નીચા નર-કમાં જવાનો હતો, તેથી તેને લાગ્યું કે હવે આપણે જેમ જેમ નીચે જતા જઇએ છીએ, તેમ તેમ ખરાબ ને ખરાબ પ્રદેશ આવતો જાય છે. તે નીચામાં નીચા નરકસ્થાનમાં જઇ પહોંચ્યો. ત્યાં તો તેને ભાન પણ રહી શકયું નહિ. ચારે તરફથી એવી દુર્ગંધ આવતી હતી કે, તેને પોતાને નાકે રૂમાલ ધરવો પડયો; છતાંય તે મૂર્ચ્છિત થઇ જતો હતો. ત્યાં રડારડ, બૂમાબૂમ અને દાંતિયા કરવાનો ખૂબ અવાજ અને ઘોંઘાટ મચી રહ્યો હતો. વળી એ નરકસ્થાનનો દેખાવ પણ એવો હતો કે ચીતરી ચડે. તેનાથી તે જોઇ શકાતું નહિ. આવા અધમ સ્થાનમાં આવવા માટે હવે તેને પશ્ચાતાપ થવા લાગ્યો.

થોડી મિનિટ પછી તો રેલવે પ્લેટફોર્મ ઉપર મુસાફરોની જાણની ખાતર "નીચામાં નીચું નરક! ઘોર નરક!" એમ લોકો બૂમ પાડવા લાગ્યા. વળી તે સ્ટેશનની ભીંત ઉપર "નીચા-માં નીચું નરક!" એમ કોતરેલું પણ હતું; પણ પેલા ધર્મગુરુ-ને ઘણો અચંબો લાગ્યો અને દરેક જણને પૂછવા લાગ્યો કે, "આ તે નરક છે કે સ્વર્ગ? આ તો સ્વર્ગજ હોવું જોઇએ." રેલવેગાર્ડ અને ડ્રાઇવરે તેને કહ્યું કે, "આ નરકભૂમિજ છે." એટલી વારમાં તો ત્યાં એક માણસ આવ્યો અને તેણે કહ્યું કે, એ શક્તિ તમારી અંદર રહેલા આત્માનીજ છે, કે જે આત્મા

"ચાલો મહેરબાન, નીચે ઊતરી જાઓ, તમારે જ્યાં જવાનું છે, તે આજ સ્ટેશન છે."

તે બિચારો નીચે તો ઊતરી ગયો, પણ તેને ઘણું આશ્ચર્ય લાગવા માંડયું; કારણકે નરકભૂમિ તે કોઈ નીચામાં નીચું અને અધમમાં અધમ સ્થાન હશે, એમ એના મનમાં ખ્યાલ હતો અને આ તો ઉચ્ચમાં ઉચ્ચ સ્વર્ગભૂમિની પણ સ્પર્ધા કરે એવી ભૂમિ તેને જણાઈ. તે ત્યાંથી રેલવે સ્ટેશન છોડી આગળ ચાલ્યો. ત્યાં તો સુશોભિત મોટી મોટી ભવ્ય વાટિકાઓ તેની નજરે પડી. એ વાટિકામાં અનેક જાતના સુગંધીદાર ફૂલો બહેકી રહ્યાં હતાં અને સુગંધવાળો મંદ વાયુ પણ વાઈ રહ્યો હતો. એટલામાં ત્યાં એક ઊંચા કદાવર ગૃહસ્થનો તેને ભેટો થયો. તેણે તેનું નામ પૂછયું અને મનમાં વિચારવા લાગ્યો કે, "કહે ના કહે,પણ આ માણસને મેં પહેલાં ક્યાંક જોયેલો છે." પેલો કદાવર માણસ આગળ ચાલ્યો જતો હતો અને આ તેની પૂંઠે પૂંઠે જતો હતો. એટલામાં પેલા કદાવર માણસે તેને બોલાવ્યો, એટલે તે ધર્મગુરુ બહુજ ખુશ થયો.બન્ને જણે એક બીજા સાથે હાથ મેળવ્યા અને તે ધર્મગુરુએ તેને ઓળખી કાઢયો. એ કોણ હતો? એજ હકસલી હતો. તેણે તેને પૂછયું: "આ શું છે? શું આ નીચામાં નીચું નરક છે?" હકસલીએ જવાબ આપ્યો: "હા, ખરેખર તેજ છે." પછી તે ધર્મગુરુએ કહ્યું: "હું તમને અહીં ઉપદેશ કરવા આવ્યો છું, પણ પ્રથમ તમે મને એ કહો કે,મને આ કંઈક જુદુંજ નજરે પડે છે તેનું કારણ શું છે?" હકસલીએ જવાબ આપ્યો: "બરાબર છે, તમારો નરકના સંબંધનો ખ્યાલ કંઈ ખોટો નથી. અમે જ્યારે પ્રથમ અહીં આવ્યા, ત્યારે સૌથી ખરાબમાં ખરાબ અને નહિ ઇચ્છવા જોગ સ્થાન તે આ નરકનું સ્થાન હતું." પછી તેણે તે માંહેલા હજી મૂળસ્વરૂપમાં રહેલા કેટલાક ભાગો બતાવ્યા, તે બધા મલિન નરકના કુંડ હતા. તે સિવાય તેણે એક બીજો પણ ભાગ બતાવ્યો; ત્યાં લોખંડના ધગધગતા સ્તંભ હતા. વળી તેણે બીજા કેટલાક ભાગો બતાવ્યા; તે અતિ તપી ગયેલાં રેતીનાં મેદાનો અને બાફ મારતા છાણુલાદ વગેરે ખાતરના ઢગલાઓ હતા.

પછી હકસલીએ કંઈક પોતાનો વૃત્તાંત કહેવા માંડ્યો: "અમને સૌથી પહેલાં પેલા દુર્ગંધવાળા કુંડમાં નાખવામાં આવ્યા; પરંતુ અમે ત્યાં જ્યાંસુધી રહ્યા, ત્યાંસુધી એ કુંડ માંહેનું દુર્ગંધ-

વાળું પાણી ઉલેચી ઉલેચીને પાસેના તપ્ત લોખંડના સ્તંભો ઉપર નાખતા. આવી રીતે અમે એ કુંડના કાંઠા ઉપર આવેલા લોખંડના સ્તંભો ઉપર એ કુંડ માંહેલું ગલીચ પાણી નાખ્યાજ કર્યું. ત્યાર પછી ત્યાંના વ્યવસ્થાપકો અમને ત્યાંથી ઊકળતા તેલની કઢાયમાં નાખવા લઈ જવાના હતા; પણ તેમ ન કરતાં તેઓ અમને પેલા તદ્દન ઠંડા પડી ગયેલા લોખંડના સ્તંભો પાસે લઇ ગયા, કે જે લોખંડના સ્તંભોને અમે હવે સારી પેઠે સ્પર્શ કરી શકતા હતા; છતાં પણ હજી બીજા કેટલાક લોખંડના સ્તંભો ધગધગતી સ્થિતિમાં હતા. ત્યાર પછી અમે ત્યાં જે ઠંડા પડી ગયેલા લોખંડના સ્તંભો હતા, તેમાંથી કેટલોક ભાગ લઇ તે તપ્ત સ્તંભો આગળ તેને ધરી ધરીને તેમાંથી કેટલાક સાંચા અને ઓજારો બનાવવાને શક્તિમાન થયા. પછી ત્યાંથી તેઓ અમને છાણહગાર વગેરે ખાતરવાળું જે મેદાન છે, ત્યાં લઇ જવાના હતા. આખરે તેઓ ત્યાં અમને લઇ ગયા; પણ અમે પેલા લોખંડના બનાવેલાં યંત્ર અને કોદાળી વતી ત્યાં ખોદકામ ચલાવ્યું. ત્યાંથીયે વળી એક બીજા નજીકના મેદાનમાં અમને તેઓ લઈ ગયા. પેલાં યંત્ર અને ઓજારો જે અમારી પાસે તૈયાર હતાં, તેના વડે અમે ત્યાં પણ કેટલીક ચીજો નાખી. એણે અમારી ખાતરની ગરજ સારી અને આવી રીતે આખરે અમે થોડે થોડે આ નરકભૂમિને આવી સ્વર્ગભૂમિમાં પલટાવી નાખવામાં ફતેહમંદ નીવડ્યા."

મૂળ મુદ્દાની વાત એ છે કે, આ નરકભૂમિમાં જે જોઇએ તે સાધનો તો હતાં, પણ તેની યોગ્ય યોજના કે વ્યવસ્થા ન હતી. માત્ર તે સાધનોની યોગ્ય વ્યવસ્થા કરવામાં આવી, તેથીજ આ નીચામાં નીચી નરકભૂમિ ઉચ્ચમાં ઉચ્ચ સ્વર્ગભૂમિ બની ગઇ છે.

વેદાંત કહે છે કે, આજ પ્રમાણે દિવ્ય અને સત્ય આત્મવસ્તુ, તેમજ મિથ્યા અને અસત્ય અનાત્મવસ્તુ બંને તમારી અંદરજ છે; પરંતુ તેનો તમે દુરુપયોગ કરેલો છે. તમે એને ઊલટસૂલટ કરી નાખીને ઊલટી રીતે વાપરો છો. ઘોડાને ગાડીની આગળ જોડવો જોઇએ, તેના બદલામાં તમે ગાડીને ઘોડા આગળ જોડો છો અને આવી રીતે તમે આ દુનિયાને નરકભૂમિ બનાવી દો છો. તમારે કોઇ પણ વસ્તુને નિર્મૂળ કરવાની જરૂર નથી. આ તમારો મહત્ત્વાકાંક્ષી સ્વભાવ, આ તમારું સ્વાર્થીપણું, આ તમારો ક્રોધી

સ્વભાવ અને આવી બીજી કેટલીક વૃત્તિઓ કે જે નરક સમાન છે, તેનો તમે નાશ નહિ કરી શકો; પરંતુ માત્ર તેની તમે શુભ વ્યવસ્થા કરી શકશો. તેની યોગ્ય વ્યવસ્થા અને સદુપયોગ કરો, તો આ નરકને પણ તમે પરમ સ્વર્ગધામમાં પલટાવી શકશો. વેદાંત કહે છે કે, આ જગતમાંથી પાપ અને દુઃખનો નાશ કરી નાખવા માટે, માત્ર એકજ રસ્તો છે—ઉદાસીન અને ગમગીન વર્તન રાખવાથી એ વસ્તુસ્થિતિમાં કંઇ પણ ફેરફાર થઇ શકવાનો નથી—એ બધા પાપમાંથી મુક્ત થવાનો-બધા વિકારને-બધા પ્રલોભનને દબાવવાનો માત્ર એજ માર્ગ છે અને તે માર્ગ તે તમારા સત્યસ્વરૂપ આત્માને જાણવો તેજ છે. તમે તમારા સ્વરૂપ-ને-તમને પોતાને જાણતા નથી, ત્યાંસુધી તમે વિષયવૃત્તિઓ ઉપર કદી પણ જય મેળવી શકવાના નથી. જ્યારે તમે તમારા સત્ય આત્મસ્વરૂપને જાણશો, ત્યારેજ તમે સર્વ વિષયવૃત્તિઓ-નો નિગ્રહ કરી શકશો; એટલુંજ નહિ પણ સર્વથા મુક્ત થઇ દુઃખની અત્યંત નિવૃત્તિ અને પરમ સુખની નિત્ય પ્રાપ્તિ થશે અને એજ પરમ સ્વર્ગ છે.[૧] ૐ

જેવી રીતે જળકૂકડી મલિન સરોવરમાં રહે છે, તોપણ તે સરોવરના પાણી કે કાદવથી તેનાં પીછાં ભીંજાતાં કે મેલાં થતાં નથી, તેવીજ રીતે વેદાંત કહે છે કે, હે મનુષ્ય! તારામાં એવી કોઇ એક વસ્તુ છે કે, જે સ્વભાવસિદ્ધ, નિર્મળ અને નિર્લેપ હોઇને તારા શરીરના દોષ, પાપ અને દુર્બળતાથી તે વસ્તુ કેવળ અબાધ્ય છે! આ પ્રમાદ અને પાપની દુનિયામાં પણ તે કેવળ નિષ્પાપ અને નિર્મળ છે! ત્યારે હવે ભૂલ ક્યાં થાય છે? વાસ્ત-વિક રીતે નિષ્પાપપણું એ સત્ય-પવિત્ર સ્વરૂપ-આત્માનો ધર્મ છે; પરંતુ તે ધર્મને ભ્રમથી આપણે શરીરમાં લગાડીએ છીએ, શરીર અને મન નિષ્પાપ અને નિર્દોષ છે, એ વિચાર કોણે લોકો-ના હૃદયમાં પ્રેર્યો હશે? કોઇ સેતાને કે બહારના પિશાચે આ

---

૧ "પાપનું નિદાન અને તેની પરીક્ષા" એ નામથી આનું આજ ભાષણ સ્વામીજી તરફથી "ધી એકેડેમી ઓફ સાયન્સીઝ" નામના સ્થળમાં ઇ. સ. ૧૯૦૨ના ડિસેંબરની ૨૦ મી તારીખે ફરીથી આપવામાં આવ્યું હતું. એમાંના ઉત્તમ ઉત્તમ ભાગો કે જે પૂર્વ ભાષણના અનુંસંધાનરૂપે છે, તે જુદા ન આપતાં આ વિષયની નીચે આપવામાં આવ્યા છે. —સંપાદક

વિચાર તમારા હૃદયમાં પ્રેર્યો નથી, પણ તેને પ્રેરનારૂં કારણ તમારી અંદરજ છે. કારણ હંમેશાં સ્વયં કાર્યની અંદરજ હોવું જોઈએ. એક પદાર્થનું કારણ બીજાજ પદાર્થમાં આરોપિત કરવાના દિવસો હવે ચાલ્યા ગયા. ચાલતાં ચાલતાં જો કોઈ પણ માણસ પડી જતો, તો તેના પડી જવાનું કારણ કોઇ ભૂત કે પ્રેતમાં આરોપિત કરવામાં આવતું; પરંતુ હવે સૃષ્ટિશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન આવા સમાધાનને કબૂલ રાખતું નથી. કારણ તો આપણે એ કાર્યમાંજ શોધવું જોઇએ. આપણે જાણીએ છીએ કે, શરીર પાપ અને દોષથી ભરપૂર છે, છતાં આપણે પોતાને નિર્દોષ અને નિષ્પાપ ગણીએ છીએ, તેનો શો ખુલાસો હશે? વેદાંત કહે છે કે, કોઈ પણ બહારના સેતાનનો આશ્રય લઇને આનું સમાધાન આપશો નહિ. કોઈ પણ બહારના ભૂત-પ્રેતનો દોષ ગણીને આનો ખુલાસો કરશો નહિ. એનું કારણ તમારી અંદરજ છે. પવિત્રમાં પવિત્ર વસ્તુ તમારી અંદરજ છે. નિર્મળમાં નિર્મળ અને નિષ્પાપમાં નિષ્પાપ એવી કોઇ એક વસ્તુ તમારી અંદર છે કે જેનું અસ્તિત્વ આપણને આપણો આત્મા પ્રતીત કરાવે છે. આપણું શરીર ગમે તેટલું પાપ અને દોષવાળું હોય, તોપણ એથી આપણા સત્યસ્વરૂપને જરી પણ બાધ આવે એમ નથી. તેની સત્તા તે સત્યસ્વરૂપ આત્માનું નિષ્પાપપણું તો સદા કાયમજ રહેવાનું. તેનો નાશ કરી શકાય એમ નથી.

હવે આપણે જુદી જુદી જાતનાં પાપ અને તેનાં ભિન્ન ભિન્ન સ્વરૂપ કેવાં છે, તે તપાસીએ.

એ બધામાં "ખુશામત" એ પ્રથમ નંબરે આવે છે. જો કે આ પાપ મહાપાતકમાં ગણાતું નથી, તોપણ તે છે તો બધેજ વ્યાપેલું. આનું શું કારણ હશે કે, ક્ષુદ્ર જંતુથી માંડી ઠેઠ બ્રહ્મા-પર્યંત સૌને ખુશામત પ્રિય છે? દરેક જણ ખુશામતના દાસ કેમ છે? દરેક જણને પોતાની પ્રશંસા, વાહવાહ અને શાબાશી મેળવવાની અભિલાષા હોય છે; દરેક જણ પોતાના સંબંધમાં ઊંચો મત કરાવવાની ઇચ્છા રાખે છે; આનું શું કારણ હશે?

જ્યારે તમે વહાલથી અને પ્રેમથી કોઇએક શ્વાનની પીઠ ઉપર હાથ ફેરવી તેને થાબડો છો; ત્યારે તે શ્વાન પણ આનંદમાં આવી જઇને પોતાની પૂંછડી હલાવી ગેલ કરે છે. આવી રીતે શ્વાનને પણ ખુશામત પ્રિય છે. ઘોડાઓને પણ ખુશામત ગમે

છે. જ્યારે કોઇ એક ઘોડાનો માલિક પોતાના ઘોડાની પીઠ ઉપર હાથ ફેરવી પ્રેમથી તેને પંપાળે છે, ત્યારે તે ઘોડો તરત પોતાના કાન ઊંચા કરી ટટાર થઇ જાય છે.

હિંદુસ્તાનમાં કેટલાક રાજાઓ શિકાર કરવા માટે શિકારી કૂતરાને બદલે વાઘ પાળે છે. એ વાઘની શિકાર કરવાની એવી રીત હોય છે કે, જો ત્રણ ફલંગમાં શિકાર પકડાયો તો ઠીક છે, નહિ તો નિરુત્સાહ બનીને ત્યાંજ બેસી જાય છે. આવે પ્રસંગે રાજા ત્યાં આવી તે વાઘની પીઠ ઉપર હાથ ફેરવી તેને ખૂબ થાબડે છે, એટલે તે પાછો ટટાર થઇ જાય છે; આવી રીતે વાઘને પણ ખુશામત પ્રિય હોય છે. હવે કોઇ નિર્માલ્ય માણસનો દાખલો લો. એની પાસે જઇ તેને જરા માન આપી વખાણો; એટલે તરતજ તેનો ચહેરો આનંદથી પ્રફુલ્લિત થઇ જશે અને ગાલ ઉપર લાલી જણાઇ આવશે.

જે દેશોની અંદર દેવતાઓને પૂજવાનો ચાલ છે, ત્યાં આપણે સાંભળીએ છીએ કે, દેવતાઓ પણ પોતાની પ્રશંસા અને સ્તુતિથી પ્રસન્ન થાય છે; એકેશ્વરવાદીની પ્રાર્થનામાં પણ શું હોય છે? તેમનાં સ્તોત્રો કેવાં હોય છે? નિષ્પક્ષપાતપણે તપાસશો તો તમને જણાશે કે, તેમાં પણ ખુશામત અને પ્રશંસા સિવાય બીજું કશું હોતું નથી. આવી રીતે વિશ્વમાં સર્વત્ર ખુશામતનું અસ્તિત્વ હોવાનું કારણ શું? સર્વને ખુશામત પ્રિય છે; પરંતુ એવો એકે માણસ જણાતો નથી કે, જેટલી પ્રશંસા તેને પ્રિય લાગે છે, તેટલી પ્રશંસાને તે લાયક હોય! વેદાંત આનું એવું સમાધાન કરે છે કે, વસ્તુતઃ તમારી અંદર કોઇ એવી વસ્તુ રહેલી છે કે જે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ હોઇને પોતાના અસ્તિત્વની પ્રતીતિ કરાવી રહી છે. દરેક મનુષ્યમાં તે સત્યસ્વરૂપ આત્મા વિરાજી રહ્યો છે કે જે આત્મા મહાનમાં મહાન અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ છે. જ્યારે કોઇ પ્રશંસા કરનાર આપણી પાસે આવી આપણી પ્રશંસા કરવા માંડે છે, આપણા ગુણ ગાવા લાગે છે, ત્યારે આપણે ખુશ ખુશ થઇ જઇએ છીએ; તેનું કારણ કાંઇ તે પ્રશંસા સત્ય હોવાનું નથી; વેદાંત કહે છે કે, તમારા ખુશ થવાનું કારણ તમારી પોતાની અંદરજ રહેલું છે–તમારા પોતાના આત્મામાંજ તે છે. તમારી ઇંદ્રિયોની પાછળ કોઇ એક વસ્તુ છે, કોઇ એક મહાન શક્તિ છે, કોઇ એક કૂટસ્થ અવિનાશી–મહાનમાં મહાન અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વસ્તુ છે કે જે

તમારૂં સત્ય સ્વરૂપ યાને આત્મા છે અને જે આ સર્વ જાતની પ્રશંસા અને વખાણને યોગ્ય છે. એ તમારો આત્મા એવો તો મહાન છે કે કોઇ પણ પ્રશંસા, કોઇ પણ વખાણ, કોઇ પણ મહિમા, એ સત્યસ્વરૂપ આત્માને માટે પૂરતાં થઇ શકે એમ નથી. આ ઉપરથી તમે એવો અર્થ ન કરશો કે, 'રામ' ખુશામતને ઉત્તેજન આપે છે. 'રામ' કદી ખુશામતને ઉત્તેજન આપે એમ નથી. ખુશામત, પ્રશંસા અને મહિમા એ સર્વે સત્યસ્વરૂપ આત્મા પ્રત્યેજ શોભે તેમ છે. ક્ષુદ્ર શરીરને તે શોભતાંજ નથી. આપણા આ મર્યાદિત શરીરને અર્થે તે નજ થવાં જોઇએ. "જે સિઝરનું હોય તે સિઝરને અને ઇશ્વરનું હોય તે ઇશ્વરને આપો." સિઝરનું ઇશ્વરને અને ઇશ્વરનું સિઝરને આપવાની ભૂલ કરવી તેમાંજ પાપ રહેલું છે. એકનું બીજાને આપવામાંજ આપણને ખુશામતના દાસ થવાનું પાતક લાગે છે. આમ કરવાથીજ આપણે ગાડીની આગળ ઘોડો ઊભો રાખવાને બદલે ઘોડાની આગળ ગાડીને ઊભી રાખીએ છીએ. જો તમે તમારૂં સ્વરૂપ ઓળખો, જો તમે મહાનમાં મહાન અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વસ્તુ સાથે એકરૂપ થાઓ અને એજ તમારો આત્મા છે એવું જાણો, તો તમારા શરીર અને મનથી પર થઇને તમે ખરેખર મહાનમાં મહાન અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ થશો; તમેજ તમારા આદર્શ બનશો; એટલુંજ નહિ પણ તમેજ તમારા પોતાના ઇશ્વર થશો. આનો તમે સ્વાનુભવ કરો એટલે તમે મુક્ત થઇ જશો. સત્યસ્વરૂપ આત્માનો મહિમા શરીરમાં આરોપિત કરવામાં અને પછી તે શરીરની પ્રશંસા કરવામાંજ આપણી ભૂલ થાય છે. અહીંજ ભૂલ થાય છે.

કોઈ એક ગૃહસ્થે 'રામ' પાસે આવીને કહ્યું કે, "મહેરબાન! આમ જુઓ, અમારા ધર્મના અનુયાયીઓની તેમજ બીજાના ધર્મમાંથી અમારા ધર્મમાં આવેલાઓની સંખ્યા સર્વ કરતાં અધિક છે, તેથી અમારોજ ધર્મ દુનિયામાં સર્વથી શ્રેષ્ઠ છે. અમારા ધર્મને માનનારાઓની મોટી સંખ્યા હોવાથી તેજ સર્વ કરતાં શ્રેષ્ઠ હોવો જોઇએ." રામે જવાબ આપ્યો: "ભાઈ! તમે જરા બરાબર તપાસ કરીને કહો તો ઠીક પડે. તમે સેતાનને માનો છો?" તેણે હા પાડી. રામે કહ્યું: "ઠીક, ત્યારે તમારા ધર્મમાં ધર્મને માનનારાઓની મોટી સંખ્યા છે કે સેતાનને માનનારાઓની? સંખ્યાની અધિકતાથીજ સત્યનો નિર્ણય થતો

હોય, તો તમારા બધાં કરતાં સેતાનનીજ શ્રેષ્ઠતા વધારે કહેવાય."

આપણે કહીએ છીએ કે, અભિમાન અને દંભ કે જેને તમે ભલે સેતાનનું મુખ કહો, તેણે આ દુનિયામાં દરેકે દરેક મનુષ્યને ઘેરી લીધો છે. આ શાથી? વળી તેની સાથે એ પણ આપણે જાણીએ છીએ કે, આ શરીર કોઇ પણ જાતનું અભિમાન અથવા કોઇ પણ જાતના દંભને માટે યોગ્ય નથી; તોપણ દરેક જણ અભિમાન અને દંભ કરે છે, તેનું શું કારણ? વિશ્વમાં સર્વ ઉપર અમલ ચલાવનારી આવી વસ્તુ ક્યાંથી આવી? આવો સર્વત્ર વિરોધાભાસ અને અસત્યાભાસ ક્યાંથી આવ્યો? એ તમારી પોતાની અંદરથીજ આવવું જોઇએ, એનું કારણ બહાર શોધવાનું નથી. તમારી અંદર કોઇ એક શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ તત્ત્વ છે કે જે તમારૂં પોતાનું સત્ય સ્વરૂપ છે; તેને તમારે ઓળખવાનું અને જાણવાનું છે. જ્યારે તમે તમારા સત્ય સ્વરૂપને ઓળખશો અને જાણશો, જ્યારે તમે તમારા સત્ય સ્વરૂપનો સ્વાનુભવ કરશો, ત્યારે તમે આ ક્ષુદ્ર શરીરની મહત્તા મેળવવાને ખાતર વલખાં નહિ મારો, પછી તમે આ ક્ષુદ્ર શરીરને માટે દંભ કરવાનું કદી પસંદ નહિ કરો. જો તમે તમારા સત્ય સ્વરૂપને જાણશો, જો તમારા હૃદયને તેના તરફ ફેરવશો, તો તમેજ તમારા પોતાના ઉદ્ધારક બનશો. જો તમે તમારા અંતરમાં રહેલા પ્રભુનો–તમારા પોતાના સ્વરૂપ-નો સાક્ષાત્કાર કરશો, તો પછી આ અલ્પ અને ક્ષુદ્ર શરીરનો મહિમા વધારવો અને તેનાં વખાણ સાંભળવાં એ તમને અધમમાં અધમ લાગશે; એટલુંજ નહિ પણ એ તમારી જાતને અધમ કર-નારૂં અને લાંછન લગાડનારૂં જણાશે અને પછી તમે શારીરિક દંભ અને અભિમાનથી પર થશો. શારીરિક દંભ અને અભિમાન-થી પર થવાનો રસ્તો આજ છે.

તમારી અંદર વિરાજી રહેલો આત્મા–તમારૂં સત્ય સ્વરૂપ, એ મહાનમાં મહાન, શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ અને દેવનો પણ દેવ હોવાથી તે પોતાનો સ્વભાવ કેવી રીતે છોડી શકે? એ આત્મા પોતે એક ક્ષુદ્ર જંતુ અને દીન છે એવું તે કેવી રીતે માને? તે એવા ઘોર અજ્ઞાનમાં પોતાનું કેવી રીતે પતન કરે? કદી પણ તે પોતાનો સ્વ-ભાવ ત્યજી શકવાનો નથી અને આથીજ આખા વિશ્વમાં સર્વત્ર દંભ અને અભિમાન દીઠામાં આવે છે. આવી રીતે હું કંઇ દંભ અને અભિમાનને ઉત્તેજન આપવા માગતો નથી; કેમકે શરીરને

માટે દંભ અને અભિમાન કરવાનું કોઈ પણ રીતે યોગ્ય નથી.

આપણે જાણીએ છીએ કે, પૃથ્વી ફરે છે, પણ સૂર્ય ફરતો નથી; છતાં પણ આપણે ભ્રમમાં પડીએ છીએ અને પૃથ્વીની ગતિ સૂર્યમાં અને સૂર્યની સ્થિરતા પૃથ્વીમાં આરોપિત કરીએ છીએ. માન અને બડાઈના ભૂખ્યા લોકો પણ આવીજ જાતની ભૂલ કરે છે. તેઓને પણ આજ જાતની ભ્રાંતિ થાય છે. અહીં સૂર્યની જગ્યાએ સૂર્યનો પણ સૂર્ય અને જ્યોતિનો પણ જ્યોતિ એવો આત્મા છે કે જે આત્મા સદા અચળ અને સર્વ મહિમાના કારણ-રૂપ છે અને પૃથ્વીની જગ્યાએ આપણું શરીર છે કે જે દરેક ક્ષણે ફર્યા કરે છે, વિકાર પામ્યા કરે છે અને કોઈ પણ જાતના મહિમા અને પ્રશંસાને પાત્ર નથી. આવું છતાં આત્માનો મહિમા શરી-રમાં આરોપણ કરવાની અને શરીરના વિકારાદિ ધર્મ સત્યસ્વ-રૂપ આત્મામાં કલ્પવાની આપણે ભૂલ કરીએ છીએ. આ ભૂલ, આ ભ્રાંતિ, આ અજ્ઞાનજ આ ક્ષુલ્લક શરીરનું અભિમાન વધારવાનું કારણ છે. આ અજ્ઞાનને સેતાન કહી શકાય અને જો તે સેતાનનું કાર્ય અજ્ઞાનની માફક વસ્તુઓને સ્થાનાંતર કરવાનુંજ હોય, તો આપણે એમ કહી શકીએ કે, આ સેતાનજ આ જગતમાં આવીને આત્માનો ધર્મ શરીરમાં અને શરીરનો ધર્મ આત્મામાં આરો-પાવીને સર્વને ભ્રાંતિ કરાવે છે. આ અજ્ઞાનને દૂર કરો! **આ અજ્ઞાનરૂપી સેતાનનો ધ્વંસ કરો; એટલે તમારો દંભ અને અભિમાન આપોઆપજ નાશ પામશે.**

ભોગ, તૃષ્ણા અને સંગ્રહ કરવાની લાલસા આ દુનિયામાં સ્ત્રી, પુરુષ અને પશુ એ દરેકમાં જ્યાં ત્યાં બધે શાથી હશે વારૂ? પોતાની આસપાસની દરેક વસ્તુ મેળવવાની તૃષ્ણા કોઈની પૂરી પડતી નથી. જેમ જેમ તમે વધારે ને વધારે વસ્તુઓ પ્રાપ્ત કરતા જાઓ છો, તેમ તેમ તમારી તૃષ્ણા પણ વધારેજ વધતી જાય છે; તૃષ્ણાને વધારે ને વધારે પોષણ મળતું જાય છે. **જો તમે રાજા થાઓ, તો તમારી તૃષ્ણા પણ રાજા થાય છે અને જો તમે ગરીબ થાઓ, તો તમારી તૃષ્ણા પણ ગરીબ થાય છે.** આખી દુનિયામાં ચારે તરફ સર્વત્ર એનું આવું સામ્રાજ્ય શાથી હશે? ક્રિશ્ચિયનોનાં દેવળોમાં, હિંદુઓનાં મંદિરોમાં અને મુસલમાનોની મસ્જિદોમાં ધર્મોપદેશકો "ભાઈઓ, તૃષ્ણા ન ન કરશો, લોભ ન કરશો" એવા લાંબા લાંબા ઉપદેશો આપે છે;

તેઓ તે તૃષ્ણાને દબાવી દેવાને માટે, તેને નિર્મૂળ કરવા માટે બહુએ મથે છે; પરંતુ તૃષ્ણા તો જેવી ને તેવીજ રહે છે, એનું શું કારણ છે? આ દર્દને નિર્મૂળ કરવાનો વિચાર કરતાં પહેલાં, તેનું કારણ આપણે જાણવું જોઇએ. કાલ્પનિક ખુલાસો ચાલશે નહિ.

વેદાંત આનો એવો ખુલાસો કરે છે કે, હે માનવ! તારી અંદર પોતાનું અસ્તિત્વ સિદ્ધ કરતો એવો સત્યસ્વરૂપ આત્મા વિરાજી રહ્યો છે. એનો કદી વિનાશ થઇ શકે એમ નથી. વિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે કે, કોઇ પણ શક્તિનો નાશ થઇ શકતો નથી; વેદાંત પણ એનો એવોજ ખુલાસો કરે છે કે, હે ઉપદેશકો, હે ન્યાયાધીશો, હે ક્રિશ્ચિયનો, હે હિંદુઓ, હે મુસલમાનો તમે આ તૃષ્ણાના રૂપમાં જણાતી શક્તિનો કદી નાશ કરી શકો એમ નથી. અનાદિ કાળથી સૃષ્ટિના સર્વે ધર્મો લોભ, સ્વાર્થીપણું વગેરેની વિરુદ્ધમાં પ્રબોધન કરી રહ્યા છે; પરંતુ તમારા વેદ, બાયબલ અને કુરાન એને દૂર કરી શકયાં નથી. એનો કોઇ પણ નાશ કરી શકે એમ નથી. માત્ર તેને પલટાવી તેનો સદુપયોગજ કરી શકાય એમ છે. વેદાંત કહે છે કે, હે જગતના માનવીઓ, તમે ભૂલ કરો છો, તમે "ઈશ્વર" એવો ત્રણ અક્ષરવાળો પરમ પવિત્ર શબ્દ લો, એ શબ્દને ઊંધી રીતે વાંચો, એમાં શો ફેરફાર થાય છે? પવિત્રમાં પવિત્ર જે "ગૉડ" (ઈશ્વર) શબ્દ છે, તેને તમે અવળી રીતે વાંચો છો, અવળી રીતે સમજો છો અને આવી રીતે ખરેખર તમે પોતે "ડૉગ" (શ્વાન) બનો છો; પરંતુ વાસ્તવિક રીતે જોતાં તો તમે પવિત્ર એવા "ગૉડ" (ઈશ્વર)જ છો. **આત્માનો ધર્મ શરીરમાં અને શરીરનો ધર્મ આત્મામાં આરોપણ કરવાની ભૂલથીજ તમે તૃષ્ણા વગેરેના ભોગ થઈ પડો છો. આ ભૂલ અને અજ્ઞાનને તમે દૂર કરો એટલે પછી તમે અજર, અમર એવા ઈશ્વર સ્વરૂપજ બનશો.** આવી જાતની ભૂલમાંથી તમે તમારા આત્માને ઉદ્ધારો. તમે દૃઢ આત્મનિષ્ઠ બનો. તમે પવિત્રમાં પણ પવિત્ર, માલિકના પણ માલિક, દેવોના પણ દેવ અને સકળ બ્રહ્માંડના સ્વામી છો, એવો યથાર્થ સ્વાનુભવ કરો. પછી ભૌતિક પદાર્થોનો સંગ્રહ કરવાની તમને કદી પણ વૃત્તિ થશે નહિ.

હવે આપણે અનુરાગ અને શોકના વિષય તરફ આવીએ. મનુષ્ય આ રોગનો ભોગ થઇ પડે છે. તેની એવી ઇચ્છા હોય છે

કે, મારી પાસે જે પદાર્થો છે તેનો કદીયે નાશ થવો ન જોઇએ; એ સદાકાળ જેવા ને તેવા કાયમ રહેવા જોઇએ. મનુષ્ય પોતાની પ્રિય વસ્તુનો નાશ થતાં શોક અને ચિંતામાં ઘેરાઈ જાય છે. આ શોક અને ચિંતા શું બતાવી આપે છે? એક વાર જો આપણે જ્ઞાનદૃષ્ટિથી જાણ્યું કે, આ જગતમાં દરેક વસ્તુ વિકારી, વિનાશી અને પ્રવાહરૂપે છે; તો પછી આપણી પ્રિય વસ્તુઓ સદાકાળ જેવી ને તેવી રહે, એવી આપણે કદી પણ આશા રાખી શકીએ ખરા? છતાં પણ એવુંજ આપણે ઇચ્છીએ છીએ, તે શાથી વારૂ? વેદાંત કહે છે કે, "**હે મનુષ્ય! તારી અંદર એવી કોઇ એક વસ્તુ છે કે જે વાસ્તવિક રીતે અવિકારી, અવિનાશી અને સર્વદા એકજ સ્વરૂપે છે,** માત્ર ભ્રાંતિથીજ તમારા સત્યસ્વરૂપ આત્માનો અવિકારી સ્વભાવ તે તમારા વિકારી સ્વભાવવાળા શરીરમાં આરોપવામાં આવે છે, આજ એનું કારણ છે. **તે ભ્રાંતિ અને અજ્ઞાનનો ધ્વંસ કરો એટલે પછી તમે સદાને માટે વિષયાનુરાગથી મુક્ત થશો.**"

વારૂ, ત્યારે આલસ્ય અને જડતાનું કારણ શું હશે? વેદાંતના સિદ્ધાંત પ્રમાણે તમારા દરેકની અંદર વિરાજી રહેલો તમારો સત્યસ્વરૂપ આત્મા સંપૂર્ણ રીતે અચળ અને શાંત છે, એજ આલસ્ય અને જડતા સર્વત્ર હોવાનું કારણ છે. એ સત્યસ્વરૂપ આત્મા અપરિમિત હોવાથી તેને ગતિ નથી; અપરિમિત વસ્તુને ગતિ હોઈ શકે પણ નહિ. આ એક વર્તુલ છે. અહીં પાછું એક બીજું વર્તુલ છે. જ્યાં આ છે ત્યાં બીજાં નથી અને જ્યાં બીજું છે ત્યાં આ નથી. એકબીજા એકબીજાનું અસ્તિત્વ મર્યાદિત કરે, તો બન્ને પરિમિત થાય. જો આપણે કોઇ વર્તુલને અપરિમિત બનાવવું હોય, તો તેનો સર્વત્ર ઘેરાવો આવવો જોઇએ. પછી તેમાં બીજા કોઇ પણ નાના વર્તુલ માટે અવકાશ રહેશે નહિ. જો કોઇ પણ વર્તુલ એને પરિચ્છિન્ન કરે, તો તે વર્તુલ કદી અપરિમિત કહી શકાયજ નહિ. જો વર્તુલને અપરિમિત બનાવવું હોય, તો તે એક-જ હોવું જોઇએ. તેના સિવાય તેની બહાર બીજું એકે વર્તુલ હોવું જોઇએ નહિ. તેની બહાર બીજું એકે વર્તુલ ન હોવાથી, એવું એકે સ્થળ નથી રહેતું કે જે તે અપરિમિત વર્તુલથી વ્યાપ્ત ન હોય. આવી રીતે અપરિમિત વસ્તુને કોઇ પણ જાતનો અવકાશ ન હોવાથી, તેને સ્થાનાંતર રહેતું નથી. અપરિ-

મિત વસ્તુમાં કોઇ પણ જાતનો વિકાર પણ નજ હોઇ શકે. આપણી અંદર વિરાજી રહેલો આપણો સત્યસ્વરૂપ આત્મા અપરિમિત છે અને તે સંપૂર્ણ રીતે અચળ અને શાંત છે. તેમાં કોઇ પણ જાતની ગતિ નથી. તેમાં કોઇ પણ જાતની ક્રિયા નથી. વસ્તુસ્થિતિ આમ હોવાથી આપણા આત્માનું અપરિમિતપણું, શાંતપણું, નિષ્ક્રિયપણું, અને અજ્ઞાનથી આપણા શરીરમાં આલસ્ય અને જડતાનું આપણને ભાન થાય છે. દુનિયામાં સર્વત્ર આલસ્ય અને જડતા હોવાનું કારણ આજ છે.

દુનિયામાં કોઇને પણ પોતાનો હરીફ ગમતો નથી અને દરેક જણને સ્વતંત્ર માલિક થવાની ઇચ્છા શા માટે હોય છે?

"હું જે કંઇ નિહાળું છું, તે સર્વનો અધિકારી છું. દુનિયામાં એવો એકે પદાર્થ નથી કે જે મારા હક સામે વાંધો ઉઠાવે."

પ્રત્યેક જણને આવી ઇચ્છા હોવાનું કારણ શું? આ કઠિન અને વિચારણીય પ્રશ્નનો વેદાંત એવો ખુલાસો કરે છે કે, "હે મનુજ! તારી અંદર एकमेवाद्वितीयम् એવો જે આત્મા રહેલો છે, તે અપ્રતિમ હોઇ બ્રહ્માંડમાં તેનો કોઈ પણ પ્રતિસ્પર્ધી નથી. અજ્ઞાન અને ભ્રાંતિથી એ અદ્વિતીય આત્માનું એકપણું અને મહિમા આપણા શરીરમાં કલ્પવામાં આવે છે. આથીજ 'હું એકલો અને કોઈ પણ પ્રતિસ્પર્ધી વગરનો હોઉં,' એવું દરેકનું સ્વાભાવિક વલણ હોય છે."

હવે આપણે બીજાં પાપોનો ખુલાસો કરવાની જરૂર નથી; કારણકે વેદાંત બધાં પાપોનો આવીજ રીતે ખુલાસો કરે છે. મહાપાતકનું પણ તે આવીજ રીતે સમાધાન કરે છે. અજ્ઞાન કે જે આત્મા અને અનાત્મામાં ભ્રાંતિ કરાવે છે; તેને દૂર કરવું એજ માત્ર આ સર્વસામાન્ય અને મહાપાપોનો ક્ષય કરવાનો ઉપાય છે.

કોઈ માણસ પેટના અને આંખના એમ બે જાતના દરદથી પીડાતો હતો. તેની દવા કરાવવા માટે તે એક ડૉકટર પાસે ગયો. ડૉક્ટરે તેનું દરદ તપાસી તેને બે જાતની દવાનાં પડીકાં આપ્યાં. આંખમાં નાખવા માટેનું પડીકું સીસું અને ગંધકની મેળવણીના સુરમાનું હતું, કે જે એક જાતનું ઝેર છે. બીજું પડીકું ખાવા માટેનું હતું, તે મરીમરચાં વગેરે ચૂર્ણનું હતું. આ માણસને આંખમાં નાખવાનું પડીકું કયું અને ફાકી જવાનું પડીકું કયું,

તેનું ભાન ન રહેવાથી, તેણે તો ખાવાનું હતું તે આંખમાં નાખી દીધું અને આંખમાં નાખવાનું હતું તેને તે ફાકી ગયો. પરિણામ એ આવ્યું કે, તે આંખે આંધળો થયો અને જઠર પણ બગડી ગયું.

લોકોમાં બધે આવુંજ ચાલે છે; દુનિયામાં જે પાપ દીઠામાં આવે છે, તેના અસ્તિત્વનું પણ આજ કારણ છે. અહીં આંખની જગ્યાએ તમારી અંદર રહેલો જ્યોતિનો પણ જ્યોતિ એવો આત્મા છે અને પેટની જગ્યાએ તમારૂં શરીર છે. આત્માને અર્થે જે કરવાનું તે શરીરને અર્થે અને શરીરને અર્થે જે કરવાનું છે, તે આત્માના અર્થે કરવામાં આવે છે. આત્માના ધર્મ શરીરમાં અને શરીરના ધર્મ આત્મામાં આરોપિત કરવામાં આવે છે. દરેક વસ્તુને ઊંધીચતી કરી નાખવામાં આવી છે, દરેક વસ્તુના વાસ્તવિક જ્ઞાનની ભ્રાંતિ થઇ ગઇ છે; દુનિયામાં જે કાંઇ પાપ છે, તેનું અસ્તિત્વ આને લીધે છે. **વસ્તુને સૂલટી કરો એટલે તેની સાથેજ તમે પણ સૂલટા થઈ જશો, તમારો વાસ્તવિક ઉત્કર્ષ થશે અને તમે દેવના પણ દેવ બની રહેશો.**

આવી રીતે તમારી અંદર પ્રત્યેક વસ્તુ છે, પરંતુ આત્માને નીચે અને શરીરને ઉપર કરી નાખવામાં આવ્યું છે અને પરમ સ્વર્ગને નરક બનાવી દેવામાં આવ્યું છે. તમે દરેક વસ્તુને સૂલટી કરો એટલે પછી ઘોરમાં ઘોર અને નિંદ્યમાં નિંદ્ય પાપ પણ રમ્ય અને પવિત્ર રૂપ ધારણ કરશે. તમારી દૃષ્ટિને સૂલટી કરો એટલે તમે પરમ માહેશ્વર સ્વરૂપ બનશો.

ઈશ્વરને નહિ માનનારા એક ગૃહસ્થે "ઇશ્વર કોઇ પણ ઠેકાણે નથી" એવી રીતે ચારે તરફ પોતાના ઘરની બધી દીવાલો ઉપર લખ્યું હતું. તે અનીશ્વરવાદી—નાસ્તિક હતો. તેનો ધંધો વકીલાતનો હતો. એક દિવસે એક અસીલ આવ્યો અને પોતાના કેસના સંબંધમાં કેટલીક વાતચીત કર્યા બાદ તેણે તે વકીલને પાંચસો ડૉલર આપવા માંડ્યા. વકીલે તે લેવા ના પાડી અને કહ્યું કે, "હું તો એક હજાર ડૉલર લઇશ." અસીલે કહ્યું: "એક હજાર તો એક હજાર, પણ કેસ જીત્યા પછી આપીશ અને જો પાંચસો ડૉલર લેવા કબૂલ કરતા હો, તો હું હમણાંજ આપી દઉં." વકીલને તે કેસમાં જીતવાની સંપૂર્ણ ખાતરી હતી, તેથી તેણે કેસ જિતાયા પછીથી એક હજાર ડૉલર લેવાના કબૂલ કરીને તે કેસ પોતાના હાથમાં લીધો. પોતે કેસ બરાબર સમજી ગયો છે,

એવી દઢ માન્યતાથી તે કોર્ટમાં ગયો. તે કેસના મુદ્દાને બરાબર ધ્યાનપૂર્વક વિચારીને ગયો હતો; પરંતુ પ્રતિવાદીના વકીલે એવું તો એક કાયદાનું–ઝીણું પોઈન્ટ કાઢયું કે, અંતે તે કેસ જીતી શકયો નહિ. આથી જે પાંચસો ડોલર મળવાના હતા, તે પણ તેને મળ્યા નહિ. આથી તે ઉત્સાહભંગ થઇ ખિન્ન સ્થિતિમાં ઘેર આવ્યો. તે ઉદાસપણે ટેબલને અઢેલીને બેઠો હતો, એટલામાં તેનો પ્રિય પુત્ર કે જેણે હમણાંજ જોડણી શીખવાની શરૂઆત કરી હતી, તે ત્યાં આવ્યો અને ચારે તરફ દીવાલ ઉપર "ગોડ ઇઝ નો વ્હેર" (ઈશ્વર કોઇ પણ ઠેકાણે નથી) આવું જે લખેલું હતું, તેની જોડણી કરવા લાગ્યો. આ વાકય તેને માટે બહુજ લાંબું હતું, તેથી તેણે "ગોડ ઇઝ" (ઈશ્વર છે) આ બે શબ્દની પ્રથમ જોડણી કરી અને બાકીનો "નો વ્હેર" શબ્દ બહુ લાંબો હોવાથી અને એમાં ઘણા અક્ષરો આવતા હોવાથી તેણે તે શબ્દના "નાઉ" (હવે) અને હીઅર (અહીં) એમ બે ભાગ કરી તેની જોડણી કરી. આમ ચારે તરફ ભીંતો ઉપર લખેલા મોટા વાકયની જોડણી કરવામાં તે ફતેહમંદ નીવડ્યો, તેથી તેણે હર્ષમાં કૂદાકૂદ કરી મૂકી. બધું આવીજ રીતે છે.

વેદાંતની એવી આજ્ઞા છે કે, તમે દરેક શબ્દની સવળી રીતે જોડણી કરો; અવળી રીતે વાંચો નહિ. "ગોડ ઇઝ નો વ્હેર" (ઈશ્વર કોઇ પણ ઠેકાણે નથી) આ વાકય કે જે પાતકકારક છે, તેને "ગોડ ઇઝ નાઉ હીઅર" (ઈશ્વર હવે અહીં છે) એમ વાંચો. તમારાં પાપ કર્મોની અંદર પણ તમારી દિવ્યતા સાબિત કરી આપવામાં આવે છે અને દિવ્યતા એજ તમારો મૂળ સ્વભાવ છે. આનો તમે સ્વાનુભવ કરો એટલે પછી સંસાર તમારે માટે સ્વર્ગ બની જશે. અખિલ વિશ્વ નંદન વનમાં ફેરવાઇ જશે.

એક વખતે પરીક્ષામાં "ક્રાઇસ્ટે પાણીમાંથી દારૂ બનાવવાનો જે ચમત્કાર કર્યો હતો," તેના સંબંધમાં નિબંધ લખાવવામાં આવ્યો. આખું પરીક્ષાગૃહ વિદ્યાર્થીઓથી ચિકાર ભરાઈ ગયું હતું અને એકેએક વિદ્યાર્થી નિબંધ લખવા મંડી પડયો હતો; પરંતુ તેમાંથી એક વિદ્યાર્થી ત્યાં બેઠો બેઠો સિસોટીઓજ વગાડ્યા કરતો હતો; મનમાં ને મનમાં કાંઇક ગાતો હતો અને ઘડીમાં આ ખૂણા તરફ તો ઘડીમાં પેલા ખૂણા તરફ ડાફોડિયાં મારતો હતો. તેણે કાગળ ઉપર એક અક્ષર સરખો પણ લખ્યો નહોતો.

આવી પરીક્ષાના સ્થળે પણ તે તો રમતજ કરતો હતો. આ કોઇ સ્વતંત્ર સ્વભાવનો વિદ્યાર્થી હતો. એનું નામ બાયરન હતું. જ્યારે નિબંધ લખવાનો વખત પૂરો થઇ ગયો, ત્યારે સુપ્રિન્ટેન્ડન્ટ બધા વિદ્યાર્થીઓ પાસેથી નિબંધના કાગળો એકઠા કરતો કરતો બાયરન પાસે આવી મશ્કરી કરીને બોલ્યો કે, " બહુ લાંબો નિંબધ લખી બાયરન થાકી ગયો છે, તેને માટે મને બહુ લાગી આવે છે." બાયરને તે વખતેજ હાથમાં પેન લઈ પરીક્ષાપત્રમાં એકજ વાક્ય લખી સુપ્રિન્ટેન્ડન્ટને આપી દીધું. પરીક્ષાનું પરિણામ બહાર પડ્યું, ત્યારે તે નિબંધનું પહેલું ઇનામ બાયરન, જેણે એકજ વાક્ય લખી કાઢ્યું હતું, તેને મળ્યું. સુપ્રિન્ટેન્ડન્ટ કે જે બાયરનને એક એદી છોકરો ગણતો હતો, તેને આ ઇનામની વાત જાણીને ઘણીજ નવાઇ લાગી. ઇનામને માટે જે બીજા ઉમેદવાર વિદ્યાર્થીઓ હતા, તેમણે બાયરનનો નિબંધ કલાસમાં વાંચી જવાને પોતાના પરીક્ષકને વિનંતિ કરી. તે નિબંધમાં બાયરને શું લખ્યું હતું ? " ધી વૉટર સૉ હર માસ્ટર ઍન્ડ બ્લશ્ડ" " જળદેવીએ પોતાના સ્વામીને જોયો અને તેના મુખ ઉપર સુરખી છવાઇ રહી." ક્રાઇસ્ટના ચમત્કારમાં આજ રહસ્ય હતું કે, જેના વડે તેણે પાણીનું દારૂમાં રૂપાંતર કરી નાખ્યું હતું. બાયરનનો આખો નિબંધ તે આજ હતો. જ્યારે કોઇ પણ સ્ત્રી પોતાના પ્રિય પતિનો સાદ સાંભળે છે અથવા તેને જુએ છે, ત્યારે તેના મુખ ઉપર સુરખી છવાઇ રહે છે; તેમ જળદેવીએ પોતાના સ્વામીનું મુખ જોયું અને તેના મુખ ઉપર સુરખી છવાઇ રહી. અર્થાત પાણી લાલ મદિરા બની રહ્યું; આ એનો ભાવાર્થ છે. આવો નિબંધ ઉત્તમ ખરો કે નહિ ?

તમે તમારી અંદર રહેલા તમારા સત્ય સ્વરૂપને જાણો. ક્રાઇસ્ટની માફક " **પિતા અને પુત્ર એક છે** " એવી પ્રતીતિ કરો. "સૃષ્ટિના આદિકાળમાં શબ્દ હતો અને તે શબ્દ તે સરજનહાર પ્રભુની સાથે હતો," આનો તમે સ્વાનુભવ કરો. "સ્વર્ગનું પણ સ્વર્ગ તમારી અંદર રહેલું છે" તેને એક વાર અનુભવો, એટલે પછી કોઇ મલિનમાં મલિન જળાશય પણ તમારે માટે અમૃતનું સરોવર બનશે; દરેક કારાગૃહ તમારે માટે ઉત્તમોત્તમ સ્વર્ગધામ બનશે; તમને કોઇ પણ જાતની મુશ્કેલી નડશે નહિ અને તમે આ સર્વ વિશ્વના નિયંતા બનશો.



# आपणुं सत्य स्वरूप*

સન્નારીઓ અને સજ્જનોના સ્વરૂપમાં સર્વશક્તિમાન જગદીશ્વર!

જર્મનીમાં એક માણસના સંબંધમાં એવી દંતકથા છે કે, તેણે પોતાનો પડછાયો ગુમાવ્યો અને તેને માટે તેને બહુજ સહન કરવું પડ્યું. તેને તેના બધા મિત્રોએ ત્યજી દીધો; તેની બધી સંપત્તિ પણ જતી રહી અને તે ઘણીજ દુઃખકારક સ્થિતિમાં આવી ગયો. જ્યારે આમજ છે, તો પછી જે માણસ પડછાયાને બદલે પોતાનું સ્વરૂપજ ગુમાવે છે, તેના સંબંધમાં તમે શું ધારશો? પડછાયો ગુમાવનારના સંબંધમાં તો હજી કંઈ પણ આશા છે; પરંતુ જે માણસ પોતે પોતાનું ખરૂં સ્વરૂપ–પોતાની જાતજ ગુમાવે છે, તેના સંબંધમાં શી આશા હોઈ શકે?

આ જગતમાં મોટે ભાગે આવુંજ છે. લગભગ બધા લોકોએ પડછાયો નહિ, પણ સ્વરૂપજ ગુમાવ્યું છે. આ એક પરમ આશ્ચર્ય છે! શરીર તો માત્ર પડછાયો છે, માત્ર છાયા છે અને આત્મા એજ આપણું સત્ય સ્વરૂપ છે. દરેક માણસ પોતાના પડછાયાના સંબંધમાં–પોતાના શરીરના સંબંધમાં જરીએ જરી કહેશે; પરંતુ પોતાના સ્વરૂપના સંબંધમાં–આત્માના સંબંધમાં કહે એવા બહુજ થોડા મનુષ્યો છે. તમે કોણ છો? તમે તમારા પોતાના સ્વરૂપને ગુમાવીને ત્રણે લોકની પ્રાપ્તિ કરો, તોપણ તે શા કામની? લોકો આ બાહ્ય વિશ્વને પ્રાપ્ત કરવા સારૂ રાતદિવસ તનતોડ મહેનત કરે છે; પરંતુ પોતાનો આત્મા ગુમાવે છે! તેઓને પોતાનું સ્વરૂપ તો યાદજ આવતું નથી! શું ગુમાવવામાં આવ્યું? ઘોડો કે ઘોડેસવાર? ઘોડેસવારજ ગુમાવવામાં આવ્યો છે. શરીર એ અશ્વ છે અને જે આત્મા–જે આપણું સત્ય સ્વરૂપ

---

* સાનફ્રાન્સિસ્કોમાં "ગોલ્ડન ગેઈટ" હોલમાં તા. ૭–૧–૦૩ ને રોજ અપાયેલું ભાષણ.

તે સવાર છે. સવારજ ગુમાવવામાં આવ્યો છે, અશ્વ તો છેજ. દરેક જણ આ અશ્વ માટે તો જરીએ જરી માહિતી આપશે; પરંતુ આપણને તો સવારની–આત્માની આપણા સત્ય સ્વરૂપની માહિતીની જરૂર છે. આ વિષયના તત્ત્વનિર્ણયને માટે આખા જગતના વિદ્વાનો પુષ્કળ પ્રયત્ન કરી રહ્યા છે. આ ઘણોજ ગંભીર વિષય છે અને એક કલાક જેટલા ટૂંક વખતમાં એને ન્યાય આપવો એ દુર્ઘટ છે; તોપણ તેને દૃષ્ટાંત અને વાર્તાદ્વારા જેમ બનશે તેમ આપણે સરળ કરીશું.

આ વિષય એક વખત ૧૫, ૧૬ વર્ષની વયના એક યુવકને સમજાવવામાં આવ્યો હતો અને તે યુવક ટૂંક સમયમાં તે બરાબર સમજી પણ ગયો હતો. જો એક ૧૫, ૧૬ વર્ષનો યુવક આ વિષય સમજી શક્યો, તો પછી તમે તો આ વિષય સમજશોજ; પણ માત્ર તે સમજવાને અર્થે તમારે પૂરતું લક્ષ આપવું પડશે. તે નાના કુમારને સમજાવવા માટે જે પદ્ધતિ સ્વીકારવામાં આવી હતી, તેજ પદ્ધતિથી આજે પણ તે સમજાવવામાં આવશે.

એક વખત પર્વત ઉપર 'રામ' ની પાસે એક રાજકુમાર આવ્યો અને પ્રશ્ન પૂછ્યો: "સ્વામીજી, ઈશ્વરનું સ્વરૂપ શું છે?" 'રામે' કહ્યું: "આ એક એવો વિષય છે કે, જેની દરેકે દરેક તત્ત્વજ્ઞાની, ઋષિમુનિ અને દરેકે દરેક ધર્મ શોધ કરે છે અને તમારે તો તેને ટૂંક સમયમાંજ જાણવાની જિજ્ઞાસા છે. પ્રિય કુમાર! તમે ઈશ્વર શું છે, એ જાણવાની ઇચ્છા રાખો છો? એની મુલાકાત લેવા માગો છો? પણ નિયમ એવો છે કે, જ્યારે કોઈ મોટા માણસની મુલાકાત લેવાની હોય, ત્યારે આપણે આપણું પરિચયપત્ર (પશ્ચિમની પદ્ધતિએ મળવા જનાર ગૃહસ્થ પોતાના નામઠામનું છાપેલું 'વિઝિટિંગ કાર્ડ' મોકલાવે છે તે) પ્રથમ મોકલાવવું જોઇએ; માટે તમારે પણ તમારા નામઠામવાળું એક પત્તું ઈશ્વરને મોકલાવવું જોઇએ. તમારા નામઠામવાળું પત્તું તમે મને આપો; હું તે ઈશ્વરને હાથોહાથ આપીશ; એટલે ઈશ્વર તમારી મુલાકાત લેશે અને તે પોતાનું સ્વરૂપ તમને સમજાશે." તે રાજકુમારે કહ્યું: "સ્વામીજી,! આપનું કહેવું યથાર્થ છે. હું મારૂં નામઠામ આપને જણાવું છું." "હિંદુસ્તાનના ઉત્તર વિભાગમાં હિમાલય પર્વત ઉપર અમુક રાજા રાજ્ય કરે છે, તેનો હું કુમાર છું અને અમુક મારૂં નામ છે." આવી રીતે તેણે એક

કાગળની ચિઠ્ઠી ઉપર લખી કાઢયું. એ ચિઠ્ઠી 'રામે' લીધી અને વાંચી જોઇ. તે ચિઠ્ઠી ઇશ્વરને ન પહોંચાડતાં તે કુમારનેજ પાછી આપવામાં આવી અને તેને કહેવામાં આવ્યું કે, "હે કુમાર, તમે શું છો તેજ તમે જાણતા નથી! એક અભણ માણસ તમારા પિતાજીને મળવા માગે છે; પરંતુ પોતાનું નામઠામ લખી શકતો નથી; એના જેવા તમે છો. શું તમારા પિતાજી એને મળશે? તમે પણ તમારૂં નામ લખી શકતા નથી. તમને ઇશ્વર કેવી રીતે મળે? પહેલાં તમે કોણ છો તે બરાબર જણાવો, ત્યાર પછીજ ઇશ્વર આવીને તમને ભેટશે."

આ સાંભળી કુમારે મનમાં ખૂબ વિચાર કર્યો અને પછી તેણે કહ્યું: "સ્વામીજી! હવે હું બરાબર સમજ્યો. મારૂં નામ લખવામાં મેં ભૂલ કરી છે. મેં મારા આ પંચમહાભૂતના સમૂહરૂપ શરીરનું-જ નામ લખ્યું છે; મારૂં જે ખરૂં સ્વરૂપ તેનું નામ લખ્યું નથી."

કુમારની પાસે ઊભેલા તેના એક અનુચરને આ કંઈ સમજાયું નહિ; તેથી કુમારને કહેવામાં આવ્યું કે, "આ તમારો અનુચર તમારી વાત સમજ્યો નથી; તેથી તમારા કહેવાનો ભાવ તેને તમે બરાબર સમજાવો." કુમારે પોતાના માણસને પ્રશ્ન કર્યો કે, "વારૂ ફલાણાભાઈ, આ કાર્ડ કોનું છે?" તે અનુચરે કહ્યું: "તે મારૂં છે." તે કુમારે તે અનુચરની લાકડી પોતાના હાથમાં લઇ પાછો તેને પ્રશ્ન કર્યો કે, "આ લાકડી કોની છે?" તેણે જવાબ આપ્યો: "તે મારી છે." "વારૂ, આ તમે પહેર્યો છે તે સાફો કોનો છે?" તે માણસે જવાબ આપ્યો કે, "તે મારો છે." કુમારે કહ્યું: "બહુ સારૂ, જ્યારે આ સાફો તમારો છે, ત્યારે આ સાફો અને તમારી વચ્ચે અમુક જાતનો કાંઇક સંબંધ છે. આ સાફો એ તમારી મિલકત છે અને તમે એ સાફાના માલિક છો; ત્યારે તમે સાફો તો નહિજ?" તેણે કહ્યું: "ખરેખર એ તો દેખીતુંજ છે." "વારૂ, આ સીસાપેન તમારી છે, એના માલિક તમે છો અને તમે એ સીસાપેન નથી." તેણે કહ્યું: "હા તેમજ છે." "સારૂ" એમ કહીને કુમારે પોતાના અનુચરના કાન પકડ્યા અને તેને પાછો સવાલ પૂછ્યો કે, "આ કાન કોના છે?" અનુચરે જવાબ આપ્યો: "તે મારા છે." કુમારે કહ્યું: "બહુ સારૂ; એ કાન તમારા છે, એ કાનના માલિક તમે છો અને તેથી તે કાન તમે નથી. વારૂ, કાનની માફક આ નાક પણ તમારૂં છે અને તે

તમારૂં છે, તેથી તે નાક પણ તમે નથી." તે હજૂરિયાના શરીર તરફ હાથ કરીને કુમારે કહ્યું: "આવીજ રીતે આ આખું શરીર કોનું છે?" તે અનુચરે જવાબ આપ્યો: "આ શરીર પણ મારૂં છે." "ભાઇ, જ્યારે આ શરીર તમારૂં છે, ત્યારે તમે તો શરીર નહિજ અને તમે તે શરીર નજ હોઇ શકો; કારણકે તમે કહો છો કે આ શરીર મારૂં છે, આ કાન મારા છે, આ માથું મારૂં છે, આ હાથ મારા છે; આવું તમારૂં કહેવુંજ બતાવી આપે છે કે, તમે કંઇ જુદીજ વસ્તુ છો; અને કાન, હાથ, આંખ એ ઇંદ્રિયોવાળું શરીર તે પણ કંઈ જુદીજ વસ્તુ છે. આ શરીર એ તમારૂં છે અને તમે એ શરીરવાળા શરીરી છો. શરીર એ તમારા પહેરવાના વસ્ત્ર સમાન છે અને એ શરીરરૂપી વસ્ત્રના તમે માલિક છો. શરીર એ તમારો અશ્વ છે અને તમે એ અશ્વના સવાર છો. ત્યારે હવે, તમે શું છો એ વિચારો." પેલો અનુચર આટલા સુધી આ બધું બરાબર સમજી ગયો અને કુમારને એક કાગળના ટુકડામાં પોતાનું નામઠામ લખી આપવાનું કહેવામાં આવતાં તે કુમારે પોતાનું ખરૂં નામ લખી આપવાને બદલે પોતાના શરીરનું નામ લખી આપ્યું, એ કુમારે ભૂલ કરી હતી; એ પણ બરાબર સમજી ગયો. હવે પાછું કુમારને પૂછવાનું શરૂ કરવામાં આવ્યું: "જ્યારે તમે શરીર નથી, તમે કાન નથી, તમે આંખો નથી, એવું કંઇ પણ તમે નથી, ત્યારે તમે શું છો?" કુમારે ખૂબ વિચાર કરીને જવાબ આપ્યો: "હા બરાબર! હું શરીર તો નહિજ, પણ હું મન છું, હું શરીરને ચલાવનારૂં જે મન, તે મનજ હોઇ શકું." પાછું એ કુમારને પૂછવામાં આવ્યું કે, "આ તમે કહો છો તે બરાબર છે?"

"વારૂ તમારા શરીરમાં કેટલાં હાડકાં છે, તમે કહી શકશો? આજ સવારમાં જે કંઇ તમે અન્ન ખાધું, તે તમારા શરીરમાં હાલ ક્યાં છે તે જણાવી શકશો?" કુમાર કંઇ જવાબ આપી શક્યો નહિ. પણ એના મોંમાંથી આ શબ્દો નીકળ્યા: "મારી બુદ્ધિનો એમાં પ્રવેશ નથી. મેં પ્રાણીશાસ્ત્ર કે શરીરશાસ્ત્ર વાંચ્યું નથી; તેથી આ વિષયને મારી બુદ્ધિ સમજી શકે એમ નથી. મારૂં મન એને ગ્રહણ કરી શકતું નથી." તે કુમારને પાછો બીજો પ્રશ્ન કરવામાં આવ્યો: "હે પ્રિય કુમાર! હે વત્સ! તમે તમારા કહેવાથી કબૂલ થઈ જાઓ છો કે, બુદ્ધિ પણ તમારી છે અને મન પણ તમારૂં છે. વારૂ, જો બુદ્ધિ એ તમારી છે, તો એ બુદ્ધિ પણ તમે

નથી અને જે મન એ તમારૂં છે, તો તે મન પણ તમે નથી, ત્યારે હવે તમે શું છો? મહેરબાની કરીને ચોક્કસપણે વિચાર કરો અને તમે શું છો તે જણાવો. તે જાણવામાં આવશે, ત્યારેજ ઈશ્વરનું તમને દર્શન થશે."

કુમારે ખૂબ વિચાર કર્યો, પરંતુ કંઇએ ગમ પડી શકી નહિ; તેથી તેણે કહ્યું: "સ્વામીજી! આમાં મારી બુદ્ધિ જરીય ચાલતી નથી; મારૂં મન એમાં લવલેશ ગતિ કરી શકતું નથી."

આહા! આ શબ્દો કેવા યથાર્થ છે! ત્યાં આત્મા પાસે એ મન કે બુદ્ધિ કોઇએ જઇ શકતું નથી. સત્યસ્વરૂપ આત્મા–ઈશ્વર એ મન, વાણી અને બુદ્ધિથી પર છે.

પછી તે કુમારને કહેવામાં આવ્યું કે, "તમે થોડી વાર એકાંતમાં બેસી તમને જેટલું તમારી બુદ્ધિથી સમજાયું હોય, તેટલાનું શાંત ચિત્તે બરાબર મનન કરો. 'હું શરીર નથી, હું મન નથી,' એમ જો તમને યથાર્થ લાગતું હોય, તો તે નિશ્ચયને તમે બરાબર દૃઢ કરો અને તેને અનુસરીનેજ તમારૂં આચરણ રાખીને તેનો પ્રત્યક્ષ અનુભવ કરો. 'હું શરીર અને મનથી પર છું.' એટલુંજ સત્ય જો તમને સમજાયું હોય અને માત્ર તેટલુંજ જો તમે તમારા વર્તનમાં મૂકશો, તો અનેક જાતની ચિંતા, ભય અને રાગદ્વેષ વગેરેથી તમે મુક્ત બની જશો. શરીર અને મનના પ્રદેશમાંથી એવી રીતે જ્યારે તમે તમારી જાતને ઊંચે લઇ જશો, ત્યારે એ બધીજ બલાઓ તમારી પૂંઠ છોડી જશે અને તમારા સર્વ ઉદ્વેગ અને શોક લય પામી જશે."

ત્યાર પછી તે કુમારને "તે પોતે શું છે" તેની પ્રતીતિ કરાવવાને કંઇક મદદ કરવામાં આવી અને પાછો તેને પ્રશ્ન કરવામાં આવ્યો કે, "ભાઇ કુમાર, આજ સવારમાં તમે શાં શાં કામ કર્યાં તે જરા જણાવશો?"

તેણે કહેવા માંડ્યું: "હું વહેલો પરોઢિયામાં ઊઠ્યો, પછી નાહીધોઇને સંધ્યાવંદનાદિ નિત્ય કર્મ કર્યું, નાસ્તો કર્યો, કેટલુંક વાંચ્યું, કેટલાક પત્રો લખ્યા, કેટલાક મિત્રોને ઘેર જઇ તેમની મુલાકાત લીધી, મારે ત્યાં આવેલા મિત્રોનો મેળાપ કર્યો અને પછી અહીં આપનાં દર્શને આવ્યો."

ફરી તે કુમારને પૂછવામાં આવ્યું: "બસ આટલુંજ? જરા

વધારે વિચારી જુઓ કે તમે આથી વધારે કામ નથી કર્યાં?" તેણે પાછું વિચારી જોઈને બીજાં કેટલાંએક કામો કરેલાં તે પાછાં જણાવ્યાં. તેને ફરીથી કહેવામાં આવ્યું કે, "હજી પણ બધાં કામો તમે કહ્યાં નથી, હજી બીજાં ઘણાં બાકી છે, તમે આ સિવાય બીજાં પણ હજારો કામ કર્યાં છે; હજારો તો શું પણ લાખો અને અસંખ્ય કર્મો કર્યાં છે અને તે છતાં તે તમે કહેતા નથી એ યોગ્ય નથી. તમે શું શું કર્યું, તે બધુંજ મહેરબાની કરીને જરીએ જરી જણાવો."

પોતે કહેવા ઉપરાંત બીજાં પણ અસંખ્ય કામો પોતે કર્યાં છે, એવા અજબ શબ્દો સાંભળીને કુમારને ઘણો અચંબો લાગ્યો અને તેણે કહ્યું કે, "સ્વામીજી, આપને કહી બતાવ્યાં તે ઉપરાંત મેં એકે કામ કર્યું નથી."

તે કુમારને પૂછવામાં આવ્યું: "આ સ્વામી તરફ કોણ જોઇ રહ્યું છે?" તેણે કહ્યું: "હું." "અને આ પડખે ગંગા નદી વહે છે, તેના સામું પણ તમેજ જોઇ રહ્યા છો ને?" તેણે કહ્યું: "હા, હુંજ જોઈ રહ્યો છું" "વારૂ, તમે નદી અને સ્વામીનું મુખ એ બન્ને જુઓ છો, પણ આંખની અંદર રહેલા છ સ્નાયુઓને કોણ પ્રેરે છે? તમે જાણો છો કે જ્યારે આપણે જોઇએ છીએ, ત્યારે આંખના છ સ્નાયુઓ ક્રિયા કરે છે? તે ક્રિયા કરવાને તેમને કોણ પ્રેરે છે? બહારનો કોઈ બીજો તો તેને પ્રેરનાર નજ હોઈ શકે."

કુમારે જવાબ આપ્યો: "હુંજ તેને પ્રેરૂં છું; બીજો પ્રેરનાર નજ હોઇ શકે."

"વારૂ કુમાર, હમણાં આ પાછું કોણ જોઇ રહ્યું છે? વળી આ ચર્ચામાં ધ્યાન કોણ આપી રહ્યું છે?" કુમારે જવાબ આપ્યો: "તે પણ હુંનો હુંજ." "વારૂ, તમે જોઇ પણ રહ્યા છો અને ચર્ચામાં પણ ધ્યાન આપી રહ્યા છો; તો વળી તમારા એ બોલવાના તંતુઓને કોણ ચલાવી રહ્યું છે? આજ સવારમાં નાસ્તો કોણે કર્યો?" તે કુમારે કહ્યું: "એ કામો કરનાર કરાવનાર પણ હુંજ."

તે કુમારે આટલે સુધી કબૂલ કર્યા પછી પાછું તેને કહેવામાં આવ્યું કે, "જે કંઇ આ ચર્ચા થઇ, તેના ઉપર વળી પણ આપણે થોડોક વિચાર કરીએ. જે ખાધેલા અન્નનું પાચન થાય

છે, તે પાચન થવામાં હજારો ક્રિયાઓનો સમાવેશ થયેલો છે. પ્રાણવાયુ મિશ્ર કરવાની ક્રિયા ચાલે છે; ત્યાર પછી લોહી તૈયાર થાય છે; પછી તે લોહી રક્તવાહિનીઓમાં વહે છે; પછી તે ખાધેલું અન્ન સ્નાયુ, હાડ, માંસ, કેશ વગેરેમાં રૂપાંતર પામે છે; શરીર વૃદ્ધિ પામવાની અને એવી બીજી પણ ઘણીએ ક્રિયાઓ શરીરમાં એક સાથે ચાલી રહેલી હોય છે અને આ બધી ક્રિયાઓનો અન્નને પાચન કરવાની ક્રિયા સાથે સંબંધ રહેલો હોય છે. જે વખતે તમે અન્ન ખાધું, તે વખતે જે શ્વાસોચ્છ્વાસ થતા હતા, તેનું કારણ પણ તમેજ છો; તમારી નસોમાં જે લોહી વહે છે, તેનું કારણ પણ તમેજ છો; તમારા શરીરમાં જે વાળ ઊગીને વૃદ્ધિ પામે છે, તેનું કારણ પણ તમેજ છો અને તમારૂં શરીર જે વિકાસ પામે છે, તેનું કારણ પણ તમે ને તમેજ છો. જુઓ, પ્રત્યેક ક્ષણે એક સાથે તમે કેટલી બધી ક્રિયાઓ–કેટલાં બધાં કામો કરી કરી રહ્યા છો ?"

આ સાંભળી કુમાર વિચારમાં પડ્યો અને છેવટે બોલ્યો કે, "સ્વામીજી ! આપનું કહેવું યથાર્થ છે. ખરેખર આ શરીરમાં હજારો ક્રિયાઓ થઇ રહી છે, કે જેને મારી બુદ્ધિ જાણતી સુધ્ધાં પણ નથી અને જેના સંબંધમાં મારૂં મન કેવળ અજ્ઞાનમાં છે. આ સર્વે ક્રિયાઓનો કરનાર હુંજ હોવા છતાં મેં આટલાંજ કામો કર્યાં એવું જે કહ્યું, તે મારી ભૂલ છે."

હજી પણ કંઇક વિશેષ સ્પષ્ટીકરણ કરવાની જરૂર છે. આ તમારા શરીરમાં મુખ્ય બે જાતની ક્રિયાઓ થઇ રહી છે, એક ઐચ્છિક અને બીજી અનૈચ્છિક. ઐચ્છિક ક્રિયાઓ એને કહેવામાં આવે છે કે જે ક્રિયાઓ મન અને બુદ્ધિપૂર્વક કરવામાં આવે છે; અર્થાત્ વાંચવું, ચાલવું, વાત કરવી, ખાવું, પીવું વગેરે ક્રિયાઓ ઐચ્છિક છે. આ સિવાય બીજી પણ હજારો એવી ક્રિયાઓ છે કે, જે આપણી ઇચ્છા વગર અર્થાત્ મન અને બુદ્ધિની સહાયતા વગરજ થયે જાય છે. દાખલા તરીકે શ્વાસોચ્છ્વાસ લેવા, શરીરની નસોમાં લોહીનું વહેવું, વાળ ઊગવા વગેરે વગેરેને અનૈચ્છિક ક્રિયાઓ કહે છે.

મન અને બુદ્ધિદ્વારા ઐચ્છિક રીતે થાય તેજ ક્રિયાઓ માત્ર "અમે કરીએ છીએ" એમ કહેવામાં અને માનવામાં લોકો દેખીતી ભૂલ કરે છે. બાકીની જે ક્રિયાઓ મન અને બુદ્ધિ સિવાય

એમ ને એમ અનિચ્છાથી થયા કરે છે, તેને તો તદ્દન બાજુએજ મૂકવામાં આવે છે. તેઓ તે ક્રિયાઓને પોતાના કામોમાં ગણુતા નથી અને ભૂલથી પોતાના આત્માને પોતાને સમર્યાદ મનમાં મર્યાદિત કરી દઇને-પોતાના અનંત સ્વરૂપને પોતાની સમર્યાદ બુદ્ધિરૂપ ગણી લઇને-લોકો પોતાને હાથેજ કંગાલ અને દુઃખી બને છે! લોકો કહે છે કે, "ઈશ્વર અમારી અંદર વસી રહ્યો છે." બહુ સારૂ, આખા સ્વર્ગનું સામ્રાજ્ય તમારી અંદર છે; પરંતુ નારિયેળના ટોપરા જેવો અંદરનો સારરૂપ પદાર્થ તમારી અંદર છે તે તમે છો; પણ ઉપરનાં છોડાં તમે નથી. જરા મહેરબાની કરીને વિચાર કરી જુઓ! તમે તે ટોપરારૂપી આત્મા છો કે કાચલીરૂપી શરીર છે? જે તમારી અંદર વસી રહેલો છે, તે તમે છો કે બાહ્ય છોતરાં છે તે તમે છો?

કેટલાકો કહે છે કે, "અરે સાહેબ, અમે ખાઈએ છીએ અને કુદરત તેને પચાવી દે છે." ન્યાય, સત્ય અને સ્વતંત્રતાને ખાતર તમે જરા વિચારી જુઓ કે, તમે તે કુદરત છો કે તમે તે કેવળ શરીર છો? તે કુદરત અને પરમાત્મા તે તમેજ છો. જો તમે તમારા ખ્યાલો, તમારી પહેલાંની માન્યતા અને વહેમોનો ત્યાગ કરી આ વિષયના સંબંધમાં વિચારશો અને તાત્પર્ય જોશો, તો તમને સમજાશે કે વસ્તુની અંદર રહેલો ગર્ભ અને સમસ્ત કુદરત તે તમેજ છો.

ઘણે ભાગે તમારા માંહેલા બધા મારી દલીલનું તાત્પર્ય સમજ્યા હોવા જોઇએ; પરંતુ તે રાજકુમાર હજી તે બરાબર સમજ્યો નહોતો. તે કુમારે કહ્યું: "સ્વામીજી! હું આટલું તો બરાબર સમજ્યો છું કે, "બુદ્ધિ અને મન કરતાં તો હું કંઇક જુદોજ છું." આ વખતે આ રાજકુમારનો પેલો અનુચર કે જે ત્યાંજ નજીકમાં બેઠો હતો તેણે કહ્યું: "પણ સાહેબ, આપ જેટલું સમજ્યા છો, એટલું મને જરા સ્પષ્ટ રીતે સમજાવવાની કૃપા કરશો? કારણકે હજી સુધી હું તે જોઇએ એવું સમજી શક્યો નથી." પછી તે નોકરને પૂછવામાં આવ્યું કે, "તમે જ્યારે પથારીમાં જઇ ઊંઘી જાઓ છો, ત્યારે તમે જીવતા હો છો કે મરણ પામો છો?" નોકરે કહ્યું: "મરણ પામતો નથી, જીવતો રહું છું." "ત્યારે તે વખતે તમારી બુદ્ધિ અને મનનું શું થાય છે?" તેણે જવાબ આપ્યો: "તે ત્યાંનાં ત્યાં હોય છે અને તેને

અંગે અનેક જાતનાં સ્વપ્નાં હું ત્યાં અનુભવું છું." "વારૂ, પણ જે વખતે તમે ગાઢપણે ઊંઘી જાઓ છો અને સ્વપ્ન સરખું પણ આવતું નથી, તે વખતે તમારી બુદ્ધિ અને મન ક્યાં જાય છે?"

તેણે વિચાર કરીને કહ્યું કે, "તે અવસ્થામાં મન કે બુદ્ધિ ત્યાં રહેતાં નથી." "વારૂ, મન કે બુદ્ધિ તો ત્યાં રહેતાં નથી; પરંતુ તે અવસ્થામાં તમે તો રહો છો કે નહિ?" તેણે જવાબ આપ્યો: "હું તો રહું છુંજ, તે ગાઢ નિદ્રાવસ્થામાં પણ મારૂં અસ્તિત્વ તો કાયમ રહે છેજ." "વારૂ, જરા આમ જુઓ. ગાઢ નિદ્રાવસ્થામાં મન કે બુદ્ધિ રહેતાં નથી, તેનું કારણ એ છે કે તે અવસ્થામાં મન અને બુદ્ધિને ખીંટીએ મૂકેલા વસ્ત્રની માફક એક બાજુએ મૂકેલાં હોય છે અને તમે એકલાજ કાયમ હો છો." તે અનુચરે કહ્યું: "આનો ભાવાર્થ હું હજી પણ બરાબર સમજી શક્યો નથી."

તે અનુચરને કહેવામાં આવ્યું કે, "વારૂ, તમે કદી ઊંઘ-માંથી ઊઠીને કહો છો કે, આજ રાત્રે મને બરાબર ઊંઘ આવી, સ્વપ્ન સરખું પણ આવ્યું નથી અને એકીઊંઘે વહાણું વાઇ ગયું?" તેણે કહ્યું: "હા, એમ કહું છું ખરો." "વારૂ, હવે આપણે જરા આગળ ચલાવીએ. આ બાબત ઘણીજ બારીક છે, બરાબર લક્ષ આપજો. ઊંઘમાંથી ઊઠીને તમે જે કહો છો કે, આજ તો ઊંઘમાં કશું પણ જણાયુંજ નથી; એ તમારૂં કહેવું અસત્ય છે. કોઇ માણસ એમ કહે છે કે, 'ફલાણી વખતે ફલાણે ઠેકાણે કોઈ પણ માણસ ન હતો એ મેં મારી નજરે જોયું છે.' તેના જેવુંજ તમારૂં કહેવું અસત્ય છે; કારણકે ત્યાં કોઇ માણસ નહોતો એમ જાણવા માટે ઓછામાં ઓછો તે વખતે તે પોતે તો ત્યાં હાજર હતોજ."

"આવી રીતે ગાઢ નિદ્રામાં માતા, પિતા, ઘર કે કશુંયે નહોતું એ વાત ખરી; પરંતુ તમે તો ત્યાં હતાજ. કારણકે તમે જો ન હોત, તો 'મને જરી સ્વપ્ન સરખુંયે આવ્યું નથી.' 'મને કશુંયે જણાયુંજ નથી' આવો અનુભવ અમને કોણ કહેત? એ ઉપરથી સમજાય છે કે, તમે મન અને બુદ્ધિથી કંઇક જુદીજ વસ્તુ છો. તમારૂં મન અને બુદ્ધિ એ વખત ઊંઘી ગયાં હતાં, પણ તમે જાતે તો જાગૃતજ હતા. જો તમે ઊંઘી ગયા હોત, તો શરીરની નસેનસમાં લોહીને કોણ ફેલાવત, તેમજ જઠ-

રની પાચનક્રિયાને કોણ ચલાવત ? શરીરની વૃદ્ધિક્રિયા કોણ કાયમ રાખત ? વાસ્તે તમે તો કોઈ એવી વસ્તુ છો કે જે કદીએ ઊંઘતીજ નથી. બુદ્ધિ અને મનજ ઊંઘે છે; તમે ઊંઘતા નથી, પણ જાગૃત રહો છો. તમે મન, બુદ્ધિ અને શરીરથી પર એવી કોઇ જુદીજ વસ્તુ છો.”

આ વખતે કુમાર બોલી ઊઠ્યો કે, “સ્વામીજી, સ્વામીજી, હવે હું એ બરાબર સમજી ગયો છું કે, હું કોઇ એક દિવ્ય અને અનંત શક્તિ છું, કે જે કોઇ દિવસ ઊંઘતી નથી, તેમજ તેમાં કોઇ દિવસ ફેરફાર થતો નથી. બાલ્યાવસ્થામાં મારી બુદ્ધિ, મન, શરીર અને વિચાર હમણાંના કરતાં તદ્દન જુદીજ જાતનાં હતાં, પણ હું તો તેનો તેજ હતો. અવસ્થાઓની ફેરફારીમાં મન, બુદ્ધિ વગેરેજ ફેરવાય છે અને હું તો જેવો ને તેવોજ રહું છું; એ હવે હું બરાબર સમજ્યો.” કુમાર આટલું કહી શાંત થઈ ગયો; પરંતુ તે બાબત વિશેષ દૃઢ કરવાને ‘રામે’ આગળ ચલાવ્યું: “ડૉક્ટરો કહે છે કે, સાત વર્ષ પછી શરીરનું બધું બંધારણ બદલાઇ જાય છે અને દરેક ક્ષણે પણ શરીરમાં અને મનમાં ફેર પડતો જાય છે. બાલ્યાવસ્થામાં તમને સૂર્ય દેવદૂતોને ખાવાની સુંદર રોટલી જેવો જણાતો હતો; ચંદ્ર એક રમણીય કાચના રમકડા જેવો લાગતો હતો અને તારાઓ મોટા મોટા હીરાઓ જેવા ભાસતા હતા, પણ હવે તે ખ્યાલો ક્યાં છે ? તમારૂં મન, તમારી બુદ્ધિ એ તદ્દન ફરી ગયાં છે. આ બધો ફેરફાર થયા છતાં હું જ્યારે બાળક હતો, હું જ્યારે નાનો હતો, હું જ્યારે સિત્તેર વર્ષની ઉમરનો થઇશ, એવું જે તમે કહો છો તે બતાવી આપે છે કે, તમે કોઇ એવી વસ્તુ છો કે જે બાલ્યાવસ્થામાં, યુવાવસ્થામાં અને વૃદ્ધાવસ્થામાં એકની એક અને જેવી ને તેવીજ રહે છે. હું ઊંઘી ગયો, મને ગાઢ નિદ્રા આવી ગઈ, આવું આવું જ્યારે તમે કહો છો, ત્યારે એ ઉપરથી ચોખ્ખું સાબિત થાય છે કે, તમારી અંદર કોઈ વાસ્તવિક ‘અહમ્’ છે. તેજ તમારૂં સત્ય સ્વરૂપ છે, કે જે જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિમાં (ગાઢ નિદ્રામાં) પણ સદા એકજ રૂપે કાયમ રહે છે. તમારી અંદર કોઇ એવી વસ્તુ છે કે જે તમારી મૂર્છાવસ્થામાં પણ એકજ રૂપે રહે છે; તેમજ જે ખાતાં, પીતાં, ઊઠતાં, બેસતાં, લખતાં, વાંચતાં પણ એકજ સ્વરૂપે સ્થિત હોય છે. કૃપા કરી તમે બરાબર

વિચાર કરી જુઓ કે, શું તમે કોઈ એવી વસ્તુ નથી કે જે સર્વ અવસ્થામાં, આજ, કાલ અને સર્વદા, સ્વરૂપમાં લવલેશ પણ ફેરફાર થયા વગર એકજ સ્વરૂપે કાયમ રહે છે? જો આ ખરૂં લાગતું હોય, તો હજી જરા વધારે વિચાર કરી જુઓ, એટલે પછી તરતજ તમને ઈશ્વરનો મેળાપ કરાવવામાં આવશે. તમને જે કહેવામાં આવ્યું હતું, તે તમને યાદ હશે કે તમે તમને પોતાને જાણો; તમારૂં નામઠામ એક કાગળ ઉપર લખીને આપો, એટલે પછી તરત તમને ઈશ્વરનાં સાક્ષાત્ દર્શન કરાવવામાં આવશે!"

હવે જ્યારે રાજકુમારને પોતે શું છે, તે સમજાયું–પોતે એક અવિકારી, નિત્ય અને ગાઢ નિદ્રામાં પણ જાગૃત એવું કોઈ તત્ત્વ છે, એવું જ્યારે તેના જાણવામાં આવ્યું, ત્યારે તેને ઈશ્વરનું સ્વરૂપ જાણવાની વિશેષ જિજ્ઞાસા થઈ. ત્યાર પછી તે કુમારને પૂછવામાં આવ્યું કે, "ભાઈ, આ જે વૃક્ષો વૃદ્ધિ પામે છે, તે તરફ જોઈને કહો કે, તે જે શક્તિ વડે વૃદ્ધિ પામે છે તે શક્તિ તેમની શક્તિથી નિરાળી છે કે તેજ છે?" તેણે જવાબ આપ્યો કે, "ના, ના; તે તો તેની તેજ હોવી જોઈએ." "વારૂ, ત્યારે આ વૃક્ષોમાં વૃદ્ધિ કરનાર જે શક્તિ છે, તે શક્તિ આ પશુઓના શરીરને વૃદ્ધિ કરનારી શક્તિથી ભિન્ન છે કે તેની તેજ છે?" તેણે કહ્યુંઃ "ના, ના; એ પણ તેની તેજ હોવી જોઈએ." "વારૂ, જે શક્તિ આ તારાઓને ગતિમાં મૂકે છે, તે શક્તિ નદીના પ્રવાહને ચલાવનાર શક્તિ કરતાં ભિન્ન છે કે તેની તેજ છે?" તેણે કહ્યુંઃ "ના, તે પણ તેની તેજ હોવી જોઈએ." "બરાબર છે. જે શક્તિ વડે આ વૃક્ષો વૃદ્ધિ પામે છે અને જે શક્તિ વડે તમારાં શરીર વૃદ્ધિ પામે છે, તે બંને શક્તિ કદીયે ભિન્ન નજ હોઈ શકે. કુદરતમાં સર્વત્ર વ્યાપી રહેલી એકજ દિવ્યતાથી, તે એકજ અજ્ઞેય તત્ત્વથીજ આ સર્વ તારાઓ પ્રકાશે છે અને તમારાં નેત્રો પલકારા મારે છે. તે એકજ શક્તિ વડે તમારા શરીરના કેશ વૃદ્ધિ પામે છે અને તેજ શક્તિ વડે તમારૂં લોહી રક્તવાહિનીઓમાં વહે છે. જે શક્તિ વડે ખોરાક પાચન થાય છે, તે શક્તિ તમે નથી શું? જે મન અને બુદ્ધિથી પર છે તે શું તમે નહિ? ખરેખર તેજ તમે છો. જો આ યથાર્થ છે, તો આ સર્વ સૃષ્ટિનું જે નિયામક બળ છે તે પણ તમેજ છો; જે આ દિવ્યતા છે તે પણ તમેજ છો, જે ઈશ્વર છે તે પણ તમેજ છો; જે અજ્ઞેય વસ્તુ છે તે પણ તમેજ છો અને જેને

શક્તિ, બળ અને તત્ત્વ અને બીજું જે કંઇ તમે કહેતા હો તે સર્વ પણ તમેજ છો. એજ દિવ્ય સ્વરૂપ–એજ સર્વેશ્વર કે જે સર્વત્ર વિદ્યમાન છે, તે પણ બસ તમેજ છો."

તે કુમાર ઘણોજ આશ્ચર્યચકિત થઇને બોલ્યો કે, "ખરેખર, હું તો ઈશ્વરને જાણવા માગતો હતો અને આ તો મારૂં સ્વરૂપ–મારો આત્મા–એજ ઈશ્વર છે, એમ મેં જાણ્યું. મેં કેવો મૂર્ખાઇ ભરેલો પ્રશ્ન કર્યો હતો! મારે મારૂં પોતાનુંજ સ્વરૂપ જાણવાનું હતું. હું પોતે શું છું, તેજ પ્રથમ મારે જાણવાનું હતું. હવે ઈશ્વર શું છે તેનું મને જ્ઞાન થયું."

આ સત્યનો અનુભવ કરવા માટે આપણને જે મુશ્કેલી નડે છે, તે એ છે કે લોકો બાળક–બુદ્ધિ છોડતા નથી. તમને ખબર છે કે બાળકો કોઇ કોઇ વખત અમુકજ રકાબી કે અમુકજ થાળીમાં ખાવાની હઠ કરે છે. તેઓ કહેશે કે, "બસ હું તો મારીજ રકાબીમાં ખાઇશ, હું મારી તાસકમાંજ ખાઇશ, બીજીમાં નહિજ ખાઉં." પણ અરે બાળકો! આ અમુકજ રકાબી માત્ર તમારી નથી; પરંતુ આ ઘરમાં જેટલી રકાબીઓ છે, તે બધીજ તમારી છે. લોકો જો ખરી વાત જાણે,જો તેઓ પોતે પોતાનું સ્વરૂપ જાણે, તો સર્વશક્તિમાન સર્વેશ્વર તે પોતેજ છે, એ તેમને તરતજ સમજાઈ જાય; પરંતુ "અમુકજ રકાબી, અમુકજ વિચાર, અમુકજ મગજ પોતાનું છે," એમજ તેઓ માની લે છે. જેટલું મારી બુદ્ધિથી અને મનથી સમજાશે, તેટલુંજ ખરૂં માનીશ; બાકીનાને હું માન્ય કરતો નથી. આ અમુક થાળીની અંદર જો મને પીરસવામાં આવશે, તોજ હું ખાવાનો. આ બધી બાલિશતાજ છે. તેઓ દરેક વસ્તુ પોતાની રકાબીમાંથીજ લેવા માગે છે અને રકાબીમાં પિરસાયું હોય તેટલાનેજ પોતાનું સમજી તેમાંથીજ ખાવામાં પોતાનું માન સમજે છે; તેઓને એ નાની સરખી રકાબીમાંજ આત્મભાવ બંધાઇ જવાથી તેઓ તેજ રકાબીની આસપાસ સર્વસ્વ એકત્ર કરવા માગે છે. સ્વાર્થીપણાનું અને સર્વે ઉદ્વેગ તથા દુઃખોનું આજ કારણ છે. એવી ખોટી માન્યતામાંથી મુક્ત થાઓ; તમારૂં સત્યસ્વરૂપ તેજ સર્વ છે, એનો સ્વાનુભવ કરો; આ પરિચ્છિન્ન દેહાભિમાનને છોડો; એટલે તત્કાળજ તમે સુખ–રૂપ અને વિશ્વરૂપ બનશો. તે કુમારના જેવીજ આ ભૂલ છે.

તે કુમારને પાછો એક પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો કે,

"તમે ક્યાં રહો છો?" તેના જવાબમાં તેણે પોતાના રાજપાટ-ના નગરનું નામ લઇને કહ્યું કે, "હું ત્યાં રહું છું." "અરે કુમાર! તે પાટનગરજ માત્ર તમારૂં રહેવાનું સ્થાન નથી; પરંતુ તમારા રાજ્યનો આખો પ્રદેશ એ તમારો છે. તમે તમારા રાજધાનીના પાટનગરમાં રહો છો, તથાપિ એ આખું રાજ્ય તમારૂંજ છે. આ સુશોભિત રમ્ય પ્રદેશ, આ દિવ્ય દેખાવો, આ ભવ્ય હિમાલય, પર્વતની રમ્ય રચના, એ સર્વે તમારૂં છે; માત્ર તે પાટનગરજ કંઇ તમારૂં નથી."

બધા લોકો આવીજ ભૂલ કરે છે. તમારા આત્મા અથવા સત્ય સ્વરૂપનું પાટનગર ભલે તમારી બુદ્ધિ અને તમારૂં મન કહેવાય; પરંતુ એટલુંજ માત્ર તમારૂં અને બીજું તમારૂં નહિ, એવું કહેવાનો તમને કંઇ પણ હક નથી. તમારા મનની અને તમારી બુદ્ધિની આ નાની સરખી રાજધાની—આ નાનું સરખું પાટનગર એજ માત્ર કંઇક તમારૂં છે એમ નહિ; પરંતુ આ આખું વિશાળ વિશ્વ તમારૂં છે. આખું બ્રહ્માંડ તમારૂં છે. બ્રહ્માંડ-ના ગર્ભમાં રહેલ અનેક સૂર્ય, અનેક ચંદ્ર, અનેક પૃથ્વી, અનેક ગ્રહો અને અનેક સ્વર્ગો એ સર્વે તમારાં છે. આનો તમે અનુભવ કરો, તમે તમારો સ્વભાવસિદ્ધ હક ફરીથી પ્રાપ્ત કરો; એટલે પછી બધી જાતનાં ઉદ્વેગ, દુઃખ અને આપત્તિ નાશ પામશે.

લોકો મુક્તિના સંબંધમાં વાતો કરે છે; પણ તમે શાથી બદ્ધ છો, તે તમારે પ્રથમ જોવાનું છે. જો તમે મુક્ત થવા માગતા હો તો તમારા બંધનું કારણ શું છે તે તમારે જાણવુંજ જોઇએ. એ તો એક વાંદરાની વાત જેવું છે. હિંદુસ્તાનમાં વાંદરાઓને જુદી રીતેજ પકડવામાં આવે છે. કેટલાંક સાંકડા મોનાં વાસણોને જમીનમાં મજબૂત દાટીને તેમાં ખાવાનાં ફળ નાખવામાં આવે છે. પછી તે વાસણો પાસે કેટલાંક વાંદરાં દોડી આવે છે અને તે ફળ લેવાને માટે વાસણોમાં હાથ ઘાલે છે; પણ તે ફળને થોડે થોડે બહાર કાઢવાની રીત તેમને માલૂમ હોતી નથી, તેથી વાંદરાઓ જેટલાં પણ લઇ શકાય તેટલાં ફળ પોતાની મૂઠીમાં એકી વખતે ભરી લે છે; એટલે વાસણ બહુજ સાંકડા મોઢાના હોવાથી તે વાંદરાના હાથ તે વાસણોની બહાર નીકળી શકતા નથી અને અંતે વાંદરાંઓ પકડાઇ જાય છે.

અમે એ પૂછીએ છીએ કે, તમને બદ્ધ અને પરતંત્ર કોણ કરે

છે? આ એક વિશાળ વિશ્વરૂપી રમ્ય અને મહાન વન છે અને એ વિશાળ ભવાટવીમાં ઠેકઠેકાણે સાંકડા મોંવાળાં વાસણો ગોઠવી દેવામાં આવ્યાં છે. એ વાસણ તે તમારા સાંકડા વિચાર, મન અને બુદ્ધિ છે. તેની અંદર અખરોટ અને બીજાં કેટલાંક ફળ રહેલાં છે. લોકોએ તે ફળની મોટી મોટી મૂઠીઓ ભરી છે. પોતાના વિચાર, મન અને બુદ્ધિથી જે ક્રિયા કરવામાં આવે છે તેની સાથે તેઓને મમત્વ બંધાય છે. "હું મન છું" એવી રીતે તાદાત્મ્ય-ભાવ લોકોને થઇ જાય છે. દરેક જણ વ્યવહારમાં મનસ્વરૂપ બની જાય છે. "હું મન છું," "હું બુદ્ધિ છું" આવી રીતે કહીને તેઓ સાંકડા અને સંકુચિત વાસણ માંહેલા ફળની મજબૂત મૂઠીઓ ભરે છે. જે તમને પરતંત્ર અને ગુલામ બનાવે છે તે આજ છે. તમને જે ઉદ્વેગ, ભય, લાલચ અને બીજી બધી જાતના ત્રાસના દાસ બનાવે છે તે આજ છે. તમને બદ્ધ કરે છે તે આજ છે. આ જગતમાં આપણે જે જે દુઃખો ભોગવીએ છીએ, તે સર્વેનું કારણ પણ આજ છે. જો તમે આમાંથી મુક્ત થવા માગતા હો, જો તમે ખરેખરા મુમુક્ષુ હો, તો **માત્ર તમે તમારી મૂઠીમાં લીધેલાં ફળ છોડી દો એટલે પછી આ આખાં વનનાં વન તમારાંજ છે.** તમે એક ઝાડથી બીજે ઝાડ અને બીજે ઝાડથી ત્રીજે ઝાડ સ્વચ્છંદે કૂદ્યા કરો અને અનેક જાતનાં અખરોટ વગેરે ફળો મરજીમાં આવે એટલાં ખાધા કરો; **કારણકે આ બધું જંગલ તમારૂંજ છે.** આ દુનિયા તમારીજ છે. માત્ર તમે અહંમમત્વવાળું અજ્ઞાન છોડી દો; એટલે પછી તમે સ્વતંત્ર અને મુક્ત થશો, તમેજ તમારા ઉદ્ધારક બનશો.

"અહા! હવે[1] આપણે વધારે વાર નહિ રોકાઇશું. હે આત્મા આપણે પણ આપણા વહાણ ઉપર સવારી કરીએ. (અહીં આત્માનો અર્થ બુદ્ધિ કરવાનો છે.)

"તું મને તારા ખોળામાં લે છે; હું મારી સોડમાં તને દબાવું છું; એમ હે આત્મા! નિર્ભયતાથી કોઇ અજ્ઞાત કિનારા પર જવા માટે, પ્રચંડ વાવાઝોડામાં, હર્ષ અને ઉન્માદની લહરીઓ પર નાચતાં નાચતાં, નિશ્ચિંતપણે કીર્તન કરતાં કરતાં, પરમાત્માનું-આપણું ભજન ગાતાં ગાતાં, સુખમય અન્વેષણનાં ગીતો લલકા-

૧. અહીંથી તે આ પ્રકરણની છેવટ સુધીનો ભાગ અમેરિકન અવધૂત "વોલ્ટ વ્હીટમેન"ના કાવ્યનો અનુવાદ છે. —સંપાદક

રતાં, હાસ્યો અને પરસ્પર ચુંબનો કરતાં કરતાં, આપણે પણ પંથહીન મહાસાગરનાં પ્રવાસીઓ છીએ. (જેને પાપને માટે પશ્ચાત્તાપ કરવો હોય, આંસુ પાડવાં હોય, પોતાને અધમ, દીન, પતિત માનવાં હોય તેઓ ભલે તેમ કરે.) પણ હે આત્મા, તું મને આનંદ આપે છે, હું તને આપું છું!

"હે આત્મા! કોઇ પણ આચાર્યના કરતાં ઈશ્વરમાં અમને વિશેષ શ્રદ્ધા છે; છતાં ઈશ્વરનાં રહસ્યો ઉકેલવાની અમારી હિંમત નથી. હે આત્મા! તું મને આનંદ આપે છે, હું તને આપું છું.

"આ મહાસાગરની મુસાફરી કરતાં, પર્વતોનાં શિખર ઉપર ચડતાં કે રાત્રિના જાગરણ વખતે દેશ, કાળ અને મૃત્યુના શાંત વિચારો ખળખળ વહેતા જળની પેઠે, વસ્તુતઃ મને અનંત પ્રદેશોમાં થઇને લઈ જાય છે.

"હે ભગવન્! તું જેના વાયુનો હું શ્વાસોચ્છ્વાસ લઉં છું; જેના ઊછળતા તરંગોનો ધ્વનિ હું સાંભળું છું, તારા સામીપ્યમાં, તારે માર્ગે આવતાં આવતાં મને અને મારા આત્માને તું સર્વાંગે ભીંજવી દેજે; મને તારામાં નિયમિત કરી દેજે.

"હે ભગવન્! તું સર્વોચ્ચ, અનામી, સૂત્રાત્મન્, પ્રાણસ્વરૂપ, પ્રકાશોનો પ્રકાશ, વિશ્વકર્તા, વિશ્વનો કેંદ્ર, સત્યપરાયણ, ધર્મિષ્ઠ અને પ્રેમભોજનોનો મહાન કેંદ્ર, નૈતિકતા અને આધ્યાત્મિકતાનો પ્રવાહ, પ્રેમનું મૂલ અને ભંડાર છે."

"મારા વિચારગ્રસ્ત આત્મા! મારી અતૃપ્ત તૃષ્ણા! આપણે માટે ત્યાં કોઈ રાહ નથી જોતું?–આપણો સંપૂર્ણ સાથી–ત્યાં સુખસ્વરૂપ સ્નેહી આપણી પ્રતીક્ષા કરતો નથી બેસી રહ્યો?

"તું (વિશ્વબ્રહ્માંડની) ગાડી છે, (પેલા) સૂર્યો, નક્ષત્રો અને તારકમંડળોનો તું પ્રેરક છે; એ ગ્રહમંડળો અનેક ચક્રો કાપતાં કાપતાં, ક્રમશઃ સુરક્ષિતપણે, નિયમિત ગતિથી દિશાના નિરાકાર અનંત વિસ્તારોને પાર કરી જાય છે.

"મારામાંથી બહિર્મુખ હું ન થાઉં તો એ બધાં ઉત્તમ વિશ્વોનો કેવી રીતે વિચારમાત્ર પણ કરી શકું? એક શ્વાસ પણ કેવી રીતે લઉં, કે એક શબ્દ પણ કેવી રીતે બોલી શકું? પરમાત્માનું ધ્યાન ધરતાં અને પ્રકૃતિ તથા તેના ભવ્ય ચમત્કારો, દેશ, કાળ અને મૃત્યુના સંબંધે વિચાર કરતાંવેંતજ હું જાણે સુકાઇ જાઉં

છું; પણ એજ "હું" કે જે વાસ્તવિક રીતે "તું"જ છું, જ્યારે તને બોલાવું છું, ત્યારે તું તરતજ એ બધા ગૃહમંડળોનો અધિષ્ઠાતા થઇ જાય છે, સમયનો અનુસંગી બને છે, સંતુષ્ટ થઇને મૃત્યુની સામે મધુર હાસ્ય કરે છે અને દિશાઓના અનંત વિસ્તારોને સંપૂર્ણપણે તું–તારાપણાથી ભરી દે છે.

"નક્ષત્રો અને સૂર્યો કરતાં વિશેષ કૂદતો કૂદતો તું આગળ પ્રવાસ કરે છે; મારા અને તારા કરતાં કયો વિશેષ પ્રેમ આથી અધિક વર્ણન કરી શકે તેમ છે? તારા અને મારા કરતાં હે આત્મા! આદર્શનાં કયાં સ્વપ્નો, શુદ્ધિ, સિદ્ધિ અને શક્તિની કઇ યુક્તિઓ, અન્યને માટે સહર્ષ સર્વસ્વત્યાગની અને પરને માટે સર્વસ્વ સહનશીલતાની એવી કઈ આકાંક્ષાઓ અને ઇચ્છાઓ વધી જાય તેમ છે?

"આગળની ગણતરી કરતાં કરતાં વખત આવ્યો ત્યારે હે આત્મા! બધા સમુદ્રો પાર થઇ ગયા, ભૂશિરોનાં તોફાનો શાંત થઇ ગયાં, યાત્રા પૂરી થઇ ગઇ. હે આત્મા! જ્યારે (ચારે તરફથી ઈશ્વરથી ઘેરાયલો) તું સન્મુખ આવે છે, ત્યારે પ્રાપ્ત લક્ષ્ય એવી રીતે અર્પણ કરે છે કે જાણે કે પ્રેમ અને વાત્સલ્યથી પરિપૂર્ણ વડીલ બંધુના મળવાથી નાનો ભાઇ એના વત્સલ આલિંગનમાં સહજ સમાઇ જાય છે–એકરૂપ થઈ જાય છે.

"હિંદ કરતાં પણ આપણે ઘણેજ દૂરના પ્રદેશમાં જવાનું છે. શું એટલે બધે દૂર જવા માટે તારી પાંખો તેં સમારેલી છે? (પ્રૌઢ અને મજબૂત કરેલી છે?) હે આત્મા! શું તું આવા આવા લાંબા પ્રવાસ કરે છે? શું તું આવા સમુદ્રોની અંદર સહેલગાહ કરે છે? શું તું વેદવેદાંત અને એવા બીજા સંસ્કૃત સાહિત્યમાં પારંગત થયો છે? તો હવે તારાં બંધનોનો નાશ કર, તારે માટે માર્ગ ખુલ્લો છે; કિનારા તારાજ છે જો જીવતાંજ કદાચિત તમારી પાસે ન પહોંચાય, તો એ ગૂંચવણભર્યા પ્રશ્નોથી આવરણ પામેલી સમસ્યાઓ! તમારી સિદ્ધિને માટે પણ હવે માર્ગ ખુલ્લો થઇ ગયો છે! સૌ ચાલ્યાં જાઓ!

"ચલાવો, હંકારો, હોડીને વાસ્તવિક આત્મા સુધી. આ સંપૂર્ણ અંધશ્રદ્ધાને–શરીરના આ મિથ્યા અધ્યાસને છોડી દો. આ ક્ષુદ્ર શરીરની મોહનીનો છેડો છોડો. તમે આ શરીર અને બુદ્ધિના મોહમાં તમારા સ્વરૂપને ફસાવી દીધું છે એમાંથી મુક્ત

થાઓ. ચાલો, નિત્યતા, વાસ્તવિકતા, સત્યસ્વરૂપ આત્મા પ્રતિ આગળ પ્રયાણ કરો. ભારત કરતાં વધારે આગળ રસ્તો પકડો.

"અહા! ભારત કરતાં પણ આગળનો સન્માર્ગ! હે પૃથ્વી અને આકાશના ગૂઢ રહસ્ય! હે સમુદ્ર અને જલપ્રવાહો! હે દોડતી નદીઓ! હે વનો અને ખેતરો! હે સમસ્ત દેશનાં ઉપવનો! હે શિલાઓ! પ્રચંડ ભૂધરો! આરક્ત પ્રાતઃકાલ, મેઘ, વૃષ્ટિ અને હિમદળો! હે દિવસ અને રાત્રિ, તમારો બધાંનો માર્ગ હવે સ્પષ્ટ થઇ ગયો છે!

"દેહાધ્યાસથી પર જાઓ એટલે તમે એ બધું થઇ જાઓ છો. આ બધાને માટે તમને માર્ગ મળી જાય છે. એ બધું તમે પોતેજ છો એવો અનુભવ કરો.

"હે ચંદ્ર, સૂર્ય અને સમસ્ત નક્ષત્રો! બૃહસ્પતિ અને શુક્ર! તમે પણ ચાલો, તમને પણ માર્ગ મળી ગયો! મારી નસોમાં હવે જોસથી લોહી ઊછળે છે! હે આત્મા! દૂર–દૂર જવા માટે લંગર છોડી મૂક. દોરીઓ તોડી નાખો. હલેસાં મારો; ચલાવો વહાણને.

"પૃથ્વી પરનાં વૃક્ષોની પેઠે આપણે હવે અનંતકાળ સુધી અહીં નથી રહેવું! તુચ્છ પશુપક્ષીની પેઠે આપણે અહીં ખાતાં-પીતાં ઘણા કાળ પર્યંત બરાડા નથી પાડ્યા કર્યા?

"પુસ્તકિયા જ્ઞાનથી આપણે આપણા સ્વરૂપને ઘણા દીર્ઘ સમય સુધી આંધળું નથી કરી રાખ્યું?

"ચાલો, આગળ વધો; ઊંડાં પાણીમાં વહાણને લઇ જાઓ; હે આત્મા! નિશ્ચિંતતાથી અન્વેષણ કરતાં જઇએ! હું તારી સાથે અને તું મારી સાથે છે; કારણ જ્યાં કોઇ પણ નાવિક હજુ ગયો નથી એ આપણું લક્ષ્ય છે. આપણી જાતને અને આ (જીવન) નૌકાને આપણે સાહસમાં–જોખમમાં નાખવાની છે.

"હે મારા વીર આત્મા! ચાલો, દૂર–સુદૂર ચાલો. હે સાહસિક પણ સુરક્ષિત આત્મા! શું આ સમસ્ત સમુદ્ર ઇશ્વરનો નથી? અહા! દૂર–સુદૂર વહાણ હંકારીએ."

ૐ! ૐ!! ૐ!!!



# टीका अने विश्वव्यापी प्रेम

જ્યારે હિંદુસ્તાનમાં કોઇ નવી હિલચાલ શરૂ થાય છે, ત્યારે પક્ષપાતથી દોરાઇ જઇ લોકો તે હિલચાલના નેતાના જીવનની દોષદૃષ્ટિવાળી સ્થૂલ વાતોજ આપણી આગળ આણે છે. આવી રીતે પુષ્પને ખીલતાં પહેલાંજ ચૂંટી નાખવામાં આવે છે; પરંતુ દોષ વગરનું કોણ છે? (સ્વામી વિવેકાનંદ ખાવાપીવાની બાબતમાં વિધિ–નિષેધ પાળતા નહોતા, એ બાબતનું ઢોલ પીટીને કેટલાક લોકો તેમના ઉદાત્ત અને કલ્યાણકારક વિચાર અને સ્વતંત્ર અભિપ્રાયો તરફ દુર્લક્ષ કરે છે. તેવીજ રીતે કાશીના કૃષ્ણાનંદ સ્વામી ઉપર હલકી વર્તણુંકનો આરોપ મૂકવામાં આવે છે, કે જે સાંભળીને આપણને ગ્લાનિ ઉત્પન્ન થયા વગર રહે નહિ; જો કે તેવી હલકી વર્તણુંક તેમનામાં જરા પણ નહોતી.) સાધારણ ધર્મસભા* અને ધર્મમહોત્સવની સભાઓ× તોડી પાડવાના પ્રયત્નો ચાલુ છે. કારણ એજ બતાવવામાં આવે છે કે એ કાસોના આગેવાનોમાં ઘણા દોષો દેખાય છે. ઘોડા ઉપરથી પોતે પડી જવા છતાં, બીજા ઉપર ગુસ્સે થવું એ ખરેખર વિચિત્ર ન્યાય છે. થોડા દિવસ પર 'રામે' એક છોકરાને હાથમાં દૂધની કેટલીક શીશીઓ લઇને જતો જોયો. અકસ્માત્ તેના હાથમાંથી એક શીશી છટકી જઇ નીચે પડી ગઇ. તેથી એકદમ ગુસ્સે થઇને ભાઇસાહેબે બાકીની પણ રસ્તામાં ફેંકી દીધી! પરસ્પરના વ્યવહારમાં પણ લોકો આ પ્રમાણેજ ચાલે છે. એકાદ બાબતમાં પોતાના મિત્રનો ક્ષુદ્ર દોષ દેખતાંજ તેના સર્વ ગુણોનો અનાદર કરવાને આપણે કેવા લલચાઇ જઇએ છીએ!

ઉદકસ્થિતિશાસ્ત્રના આત્યંતિક દાબ અને પ્રકટ દાબ વિષે

* સ્વામી શિવગણાચાર્ય દ્વારા સ્થાપિત થયેલી ફૈઝાબાદની એક સંસ્થા.

× ભારતધર્મ મહામંડળ–કાશીદ્વારા ઊજવવામાં આવતા ઉત્સવો.

વિવેચન કરવામાં આવ્યું છે. એકાદ પદાર્થ ઉપર આત્યંતિક દાબ ગમે તેટલો હોય, પરંતુ પ્રકટ દાબ કંઇજ હોતો નથી. હિંદુસ્તાનમાંની અસંખ્ય શક્તિઓ પરસ્પર વિરુદ્ધ હોવાથી તેમાંથી કંઈ પ્રકટ દાબ ઉત્પન્ન થતો નથી. કેવી શોકજનક સ્થિતિ! દરેક જણ પોતાના દેશબંધુના દોષ તરફજ પોતાનું લક્ષ દોરે છે, તેથી ઐક્ય તો સંભવેજ શાનું? પરંતુ આ અવિશ્વાસુ દૃષ્ટિ સમાજમાં દુર્જનતાની વૃદ્ધિ કરવામાં મદદ કરે છે, એક માણસને "ચોર" કહીને બોલાવો એટલે તે "ચોરી" કરતાં શીખશે. આ એક નિર્વિવાદ સત્ય છે.

શું કાર્યને માટે સામાન્ય ક્ષેત્ર કોઇ છેજ નહિ? આપણા બંધુઓમાં ઐક્ય–વખાણવા યોગ્ય કંઇજ ગુણો–નથી? હિંદુસ્તાનના જુદા જુદા પંથોમાં ઐક્ય છેજ નહિ? પવિત્રતા અથવા અપવિત્રતાના નામ નીચે ઈશ્વરના છૂપીપોલીસ ખાતાના સ્વયંસેવક–સભાસદ બની, દેશકાર્ય કરનાર સદ્ગૃહસ્થના ખાનગી વર્તન પર તપાસ રાખવાનો શો હક છે? પોતાના ખાનગી વર્તનનો સવાલ તેની અને ઈશ્વરની વચ્ચેનો સવાલ છે; તેની વચ્ચે આપણે માથું મારવાની શી જરૂર છે? બીજાના વર્તનમાંથી દોષો કાઢવામાં આપણે આપણી શક્તિનો જેટલો વ્યર્થ વ્યય કરીએ છીએ, તેટલીજ શક્તિ આપણું વર્તન ઉચ્ચ બનાવવાને પૂરતી થાય તેમ છે. ફરજ પાડવાથી મનુષ્યનું નીતિબળ લેશ પણ વધશે કે? રૂઢિની ખાતર, કોઇને રાજી રાખવા કે માન મેળવવા માટે કરેલું આચરણ પવિત્ર કહેવાય ખરૂં કે? એ પવિત્રતા છે એમ કદી માનશો નહિ, એ તો દુર્બળતાજ છે. કાંટા હોય છે તેથી ગુલાબના ફૂલને કોઇ ફેંકી દેતું નથી. કંદોઇ સૂકો રોટલો ખાઇને રહેતો હોય, તેથી શું તેના હાથની મીઠાઇ ખાવી નહિ કે? એવાના હાથનું ખાવાથી આપણે દૂષિત થતા નથી, પણ જે મલિનતા બહાર કાઢીએ છીએ તેનાથીજ ફક્ત દૂષિત થઇએ છીએ.

કોઈ ગમે તે ખાતોપીતો હોય તેમાં આપણું શું બગાડ્યું? જ્યાંસુધી તેની પાસેથી ઉદાત્ત તત્ત્વો આપણને શીખવાનાં મળે, ત્યાંસુધી તે શું ખાતોપીતો હતો તે જોવાની જરૂર નથી. વ્યક્તિ તરફ ન જોતાં ઉપદેશના ગુણાગુણ ઉપરથીજ તેનો સ્વીકાર કરવો જોઇએ. ભૂમિતિનાં મૂળતત્ત્વોનો યુક્લીડના શરીર સાથે શો સંબંધ છે? ચિતારો જાતે કદરૂપો હોય, તેથી શું તેના સુંદર

ચિત્રને પણ આપણે ન લેવું ? સર ફ્રાન્સિસ બેકન લાંચ લેતો તેથી શું તેણે લખેલું “ન્યાયશાસ્ત્ર” પુસ્તક ફેંકી દઇશું ? આ વીસમી સદીમાં તો આપણે વિવેકબુદ્ધિને જાગૃત રાખીને ઉપદેશને ઉપદેશક વ્યક્તિ સાથે ભેળવી ન નાખવો જોઇએ. એક સુંદર કમળ મેલા પાણીના તળાવમાં હોય, તેથી આપણે તેને નહિ લઇએ ?

હિંદુસ્તાનના દારિદ્ર્યનું મુખ્ય કારણ કચરો ફેંકી દેવો, મૃત પ્રાણીઓનાં હાડકાંને ન અડકવું, ઘ્રાણેંદ્રિયે ઠરાવેલા આરોગ્ય-શાસ્ત્રને વધારે માન આપવું, સંક્ષેપમાં પોતાના મન પ્રમાણે જે હલકી વસ્તુ ગણાય છે, તેના તરફ દુર્લક્ષ કરવું એજ છે. એ ગંદી અને હલકી ગણાતી વસ્તુઓનો યોગ્ય ઉપયોગ કરવાથીજ યુરોપ અને બીજા સુધરેલા દેશો અત્યારે ઉચ્ચ સ્થિતિમાં આવ્યા છે. ગંદા ખાતરમાંથી ઉત્તમ ફૂલવાળો બગીચો તૈયાર નથી થતો કે ? અમેરિકા અને યુરોપના લોઢાનાં અને એવાંજ કારખાનાં-ઓમાં ખરાબ કોલસા અને ધુમાડાનો યોગ્ય ઉપયોગ કરીનેજ પ્રચંડ શક્તિઓ ઉત્પન્ન કરવામાં આવે છે.

ક્ષુદ્ર માંકડાંઓની પ્રચંડ સેના તૈયાર કરવામાંજ ‘રામ’ની ખરી મહત્તા જણાઇ આવે છે. શુદ્ધ અને સાત્ત્વિક માણસો સાથે શાંતિથી કોણ રહી ન શકે ? પરંતુ દીન અને પતિત લોકોને ખરી લાગણીથી અને માતાના જેવા પ્રેમથી જે જુએ છે, તેજ ખરો ઉદાર મહાત્મા છે. લૌકિક અને પારમાર્થિક અવનતિ કરનારા ચોકાધર્મની આભડછેટથી આત્મારૂપી સૂર્યનું ગ્રહણ કરવાના પ્રયત્નમાં આયુષ્યનો વ્યર્થ વ્યય કરવો જોઇએ નહિ. જે ધર્મમાં અનંત અવિનાશી આત્મા, એકાદ પરધર્મીના હાથના અન્નથી ભ્રષ્ટ થાય છે-અભડાય છે તે તે ચોકાધર્મ ખરેખર દયા-જનક છે! હાલના જીર્ણ થયેલા જ્ઞાતિરૂપી વસ્ત્રની નીચે શું છે તે કૃપા કરીને બરાબર જુઓ ! તમે કોણ છો ? અનંત, અવિનાશી અને અવ્યય એવો જે વિશ્વાત્મા એજ તમારો આત્મા છે. સર્વ આત્માઓનું ઐક્ય વીસરવાથીજ જગતમાં સર્વ અનર્થ થાય છે.

ભ્રમણામાં પડેલા અને ઉતાવળિયા માણસો પોતાના-આડોશીપાડોશી તથા બાંધવોના ખાનગી વર્તન ઉપર તૂટી પડીને ફક્ત ઉપરચોટિયો ભેદભાવ દૂર કરવાનો પ્રયત્ન કરે છે; પરંતુ એ ખરા કારણરૂપ આંતરિક અસમાનતા તરફ તેઓ જરાય લક્ષ દેતા નથી.

પતિતોનો ઉદ્ધાર કરનાર તમે કોણ ? તમારો ઉદ્ધારજ પ્રથમ તમે કર્યો છે કે ? જીવનસાફલ્ય કરવાને ખાતર જીવનની તિલાંજલિ આપવાને તમો તૈયાર છો ? એટલી શક્તિ અને હિંમત તમારામાં હોય તો ઊઠો અને ગરીબોના ઉદ્ધારક બનો.

ભગવાન બુદ્ધ વારંવાર એક ગણિકાના ઘરમાં જતા હતા. હલકો ધંધો કરનારી મેરી મેગડેલીનનો સહવાસ કરતાં ઇશુખ્રિસ્ત બિલકુલ અચકાયો નહોતો. અરેરે ! આ નીચ મોટાઇ ક્યારે નષ્ટ થશે ? જ્યાંસુધી આપણે એકબીજાના દોષજ શોધ્યા કરીશું, ત્યાં સુધી દેશમાં પ્રેમ અને ઐક્યની વૃદ્ધિ કદી પણ થશે નહિ. નાનાં-મોટાં સર્વ બાળકો પર સમાન પ્રેમ રાખનારી માતાના જેવું અંતઃકરણ બનાવવું એજ જીવનસાફલ્યનો સાર છે. ખરી કેળવણી તેજ છે કે જેથી અખિલ વિશ્વ પ્રત્યે ઇશ્વરની દૃષ્ટિથી જોઇ શકાય.

ઉન્નતિ ક્રમે ક્રમે થાય છે. જેમ દરેક જણને બાલ્યાવસ્થા, યૌવનાવસ્થા વગેરે અવસ્થાઓમાંથી પસાર થવું પડે છે, તેમ નૈતિક અને આધ્યાત્મિક ક્ષેત્રમાં પણ જુદી જુદી અવસ્થામાંથી પસાર થવું જરૂરનું છે. પતિત મનાતા લોકો નીતિક્ષેત્રમાંનાં બાળકો છે. શું બાળકમાં પણ એક પ્રકારનું સૌંદર્ય માલૂમ પડતું નથી ? તમે ભૂલથી જેને " પતિત " માનો છો તેઓ હજી " ઊઠ્યાં નથી." જેમ તમે એક વખતે શિખાઉ હતા, તેમ તે પણ હાલ વિશ્વવિદ્યાલયના નવા શિખાઉ વિદ્યાર્થી છે.

કેટલાક માણસો વિશ્વવ્યાપી પ્રેમ ધરાવવાનો ઘણો ઢોંગ કરે છે અને તે છતાં પણ પોતાના આશ્રિતોના દોષ શોધવામાં મશગૂલ રહે છે. એ કૃત્યના બચાવમાં તેઓ કહે છે કે, " અમે પાપનેજ ધિક્કારીએ છીએ; પાપીને તો અમે ચાહીએ છીએ "

પરંતુ વહાલા મિત્રો ! જ્યાંસુધી તમને કોઇ વસ્તુમાં દોષ દેખાય છે, ત્યાંસુધી તમે તેના પર પ્રેમ કરી શકતા નથી. પ્રેમનો અર્થજ " સૌંદર્ય જોવું " એ છે.

અંધારાની સાથે લડાઇ કરવાથી શું તે જતું રહેશે ? ઘોર અંધારામાં ચોતરફ પથરા ફેંકવાથી, લાકડીઓના સપાટા મારવાથી, બારીબારણાં પછાડવાથી, ટેબલ ખુરસીનો કચ્ચરઘાણ વાળવાથી, ખડિયો ઢોળી નાખવાથી અને ગુસ્સે થઇ ગાળો ભાંડ-

વાથી અંધારૂં જતું રહેશે કે? આવીજ રીતે ઉત્સાહભંગ કરનારી અને નિરાશ કરનારી ટીકા કરવાથી માણસો સુધરી શકવાનાં નથી. ઉત્સાહને વધારનારા આશાજનક–સ્નેહભરેલા–ઉપદેશનીજ જરૂર છે. ઉત્સાહભંગ કરનાર ટીકાઓની જરૂર નથી. ગટરનો કચરો રસ્તાઓ ઉપર પાથરવાથી કાંઈ સારૂં પરિણામ આવી શકશે? કદી નહિ. તેવીજ રીતે બીજાના દોષો તરફ કરડી નજર રાખવાથી ઉત્તમ પરિણામ આવી શકશે નહિ. શાંતપણું અને શુભેચ્છારૂપી પાણીનો નિર્મળ પ્રવાહ એ ગટરમાંથી વહેવરાવો એટલે બધો કાદવ આપોઆપ ધોવાઈ જાય. એમ કહેવાય છે કે, અકબર બાદશાહે એક વખત એક લીટી દોરી અને તેના શાણા પ્રધાન બીરબલને કહ્યું કે, "આ લીટીને એક પણ બાજુએથી ભૂંસી નાખ્યા વગર ટૂંકી કરી આપો." બીરબલે તુરતજ પેલી લીટીની નીચે એક લાંબી લીટી દોરી, એટલે અકબરની લીટી એની મેળેજ ટૂંકી દેખાવા લાગી. ભાઈઓ! મોટી લીટી દોરવામાંજ ખરી મહત્તા છે. જેવી રીતે બીરબલે અકબરને ખાતરી કરી આપી કે, તેણે દોરેલી લીટી ટૂંકી હતી, તેવીજ રીતે આપણે લોકોને અંતઃકરણપૂર્વક માનતા કરવા જોઈએ કે તેઓ ખોટે રસ્તે જાય છે અને અમે બતાવીએ છીએ તે રસ્તો ખરો છે. **આપણા બહારના બડબડાટનો અર્થ એજ થાય છે કે, "તુલસી વડ કેમ નથી?" "તુલસી વડ કેમ નથી?"** પરંતુ એ સવાલ જેટલો મૂર્ખતાથી ભરેલો છે, તેટલોજ મૂર્ખતાભરેલો "આપણા આગેવાનો આવા કેમ નથી અને તેવા કેમ નથી?" એ પ્રકારનો બડબડાટ છે. આપણને દરેક વસ્તુમાં સૌંદર્ય જોવું ગમે છે. "ખરાબની નિંદા કરવી છોડી દઈ સારાની પ્રશંસા કરો." જિંદગીની સઘળી દ્રાક્ષોમાંથી હું તો મિષ્ટ દ્રાક્ષરસજ કાઢું છું.

ટીકાકાર મિત્ર! હું તમને ચાહું છું, પણ જેના પર તમે ટીકા કરો છો, તેને પણ હું તેટલોજ ચાહું છું અને તેના વિષે પણ મારા મનમાં તમારા જેટલુંજ માન છે.

## કલહ

જીવનકલહમાં ફતેહ કોણ પામે છે? પ્રેમ.

જે સમાજમાં માણસોનાં અંતઃકરણો એક થાય છે, વિચારો

એક થાય છે અને સ્નેહમયી સેવા કરવામાં હાથ પણ એકઠા થાય છે, તે સમાજમાં માણસોની સંખ્યા ઓછી હોય, તોપણ તે, વિભક્ત શક્તિવાળા કરોડો મનુષ્યો પર જીવન-કલહમાં વિજય મેળવે છે.

કલહ ત્રણ પ્રકારના છેઃ-(૧) વિષમ સાથે, (૨) સરખા સાથે અને (૩) પ્રકૃતિવિરુદ્ધ.

મત્સર, ઇર્ષ્યા અને પક્ષાભિમાનથી ઉત્તેજિત થઈ સમાન લોકોની સાથે કલહ કરવામાં પોતાની શક્તિનો વ્યર્થ વ્યય કરવા કરતાં, સમાન માણસોની સાથે ઐક્ય કરીને વિષમ લોકોની સાથે કલહ કરવાથી વિજય પ્રાપ્ત થાય છે.

"દરેક જાતનો જુલમ દયામાંથીજ જન્મ પામે છે" એ વાક્ય અક્ષરશઃ ખરૂં છે.

વિષમ ઉપર જ્યારે પ્રેમ થવા માંડે છે,ત્યારેજ પ્રકૃતિ વિરુદ્ધના કલહમાં આપણને જય મળે છે અને પંચમહાભૂતો ઉપર પણ સત્તા મળે છે. "હું સર્વનો નિયામક પ્રભુ છું" એ સૂત્રને આ જડસૃષ્ટિમાં કૃતિમાં મૂકવું અને પ્રકૃતિવિરુદ્ધ કલહ કરવો, એ બેમાં કાંઇજ ફરક નથી.

## टीका करवानो स्वभाव आ जगतमां आटलो बधो साधारण केम छे ?

ટીકા કરવાની પ્રવૃત્તિ બીજા માણસને નુકસાન કરવા જેવી દેખાય છે; પરંતુ બહુધા તે પોતાના બચાવને માટે હોય છે. કોઇ પણ પ્રકારની ટેવ અથવા અભ્યાસ છોડી દેવડાવવાને માટે તેનાં ખરાબ પરિણામોનું વર્ણન કરીને સખ્ત ટીકા કરવાની જરૂર પડે છે. જ્યારે આપણે તે દોષ બીજા માણસોમાં જોઇએ છીએ, ત્યારે તેનો ચેપ રખેને આપણને ઊડી વળગે એવા ભયથી આપણે તેનો સંસર્ગ તજી દેવાને ઇચ્છીએ છીએ. નવી ટેવ પાડવી અથવા નવી દૃષ્ટિ બનાવવી એ જૂની ટેવ અને જૂની દૃષ્ટિનો નાશ કર્યા બરાબરજ છે. જ્યાંસુધી જગતમાં સુધારાને અવકાશ છે, ત્યાંસુધી ટીકા અને તુલના પણ રહેવાનાંજ. તેનો ત્યાગ કરવો ઇષ્ટ નથી તેમ શકય પણ નથી; પરંતુ ટીકામાં કોઇ વ્યક્તિ સંબંધે બોલવું એ નુકસાનકારક છે, માટે એ ઝેરને તો ત્યજી દેવુંજ જોઇએ. આપણું ક્ષુદ્ર 'હું' કે જે આપણામાં અને લોકોમાં પાપની ઉત્પત્તિ

કરે છે તેને દૂર ફેંકી દેવું જોઇએ. આમ કરવાથી સઘળું દુઃખ જતું રહેશે અને જેવી રીતે એક રસાયનશાસ્ત્રી અથવા વનસ્પતિશાસ્ત્રી રાસાયણિક દ્રવ્યો અથવા વનસ્પતિનું નિરીક્ષણ, તેમાં ગૂંચવાઇ પડવાની ધાસ્તી વગર, ન્યાયીપણે, ચોક્કસપણે અને સૂક્ષ્મતાથી કરી શકે છે, તેવીજ રીતે આપણે પણ આપણી આસપાસનાં સઘળાં કામો અને માણસોને નિઃસ્પૃહતા અને શાંતિથી જોઇ શકીશું તથા જેવી રીતે સૂર્ય એક સાક્ષી તરીકે થૂવર અથવા ચંદન વૃક્ષ, ઉકરડો કે ઉદ્યાન, નર કે નારી, પશુ કે પક્ષી અથવા જીવજંતુ, કીડી, મંકોડી અને વાંદરાને સમાનતાથી જોઇ શકે છે તેવી રીતે આપણે પણ સઘળી વસ્તુઓને નિર્દોષ અને સમાન દૃષ્ટિથી જોઇ શકીશું.

પ્લેગથી બચવાનો ઉપાય એજ છે કે, આરોગ્યશાસ્ત્રના નિયમો પ્રમાણે ચાલવું, તેમ પોતાના બંધુ પર પ્રેમ રાખવો, એ આધ્યાત્મિક આરોગ્યને ઉત્તમ સ્થિતિમાં રાખવાનો સાચામાં સાચો નિયમ છે.

**યોગ્ય ત્યાગ કરતાં આવડે તો સમૃદ્ધિવાન થવાનું કાર્ય કંગાલ થવા જેટલુંજ સહેલું છે.** "યજ્ઞથી દુઃખનિવૃત્તિ થાય છે." એ સૂત્ર પ્રાચીનકાળમાં જેટલું સત્ય હતું, તેટલું આજે પણ સત્ય છે; પરંતુ એ યજ્ઞમાં નિરપરાધી પશુઓનું બલિદાન આપવાથી નહિ, પણ પ્રેમદેવીની આગળ પક્ષાભિમાન, મત્સર, ઇર્ષ્યા વગેરેનો ભોગ આપવાથીજ આ પૃથ્વી ઉપર સ્વર્ગ ઊતરી આવશે.

ટીકાના ભોગ થયેલા માણસો પ્રત્યે ટીકા સમતોલપણું જાળવવાનું કાર્ય કરે છે. ટીકા એ કાપકૂપ કરનારી દૈવી કાતર છે અને તેથી આપણે વધુ સુંદર બની શકીએ છીએ. જ્યારે ટીકારૂપી કાતર ચાલતી હોય, ત્યારે આપણા અંતરમાં શું છે તે તપાસી જોવું. કદાચ ક્ષુદ્ર મનોવૃત્તિઓ તરફ ઘસડાઇ જવાની ઇચ્છા આપણા દિલમાં પેદા થઇ હશે અને તેથીજ આ ચેતવણી મળી છે. ઠેકઠેકાણે ખડકોવાળી વાંકીચૂકી અને ખાડીના પ્રવાહ સાથે નાની સરખી હોડીમાં બેસીને અજાણ્યા સમુદ્ર તરફ ઘસડાઇ જતા મનુષ્ય આવી ટીકાથીજ પોતાની ભયંકર સ્થિતિ વિષે સાવધ રહે છે. તેની હોડી એકાદ ખડક સાથે અથડાતાંજ તે પોતાની જિંદગીનો બચાવ કરવાને માટે પ્રયાસ કરવા માંડે છે. જો ખડક-

નો આ ધક્કો ઉપયોગી ન હોત, તો તે તેના તરફ ધ્યાન પણ ન આપત. આપણે જેને દુ:ખ કહીએ છીએ તે વસ્તુતઃ આવશ્યક ભયસૂચક વાવટો છે. સચેત પ્રાણીઓને સન્માર્ગે ચડાવવાને આવી ચેતવણીઓની આવશ્યકતા છે.

મિત્રે અથવા શત્રુએ કરેલી ખરાબ ટીકાને આપણે આત્મ-સ્વરૂપ પ્રાપ્ત કરવા માટે જાગૃત કરવા આવેલા ખરાબ સ્વપ્ન તરી-કેજ ગણી કાઢવી. જ્યારે તમે જાગો છો, ત્યારે સ્વપ્ન ક્યાં રહે છે? જ્યારે આપણે આપણા વર્તનને પ્રેમમય બનાવી દઇએ છીએ, ત્યારે થયેલું બધું નુકસાન ખરો નફો બની જાય છે. ગરીબ સિંડ્રેલાની મોજડી ખોવાઇ ગઇ; પરંતુ તેને મોજડી પણ મળી અને સાથે સાથે રાણીપદ પણ મળ્યું!

જ્યારે આપણે સમસ્ત વિશ્વ સાથે તાદાત્મ્ય સાધી લઇએ છીએ ત્યારે કોઈ પણ દુર્જન માણસ આપણી પાસે આવવાની હિંમત કરી શકતો નથી. ઘરમાં પ્રકાશ ન હોય, ત્યારેજ ચોરો તેમાં પ્રવેશ કરી શકે છે. જે પુરુષ લોકનાયક થવાને લાયક હોય છે, તે કદી પણ "મારા સોબતીઓ મૂર્ખ છે, મારા અનુયાયીઓ બેઇમાન છે, લોકો કૃતઘ્ની છે, સમાજમાં કિંમત કરવાની શક્તિ નથી," એવા બડબડાટો કરતો નથી. આ બાબતો આયુષ્યના મહાન ખેલનો માત્ર એક દાવ છે અને નિરાશાથી હારીને અટકી ન જતાં તેની સામે થવામાંજ ખરૂં સામર્થ્ય રહેલું છે. અનાવ-શ્યક વિવાદ અને પ્રમાદભરી મનોવ્યથાઓ આ બે બાબતોથી જો દૂર રહેવામાં આવે, તો એવી કઇ વસ્તુ જગતમાં છે કે જે પૂર્ણ સંતોષપૂર્વક ન પ્રાપ્ત થાય?

ઓ પ્રેમ! મધુર પ્રેમ! તેં મને યુગોના યુગો સુધી ઠગ્યો છે. ઘડીમાં શત્રુઓ અને મિત્રોની પાછળ સંતાઇને, ઘડીમાં નિંદા અને સ્તુતિમાં અદૃશ્ય થઇને, ઘડીમાં આનંદ અને અહંકારમાં ખોવાઇ જઇને, ઘડીમાં વિપત્તિ અને દુઃખોમાં દબાઈ જઈને, ઘડીમાં સંસારનાં સંકટોમાં લપાઇ જઇને, ઘડીમાં હાનિ-લાભને લીધે ભુલાઇ જઇને, ઓ પ્રેમ! મધુર પ્રેમ! યુગોના યુગો સુધી તેં મને ઠગ્યો છે.

ઉપાધિઓ, આનંદોના આઘાત-પ્રત્યાઘાતો, પ્રચંડ પ્રહારો, હાસ્યો અને નિઃશ્વાસવહનો, એ બધાં અજબ પ્રકારની રસાયન-ક્રિયા અને વિદ્યુતશક્તિ ધરાવે છે. એ ખરેખર એક પ્રકારનો શુદ્ધિ-

કરવાને ઉત્સુક (વિરહથી દુઃખી થયેલા) મારા ઓષ્ઠની સાથે તમારા ચરણુનો સ્પર્શ થવા દો. પ્રભુજી ! હું તમારા ચરણુનો દાસ છું.

એવું કયું કામ છે કે જે પ્રેમના યોગથી શોભીતું અને સુંદર ન બને ? જ્યાં પ્રેમ છે ત્યાં નાના–મોટા, ઊંચ–નીચ કશાનો ભેદ રહેતો નથી. જ્યારે કોઇ પણુ કામ પ્રેમથી પ્રેરિત થઇને આપણે કરીએ છીએ, ત્યારે તે અતિશય દુષ્કર હોય, તોપણુ આપણુને સ્વર્ગીય લાગે છે. સ્વાર્થબુદ્ધિથી અતિ ઉચ્ચ સ્થિતિ પણુ ત્રાસદાયક અને કંટાળા ભરેલી લાગે છે. તમે તેવી સ્થિતિમાં હો, પણુ પ્રેમ તેને મધુરજ બનાવશે. સર્વ દુઃખો, આફતો, ચિંતાઓ અને વિપત્તિઓ માત્ર સ્વાર્થબુદ્ધિમાંથીજ ઉત્પન્ન થાય છે. અતિશય દુઃખદ સ્થિતિ પર પણુ પ્રેમ કરશો તો તેમાંનું દુઃખ ક્યાં રહેનાર છે ? આપણાં સઘળાં દુઃખો, આપણા સઘળા સંતાપો, પ્રેમરૂપ પ્રિયાએ આપણુને જાગૃત કરવાને માટે કરેલાં અડપલાંજ છે. હલાવવું, ઢંઢોળવું અને અચકાવું એ મીઠી પ્રેમપ્રિયાનાં અડપલાંજ છે. પ્રત્યક્ષ શ્રીહરિ પ્રેમથી તમને જગાડે છે, જાગૃત થાઓ.

તારે મુખેથી શ્રવણુ કરવા, એક ઉત્તર તાહરો,<br>
કે આંખ સાથે આંખ મેળવવાજ, નિશ્ચય માહરો.<br>
શું સાંભળે છે તાડપત્રોને, નિસાસો નાખતાં ?<br>
નિઃશ્વાસરૂપે દ્રવી ગયો એ તું સ્મરણમાં આવતાં !<br>
રે ! જાગ લાડકડા વીરા ! રે, જાગ લાડકડા વીરા,<br>
હું નમન કરૂં છું તુજને, મુજ પ્રાણુથી અદકા વીરા.<br>
તે ઊગ્ર મારા પ્રેમને, શાંતિ નહિ કંઇ આપશે,<br>
આત્મા તણી ઇચ્છા નહિ, તે શાંત કદીયે પાડશે.<br>
શું જુએ છે તું સતત, પડતા હિમાચ્છાદિત ગિરી ?<br>
ના ના નહિ તે કરી શકે, કદી એવી મારી નોકરી.<br>
રે ! જાગ લાડકડા વીરા ! રે, જાગ લાડકડા વીરા,<br>
હું નમન કરૂં છું તુજને, મુજ પ્રાણુથી અદકા વીરા.<br>
શું સાંભળે ગંગાતણાં, ખળખળ વહેતાં નીર તું,<br>
પણુ સતત વહે છે આ હૃદયમાં, એથી ઊંડી લાગણી.<br>
ઊંડી વહો, ઊંડી વહો છો, એજ અમારી માગણી,<br>
એ લાગણીના પાશથી, શુદ્ધાત્મ બનજે વીર તું.<br>
રે ! જાગ લાડકડા વીરા ! રે, જાગ લાડકડા વીરા,<br>
હું નમન કરૂં છું તુજને મુજ પ્રાણુથી અદકા વીરા.

# उत्कर्षनुं रहस्य×

એક વાર એક માણસે ત્રણ છોકરાઓ વચ્ચે સરખે ભાગે વહેંચી લેવા માટે એક બેઆની આપી. ત્રણેએ બજારમાં જઇ કંઇક સારૂં ખાવાનું લેવાનો ઠરાવ કર્યો. તેઓમાં એક છોકરો હિંદી, બીજો અંગ્રેજ અને ત્રીજો ઇરાની હતો. તેમાંના કોઇને એકબીજાની ભાષા પૂરેપૂરી આવડતી નહોતી, તેથી શું ખાવાનું લેવું એ વિષે વાદવિવાદ થયો. અંગ્રેજ છોકરે "વૉટરમેલન" લેવાનું કહ્યું. હિંદી છોકરો કહેઃ "છટ્, મેરેકું તો હિંદવાના ચહીયે," ત્યારે ઇરાની છોકરો કહેઃ "નહિ નહિ, મુઝે તો ટરબૂચ હી હોના."

એ પ્રમાણે શું લેવું એ ઘણી વાર સુધી નક્કી થઇ શક્યું નહિ. બીજાને શું ગમે છે તેની પરવા ન કરતાં પોતાને જોઇતુંજ લેવું એવી સૌએ હઠ પકડી, તેથી તેમની વચ્ચે કજિયો થયો. એવી રીતે લડતાં લડતાં તેઓ રસ્તે જતા હતા; એટલામાં અંગ્રેજી, હિંદી અને ફારસી ત્રણે ભાષા જાણનાર એક માણસે તેમને જોયા. તેઓને આવી રીતે લડતા જોઇને તેને ગમત પડી અને તેમની પાસે જઇને કહ્યું: "છોકરાઓ, આવો, તમારો કજિયો હું પતાવું."

ત્રણેએ પોતપોતાની ફરિયાદ કહી સંભળાવી અને તેનું કહેવું કબૂલ કર્યું. તેમની પાસેથી તે માણસે બેઆની લઇ તેમને દૂર રસ્તે એક બાજુએ જઇ ઊભા રહેવા કહ્યું અને પોતે પાસેના બજારમાંથી તે બેઆનીનું એક મોટું તરબૂચ લઈ આવ્યો. તે ગુપચુપ સંતાડીને પેલા છોકરામાંથી એકેકને પાસે બોલાવ્યા. પ્રથમ પેલા અંગ્રેજ છોકરાને બોલાવ્યો અને તેને ખબર ન પડવા દેતાં પેલા તરબૂચના ત્રણ સરખા કકડા કરી એક તેને આપ્યો

---

× તા. ૨૬-૧૦-૧૯૦૩ ને દિવસે સાનફ્રાન્સિસ્કો-અમેરિકામાં ગોલ્ડન ગેટ હોલમાં આપેલું વ્યાખ્યાન. જાપાનના ટોકિયો શહેરમાં આજ વિષય ઉપર આપેલાં વ્યાખ્યાન કરતાં આમાં વિશેષ વિસ્તાર છે.

—સંપાદક

અને કહ્યું કે, "તારે આજ જોઇતું હતું ને?" તે છોકરો ઘણોજ ખુશી થયો અને "હા! મારે એજ જોઇતું હતું," એમ કહી આનંદ પામતો પામતો નાચતોકૂદતો ચાલ્યો ગયો.

પછી તે માણસે પેલા ઇરાની છોકરાને બોલાવ્યો અને પેલો તરબૂચનો બીજો કકડો તેને આપીને "તારે આજ જોઇતું હતું ને?" એમ પૂછ્યું. પેલો છોકરો તરબૂચ જોઇ અત્યંત ખુશી થઇ ગયો અને "આજ મારૂં તરબૂચ, આજ મારે જોઇતું હતું," એમ કહી ખુશ થતો તે લઇ ચાલ્યો ગયો.

પછી પેલા હિંદી છોકરાને બોલાવ્યો અને ત્રીજો ટુકડો આપી "આજ તારે જોઇતું હતું ને?" એમ પૂછ્યું. તે છોકરો પણ એ જોઇ ઘણો સંતુષ્ટ થયો અને "હા, આજ મારે જોઇતું હતું, યહી મેરા હિંદવાના" એમ કહી એ પણ ચાલતો થયો.

હવે આ કજિયો શા કારણથી ઉત્પન્ન થયો હતો? છોકરાઓ વચ્ચે એ ટંટો થવાનું મૂળ કારણ શું? કેવળ નામભેદ. નામમાં ફેરફાર એટલુંજને? નામભેદ કાઢી નાખો, નામભેદના પડદાની પાછળ જુઓ; એટલે વૉટરમેલન, હિંદવાના અને ટરબૂચ, એ જુદાં નામથી ઓળખાતી વસ્તુ એકજ છે એમ જણાઇ આવશે. ત્રણે નામોના મૂળમાં એકજ વસ્તુ છે. ઇરાન કે હિંદુસ્તાનના તરબૂચમાં અને ઇંગ્લૅંડના તરબૂચમાં કદાચિત કંઇ ફેર હશે, પણ ખરી રીતે ફળ એકજ છે—વસ્તુ એકજ છે. ક્ષુલ્લક ભેદનું વિશેષ મહત્ત્વ નથી.

જુદા જુદા ધર્મો અને પંથોમાં વિવાદ, ટંટા અને અણબનાવ જોઇને 'રામ' ને એજ આશ્ચર્ય થાય છે કે, ખ્રિસ્તીઓ યહૂદી લોકો સાથે લડે છે, યહૂદીઓ મુસલમાનોને જૂદા ઠરાવવા પ્રયત્ન કરે છે, મુસલમાનો હિંદુઓ સાથે ટંટો કરે છે, બ્રાહ્મણો બૌદ્ધોને દૂષણો આપે છે અને બૌદ્ધો પણ સામે તેવોજ બદલો વાળે છે. આવા કજિયાઓ બહુ ગમત આપે એવા હોય છે; પણ એમ થવાનું મુખ્ય કારણ ઘણુંખરૂં ઉપર કહેલો નામભેદજ છે. ફક્ત નામોનું આવરણ દૂર કરો, નામોના પડદા ફાડી નાખો. તેનો અર્થ શું છે, એજમાત્ર જુઓ; એટલે તમને કંઈ ફેર જણાશે નહિ.

'રામ' ઘણીવાર "વેદાંત" એ શબ્દ વાપરે છે. "વેદાંત" એ ફક્ત એક નામ છે; પરંતુ કેવળ એ નામ સાંભળીનેજ ઘણા લોકો

'રામ'નું કંઇ પણ કહેલું સાંભળવા ઇચ્છતા નથી. એક મનુષ્ય આવે છે અને બુદ્ધનું નામ દઇને ઉપદેશ કરે છે; પરંતુ તે કાનને ન ગમે એવું બુદ્ધનું નામ લે છે; એટલાજ ઉપરથી ઘણા લોકો તેનો ઉપદેશ સાંભળતા નથી. કૃપા કરીને વધારે વિચારવંત બનો. આ વીસમી સદી છે. નામભેદથી પર થવાનો આ સમય છે. 'રામ' કિંવા બીજો કોઇ જે કંઈ તમારી સામે મૂકે તેને અંતર્ગત યોગ્યતા પ્રમાણે ગ્રહણ કરો. કેવળ નામ સાંભળીનેજ ગભરાઇ ગૂંચવાઇ કિંવા ફસાઈ જશો નહિ. દરેક વસ્તુની તેના નામ ઉપરથી નહિ, પણ ગુણદોષ ઉપરથી પરીક્ષા કરતાં શીખો. તે ઉપયોગી છે કે નહિ તેનો વિચાર કરો. અમુક ધર્મ અતિશય પ્રાચીન છે માટે તેનોજ સ્વીકાર કરવો યોગ્ય છે, એમ માની બેસવું જોઇએ નહિ. પ્રાચીનતા ઉપરથીજ તેની સત્યતા અને યોગ્યતા સિદ્ધ થઈ શકતી નથી. ઘણી વખત જૂનાં ઘર પાડીને નવા બાંધવા પડે છે. વસ્ત્રો જૂનાં થઇ ગયેલાં હોય તે બદલવાંજ પડે છે. નવીનમાં નવીન માર્ગ પણ ન્યાયપુરઃસર હોય, તો તે પણ પ્રભાતના ઝાકળ-ભર્યા સુંદર ગુલાબ જેવોજ ઉત્તમ છે; તેવીજ રીતે અમુક ધર્મ નવો છે; એટલુંજ જોઇને તેનો સ્વીકાર કરશો નહિ. નવી વસ્તુઓ હમેશાં સારીજ હોય છે એમ પણ નથી; કારણકે એ સમયની કસોટીએ ચડેલી નથી. બધાં મનુષ્યો—લગભગ આખી મનુષ્યજાતિ અમુક ધર્મ પર શ્રદ્ધા રાખે છે; એટલાજ ઉપરથી તેનો સ્વીકાર કરશો નહિ; કારણકે જનસમાજની મોટી સંખ્યાની સેતાનના ધર્મ પર—અજ્ઞાનથી ભરેલા ધર્મ પર—અંધશ્રદ્ધા હોય છે. એક સમય એવો હતો કે જ્યારે જનસમાજને ગુલામગીરીના ધંધા પ્રત્યે દિલસોજી હતી એ પરથી ગુલામગીરી એ યોગ્ય અને ઇચ્છવા જેવી બાબત છે એમ કહી શકાય નહિ. એકાદ ધર્મમાં અમુક અમુક માણસો છે, એટલાજ ઉપરથીજ તે પર શ્રદ્ધા રાખશો નહિ. કોઇ કોઈ વખત એકાદ ધર્મનો સ્વીકાર કરનાર મૂઠીભર લોકો અંધારામાં ભૂલા પડેલા હોય છે. અમુક મહાન યોગી કે ત્યાગીએ અમુક ધર્મ સ્થાપ્યો કે ઉપદેશ્યો છે, એટલા ઉપરથી તેનો સ્વીકાર કરશો નહિ; કારણકે જેણે સર્વસંગ પરિત્યાગ કર્યો હોય એવા ઘણાક યતિઓને પણ કંઈ જ્ઞાન હોતું નથી—તે કેવળ ધર્મઘેલા હોય છે. અમુક ધર્મ રાજાનો છે, એટલાજ ઉપરથી તેનો સ્વીકાર કરશો નહિ, કારણકે ઘણા રાજાઓ ધાર્મિક દૃષ્ટિએ

જોતાં છેક કંગાલ હોય છે. અમુક ધર્મ શ્રેષ્ઠ નીતિવાન પુરુષે સ્થાપ્યો છે, એટલા ઉપરથી પણ તેનો સ્વીકાર કરશો નહિ, કારણકે ઘણી વાર અત્યંત સદાચારી લોકો પણ સત્ય પ્રતિપાદન કરવામાં થાપ ખાય છે. કોઈ મનુષ્ય ઉત્તમ પાચનશક્તિવાળો હોવા છતાં અન્નરસની પાચનક્રિયાના જ્ઞાન વગરનો હોઇ શકે છે. ઘણી વાર એવું બને છે કે, કોઈ ચિતારો તમને અત્યંત સુંદર, સસ્તાં અને મોહક ચિત્રો કાઢી આપે છે; છતાં તે જાતે ઘણોજ કદરૂપો હોય છે. તોપણ ઘણાંજ ઉચ્ચ તત્ત્વો પ્રતિપાદન કરે છે. સોક્રેટીસ એવોજ હતો. સર ફ્રાન્સીસ બેકનનો દાખલો લો. એ કંઇ એટલો બધો નીતિવાન નહોતો, તેમ વિશેષ સદાચરણી પણ નહોતો; તોપણ આખા જગતને તર્કશાસ્ત્રનો એક અમૂલ્ય-ઉત્કૃષ્ટ ગ્રંથ આપી શક્યો છે. યુરોપના લોકોને એણેજ અનુમિતિશાસ્ત્ર પ્રથમ શીખવ્યું અને તેનું તત્ત્વજ્ઞાન પણ ઉત્તમ હતું. એકાદ ધર્મને કોઇ પ્રખ્યાત મનુષ્યે સ્થાપ્યો છે, એટલાજ ઉપરથી સ્વીકારશો નહિ. સર આઇઝેક ન્યૂટન એ જગવિખ્યાત પુરુષ થઇ ગયો; પરંતુ તેની પ્રકાશની પરિમાણુરૂપી ઉત્પત્તિ હવે ખોટી સિદ્ધ થઇ છે અને તેની શૂન્ય વૃદ્ધિની પદ્ધતિ પણ હવે લાયબનીઝની ચલનપદ્ધતિના જેટલી ઉત્તમ ગણાતી નથી. કોઈ પણ વસ્તુને તેના પોતાના ગુણ-દોષ પરથીજ સ્વીકારજો. કોઇ પણ ધર્મ પર તેના પોતાનાજ ગુણ જોઇને શ્રદ્ધા રાખજો. તમે પોતે તેની પરીક્ષા કરો અને પોતેજ પસંદ કરો. બુદ્ધ, ખ્રિસ્ત, મહમદ કિંવા કૃષ્ણને તમારૂં સ્વાતંત્ર્ય વેચશો નહિ. બુદ્ધે એક ઉપદેશ આપ્યો, ખ્રિસ્તે બીજો ઉપદેશ આપ્યો અને મહંમદે ત્રીજોજ ઉપદેશ આપ્યો. એ કાર્ય તેમને પોતાને માટે યોગ્યજ કર્યું છે. તે જુદા જુદા કાળમાં થઈ ગયા. તેમના વખતની સ્થિતિ ઉપરથી તેમણે માર્ગ શોધ્યા અને ધર્મો સ્થાપ્યા. પોતાની બુદ્ધિ પ્રમાણે તેમણે નિરીક્ષણ કર્યું. તેમનું કર્તવ્ય પ્રચંડ હતું; પરંતુ તમે અત્યારના કાળમાં છો, તમારે પોતેજ તમારી બાબતોનો વિચાર કરીને તમારો માર્ગ નક્કી કરવો જોઇએ. સ્વતંત્રતાપૂર્વક તમારી પોતાની દૃષ્ટિથી દરેક બાબત જોતાં શીખો, બીજાના પ્રયત્ન પર આધાર રાખનારી બુદ્ધિને છોડી દો. તમારા પૂર્વજો અમુક ધર્મમાં શ્રદ્ધા રાખતા હતા, તે તેમને માટે યોગ્યજ હતું; કારણકે તે તેમણે જોઇને નક્કી કર્યું હતું; પરંતુ આજ તમારે મોક્ષ મેળવવો એ તમારૂં પોતાનું કામ છે, તમારો

ઉદ્ધાર કરવો એ કામ તમારા પૂર્વજોનું નથી! અમુક ધર્મ ઉપર તેમને શ્રદ્ધા હતી, તે પ્રમાણે ચાલીને તેઓ તર્યા હોય કે નહિ; પરંતુ તમારો મોક્ષ તમારે પોતેજ મેળવવો જોઇએ. જે જે તમારી સામે આવે તેની યોગ્ય પરીક્ષા કરો અને તે તમે જાતે કરો. તમારૂં સ્વાતંત્ર્ય વેચશો નહિ. કદાચિત્ તમારા પૂર્વજોને એકજ ધર્મ બતાવવામાં આવ્યો હશે; પરંતુ તમારી સામે સર્વ પ્રકારનાં સત્ય, સર્વ પ્રકારના ધર્મ, સર્વ પ્રકારનું તત્ત્વજ્ઞાન અને સર્વ પ્રકારનાં શાસ્ત્રો સપ્રયોગ સિદ્ધ કરી બતાવવામાં આવે છે. તમારા પૂર્વજોનો ધર્મ તમારી પાસે છે, એટલા ઉપરથીજ તે તમારો છે એમ ગણાતું હોય તો તેજ તત્ત્વાનુસાર બૌદ્ધ અથવા વેદાંતધર્મ પણ તમારો થઇ શકે છે.

સત્ય કોઇ એકજ જણની મિલકત નથી. એ ઇશુની મિલકત નથી, માટે ઇશુના નામે તે આપી–ઉપદેશી શકાય નહિ. તે બુદ્ધનો વારસો નથી, માટે તે બુદ્ધને નામે પણ ઉપદેશી શકાય નહિ; તેમ તે મહમદનું વડીલોપાર્જિત ધન નથી, કૃષ્ણનું નથી તેમ કોઇનું પણ નથી; સત્ય તો સૌનું છે અને તેના ઉપર સૌનો સમાન અધિકાર છે. તમારા પહેલાં તડકામાં કોઇ બેઠેલો હોય, તોપણ તમે તેજ તડકામાં બેસી શકો છો. એકાદ પ્યાલો વહેતા ઝરાનું તાજું પાણી કોઇ પીતું હોય, તો તેમાંથી એકાદ પ્યાલો પીવાનો તમને પણ અધિકાર છે. સર્વ ધર્મ પ્રત્યે તમારી એવીજ સમાન દૃષ્ટિ હોવી જોઇએ. પાડોશીની ઐહિક સંપત્તિ લઇ લેવાનો કિંવા તે પોતાને મળે એવો વિચાર દરેક મનુષ્યના મનમાં ભાગ્યેજ આવ્યા વિના રહેતો હશે; પરંતુ એ ઐહિક સંપત્તિના કરતાં અત્યંત શ્રેષ્ઠ એવી આત્મિક અથવા ધાર્મિક સંપત્તિ આપણા પાડોશીઓ આનંદથી આપણને આપવા આવે છે; છતાં તે ન સ્વીકારતાં તેની વિરુદ્ધ ઊભા થઇએ, એ શું આશ્ચર્યની વાત નથી ?

'રામ' તમને "વેદાંતી" નું ઉપનામ મળે માટે "વેદાંત"નો ઉપદેશ કરતો નથી. ના ! ના ! આ સર્વ જ્ઞાન લો, તેને તમારૂં પોતાનું કરો, સારી રીતે પચાવો અને ગમે તો તેને ખ્રિસ્તીધર્મ કહો! નામ સાથે અમારે કંઇ લેવાદેવા નથી. 'રામ' તમારે માટે એક એવો ધર્મ લાવ્યો છે કે જે ગીતા, બાયબલ વગેરે સર્વ પ્રાચીન ગ્રંથોમાં છે; એટલુંજ નહિ પણ આધુનિક દર્શનશાસ્ત્ર અને પદાર્થવિજ્ઞાનના ગ્રંથોમાં પણ તે મળી આવે છે. તે રસ્તામાં

પણ મળી આવે છે, ઝાડનાં પાંદડાંઓમાં તે લખાયેલો છે, ઝરાઓ અને વહેળાઓ પણ સદૈવ તેનું ગાન કર્યા કરે છે, પવન પણ સદા તેનો ગણગણાટ કરે છે અને તમારી નાડીઓ અને જ્ઞાનતંતુઓમાં પણ તેજ ઘૂઘવે છે. તમારા અંતઃકરણ અને વ્યવહાર સાથે તેનો સંબંધ છે. એ ધર્મનો અભ્યાસ કરવા માટે કોઇ મંદિર કે દેવાલયમાં જવાની જરૂર નથી. તે તો તમારે તમારા વ્યવહારમાં, ઘરમાં, જંગલમાં, ગામમાં, જમતાં, સૂતાં અને બેસતાં પાળવાનો છે. ગમે તો આપણે તેને વેદાંત કહેવું છોડી દઇને તેને કંઈક બીજુંજ નામ આપીએ. વેદાંતનો અર્થ ફક્ત "મૂલભૂત સત્ય" એવો છે. "સત્ય" તમારૂં છે. તે જેટલું 'રામ'નું છે, તેટલુંજ તમારૂં પણ છે. કોઇનો તેના પર કંઈ વધારે હક નથી. ઊલટું સર્વ લોક અને સર્વ વસ્તુઓજ એનાં છે.

હવે આપણા જીવનમાં આ વેદાંત કેવી રીતે માર્ગ સુગમ કરે છે અને કાર્ય વિશેષ રુચિકર કેવી રીતે કરે છે તે જોઇએ. આજે આપણે "વ્યાવહારિક વેદાંત" કિંવા બીજા શબ્દોમાં કહીએ તો "ઉત્કર્ષનું રહસ્ય" એ વિષય લઇએ. આચરણમાં મુકાયેલું વેદાંત એજ ઉત્કર્ષનું રહસ્ય—એજ ઉત્કર્ષની મુખ્ય કૂંચી છે. દરેક શાસ્ત્રની તે શાસ્ત્રાનુસાર એક કળા હોય છે. આજે આપણે વેદાંતનો એક ભાગ જેને શાસ્ત્ર કરતાં કળાનું નામ આપવું વધારે યોગ્ય છે, તે અર્થાત્ વ્યાવહારિક વેદાંત એ વિષય લઇશું.

કેટલાક લોકો કહે છે કે, વેદાંત માણસને નિરાશાવાદી બનાવે છે તથા નિરાશા, આળસ અને અનુદ્યોગ વધારે છે. તેમનું તર્કશાસ્ત્ર તેમની પાસે રાખવાની અને તેમની બુદ્ધિ બીજાને નહિ વેચવાની 'રામ' તેમને વિનંતિ કરે છે. તેમની બુદ્ધિ તેમનીજ પાસે રહેવા દઇને વેદાંતના તત્ત્વો તેમને ચૈતન્ય, શક્તિ, સામર્થ્ય અને વિજય તરફ દોરે છે કે નહિ તે જુએ. હિંદુઓ તે પ્રમાણે વર્તે છે કે નહિ તે પૂછશો નહિ. 'રામ' તમને સ્પષ્ટ કહે છે કે, આ વેદાંત કંઈ એકલા હિંદુઓની મિલકત નથી, તે સાર્વજનિક સંપત્તિ છે. તેના પર તમારો જન્મસિદ્ધ હક છે. અમેરિકન લોકો વ્યવહારમાં એ પ્રમાણે વધારે વર્તે છે અને તેથી તેઓ તે બાબતમાં વધારે વિજયી નીવડ્યા છે. તેઓના જેટલું હિંદી લોકો તે જ્ઞાન આચરણમાં મૂકતા નથી, તેથી આધિભૌતિક બાબતોમાં તેઓ અમેરિકનોની પાછળ છે.

'રામ' કંઇ તમને વિપરીત વેદાંત ઉપદેશતો નથી, તે કુદરતના મૂળમાંથી સ્ફુરેલું વેદાંત તમને શીખવે છે. તમે તમારા તર્કશાસ્ત્રને કામે લગાડો અને બુદ્ધિની દૃષ્ટિએ આ વિષયનો વિચાર કરો; એટલે વેદાંત કેટલું અદ્ભુત છે, દરેક બાબતમાં તે આપણને કેવી રીતે વિજયી બનાવે છે અને દરેકને પોતાની ઇચ્છા વિરુદ્ધ પણ વેદાંતની આજ્ઞાઓ પ્રમાણેજ આચરણ કરવું પડે છે એ સર્વ સમજાશે.

ઉત્કર્ષનું રહસ્ય બહુવિધ છે. તેનાં જુદાં જુદાં ઘણાં અંગો છે. આપણે એ અંગો–સાધનો એક પછી એક લઇએ અને હિંદુ ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વેદાંતની સાથે તેનો શો સંબંધ છે તે જોઇએ.

## उत्कर्षनुं प्रथम साधन–उद्योग

કામ કરવું, તેની પાછળ પડવું એજ વિજય મેળવવાનું મુખ્ય સાધન છે; એ હવે જગજાહેર થઇ થઈ ગયું છે. "મંડ્યા રહો, મંડ્યા રહો," એજ ઉત્કર્ષનું પ્રથમ સાધન છે. ઉદ્યોગ-પુરુષાર્થ સિવાય તમે કદી વિજયી થઇ શકશો નહિ. આળસુ મનુષ્ય જીવનકલહમાં મરે છેજ, તે મરવોજ જોઇએ. અહીંયાં વેદાંત વિરુદ્ધ સદા પૂછવામાં આવતા પ્રશ્ન ઉદ્ભવે છે કે, વેદાંત પ્રતિપાદિત નિષ્ક્રિય, નિર્ગુણ અને અલિપ્ત આત્માની સાથે સતત પુરુષાર્થની એકવાક્યતા શી રીતે થઇ શકે? પરમાત્મસ્વરૂપની નિષ્ક્રિયતાનો અને શાંતિનો વેદાંતમાં સમાવેશ કરવાથી અને ત્યાગનો ઉપદેશ આપવાથી, વેદાંત આળસ ને નિરુદ્યોગીપણું ઉત્પન્ન કરતું નથી? પરંતુ કર્મ અને ત્યાગના ભયંકર અજ્ઞાનને લીધેજ આવો આક્ષેપ ઉત્પન્ન થાય છે.

કર્મ એટલે શું? વેદાંતની દૃષ્ટિએ અવિરત કાર્ય એજ શાંતિ છે. "કાર્ય એટલેજ શાંતિ" એમ કહેવું એ આશ્ચર્ય છે. દેખીતો વિરોધ છે; છતાં સાચું કર્મ એટલેજ શાંતિ એમજ વેદાંત શીખવે છે. એકાદ અતિ ઉદ્યોગી મનુષ્ય પોતાના કામમાં પૂર્ણ રીતે ગૂંથાઇ ગયો હોય, ત્યારે તેને જુઓ; બીજાની દૃષ્ટિએ તે અત્યંત શ્રમ કરતો જણાતો હશે, તોપણ તેની પોતાની દૃષ્ટિએ જોઇએ તો તે અકર્તાજ છે એમ જણાશે. દૂરથી જોનારની દૃષ્ટિએ ઇંદ્રધનુષ્યમાં અનેક જુદા જુદા સુંદર રંગો જણાશે, પરંતુ

વિજ્ઞાનની વાસ્તવિક દૃષ્ટિથી જોતાં તેમાં એક પણ રંગ દેખાતો નથી. રણભૂમિ ઉપર એકાદ શૂરવીર નેપોલિયન, વૉશિંગ્ટન કે અન્ય કોઇ પોતાના સર્વ બળથી લડતો હોય, તે વખતે તેની તરફ નજર કરો; તેનું શરીર જાણે યંત્રવત્ કામ કરતું હોય એવું જણાશે અને મન તે કામમાં એટલું બધું ગૂંથાઇ ગયેલું હોય છે કે, "હું કામ કરૂં છું" તે ભાવનાજ ત્યાં રહેતી નથી. કર્મનો ઉપભોગ કરનારને સૂક્ષ્મ અહંકાર તે વખતે ત્યાં રહેતો નથી. શ્રેયાકાંક્ષી માનની પાછળ ભટકતુ ક્ષુદ્ર 'હુંપદ' ત્યાંથી નાસી ગયેલું હોય છે. આવો પરોક્ષપણે સતત પુરુષાર્થ મનને ઉચ્ચ પગથિયે—ઉપર અને ઉપર લઇ જાય છે.

વેદાંત કહે છે કે, મન લગાડીને ખરાં કાર્યો કરો તથા ક્ષુદ્ર અહંકાર વીસરી જાઓ. એની મર્યાદા ઓળંગીને આગળ જતા રહો. શરીર અને મન ઉદ્યોગમાં એટલાં લીન થઇ જવાં જોઇએ કે થાકનું ભાનજ ન થાય. કવિ જ્યારે ક્ષુદ્ર અહંભાવનાને ઓળંગી જાય છે અથવા તેમનામાંથી "હું કવિતા લખું છું" એ ભાવના જતી રહે છે; ત્યારેજ તેનામાં પ્રેરણા ઉત્પન્ન થાય છે. ગણિતના અઘરા દાખલાઓ ગણી કાઢનારા કોઇ પણ અનુભવીને પૂછો એટલે તે તમને કહેશે કે, "આ હું કરૂં છું" એ ભાવના જ્યારે નષ્ટ થાય છે, ત્યારેજ તે દાખલા ખરા પડે છે અને શંકાઓ જતી રહે છે. મનુષ્ય ક્ષુદ્ર અહંકારને તજી જેમ જેમ આગળ જાય તેમ તેમ તેના દ્વારા વિશેષ મહત્ત્વનાં કાર્યો થાય છે.

એ પ્રમાણે મન દઇને કરેલાં ખરાં કર્મોને બળેજ ક્ષુદ્ર અહં-કારને ઓળંગી જઇને વેદાંતમાં જેને આત્મા અથવા પરમાત્મા કહે છે, તે સત્ય અને અનિર્વચનીય તત્ત્વમાં સર્વદા લીન થઇ જવાનું વેદાંત આપણને કહે છે. જ્યારે કોઇ વિચારવંત, તત્ત્વજ્ઞા-ની, કવિ, શાસ્ત્રજ્ઞ અથવા કોઇ પણ કર્તવ્યપરાયણ મનુષ્ય આ કર્તવ્યસમાધિમાં લીન થઈ જાય છે, અહંભાવ નાશ પામે છે અને વૈરાગ્યની પરાકાષ્ઠાએ પહોંચી વેદાંતનો વ્યવહાર કરે છે, ત્યારેજ ગંધર્વરાજ ઈશ્વર એનાં મન અને દેહરૂપી વાદ્ય પોતાના હાથમાં લે છે અને તેમાંથી ગંભીર ધ્વનિ, કર્ણમધુર રાગરાગિણીઓ તથા અત્યંત ઉત્તમ સંગીત કાઢે છે. લોકો કહે છે કે, આને પ્રેરણા થઇ છે; ખરૂં જોતાં તેનામાં "હું—તું"નું ભાનજ રહેતું નથી અને તેની દૃષ્ટિએ કર્તા, કર્મ કે ભોક્તા, ભોગ એવું કશુંય રહેતું નથી.

વેદાંતને વ્યવહારમાં મૂકવું તે એજ ! એ પ્રકારે વેદાંત પ્રમાણે આચરણ કરવાથી પરોક્ષ રીતે વિજય પ્રાપ્ત થાય છે.

વેદાંતિક યોગ સાધવાને અરણ્યવાસ સ્વીકારવાની કે વિચિત્ર અભ્યાસ કરવાની આવશ્યકતા નથી. જ્યારે તમે ઉદ્યોગમાં લીન બની જાઓ છો અને કર્મમાં તપ્ત થઇ જાઓ છો, ત્યારે તમે યોગના અધિષ્ઠાતારૂપે સાક્ષાત્ શિવ બનો છો. વેદાંતની દૃષ્ટિએ તમારો દેહ એ કંઈ તમે નથી, અને અવિરત કર્મમાં ગૂંથાઇ જઇને જ્યારે દેહ અને મનને ભૂલી જાઓ છો ત્યારેજ તમે સામર્થ્ય અને સુખને શિખરે પહોંચી જાઓ છો, એ તમે સમજી શકતા નથી ?

કર્મ એટલે શું, એ દીવાના દાખલાથી સ્પષ્ટ થઈ શકશે. એકાદ ચીમની અથવા દીવી લો. તેનો પ્રકાશ કેટલો બધો ચકચકિત અને આંખોને આંજી નાંખે એવો હોય છે ? દીવાને એ તેજ શાથી મળે છે ? સતત કર્માચરણથી—અહંકારનો લોપ કરવાથીજ ! પરંતુ તે દીવાને તેલ અને દિવેટને બચાવવાનો પ્રયત્ન કરવા દો જોઇએ ! તરત તે અંધકારમય થશે અને બધું ભાગી પડશે, તેને વિજય નહિ મળે. વિજય પ્રાપ્ત કરવો હોય તો દીવાએ બળવુંજ જોઇએ; તેણે પોતાનાં તેલ અને વાટ બચાવવાની ઇચ્છા નજ કરવી જોઇએ. વેદાંત પણ એમજ કહે છે. તમારે કંઇ પણ વિજય મેળવવો હોય અથવા ઉત્કર્ષ પામવો હોય, તો તમારી દિનચર્યાથી તમારાં શરીર અને સ્નાયુઓને તમારે હતાં નહોતાં સમજવાં જોઇએ. કર્મરૂપી અગ્નિમાં તમારે તેમની આહુતિ આપવી જોઇએ. તમારે તેનો ઉપયોગ કરવો જોઇએ. શરીર અને મનને દીવાની દિવેટની પેઠે બળતાં રાખવાં જોઇએ. શરીરને અને મનને ક્રૉસ ઉપર ચડાવો, કામ કરો, શ્રમ કરો, ઉદ્યોગ કરો; એટલે તમારામાંથી પ્રકાશ ઝળકવા લાગશે, જ્ઞાન ઉદય પામશે. કર્મ કરવાં એ આપણામાં તેલ અને દિવેટ બાળવા જેવું છે અથવા બીજા શબ્દોમાં કહીએ તો કર્મો એટલે જ્ઞાનદૃષ્ટિથી આપણા દેહ અને મનને માયિક ગણવાં અને આત્મભાવે એનું અસ્તિત્વ વીસરી જઇ એનાથી પાર જવું, દેહાતીત થવું એજ ખરૂં કર્મ અર્થાત ઉદ્યોગનું રહસ્ય છે.

કર્માતીત થવાથીજ ખરૂં કર્મ સફળ થાય છે. અકબર બાદશાહના દરબારમાં એક વખત બે શૂરવીર ભાઇઓ આવ્યા અને

તેનો આશ્રય માગ્યો. અકબરે તેમને તમારામાં શું યોગ્યતા છે તે બતાવો, એમ કહ્યું. ત્યારે "અમે શૂરવીર છીએ" એમ પેલા ભાઈઓએ જવાબ આપ્યો. બાદશાહે તેમને તેમનું શૌર્ય બતાવવા કહ્યું. તરત બન્ને ભાઈઓ ભર દરબારમાં સામસામા ઊભા રહ્યા. તીક્ષ્ણ કટારો બન્નેના હાથમાં ચમકવા લાગી. દરેકે પોતાની કટાર સામાના હૃદય સામે ધરી અને આનંદથી તથા પ્રસન્ન મુદ્રાથી તેઓ સામસામે આવ્યા. તેમના હાથ સ્થિર હતા. કટારો એક–બીજાના શરીરમાં ઊંડે સુધી પેસી ગઇ, ત્યાંસુધી બિલકુલ ન ડગતાં તેઓ બન્ને લડ્યા. એક તસુ પણ તેઓ ખસ્યા નહિ, તેમનાં હૃદય ડગ્યાં નહિ! સ્વર્ગમાં તેમના આત્માઓ પરસ્પરને ભેટ્યા. આ પૃથ્વી પર તેમનાં શરીર એકબીજાને ભેટ્યાં અને લોહીલોહાણ થઇ જમીન ઉપર પડ્યાં! આ રીતે બાદશાહને પોતાના શૌર્યનો અદ્‌ભુત પરચો બતાવ્યો. **જ્યારે અહંકારરૂપી કર્તાનો બલિ આપવામાં આવે છે, ત્યારેજ કર્મ ખરી સિદ્ધિએ પહોંચે છે**, એનો આ એક દાખલો છે. મધમાખીઓને તેમના મધપૂડાઓમાં પ્રાણ આપવા પડે છે. પ્લેટો કહે છેઃ "જે મનુષ્ય પોતાના દેહનું ભાન ભૂલી શકતો નથી, તે કવિતા દેવીનું દ્વાર વ્યર્થ ખખડાવે છે." આ પ્રમાણે વેદાંતાનુસાર આચરણ કર્યાથી યશ અને ઉત્કર્ષ પ્રાપ્ત થાય છે. સંસારી મનુષ્યને માટે નિરંતર કાર્ય, અવિરત પરિશ્રમ મોટો યોગ છે. કામમાં છેક તલ્લીન થઇ જઇને " **હું કામ કરૂં છું" એ જ્યારે તમે વીસરી જાઓ છો, ત્યારેજ તમારાથી ઉત્તમ કાર્ય થયેલાં જગતની દૃષ્ટિએ પડે છે.**

તેવીજ રીતે કેવી સ્થિતિમાં અને કેવી રીતે કામ કરવાથી આપણે સહજ યશસ્વી થઇ શકીએ એ પણ સમજવું જોઇએ. **કર્મ કરો, કર્મ કરો, એમ કહેવું જેટલું સહેલું છે, તેટલુંજ તે કરવું કઠિન છે.** દરેક જણ પ્રસિદ્ધ ચિતારો અથવા ગવૈયો થવાની ઇચ્છા રાખે છે, પરંતુ એવી ઇચ્છાવાળા બધા તે પ્રમાણે થઇ શકતા નથી. અકર્મ ઉપર શાથી આસક્તિ થાય છે? તેમજ શ્રમ શાથી તમને ગમે છે? આપણી ઇચ્છા હોવા છતાં તે કામ આપણે કરી શકતા નથી, એમ તમે ઘણી વખત શું નથી અનુભવ્યું? અને કેટલીક વખત કામ કરવાની ઇચ્છા ન હોવા છતાં ઉત્તમ રીતે તે કામ તમારા હાથથી થઇ જાય છે; તમારા કર્તૃત્વ ઉપર અધિકાર ચલાવનારૂં કોઇ મહત્તત્ત્વ છે એવું

પણ તમને ઘણી વાર જણાઇ આવ્યું નથી? એક માણસ સવારમાં ઊઠે છે, ત્યારે તે અનિર્વચનીય ઉલ્લસિત સ્થિતિમાં હોય છે. કુદરતની સાથે તેનું ઐક્ય અથવા તાદાત્મ્ય થઇ ગયેલું હોય છે. હાથમાં કલમ લઇ લખવા બેસતાંજ તેની કલમમાંથી દિવ્ય, પ્રાસાદિક કવિતા અથવા તત્ત્વજ્ઞાન બહાર આવે છે! કોઇ ચિતારો એકાદ ઉત્તમ ચિત્ર કાઢવાને અતિશય પ્રયત્ન કરે છે; પરંતુ તેનાથી તે થઇ શકતું નથી. કોઇ દિવસે અચાનક સવારે તે ઊઠે છે અને સ્વયંસ્ફૂર્તિથી કામ કરીને સુંદર ચિત્રો ચીતરી કાઢે છે, એવું તમે કદી જોયું નથી?

ટૂંકમાં આપણને એમ જણાઇ આવે છે કે, આપણી સર્વ શક્તિઓને ઉત્તમ બનાવનારી એક દિવ્ય શક્તિ છે. એ દિવ્ય શક્તિનો જો તમે લાભ લેશો તો તમે ઘણુંજ કરી શકશો અને તમારૂં કરેલું કામ નિર્દોષ અને સર્વ રીતે સુંદર થશે. વેદાંત એ ઉચ્ચ સ્થિતિ, કિંવા આ પરમ ગુપ્ત રહસ્ય તમારી આગળ રજૂ કરે છે. તે ગુપ્તભેદ એટલે વિશ્વ સાથે એકરૂપ બની જવું, ઈશ્વરતત્ત્વ સાથે મળી જવું, આપણા અંતરમાંના શુદ્ધ આત્મામાં એટલે ઈશ્વરમાં વાસ કરવો અને અહંકાર કિંવા ક્ષુદ્ર વાસનાને ઓળંગી જવું એ સિવાય બીજું કંઇ નથી. એવી રીતે સર્વ પ્રકાશ અને સર્વ શક્તિનો—આપણામાં ગુપ્ત રીતે રહેલા ઝરાનો—લાભ લેવાથી તમારૂં કર્મ અલૌકિક થશે. એકાદ શિલ્પશાસ્ત્રી અથવા ચિતારાને રસ્તામાં ચાલતાં અનેક ચહેરાઓ નજરે પડે છે. કોઇ મનુષ્યની આંખોજ તેને પસંદ પડી જાય છે અને તે આંખો અદૃશ્ય રીતે તેના મગજમાં જડાઇ જાય છે. બીજા કોઇની દાઢીજ તેને ગમી જાય છે અને તે પોતાના મગજમાં તેને સાચવી મૂકે છે. તે એકની આંખો ચોરે છે અને બીજાની દાઢી ચોરે છે. વળી એક ત્રીજો માણસ દુકાને આવી ચિત્રો માગે છે, ચિતારો તેને ચિત્ર વેચે છે. ઘરાક તે લઇ જાય છે; પરંતુ તે જાણતો નથી કે *ચિત્રકારના મનમાં તે પોતે પોતાના વાળને મૂકતો જાય છે.* વળી *એક માણસ તેની દુકાને* આવે છે, ચિતારો તેનું કામ કરી આપે છે અને કિંમત ઉપરાંત તેના કાન ચોરીને પોતાના ભંડારમાં સંગ્રહે છે. એવી રીતે એ તેને માલૂમ પણ પડવા ન દેતાં પોતાનું કામ કરે છે. જ્યારે જુદાં જુદાં માણસોનાં આંખ, નાક, વાળ વગેરે તે ચોરી લે છે, ત્યારે હું આનું ફલાણું લઇ લઉં છું, એ

ભાવના પણ એનામાં હોતી નથી, તેને માલૂમ પડ્યા સિવાયજ આ ક્રિયા થાય છે. થોડા દિવસ પછી તે ચિતારો ચિત્રપટ સામે મૂકીને એકાદ નવું ચિત્ર કાઢવા બેસે છે; એટલે એક માણસની તેજસ્વી આંખો, બીજાનું સુંદર નાક, ત્રીજાના સુંવાળા વાળ વગેરે એની મેળેજ તેના સ્મરણમાં આવી પીંછીદ્વારા ચિત્રમાં ઊતરે છે અને તે ઉત્તમ ચિત્ર કાઢે છે. આ ચિત્ર પ્રથમનાં સર્વ ચિત્રો કરતાં ચડી જાય છે. આટલું ઉત્કૃષ્ટ કામ શી રીતે થયું? શું આ કામ એકાદ કર્તા કરી શક્યો? ના, એ તો અકર્તાએજ કરેલું હતું. "આ હું કરૂં છું" એ ભાવના સિવાયની અહંભાવ અને સ્વાર્થના સ્પર્શ સિવાયની સ્થિતિમાંજ એ કાર્ય થઇ શક્યું છે, પરંતુ તે ચિતારાને દ્વેષ (મોહ–જેને ઘણી વખતે ભૂલથી પ્રેમ સમજવામાં આવે છે) થાય તો તરતજ તેના મનનું ઘટિકાયંત્ર બગડે છે. તે આગળ કામ કરવાને નાલાયક બની જાય છે અને તે ગૂંચવાઇ જાય છે. તેના મનમાંથી અકર્તૃકભાવ જતો રહે છે, સ્વાર્થની માયામાં તે સપડાઈ જાય છે, તેની સ્થિરતા ખસી જાય છે અને સર્વાત્મા સાથે એક બનાવી દેનારી વૈદાંતિક દૃષ્ટિને બદલે ક્રોધ, દ્વેષ વગેરેનાં બંધનો તેના પર લાગુ થાય છે. તે પછી એ ચિતારો જુદાં જુદાં માણસોના ચહેરાઓમાંથી સૌંદર્ય લઇ સાચવી રાખવાનું અકર્તૃક કાર્ય કરી શકતો નથી. વ્યાવહારિક વેદાંત નષ્ટ થવાની સાથે સુંદર અને સર્વોત્કૃષ્ટ ચિત્રો કાઢવાની નિપુણતા પણ જતી રહે છે.

આ ઉપરથી તમને એમ જણાઇ આવશે કે, જેટલે અંશે તમારૂં કર્મ અકર્તૃક થતું જશે, જેટલે અંશે "આ હું કરૂં છું" એ ભાવના તમારામાંથી જતી રહેવા લાગશે, જેટલે અંશે "સર્વ હક્ક સ્વાધીન" રાખવાનું અને માલિકી સિદ્ધ કરવાનું કાર્ય તમે છોડતા જશો, જેટલે અંશે હાજી હા કરવાનું લોભમૂલક વર્તન તમે છોડશો, જેટલે અંશે તમે તમારો માયિક આત્મા (અહંકાર) છોડી દેશો, તેટલે અંશે તમારૂં કાર્ય અવશ્ય દીપી નીકળશે. કર્મને માટે કર્મ કરવું, એમ વેદાંત કહે છે. તમારૂં કર્મ સફળ કરવું હોય, તો તેના બદલામાં શાંતિ અથવા નિર્વાણ વિના બીજા ફળની આશા રાખશો નહિ. વેદાંત કહે છે કે, "અંતઃકરણને શાંત રાખો અને શરીરને કર્મમાંજ ગૂંથાયેલું રહેવા દો; શરીર ગતિશાસ્ત્રને આધીન હોવાથી તેને કર્મમાંજ જોડાયેલું રહેવા દો."

આપણા સ્વાર્થમૂલક ખળભળાટથીજ આપણું સર્વ કાર્ય બગડે છે. દરેક કર્મ તેને પરિણામે મળનાર શાંતિ અથવા નિર્વાણને માટેજ કરો.

## उत्कर्षनुं बीजुं साधन–निष्काम स्वार्थत्याग

એક વાર તળાવ અને નદી વચ્ચે ટંટો થયો. તળાવ નદીને કહે છે કે, "બાઈ, તું તારૂં બધું પાણી–બધો વૈભવ–સમુદ્રને આપી દે છે એ કેવળજ મૂર્ખાઇ છે! તારૂં જીવન–તારી સંપત્તિ સમુદ્રને મફતની શા માટે આપી દે છે? સાગર તો કૃતઘ્ન છે! તેને તારી એ વસ્તુઓની શું જરૂર છે? તારૂં બધુંયે પાણી તેને આપી દે, તોપણ એ ખારો ઝેર જેવો સમુદ્ર મીઠો થોડોજ થવાનો છે? "किं मिष्टमन्नं खरसूकराणाम् ?" તારી મિલકત તારી પાસેજ રાખ, વેડફી શા માટે નાખે છે?"

આ વ્યાવહારિક જ્ઞાન છે. અહીંયાં નદીને પરિણામ તરફ જોવાનું અને ફળની આશા રાખવાનું કહેવામાં આવે છે; પણ નદી વેદાંતી હતી, તેથી આ વ્યાવહારિક જ્ઞાનની વાત સાંભળી તેણે ઉત્તર આપ્યો: "ના, ના; પરિણામ કિંવા ફળની મને દરકાર નથી. જય કિંવા અજય મારે મન સરખાંજ છે. હું તો કેવળ કર્મ કર્યે જાઉં છું, કારણકે મને તે ગમે છે. મારે કર્મને માટે કર્મ કરવું જોઇએ. કર્મ એજ મારો સ્વભાવ છે.કર્મપરાયણતાજ મારૂં જીવન છે અને ઉદ્યોગજ મારો આત્મા છે. મારે કર્મ કરવુંજ જોઇએ."

નદી કર્મ કરતી રહી–લાખો ગેલન પાણી સમુદ્રમાં વહેવડાવતી રહી, તોય તે ખાલી થઇ નહિ અને પેલું કંગાળ લોભી તળાવ ત્રણ ચાર માસમાંજ સુકાઈ ગયું. તેમાંનાં પાણીનાં ખાબોચિયાં ભરાઇ રહીને તેમાંથી દુર્ગંધી નીકળવા લાગી. કાદવ તેમાં એકઠો થઇ પડ્યો રહ્યો; પરંતુ નદી તો સ્વચ્છજ રહી. તેના ઝરાઓ ન સુકાતાં વહેતાજ રહ્યા, કારણકે નદીના મૂળમાંના પાણીમાં વધારો કરવાને સમુદ્રની ઉપરથી કેટલુંક પાણી ધીમે ધીમે અદૃશ્ય રીતે વરાળરૂપે ઊંચે ગયું અને પવનદ્વારા નીચે આવી નદીનાં મૂળ ઝરણોને સદા વહેતાં રાખ્યાં.

બંધુઓ! તળાવના તર્કશાસ્ત્ર પ્રમાણે ચાલશો નહિ, એમ વેદાંત તમને કહે છે. મારૂં અને મારા કાર્યનું શું થશે, એવી ચિંતા ક્ષુદ્ર અને સ્વાર્થી તળાવજ કરે છે. તમારૂં કર્મ કર્મને

માટેજ હોવું જોઇએ. તમારૂં સાધ્ય કર્મજ હોવું જોઇએ અને એમ કરવાથીજ તમને વ્યાકુળ અને સંતપ્ત કરનારી વાસનાઓ-થી વેદાંત મુક્ત કરશે. પરિણામની ચિંતા કરશો નહિ, લોકો ત-રફથી કશાનીયે અપેક્ષા રાખશો નહિ અને તમારાં કર્મો ઉપરની અનુકૂળ કિંવા પ્રતિકૂળ ટીકાઓથી છલકાશો પણ નહિ અને ગભરાશો પણ નહિ. આપણાં કર્મને ફળ આવશે કે નહિ તેનો વિચાર કે ચિંતા કરતા બેસી રહેશો નહિ. એ પ્રમાણે વાસનાથી તમારે મુક્ત થવું જોઇએ. તમારે કર્મથી નહિ પણ તેના પરિણામ વિષેના અશાંતિયુક્ત વિચારોથી મુક્ત થવું જોઇએ. આમ થવાથી તમારૂં કામ કેટલું બધું ઉત્તમ થશે?

બધી જાતની વ્યાકુલ કરનારી વાસનાઓ અને પ્રલોભનોનું ઉત્તમ ઔષધ સતત ઉદ્યોગ છે; પરંતુ આ તો કેવળ સાધારણ સૂચના છે. ખરાં કર્મ કર્યા પછી થતો આનંદ મોક્ષની એક ચિન-ગારી અથવા અજ્ઞાત આત્મસાક્ષાત્કારજ છે. તે તમને શુદ્ધ, નિર્મળ અને પરમાત્મ સ્વરૂપમાં લીન બનાવી દે છે. આ આનં-દજ કર્મનું ઉત્તમ અને નિશ્ચિત ફળ છે. કર્મના ક્ષુદ્ર સ્વાર્થી હેતુની વાસના રાખીને આ આરોગ્યદાયક સ્વર્ગીય રત્નભંડારને દૂષિત કરશો નહિ. નીચ મહત્ત્વાકાંક્ષા અને ક્ષુદ્ર વાસના ઉન્નતિ કરવાને બદલે એમાં વિરોધ કરે છે. વિષયલાલસાઓ આપણી કર્તૃત્વશક્તિને પોષક થવાને બદલે તેનો હ્રાસ કરનારજ નીવડે છે. ખરી લાગણીપૂર્વક કરેલા કામથી થતા આનંદ કરતાં કોઇ પણ જાતનું ફળ (બદલો) કે સ્તુતિ વધારે હિતકારક હોઇ શકતાં નથી; એટલા માટે વૈરાગ્ય, ધર્મ અને સત્કારનો સાક્ષાત્કાર કરાવે એવી કર્મણ્યતા રાખો અને છોકરવાદી વચનો માટે કર્મ ન કરો. તમારા ઉપર કંઇ મોટી જવાબદારી કિંવા ઉપાધિ છે એમ માનશો નહિ. બક્ષિસોની આશા રાખશો નહિ. કામ કરવામાં તમારો ઉદ્દેશ આજ હોવો જોઇએ.

લોકો કહે છે કે, પ્રથમ યોગ્યતા મેળવો અને પછી ઇચ્છા કરો. વેદાંત કહે છે કે, ફક્ત યોગ્યતાજ મેળવો, ઇચ્છા કરવાની કંઇ જરૂર નથી. ભીંતો બાંધવાને ઉપયોગી થાય એવા તૈયાર ઘડાયેલા પથરાઓ ઇચ્છા ન કરે, તેથી તે કાંઇ રસ્તામાં પડી રહેશે નહિ. જો તમારામાં પાત્રતા આવશે, તો અનિવાર્ય ઈશ્વરી નિયમ પ્રમાણે દરેક વસ્તુ આપોઆપજ તમારી પાસે ચાલી

આવશે. દીવાએ ફક્ત બળતાજ રહેવું જોઇએ; પતંગોને આમંત્રણ કરવાની જરૂર નથી. તેઓ પોતાની મેળેજ તેની આસપાસ એકઠાં થશે. વહેતા ઝરાની પાસે પોતાની મેળેજ જળની ઇચ્છાવાળા લોકો આવે છે, ઝરાને તેમની બિલકુલ ચિંતા કરવી પડતી નથી. જ્યારે ચંદ્રોદય થાય છે, ત્યારે ચાંદનીનો આનંદ મેળવવાને લોકો આપોઆપજ બહાર આવે છે. ચાલો–આગળ વધો કે જેથી દેહનું મિથ્યાત્વ અને આત્માનું સત્યત્વ અનુભવાય. આવી ધારણાપૂર્વક દૃશ્ય વ્યાપારો અવિશ્રાંતપણે થવા માંડશે, ત્યારેજ તમે નિર્વાણ અથવા કૈવલ્યપદનો સ્વાદ ચાખી શકશો. એ પ્રમાણે જ્યારે તમે તમારા વ્યક્તિત્વ અને અહંકારને કર્મરૂપી ક્રોસ ઉપર ચડાવશો, ત્યારે વિજય તમને પોતાની મેળેજ શોધતો આવશે અને તમારી યોગ્યતા પારખનાર માણસોની ખોટ પડશે નહિ. ખ્રિસ્ત જ્યાં સુધી જીવતો હતો, ત્યાંસુધી લોકો તેને માનતા નહોતા, લોકોમાં પૂજાયા પહેલાં તેને ક્રોસ ઉપર ચડવું પડયું હતું. બંધુઓ! સત્યને કચડી નાખી જમીનદોસ્ત કરી નાખવામાં આવે, તોપણ તે ફરીથી બહાર આવશેજ. કોઇ પણ બીજ તેના નામ અને રૂપનો નાશ થયા સિવાય ઊગી શકતું નથી; માટે ઉત્કર્ષની બીજી આવશ્યક બાબત સ્વાર્થત્યાગ–અહંકારને ક્રોસ ઉપર ચડાવવો એ છે. "ત્યાગ" શબ્દના અર્થમાં ગોટાળો કરશો નહિ, ત્યાગનો અર્થ "દેહદંડ" નથી.

દરેકને શુભ્ર, ચકચકિત, કાંતિમાન અને તેજના અંબારરૂપ થવું ગમે છે; પરંતુ તમે પ્રભાવશાળી શી રીતે થશો? પદાર્થો ધોળા શી રીતે દેખાય છે? આધિભૌતિક શાસ્ત્રો તમને એમ કહે છે કે, ત્યાગ એજ શુભ્રતા મેળવવાનું સાધન છે, બીજું કંઇ નથી. સૂર્યનાં કિરણોના સાતે રંગ જુદા જુદા પદાર્થો ઉપર પડે છે. કેટલાક પદાર્થો તે બધા રંગ શોષી લે છે અને ઘણાખરા છ રંગને રાખી લઇને એકજ પાછો મોકલે છે. આ પદાર્થ જે રંગ પોતાની પાસે ન રાખતાં પાછો ફેંકે છે, તે એકજ રંગથી ઓળખાય છે. તમે અમુક વસ્ત્રને ગુલાબી કહો છો, પરંતુ વસ્તુતઃ એજ રંગ એ વસ્ત્રનો નથી; પણ તેણે જે બીજા રંગ શોષી લીધા છે, તે તેના છે એમ તમે કહેતા નથી એ કેવું આશ્ચર્યકારક છે! કાળા પદાર્થો સૂર્યકિરણના સર્વ રંગ શોષી લે છે, એકે રંગ પાછો આપતા નથી કે કશાનોયે ત્યાગ કરતા નથી, તે કંઇયે નાખી

હોતા નથી; તેથી તે કાળા ને કાળાજ હોય છે. ધોળા પદાર્થો કંઈજ શોષતા નથી, તે કશા પર પોતાનો હક રાખતા નથી, તે સર્વનો ત્યાગ કરે છે, સ્વાર્થી બનીને તેઓ કંઇજ રાખી મૂકતા નથી, માલિકીની ભાવના તેમનામાં હોતી નથી; તેથી તે શુભ્ર, ચકચકિત, કાંતિમાન અને તેજ:પુંજ દેખાય છે.

તેવીજ રીતે જો તમારે યશસ્વી અને પ્રભાવશાળી બનવું હોય, તો તમારે તમારા અંતઃકરણમાંની સ્વાર્થી સ્વામીવૃત્તિ છોડી દેવી જોઇએ. તેનો તમારે ત્યાગજ કરવો જોઇએ. સદા દાતાર બનો, નિ:સ્વાર્થ સેવા કરનારા બનો. યાચનાની આશાભૂત વૃત્તિને તમારામાં પેસવાજ દેશો નહિ. કોઇ પણ વસ્તુ પરત્વેનું અહં-મમત્વ છોડી દો. તમારાં ફેફસાંમાંની હવાને પણ તમારીજ ગણવાનો તમને શો અધિકાર છે? તે હવા—તો સાર્વજનિક છે. ઊલટું જ્યારે તમે ફેફસાંમાંની થોડી હવા ઉપરની માલિકી છોડી દેશો, ત્યારે સર્વ વાતાવરણના માલિક બનશો અને તમારાં સાધનો અસંખ્ય થઇ પડશે. વિશ્વવ્યાપી પ્રાણવાયુનું પાન કરો. ગર્વિષ્ઠ બનતા ના. અહંભાવ રાખશો નહિ. તમારા ક્ષુદ્ર વ્યકિતત્વની માલિકીનું કંઇ પણ છે એમ માનશો નહિ. સર્વ ઇશ્વરનું—તમારા વાસ્તવિક સ્વરૂપ આત્માનું છે. સર આઇઝેક ન્યૂટનનો દાખલો લો. જગતની દૃષ્ટિએ તે એટલો બધો હોશિયાર, વિદ્વાન અને કુશાગ્રબુદ્ધિનો શી રીતે થયો? જે ઉત્તમ ભાવનાથી તેણે જીવતાં સુધી કામ કર્યું, તે ભાવના તેના અંતકાળે સૌને માલૂમ પડી. “ તું આખા જગતમાં સૌથી મોટો માણસ છે ” એમ જ્યારે તેની કોઈએ પ્રશંસા કરી, ત્યારે તે બોલ્યો: “ ના, ના; મારી બુદ્ધિ અથવા મારૂં ક્ષુદ્ર વ્યકિતત્વ તો અગાધ જ્ઞાનરૂપી સમુદ્રના કિનારાની છીપો અને શંખલાઓ શોધનાર બાળક જેવુંજ છે!” આ ઉપરથી આપણને જણાઇ આવશે કે, જે નિરભિમાન વૃત્તિ કશાયે ઉપર પોતાનો હક પ્રતિપાદન કરતી નથી, કિંવા પોતાના ક્ષુદ્ર વ્યક્તિત્વની બડાશો હાંકતી નથી, તેજ તમારી કર્તૃત્વશક્તિ અને સામર્થ્ય ઉત્તમ રીતે વધારે છે અને વેદાંતની ભાવનાનું આજ મુખ્ય લક્ષણ છે.

તમારામાં દરેક જાતની વાસનાઓ હોય છે અને તે સર્વ તૃપ્ત થાય એવી તમારી ઇચ્છા હોય છે, પણ એ સર્વ વાસનાઓ તૃપ્ત કરવાનું ગુપ્ત રહસ્ય પહેલાં સમજી લો. જ્યારે તમે વાસના-

ને છોડી દેશો, ત્યારેજ તે ફળીભૂત થશે. બાણુ કેમ મારવામાં આવે છે? આપણે ધનુષ્ય હાથમાં લઇએ છીએ અને વાળીએ છીએ; પણ જ્યાંસુધી ધનુષ્યની દોરી આપણે ખેંચી રાખીએ છીએ, ત્યાંસુધી તીર આપણા હાથમાંથી છૂટીને શત્રુને વાગતું નથી. આપણે ગમે તેટલી દોરી ખેંચી રાખીએ પણ બાણુ આપણી પાસેજ રહેશે; પણ જ્યારે આપણે તે છોડી દઇએ, ત્યારેજ સુસવાટ કરતું તે જાય છે અને શત્રુનું હૃદય ભેદે છે. તેજ પ્રમાણે જ્યાંસુધી વાસનાને તમે ખેંચી રાખો છો, જ્યાંસુધી ઇચ્છા રાખો છો અને જ્યાંસુધી વાસનાને માટે ઝૂરો છો, ત્યાંસુધી તે બીજાના હૃદયમાં પ્રવેશ કરશે નહિ; જ્યારે તમે તેને છોડી દેશો, ત્યારેજ તે બીજાના આત્માને જઇને વાગશે. વાસના કહે છે કે, "જ્યારે તમે મને છોડી દેશો અને ગુમાવશો, ત્યારેજ હું તમારી નજીકમાં જણાઇશ. જ્યારે તમે તમારી જાતને આપણા બન્નેથી ભિન્ન એવી અનિર્વચનીય સ્થિતિમાં રાખશો, ત્યારેજ તમે મને મેળવી શકશો." વેદાંત તમને એજ શીખવે છે.

એક સમયે બે સાધુઓ સાથે પ્રવાસ કરતા હતા. તેમાંનો એક પોતાના આચરણમાં સંગ્રહ કરવાની નીતિ પાળતો હતો અને બીજો ત્યાગી હતો. સંગ્રહ અને ત્યાગના વિષયો પર વિવાદ કરતા કરતા તેઓ એક નદીને કિનારે આવ્યા, એટલામાં છેક સાંજ પડી ગઇ. ત્યાગીની પાસે તો કંઇ પૈસા નહોતા, પણ પેલા બીજા પાસે હતા. ત્યાગી બોલ્યો: "આપણે શરીરની શું પરવા? હોડીવાળાને આપવાને આપણી પાસે પૈસા નથી; ઈશ્વરનું નામસ્મરણ કરતા કરતા આ કિનારેજ રાતવાસો કરીએ."

પૈસાવાળો સાધુ બોલ્યો: "આપણે જો નદીના આ તીરે રહીએ, તો અહીંયાં ગામ નથી, વાડી નથી, ઝૂંપડી નથી તેમજ કોઇની સોબત પણ નથી. વરુઓ આવી ફાડી ખાય, સાપ કરડે અથવા ઠંડીથી ઠરી જવાય, માટે સામે કાંઠે જઇએ. હોડીવાળાને આપવાના પૈસા મારી પાસે છે. પેલી મેર એક નાનું ગામડું છે, ત્યાં આપણે સુખે રાત રહીશું."

એટલામાં હોડીવાળો ત્યાં આવ્યો અને તેણે તે બન્નેને નદી પાર ઉતાર્યા. રાત્રે હોડીવાળાને ભાડું ચૂકવનારો સાધુ પેલા ત્યાગી સાધુને કહેવા લાગ્યો કે, "પૈસા સાથે રાખવાનો ફાયદો તમને

હવે સમજાયો કે નહિ ? એ પૈસાનેજ પ્રતાપે બે જીવ રાત્રે બચ્યા; માટે હવે કદી ત્યાગનો ઉપદેશ કોઇને ન કરશો. હું પણ તમારા જેવો ત્યાગીજ હોત, તો આખી રાત પેલે તીરે ભૂખ્યું રહેવું પડત, ટાઢથી અકડાઈ જાત અથવા કદાચિત્ મરી પણ જાત."

ત્યાગી સાધુ બોલ્યોઃ "તમે પૈસા તમારી પાસેજ રાખ્યા હોત–વાપર્યા ન હોત, હોડીવાળાને આપ્યા ન હોત, તો આપણે પેલે તીરે મરી જાત. એ પ્રમાણે પૈસા આપી દેવાથીજ અર્થાત ત્યાગથીજ આપણે જીવતા રહ્યા. મારા ખીસામાં હું પૈસા રાખતો નથી, તોપણ તમારૂં ખીસું મારૂંજ બન્યું. મારી શ્રદ્ધાએજ તમારા ખીસામાં મારે માટે પૈસા રાખ્યા. મારે કોઇ દિવસ કશી ખોટ પડતી નથી. જ્યારે મને કોઇ પણ વસ્તુની જરૂર પડે છે, ત્યારે તે હરેક પ્રકારે મળી રહે છે."

આ વાત ઉપરથી જણાઇ આવે છે કે, જ્યાંસુધી તમે તમારી વાસનાઓ અથવા ઇચ્છાઓને તમારી પાસે ખીસામાં રાખો છો, ત્યાંસુધી તમને નિર્ભયતા, સુખ અને શાંતિ મળી શકશે નહિ. તમારી ઇચ્છાઓ છોડી દો, તેને ઓળંગી જાઓ, એટલે તમને બમણી શાંતિ, તાત્કાલિક વિશ્રાંતિ અને અંતે સર્વ કામનાઓની પૂર્તિ મળશે. વાસના છોડી દઇને જ્યારે તમે તમારા સત્ય (બ્રહ્મ) સ્વરૂપમાં રહેશો, ત્યારે તમારી સર્વ કામનાઓ પૂર્ણ થશે. ધ્યાનમાં રાખજો કે, જ્યારે તમે પરમાત્મસ્વરૂપમાં જાણ્યેઅજાણ્યે પણ લીન થશો, ત્યારેજ તમારી કામના સફળ થવાનો વખત આવી પહોંચશે.

## उत्कर्षनुं त्रीजुं तत्त्व–प्रेम

ઉત્કર્ષનું ત્રીજું તત્ત્વ પ્રેમ છે–વિશ્વની સાથે ઐક્યભાવ અને પરિસ્થિતિને અનુરૂપ થવું એ છે. પ્રેમનો અર્થ શું ? પ્રેમનો અર્થ એ છે કે, આપણા પાડોશીઓ અને જેની જેની સાથે આપણો સંબંધ થાય તે સર્વની સાથે એકતા અને અભિન્નતાનો અનુભવ કરવો. જો તમે દુકાનદાર હો તો તમારા ઘરાકોનું હિત એજ તમારૂં હિત છે; એમ જ્યાંસુધી સમજશો નહિ, ત્યાંસુધી તમારા વેપારમાં તમને લાભ–બરકત જણાશે નહિ અને તમારો ધંધો ખરાબ થઇ જશે. જો હાથ સ્વાર્થી વૃત્તિથી શરીરનાં અન્ય અવયવોથી પોતાને ભિન્ન ગણીને એમ કહે કે, "જુઓ, હું જમણો

હાથ છું, બધી જાતનો શ્રમ હું કરૂં છું અને અત્યંત કષ્ટ વેઠીને જે હું લાવું તે આખા શરીરને શા માટે મળવું જોઇએ? શ્રમ કરીને મેળવેલું મારૂં અન્ન પ્રથમ પેટને અને તેના દ્વારા બીજા અવયવોને શા માટે મળવું જોઇએ? નહિ, નહિ; તે તો હું મારી પાસેજ રાખીશ!" તો તે અન્ન ચામડી ફાડી હાથમાં ભર્યા સિવાય અથવા અન્નનું નસ્તર મૂક્યા વિના બીજો કોઇ માર્ગ નથી; પરંતુ એમ કરવાથી હાથનું હિત થશે કે? ના, કદી નહિ. ફક્ત એકજ રીતે તે હાથ ખૂબ જાડો થઇ શકશે. તે એકલોજ એવો તો લઠ્ઠ થશે કે, શરીરના બીજા ભાગ તેની અદેખાઇ કરશે. તે હાથે એકાદ ડાંસ, મધમાખી અથવા સર્પ કરડાવવાથી હાથ ખૂબ જાડો થશે. ફક્ત એજ રીતે હાથની સ્વાર્થી વૃત્તિ પૂર્ણ વિજય પામશે અને એવીજ રીતે હાથનું સ્વાર્થી તત્ત્વજ્ઞાન સિદ્ધ થશે; પરંતુ તે કેટલું અનિષ્ટ છે? એવી તૃપ્તિ અથવા એવી જાતનો વિજય આપણે જોઇતો નથી. સૂજી જઇને જાડું ગણાવું એ કોણ સારૂં કહી શકે? એવી-જ રીતે તમે ધ્યાનમાં રાખશો કે, આ જગત આખું એક શરીર છે અને તમારાં ભિન્ન ભિન્ન શરીર એ જગતરૂપી શરીરનાં (વિરાટ સ્વરૂપનાં) દાંત, નખ કે, આંગળીની પેઠે તેના નાના નાના અવયવો છે; માટે ઉત્કર્ષની ઇચ્છા રાખતા હો તો તમારો આત્મા વિશ્વના આત્માથી જુદો છે એમ કદી માનશો નહિ. હાથને પોતાનો ઉત્કર્ષ કરવો હોય તો આખું શરીર અને હાથ ભિન્ન નથી એમ તેને સમજાવું જોઇએ. બીજા શબ્દોમાં કહીએ તો હાથને પોતાનો આત્મા કાંડાની આગળના પ્રદેશમાંજ નહિ, પણ શરીરના સર્વ ભાગમાં છે એમ લાગવું જોઇએ. આખા શરીરના આત્માને પોષવો એ હાથમાંના આત્માનેજ પોષ્યા બરોબર છે એમ આપણે માનવું જોઇએ. વિશ્વની સાથે આપણું ઐક્ય છે-ઇશ્વર ને આપણે એકજ છીએ એ પૂર્ણ સમજાયા અને વ્યવહારમાં મુકાયા સિવાય તમારો ઉત્કર્ષ થશે નહિ. વિયોગ અને ભેદભાવના પંજામાં સપડાશો તો તમે સ્વાસ્થ્ય રહિત અને વ્યાધિગ્રસ્ત બનશો. જ્યારે તમે સર્વ અને સમષ્ટિરૂપ બનશો, ત્યારેજ પૂર્ણતા પામશો. આ ઉચ્ચ અને ઉદાત્ત તત્ત્વનું ઉલ્લંઘન કરશો અને આ પવિત્ર નિયમનો વ્યવહારમાં ભંગ કરશો, તો પેલા સ્વાર્થી હાથની પેઠે એ પાપની શિક્ષા તમારે ભોગવવી પડશે. કોલરિજે પોતાના "એન્શ્યન્ટ મેરિનર"માં અને બાયરને પોતાના "પ્રિઝનર ઑફ

ચીલોન" માં આ સત્યનું અદ્‌ભુત રીતે વિવેચન કર્યું છે. એ કવિતામાં તેમણે તો એમ સિદ્ધ કર્યું છે કે, જ્યારે મનુષ્ય પ્રકૃતિનો વિરોધ કરે છે, ત્યારેજ તેને દુઃખ ભોગવવું પડે છે. જ્યારે તમે તમારા બાંધવોની સાથે તમારૂં ઐક્ય અનુભવો છો, ત્યારે અવશ્ય તમારી ઉન્નતિ થાય છે.

એક અંગ્રેજ કહે છેઃ "મનુષ્ય અને પશુપક્ષી એ બંને સાથે સૌથી વિશેષ પ્રેમ કરે છે, તેજ સર્વોત્તમ ભક્તિ કરે છે; અલ્પ અને મહાન બધી વસ્તુઓ જે જે ઉત્તમતાથી ચહાય છે એજ સાચી પ્રાર્થના કરે છે."

એક વાર એક રાજા મૃગયા રમવા વનમાં ગયો, ત્યાં એક સિંહની પાછળ પડવાથી પોતાનાં માણસોથી જુદો પડી ગયો. સૂર્યના સખ્ત તડકાથી તે તૃષાતુર થયો. તે અરણ્યમાં એક નાનો સરખો બગીચો તેને જણાયો. રાજા એ બગીચાની અંદર પેઠો. પોતે શિકારી પોષાકમાં હોવાથી અને બગીચાના માળીએ એને પહેલાં કદી નહિ જોયેલો હોવાથી રાજાને તે ઓળખી શક્યો નહિ. "મને તરસ લાગી છે, કંઇક પીવાનું આપ" એમ રાજાએ તેને કહ્યું. માળી એકદમ બાગમાં ગયો અને એક દાડમ લઇ તેના દાણા નિચોવી રસનું એક પવાલું ભરી રાજા પાસે લઈ આવ્યો. રાજા એ રસ તરતજ પી ગયો, પણ તેની તરસ મટી નહિ; તેથી તેણે પેલા માળીને બીજો થોડો રસ લાવવા કહ્યું. માળી તે લેવા ફરીથી બાગમાં ગયો. રાજા વિચાર કરવા લાગ્યો કે, "આ બાગની જમીન અત્યંત રસાળ જણાય છે; કારણકે ઘડીકમાં પ્યાલો ભરીને આ માળી દાડમનો રસ લઇ આવ્યો. બાગના ધણીની તપાસ કરી તેના ઉપર કર ખૂબ વધારવો જોઇએ." આ તરફ પેલા માળીને બહુજ વાર લાગી. કલાક થયો તોપણ તે રસ લઇને આવ્યો નહિ. ત્યારે રાજાને ચિંતા થઈ કે, "પ્રથમ મેં પીવાનું માગ્યું, ત્યારે એક ક્ષણમાં તે પ્યાલો ભરી રસ લાવ્યો અને અત્યારે લગભગ કલાક થવા આવ્યો, છતાં તેના પ્યાલામાં રસજ કેમ એકઠો થતો નથી?" લગભગ એક કલાકે માળી પ્યાલો લાવ્યો, પરંતુ તે અધૂરો હતો. "પહેલી વખત તરત ભરાયો અને આ વખતે આખો કલાક તેમાં ગાળ્યો, તોપણ અધૂરો રહ્યો એનું કારણ શું?" એમ પૂછતાં વૃદ્ધ અને જ્ઞાની માળીએ જવાબ આપ્યો કે, "પ્રથમ જ્યારે હું આપને માટે રસ કાઢવા ગયો,

ત્યારે રાજાની બુદ્ધિ સારી હતી, પરંતુ બીજી વખત હું ગયો, ત્યારે રાજાનો કૃપાળુ અને પ્રજાવત્સલ સ્વભાવ બદલાઇ જઈ તેની બુદ્ધિ ફરી ગઇ હોવી જોઇએ; તેથી આ પૃથ્વી રસ ચોરી ગઇ અને પ્યાલો ભરાયોજ નહિ. મારાં રસથી ભરેલાં દાડમ એકાએક નિરસ થઇ ગયાં એનું કારણ મને બીજું કંઇજ સૂઝતું નથી."

રાજાએ પોતાના મનમાં વિચાર કર્યો અને માળીનું કહેવું અક્ષરેઅક્ષર સત્ય જણાયું. બાગમાં પેસતી વખતે ત્યાંના લોકો ગરીબ છે અને તેમને મદદ કરવાની ખાસ જરૂર છે, એવા દયા અને પ્રેમના વિચારો રાજાના મનમાં હતા; પરંતુ જ્યારે તે માળીએ એક ક્ષણવારમાં પ્યાલો ભરીને રસ કાઢી આપ્યો, ત્યારે તેનું મન બદલાયું અને બુદ્ધિ પણ ફરી ગઈ. રાજાનું વિશ્વ સાથેનું ઐક્ય તૂટતાંજ બગીચામાંનાં દાડમ પર તેની અસર થઇ. રાજા તરફથી પ્રેમતત્ત્વનો ભંગ થતાંજ દાડમનાં વૃક્ષોએ પણ પોતાનો રસ શોષી લીધો.

આ કથા ખરી હોય કે ખોટી, તેની સાથે આપણે કંઈ કામ નથી; પરંતુ એટલું તો નિર્વિવાદ છે કે જ્યાંસુધી કુદરતની સાથે તમારી પૂર્ણ એકવાક્યતા છે, જ્યાંસુધી વિશ્વ સાથે તમારૂં ઐક્ય છે, જ્યાંસુધી તમે સર્વ સાથે અભેદ માનો છો; ત્યાંસુધી સર્વ ઉપાધિ, પરિસ્થિતિ અને વાયુ પણ તમને અનુકૂળજ થશે; પણ જે ક્ષણે તમે સંબંધ તોડશો, તેજ ક્ષણે એ સર્વ તમારી વિરુદ્ધ થશે અને સર્વ જગત તત્કાળ તમારા પર શસ્ત્ર ઉગામશે. પ્રેમનું આ દિવ્ય તત્ત્વ પૂર્ણ સમજો અને તે પ્રમાણે આચરણ કરો. પ્રેમ એ ઉત્કર્ષની જીવનકળા છે.

## उत्कर्षनु चोथुं तत्त्व–उत्साह किंवा प्रसन्नता

ઉત્કર્ષનું ચોથું તત્ત્વ ઉત્સાહ છે. ઉત્સાહ અથવા ઉલ્લાસ કેવી રીતે ટકે છે? આનંદી રહો, ચિત્તવૃત્તિ શાંત રાખો અને પ્રસંગને સમજનારા બનો, એમ કહેવું સહેલું છે; પરંતુ ગમે તેવી સ્થિતિમાં પણ આનંદી, ઉલ્લાસી અને શાંત રહેવું કઠિન છે. ફક્ત નિયમો બાંધવાથીજ તમે આનંદી થઇ શકતા નથી–કૃત્રિમ ઉપાયોથી તમે કંઈ કરી શકતા નથી. ત્યારે આપણે આનંદી શી રીતે રહેવું? તમારા મનની સ્થિતિનો શાના ઉપર આધાર છે? વેદાંત કહે છે કે, જ્યારે આપણે સચ્ચિદાનંદ સ્વરૂપને શિખરેથી દેહાભિમાન

અને વાસના ઇત્યાદિના પ્રદેશમાં નીચે ઊતરીએ છીએ, ત્યારે ચિત્તવૃત્તિ ચંચળ બને છે—આપણે ખિન્ન અને ઉદાસ બનીએ છીએ. એવે વખતેજ આપણા મનની સ્થિરતા નાશ પામે છે. પેટમાં જ્યારે બગાડ થાય છે, ત્યારેજ આપણને પેટ છે એ વાત ધ્યાનમાં આવે છે. સળેખમ થાય ત્યારેજ આપણને નાક છે એમ લાગવા માંડે છે. હાથે કંઈક વાગે કે દુઃખે, ત્યારેજ તેના અસ્તિત્વનું આપણને સ્મરણ થાય છે. તેવીજ રીતે જ્યારે આપણું આધ્યાત્મિક આરોગ્ય બગડે છે, ત્યારેજ આપણને આપણા વ્યક્તિત્વનું, ક્ષુદ્ર અહંકારનું અને શરીરનું ભાન થાય છે. ચિંતાગ્રસ્ત દેહાધ્યાસથીજ દુઃખદાયક આધ્યાત્મિક અસ્વસ્થતા થાય છે. શારીરિક અધ્યાસનું ભાન થતાંજ આપણે નંદનવનથી નીચે પડીએ છીએ. દ્વૈત અને ભેદનાં વૃક્ષોનાં ફળ ચાખતાંજ સ્વર્ગમાંથી આપણે નીચે ઊતરીએ છીએ; તેથી ઊલટું જડ દેહમાં માની લીધેલા આત્મભાવને ક્રૉસ ઉપર ચઢાવતાંજ ખોયેલું નંદનવન પાછું આપણે મેળવી શકીએ છીએ. દેહાધ્યાસથી પર થતાં અને સ્વાર્થી, ક્ષુદ્ર, અધમ વાસનાઓને ઓળંગી જતાંજ તમને તમારાં સ્થિરતા અને ઉત્સાહવૃત્તિ પાછાં મળે છે.

ટૂંકામાં જો તમારે આનંદ અને ઉત્સાહ મેળવવાં હોય, તો તમારો આત્માજ ત્રિકાલાબાધિત સત્ય છે, એ વેદાંતનાં સિદ્ધાંતનો તમારે વ્યાવહારિક અનુભવ કરવો જોઇએ.

તમારા આત્મામાં તમે લીન થઇ જશો; એટલે દૃશ્ય જગતનો સર્વ અસ્થિર વિસ્તાર કપૂરની પેઠે ઊડી જશે. “હું દેહ નથી” એમ સમજતાંજ સર્વ શારીરિક વેપાર, સંબંધ અને બંધનો કેવળ રમકડાં જેવાં ભાસશે. એ સર્વ નાટકની રંગભૂમિ ઉપરનાં પાત્રોનાં કામ છે. રંગભૂમિ ઉપર એક મનુષ્ય મારો શત્રુ થાય છે,બીજો મારો મિત્ર બને છે,કોઇ પિતા થાય છે તો કોઈ પુત્ર થાય છે; પરંતુ વસ્તુતઃ હું પુત્ર પણ નથી અને પિતા પણ નથી, એ શત્રુમિત્રો પણ ખરેખર શત્રુમિત્રો નથી. હું કેવળ બ્રહ્મ છું. સંસારી બંધનો અથવા સંબંધ મને બાંધી શકતાં નથી. સર્વ સંબંધો માયાવી છે. રંગભૂમિ ઉપર સર્વ પાત્રોએ પોતપોતાનો વેશ બરાબર ભજવવો જોઇએ; પરંતુ રંગભૂમિના કૃત્રિમ રાગદ્વેષને સાચા માનીને જે મનુષ્ય પોતાના શરીર પર વહોરી લે છે, તે કેવળ મૂર્ખ છે. તેવીજ રીતે જો આખું જગત જ્યારે નાટકનો

એક સીન–દેખાવજ છે, તો કર્તવ્યના બાહ્યસ્વરૂપને અનાવશ્યક મહત્ત્વ શા માટે આપવું? કોઇ રાજા હોય તો તેની અદેખાઇ અને કોઇ રંક હોય તો તેનો તિરસ્કાર શા માટે કરવો?

ઉચ્ચ કે નીચ સ્થિતિમાં, નથી માનાપમાન કં;
સ્વકર્તવ્ય કરો તેમાં, સર્વ માન વસે જઇ.

વેદાંત તમને એમ કહે છે કે, તમારી પરિસ્થિતિ સંબંધે તમારે ચિંતા કરવાની કંઇ જરૂર નથી. આધ્યાત્મિક વિદ્યાના નિયમો સમજી લો અને સર્વ ભય છોડી દો. ન્યાયાધીશ જ્યારે ન્યાયમંદિરમાં આવીને પોતાને સ્થાને બેસે છે, ત્યારે વાદીપ્રતિવાદીઓ, કારકુનો, વકીલો, નોકરચાકર અને બીજા લોકો ક્યારનાએ તેની રાહ જોતા તેને માલૂમ પડે છે. ન્યાયાધીશને સાક્ષીને બોલાવવા કે વકીલોને નિમંત્રણ આપવા જવું પડતું નથી, વાદીપ્રતિવાદીને લાવવા પડતા નથી, તેને ઓરડાઓ વાળવા, સાફ કરવા, ટેબલ લૂછવાં, બેડકો સાફ કરવી વગેરે કાંઇ કરવું પડતું નથી; તેના આવતાંજ સર્વ કામ વ્યવસ્થિત રીતે શરૂ થાય છે. જેમ સૂર્યના ઊગવાથીજ સૃષ્ટિ માત્ર જાગૃત થાય છે, નદી, વનસ્પતિ, મનુષ્ય સર્વને આહ્લાદ થાય છે, તેવીજ રીતે જ્યારે તમે સત્યસ્વરૂપમાં તમારૂં થાણું બેસાડશો, જ્યારે તમે નિષ્પક્ષપાતી વરિષ્ઠ ન્યાયાધીશ તરીકે તમારા આત્માની જગ્યાએ અધિષ્ઠિત થશો, જ્યારે તમારો દિવ્ય આત્મા સર્વ શક્તિથી પ્રકાશવા લાગશે, ત્યારે સર્વ પરિસ્થિતિ પોતાની મેળેજ પોતાનું કાર્ય કરવા લાગશે અને તમારી સમીપતાના સુખકારક પ્રકાશથી સર્વ વસ્તુઓ આનંદિત અને સુવ્યવસ્થિત થશે.

ભગવાન શ્રીરામચંદ્રજી વિષે એમ કહેવામાં આવે છે કે, જ્યારે તે સીતાજી ( આત્મવિદ્યા ) ને પાછાં મેળવવા નીકળ્યા, ત્યારે સર્વ સૃષ્ટિ તેમની સેવા માટે તત્પર થઇ. તેમની સેનામાં ભરતી થવા માટે વાંદરાં, રીંછ, હંસ, ખિસકોલીઓ, પથ્થર અને પાણી પણ પરસ્પર સ્પર્ધા કરતાં હતાં. વિષયોરૂપી કાદવમાં મશગૂલ બનાવનારી આસક્તિનો અને અધોગતિના ખાડામાં દોરી જનાર દ્વેષનો ત્યાગ કરીને આત્માના વૈભવ અને ઐશ્વર્યથી વિલસિત રહો; એટલે દેવ અને યક્ષકિન્નરાદિને તમારા દાસાનુદાસ થઇને તમારી સેવા કર્યા સિવાય છૂટકો નથી. દરેક મનુષ્ય બાળ-

કની એટલી બધી ખુશામત શા માટે કરે છે? એ નાનો સરખો બાળરાજા મોટા મોટાઓને ખભે ચડી બેસે છે અને તેમની મૂછો ખેંચે છે, એ શાથી? એનું કારણ એજ છે કે, બાળક પરિસ્થિતિથી અલિપ્ત અને અજ્ઞાન અવસ્થામાં પણ દૈવી ભાવમાંજ રહે છે.

જો તમે તમારૂં કર્તવ્ય ઉત્તમ રીતે બજાવ્યે જશો, જો તમે સદ્બુદ્ધિથી તમારૂં કાર્ય કર્યે જશો, તો પછી બાહ્ય મદદ માગવાની કે તેની ચિંતા કરવાની તમને કંઇ જરૂર નથી. મદદ તમને મળવીજ જોઇએ અને તેણે તમને શોધતા આવવુંજ જોઇએ. જ્યારે તમે એકાદ ભાષણ આપો, ત્યારે તેમાં સંગ્રહ કરી રાખવા જેવો ભાગ કોઇ ઉતારી લેશે કે પ્રસિદ્ધ કરશે કે નહિ, એવી ચિંતા કરશો નહિ. ન્યાયાધીશની વૃત્તિ રાખો. તમારી મૂળ મોટાઇમાં–પ્રભાવમાંજ સ્થિર થાઓ. બાહ્ય બાબતો અને બીજાઓની મદદની ચિંતાથી તમારી આનંદિત વૃત્તિને બગાડશો નહિ.

શરીરના એકાદ ભાગ ઉપર ચળ આવતાંજ ત્યાં ખંજવાળવાને હાથ એની મેળેજ તે તરફ જાય છે. હાથમાં રહેલી શક્તિ અથવા આત્મા ચળની જગાએ રહેલી શક્તિ કે આત્માથી ભિન્ન નથી; તેમજ એ પણ ધ્યાનમાં રાખશો કે, તમારામાંનો અને તમારી આસપાસના સર્વ પદાર્થોમાંનો આત્મા એકજ છે અને જ્યારે તમારામાંનો આત્મા સર્વવ્યાપી આત્મા (બ્રહ્માત્મા) સાથેના ઐક્યથી સ્ફુરે છે તથા જ્યારે આ જગત તમને તમારૂંજ શરીર ભાસે છે, ત્યારે ચળની જગ્યાએ જેમ હાથ એની મેળેજ જાય છે, તેમ સર્વ બાહ્ય મદદ એની મેળેજ તમારી તરફ દોડતી આવશે.

આપણે આપણી છાયા પકડવાને તેની પાછળ દોડીએ છીએ તો તે કદી હાથ લાગતી નથી, તે હમેશાં આગળ ને આગળજ રહે છે; પરંતુ જો છાયા તરફ પીઠ કરીને સૂર્ય તરફ આપણે દોડીએ, તો તેજ છાયા પાળેલા કૂતરાની પેઠે પાછળ પાછળ દોડી આવે છે. તેવીજ રીતે એ બાહ્ય પદાર્થો પાછળ દોડીને તેને પકડી રાખવાનો પ્રયત્ન કરતાંજ તે તમારી પાસેથી છટકી જાય છે અને દૂર દોડી જાય છે. તમે ગમે તેટલા પાછળ દોડો, તોપણ છાયાની પેઠે તે આગળ ને આગળજ રહે છે; પરંતુ તેની તરફ પીઠ કરી સર્વ પ્રકાશનો પ્રકાશ જે અંતરાત્મા, તેની તરફ જવા લાગશો

કે તરતજ તે તમારી પાછળ પાછળ તમને શોધતા આવશે. સૃષ્ટિનો એ નિયમજ છે.

ઘણા લોકો "કર્તવ્ય" શબ્દ સાંભળતાંજ ભડકી ઊઠે છે અને નરમ બની જાય છે. કર્તવ્ય એકાદ ભૂતની પેઠે તેમને પકડે છે, સતાવે છે અને તેમને ઘડી વાર પણ ફુરસદ કે વિસામો મળવા દેતું નથી. હંમેશાં તે તેની પાછળ લાગેલું રહે છે. આવા ઉતાવળિયાઓ, કર્તવ્યનાં યંત્રવત્ શરીરો ઉતાવળ કરવામાં જેટલો ફાયદો મેળવે છે, તેટલું શક્તિમાં નુકસાન સહન કરે છે. કર્તવ્ય-કર્મની ચિંતાથી તમારી સ્થિરતા બગડવા દેશો નહિ અથવા તમારો ઉત્સાહ પણ નષ્ટ થવા દેશો નહિ. ધ્યાનમાં રાખજો કે દરેક કર્તવ્ય-કર્મ તમે પોતેજ તમારા ઉપર લાદી દીધેલું છે. ખરૂં જોતાં તમેજ તમારા સ્વામી છો. તમેજ તમારી હાલની જગ્યા પસંદ કરી છે. તમેજ નોકરી કરવાનું કબૂલ કર્યું છે, તમેજ વરિષ્ઠપદે બેસવાને બીજાને તૈયાર કર્યા છે અને તમેજ કાકા મટીને ભત્રીજા થયા છો. તમારે જો તેમની પાસેથી દ્રવ્ય લેવાની જરૂર છે, તો તેમને પણ તમારી પાસેથી કામ મેળવવાની તેટલીજ આવશ્યકતા છે. બંનેનો સંબંધ સરખો છે. તમે અધીરા બનો છો, તેથીજ તેમના દાસ બનો છો; તમારીજ ઇચ્છા ને ઉતાવળના તમે દાસ બન્યા છો; બીજા કોઇના નહિ. તમારી અત્યારની સ્થિતિ તમેજ ઉત્પન્ન કરી છે; તમે તમારી મેળેજ અંધારી ખાઇમાં પડ્યા છો અને ભવિષ્યકાળ પણ તમે કરશો તેવોજ થશે. તમારા નસીબના તમેજ સ્વામી છો, આ સિદ્ધાંત પાકી રીતે સમજી લો અને ભવિષ્યને માટે આનંદી, ઉત્સાહી અને સંતોષી બનો.

> વિચારથી નિજભાવી, સૌ જન બાંધતા;
> કલ્યાણકારી દુઃખકારી, પણ નહિ તે જાણતાં,
> અદૃશ્યનું જે નામ બીજું, માનવી વિચાર છે;
> તે ઓળખી ભાવી, ગૃહીને ધૈર્ય ઉભો રહે.
> વિચારના વિસ્તારનો સ્વામી ખરેખર મન છે;
> માટે પ્રશાંત અડગ અને સાચા હૃદયના સૌ બનો.
> ભીતિ તણો શત્રુ ખરેખર ભય વિના બીજો નથી,
> તારા હૃદયના દેવને વિરુદ્ધ સંયોગો પ્રતિ;
> ઉશ્કેરીને કહે 'નમન કર' છે એજ સિદ્ધિ હેતુની.

**મજૂરની પેઠે કામે ન લાગતાં એકાદ રાજકુમારની પેઠે આનંદને માટે, ક્રીડા અથવા લાભદાયક વ્યાયામ કે ગમત તરીકે કામ હાથમાં લો.** ભયભીત વૃત્તિથી કે અભિમાન વૃત્તિથી કોઇ પણ કામ હાથમાં લેશો નહિ. આત્મ-વિશ્વાસ રાખો. ભૂપતિ અને સભાપતિનાં શરીરો પણ કેવળ આપણાં આત્માનાંજ છે એમ માનીને વર્તો. તારાઓની પેઠે કામ કરો.

ચારે તરફની વસ્તુથી, તારા કદી બીતા નથી,
જે જે જુએ છે ચીજ નજરે, તે થકી બીતા નથી;
વળી બાહ્ય વસ્તુથી કદી, શાંતિ મળે કે ના મળે,
આનંદ કે સહાનુભૂતિની, તેમને પરવા નથી.

જવાબદારી માનશો નહિ. ઇનામ કે બક્ષિસની આશા રાખશો નહિ. સર્વ સત્તા તમારાથી ગૌણ હોવી જોઇએ. તમારૂં પ્રમાણ તમેજ છો. કર્તવ્યબુદ્ધિ અને બાહ્ય ઉદારતાથી કરેલી વ્યવસ્થા બહુ બહુ તો શુદ્ધ આકારની થશે; પરંતુ જે વ્યવસ્થા કર્તવ્ય અને કર્તાપણાના ભાવ રહિત થશે, તે તો સજીવન અને સચેતન થશે.

## उत्कर्षनुं पांचमुं तत्त्व–निर्भयता

હવે આપણે ઉત્કર્ષના પાંચમા તત્ત્વ "નિર્ભયતા" તરફ વળીએ. નિર્ભયતા એટલે શું? માયા પ્રત્યે અશ્રદ્ધા; પરંતુ આપણા આત્મા વિષે અનુભવપૂર્વક જ્ઞાન અને દૃઢ શ્રદ્ધા. શરીર એ ભયનું સ્થાન છે અને જ્યારે શરીરમાં આત્માનું આરોપણ કરીએ છીએ, ત્યારે તરત ભય લાગે છે, તેથી આપણા દેહને ચિંતારૂપી કીટકો સદા ફોલી ખાય છે. બધી જાતના આધિવ્યાધિને પ્રવેશ કરવાનું અને રહેવાનું તે સ્થાન છે. જે ક્ષણે આપણે દેહાભિમાન છોડી દઇએ, તેજ ક્ષણે ભયથી મુક્ત થઇએ છીએ. ઇશ્વર બનીને રહો, વેદાંત આચરણમાં આણો, પછી જુઓ કે તમને દુઃખ દેવાની કે ઇજા કરવાની કોણ હિંમત ધરી શકે છે? નિર્ભયતા અને વેદાંત એ એકજ છે.

ઉત્કર્ષમાં નિર્ભયતાની જરૂર વિષે સ્વાનુભવનો દાખલો આપું છું. એક વખતે હિમાલયના ઘોર અરણ્યમાં અચાનક પાંચ રીંછ 'રામ'ના શરીર ઉપર ધસી આવ્યાં;પરંતુ તેઓ 'રામ'ને બિલકુલ ઇજા કરી શકયાં નહિ, એનું કારણ શું? ફક્ત નિર્ભયતા. "હું

દેવ નથી, મન નથી, હું સર્વેશ્વર છું, પરબ્રહ્મ છું. અગ્નિ મને બાળી શકતો નથી અને શસ્ત્ર મને છેદી શકે તેમ નથી." ઇત્યાદિ ભાવનાઓમાં 'રામ' તદ્રૂપ બની ગયો હતો, તેથી તે રીંછની સામે એકીટસે જોતાંજ તે નાસી ગયાં. એક વખત તો ડોળા દેખાડતાંજ એક હિંસક વરૂ નાસી ગયું. બીજી એક વેળાએ એક વાઘને પણ એવીજ રીતે નસાડ્યો. બિલાડી આવતાંજ કબૂતરો પોતાની આંખો મીંચી દે છે. તેમને લાગે છે કે આપણને બિલાડી દેખાતી નથી, તેથી તે પણ આપણને નહિ દેખતી હોય; પરંતુ બિલાડી તેમને જીવતાં છોડતી નથીજ! બીશો તો બિલાડી પણ તમને ખાઇ જશે. ગામડાઓની શેરીઓમાં ચાલતાં ભય પામતા કૂતરાંઓ ભસે છે, પાછળ દોડે છે અને સતાવે છે, એ શું તમે નથી અનુભવ્યું? ગભરાઇશું તો કૂતરાંઓ પણ આપણને ફાડી ખાશે, પરંતુ નિર્ભય રહીશું તો વાઘ-વરૂને પણ જીતીને પાળેલા કૂતરા જેવા કરી શકીશું. કોઇ પણ પ્રવાહી પદાર્થ એક વાસણમાંથી બીજામાં નાખતાં હાથ જરા પણ ધ્રૂજે તો તે પદાર્થ ઢોળાય છે; પરંતુ વિચારો કર્યા વગર અને ધ્રૂજ્યા વગર એકદમ બીજા વાસણમાં રેડો એટલે એક ટીપું પણ ઢોળાશે નહિ.

શંકા અને ભીતિથીજ તમે દુઃખદ સ્થિતિને તમારા પર વહોરી લો છો. ગમે તેવા પ્રસંગ કે બનાવથી તમારી સ્વસ્થતા ચળવી ન જોઇએ, કિંવા તમારે આશ્ચર્ય પામવું ન જોઇએ. તમે સર્વસ્વ છો. દેહ ઉપરની ભયોત્પાદક આસક્તિ દૂર કરો. ઊનનાં ગરમ કપડાંઓથી આચ્છાદિત થયેલો ખાસો સાડાત્રણ મણનો દેહ એકાદ ક્ષુલ્લક ફટાકડાના અવાજથી, નાના સરખા ઉંદરથી, ખડખડ થતાં પાંદડાંથી, એટલુંજ નહિ પણ એકાદ ચંચળ છાયાથી પણ ડરીને પાછો પડે એ શું ઓછું શોચનીય છે? કોઈ પણ સંકટ સંકટની બીક કરતાં વધારે ભયપ્રદ હોતું નથી. મરણની બીક રાખવા કરતાં મને તો મરવુંજ ઘણું સારૂં લાગે.

તમારા મનમાં જો પ્રેમ હશે, તો બહાર પણ તે તમને મળશે. તમારા હૃદયમાં દ્વેષ રાખશો, તો બહાર પણ દ્વેષજ પ્રાપ્ત થશે. તમારા હૃદયમાં લુચ્ચા, ઠગારા અને જાસુસોની જો બીક રાખશો, તો જ્યાં જશો ત્યાં તમને તેજ દૃષ્ટિએ પડશે. સ્વાર્થ અને લુચ્ચાઇની કલ્પના કરશો, તો તે પણ જોઇએ તેટલાં મળશે: સ્વાર્થ અને લુચ્ચાઇજ તમને ચોમેરથી ઘેરશે; માટે બીશો નહિ, પોતાના

અંતઃકરણમાં શુદ્ધતા અને પવિત્રતા લાવો એટલે અશુદ્ધ કે અમંગળ કંઇજ તમારી સામે આવી શકશે નહિ. વ્યાવહારિક અને પારમાર્થિક ઉત્કર્ષ એ ઉભયનો નિવાસ સાથેજ છે. જેઓ તેમને જુદાં પાડે છે તેઓ મૂઢ છે.

એકાદ ઘર આગળ ચોકીપહેરો ન હોય એટલે તેમાં ચોર પેસે છે; પણ ઘરમાં જો દીવો બળતો રાખે તો ચોર અંદર પેસવાની હિંમત કરી શકતા નથી. તમારાં હૃદયમંદિરોમાં સત્યદીપિકા સદૈવ બળતી રાખો, એટલે ભીતિ અથવા મોહનાં ભૂતો તમારી પાસે આવવાની હિંમત કરી શકશે નહિ. ઈશ્વરી કાયદા ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખો. ફક્ત વ્યાવહારિક જ્ઞાન ઉપર આધાર રાખી તમારૂં આયુષ્ય દુઃખી બનાવી મૂકશો નહિ. બીકણ દીર્ઘદૃષ્ટિ મનુષ્યને પાકો નાસ્તિક બનાવી દે છે.

તમે સૂર્યના પણ સૂર્ય અને આ અખિલ વિશ્વના અધિપતિ નથી? પરિસ્થિતિનાં એવાં કયાં મોજાંઓ છે કે જેનો તમે પરાજય કરી શકો નહિ? કોઇ પણ ભય પમાડનારી સ્થિતિ અંશતઃ પણ ખરી છે એવો ખ્યાલ પણ આવવા દેશો નહિ. તમે નિર્ભય અને નિર્ભયજ છો.

## उत्कर्षनुं छट्ठुं साधन–स्वावलंबन

ઉત્કર્ષનું છઠ્ઠું તત્ત્વ સ્વાવલંબન છે. તમે જાણો છો કે, હાથી સિંહના કરતાં ઘણું મોટું પ્રાણી છે અને તેનું શરીર પણ સિંહના કરતાં વધારે મજબૂત દેખાય છે, તોપણ એકજ સિંહ હાથીઓના આખા ટોળાને નસાડી શકે છે! સિંહની એ શક્તિનું ગુપ્ત રહસ્ય શું છે? એજ કે, સિંહ આચરણમાં વેદાંતી છે અને હાથી દ્વૈતવાદી છે. હાથીને તેના શરીર ઉપર વિશ્વાસ છે. સિંહને દેહના કરતાં ઉચ્ચ ચૈતન્ય ઉપર વધારે વિશ્વાસ હોય છે. સિંહનું શરીર હાથીના શરીરના પ્રમાણમાં ઘણું નાનું છે, છતાં પોતાનું સામર્થ્ય અનંત છે અને પોતાની આંતરિક શક્તિ અમર્યાદ છે, એવો તેને પૂર્ણ વિશ્વાસ હોય છે હાથીઓ વીસ, પચાસ અથવા વખતે સોબસો સુધી એકઠા મળી ટોળાં કરીને રહે છે અને ઊંઘી જતી વખતે કોઇ બળવાન હાથીને ચોકી કરવા પહેરેગીર નીમે છે. શત્રુઓ આપણા પર હલ્લો કરીને આપણને ખાઇ જશે એવી તેમને હંમેશાં બીક લાગ્યાજ કરે છે. તેઓ જાણતા નથી કે, આત્મ-

રનું તથા બળનું ભાન થવા લાગ્યું અને પોતે અજિત છે, એમ તેમનો નિશ્ચય થયો. વારંવારની જીતથી તેઓના મનમાં પોતાના સંબંધમાં વિજેતા હોવાનો વિચાર બંધાયો. આ યોદ્ધાઓ દેહરૂપી પિંજરામાં પુરાયા અને પોતાને બંદીવાન બનાવ્યા. "હું કરૂં છું" અથવા "હું મહાન યોદ્ધો છું" એવા વિચારોએ તેમના મનમાં ઘર ઘાલ્યું અને તેમને ગુલામ બનાવ્યા. તેમની અંદર દિવ્ય અંતરાત્માની જગ્યાએ ક્ષુલ્લક અહંકારનો વાસ થયો. એ અસુરોની આવી સ્થિતિ થયાથી લોકો તેને સહજમાં જીતી શકયા. આમ દેહાધ્યાસ અને કર્તાપણાના ભાવથી અસુરો જિતાયા અને કેદ પકડાયા.

હવે આ દૃષ્ટાંતનો સાર શો છે એ તમે વિચારો. જ્યાંસુધી તમે ઈશ્વરના એક તંત્ર તરીકે કામ કરો છો અને જ્યાંસુધી તમે દૈવીસત્તામાં સ્થિત છો, ત્યાંસુધી તમે કોઈથી પણ ન જિતાઓ એવા અજિત છો. "હું ભોક્તા છું," "હું કર્તા છું" આવા વિચારથી પર સ્થિતિવાળા પેલા ત્રણ અસુરોની પેઠે તમે અજેય છો; પરંતુ જ્યારે લોકો તમારી પાસે આવી તમારાં વખાણ કરે, તમને મગરૂર બનાવે, તમારી ખુશામત કરી તમને ઊંચે ચઢાવે, હરેક પ્રકારે તમારા મનને રૂચતી તમારી તારીફ કરે; ત્યારે તમે એક અજિત ને વિજયવંત છો, એમ તમને ભાન થવાનું. તમે વીર છો, તમે વિજયી છો, બીજાઓ તમારાથી હારી જાય છે, એમ તમને ખ્યાલ આવતો જશે અને "હું આ કર્મ કરૂં છું ને એ કર્મનું ફળ હું જરૂર ભોગવીશ," "હું ભોક્તા છું," આવા વિચાર તમને બંદીવાન બનાવશે અને તમે તમારી મૂળ સ્થિતિમાંથી અધઃપતન પામશો. તમે હારી જશો. તમારી શક્તિ નાશ પામશે. તમે બળહીન થઈ જશો. બાયબલમાં પણ એવીજ વાત છે. તે તમે શું નથી જાણતા ? જ્યારે ક્રાઈસ્ટ પર્વત ઉપરથી પાછો આવ્યો, ત્યારે તેનામાં મહાન સામર્થ્ય હતું. તે કેટલોક વખત પોતાના મિત્રના સમાગમમાં રહ્યો, અનેક પ્રકારની વાતોચીતો કરી પોતાનો કેટલોક જીવનકાળ વ્યતીત કર્યો. પછી એક વખત ક્રાઈસ્ટના મુખમાંથી એવા શબ્દો નીકળ્યા કે, "મને એવો કોણ સ્પર્શ કરી ગયો છે કે જેથી મારૂં સામર્થ્ય જતું રહેતું હોય એવું મને લાગે છે!" બાયબલમાં આ વાત સ્પષ્ટ જણાય છે. ત્યાં પણ આજ બાબત છે કે જ્યારે તમે "હું કરૂં છું," "હું ભોગવું

છું" એવા દેહાભિમાનથી પર થાઓ છો, ત્યારેજ તમારાદ્વારા ઇશ્વરી શક્તિ કામ કરે છે અને તમને તમારા હૃદયમાં સ્ફુરણ થાય છે; પરંતુ જ્યાંસુધી તમે પોતાનું કામ કરીને લોકોના મત, ખુશામત અને તારીફને પસંદ કરો છો, ત્યાંસુધી તમારી શક્તિ તદ્દન નાશ પામેલા જેવી જણાય છે અને તમે આ ક્ષુલ્લક દેહરૂપી પિંજરામાં પુરાયેલા રહો છો. તમે આ પિંજરાની બહાર આવો અને જરૂર તમારા અંતઃકરણમાં પ્રેરણા થશે; પરંતુ જો તમે દેહાધ્યાસમાં જકડાશો તો તમારો કાંઇ પત્તો લાગશે નહિ.

ધારો કે અહીં એક સુંદર ચાલતી ઘડિયાળ છે, રાત્રિદિવસ તે બરાબર ચાલે છે. એને લોહચુંબકની શક્તિવાળી બનાવવા માટે તેની પાસે એક મોટો લોહચુંબકનો પદાર્થ લાવવામાં આવે કે જેથી એ ઘડિયાળની અંદર રહેલી લોહની સ્પ્રીંગમાં એ લોહ-ચુંબકની શક્તિ આવે. આવી રીતે ઘડિયાળ બંધ પડી નકામું થાય ત્યારે એનું શું કરવું ? તે ઘડિયાળને જમીનમાં દાટી દો. તેને લોહચુંબકની અસરથી દૂર કરો, એટલે પાછું પોતાની અસલ સ્થિતિમાં આવશે.

તમારા અંતઃકરણમાં રહેલો અંતરાત્મા દૈવી અને ઇશ્વરી છે. પ્રત્યેક બાળક સ્વભાવથીજ આંતરપ્રેરિત હોય છે. દરેક જન્મથીજ કવિ હોય છે. જો તમે ઇશ્વરી નિયમાનુસાર તમારૂં જીવન ગાળો, જો તમે કુદરતના નિયમાનુસાર તમારૂં વર્તન રાખો તો હમેશાં તમારૂં જીવન પ્રેરણામયજ રહેશે. જો તમે તમારા સત્ય આત્મામાં નિષ્ઠા પામીને રહેશો, જો તમે તમારા આત્માના અનુસંધાન-માં રહેશો, તો તે બધો વખત તમને સ્ફુરણાજ થયા કરશે. તમારો દોષ એ છે કે, તમારૂં મન આ દુનિયાની લોહચુંબકના જેવી આકર્ષક વસ્તુઓમાં ગ્રસ્ત થાય છે, સંસારના મોહ તમને આકર્ષે છે અને આવી રીતે તમારા પોતાના સત્પંથથી ભ્રષ્ટ થાઓ છો. જો તમને હાલ તમારા હૃદયમાં સ્ફુરણ થતું ન હોય, તો તેનું ખરૂં કારણ એજ છે કે તમારામાં વિરાગ કે ત્યાગ નથી. તમે ઐહિક વસ્તુઓના મોહમાં ફસાઓ છો, તે વસ્તુઓ સાથે તમે દૃઢ બંધન પામો છો. જો તમે મૂળ શક્તિ અને પ્રેરણા વગેરે પ્રાપ્ત કરવા માગતા હો, તો તમે ખરા ત્યાગી અને વિરાગી બનો. ઇશ્વરમાં— સત્ય આત્મામાં તમે વિલીન થઇ જાઓ. થોડા વખત સુધી તમે એકાંતમાં રહો. તમારા સત્ય સ્વરૂપનું ધ્યાન ધરવા માટે દિવસનો

થોડો ભાગ તમે એકાંત સેવો. આવી રીતે કરવાથી તમને દૂષિત કરનાર લોહચુંબકના જેવી આ દુનિયાની ભૌતિક અસરો તમારાથી દૂર થશે અને તમારૂં મન ફરીથી બરાબર સ્થિર થશે તથા તમે પ્રેરણા પામતા થશો. જ્યારે કોઇ વહાણ દરિયામાં કેટલોએક વખત ફર્યા કરે છે, ત્યારે તેની અંદર કેટલીક અવ્યવસ્થા થઇ જાય છે, તેનો કેટલોએક ભાગ બગડી જાય છે. હવે જો તે આપણે સુધારવાનું હોય, તો થોડો વખત તેને રીપેર કરવાના કારખાનામાં રાખવાની જરૂર છે; તેવીજ રીતે તમારા અંતઃકરણને ઘણો વખત સાંસારિક કામકાજમાં, મોહક શકિતઓના સંગમાં, આપણને દૂષિત કરનાર આસપાસના વાતાવરણમાં રાખીને તમે અસ્તવ્યસ્ત થઇ અધઃપતન પામશો. તમારી નૈસર્ગિક આંતરપ્રેરણાશકિતનો નાશ થઇ જશે. જેમ તમે તમારા વહાણમાં સાવધાન અને હોશિયારીમાં રહો છો, તેમ આ શરીરરૂપી વહાણમાં પણ તમે સાવધાન અને હોશિયાર રહો. તમારા મન તથા શરીરને દિવસનો થોડો વખત પણ આ દુનિયાની વસ્તુઓની અસરોથી અલગ રાખો અને આત્મામાંજ સ્થિત રહો. તમને અંતઃસ્ફુરણ થાય એવાં પુસ્તકો વાંચો. જે પુરુષોના સંસર્ગમાં રહેતાં તમે ઉન્નત સ્થિતિમાં આવો એવા પુરુષોનો સત્સંગ કરો; અથવા તો સદા એકાંતજ સેવો. તમારો કેટલોક વખત ધ્યાનમાં ગાળો. આવી રીતે તમારી પોતાની નૈસર્ગિક પ્રેરણાથી અદ્ભુત શક્તિ તમને પાછી પ્રાપ્ત થશે. શું દરરોજ તમારે તમારૂં શરીર નાહીધોઇને સ્વચ્છ રાખવું નથી પડતું ? શું દરરોજ તમારે તમારૂં ઘર વાળીઝૂડીને સાફ કરવું નથી પડતું ?

આવીજ રીતે તમારે તમારા મનને પણ દરરોજ સ્વચ્છ અને નિર્મળ રાખવાની જરૂર છે. જ્યાંસુધી દુનિયાના વિચારો, દુનિયાની લાલચો અને દુનિયાના વિષયોના ઉપભોગની વાસનાઓ, અથવા "હું કરૂં છું" એવા અહંતાના ખ્યાલો તમારામાં મોજૂદ છે, જ્યાંસુધી તમારૂં દેહાભિમાન નાશ પામ્યું નથી; ત્યાંસુધી તમારે માટે કોઇ પણ જાતની સંગીન આશા નથી. "દેહાભિમાનના નાશ સિવાય અંતઃપ્રેરણાનો કોઈ પણ રસ્તો નથી."

ૐ! ૐ!! ૐ!!!

# सत्यनो मार्ग अथवा सत्यनो प्रदेश×

વર્તમાનપત્રોમાં જણાવ્યા પ્રમાણે આજનો વિષય "સત્યનો માર્ગ" એવો છે. પશ્ચિમના લોકોને આ મથાળામાં કાંઇ અર્થ સમાયેલો સમજાશે; પરંતુ વેદાંતની દૃષ્ટિથી જોતાં એમાં ભ્રાંતિ થવા સંભવ છે. સત્ય તરફ જવાનો માર્ગ અથવા સત્યનો માર્ગ, આ શબ્દોમાંજ વિરોધ છે. સત્ય કદી દૂર છેજ નહિ; તો પછી તેના તરફ જવાનો માર્ગજ ક્યાંથી હોય? એટલે કે એ માર્ગને અવકાશજ નથી. तद्दूरे तदन्तिके। સત્ય તો તમારી પાસેજ છે, બલકે તમે પોતેજ એ છો. તમે તેમાં રહ્યા છો; એટલુંજ નહિ પણ સાક્ષાત્ તમે પોતેજ સત્ય છો. આમ છે તો પછી "સત્યનો માર્ગ" એમ ઉચ્ચાર કરવો, એજ વિચિત્રતા છે. ઈશ્વિરત્વનું ભાન થવું, દિવ્યતાનું ભાન થવું, એ વસ્તુ–એ સ્થિતિ બીજેથી લઇ આવવાની કે મેળવવાની નથી, એને કાંઈ ઉત્પન્ન કરવાની નથી, એ તો છેજ, ઉત્પન્ન થઈ રહેલીજ છે અને તે તમે પોતેજ છો. માત્ર જે ઇચ્છાઓ–વાસનાઓથી તમે બંધાઇ રહ્યા છો, તેના કોકડાને ઉકેલવાનુંજ બાકી છે. જે કરેલું માની લીધું છે, તે નથી કર્યું એમ કરવાનું છે. ઈશ્વરને જાણવાને–તેનો સાક્ષાત્કાર કરવાને માટે ખરી રીતે કાંઇજ કરવાનું નથી. માત્ર કર્મની જે બેડી પહેરી છે તેને તોડી નાખો એટલે પત્યું. સ્થિતિજ ફેરવી નાખો એટલે તમે પોતે સત્યરૂપ છો; પરંતુ આ બંધનમાંથી મુક્ત થવું એ કેટલાકને ઘણું કઠિન લાગે છે, તેથી કરીને સત્યનો માર્ગ શોધી કાઢવા માટે બંધનમાંથી કેવી રીતે મુક્ત થવું તે વિષે આજે અત્રે બોલીશું.

જગતની જાળને તોડી નાખવાની આવશ્યકતા છે. હવે આ

---

× સને ૧૯૦૩ ના માર્ચ માસની ૧ લી તારીખે સ્વામી રામતીર્થે આપેલું ભાષણ.

જાળ–આ સાંકળો–આ બંધનો કે જેણે તમને બાંધી લીધા તે શું છે? આજે તમે આ વાત માનો યા ના માનો, અમેરિકનો તથા યુરોપિયનો આજે આ વાતની ખૂબી જોઇ શકે યા ના જોઇ શકે; પરંતુ સત્ય તો જે છે તેજ છે! તે કદી બદલાવાનું નથી. સત્ય એ છે કે તમારાં સર્વ બંધનો, તમારો પ્રેમ, તમારી વાસનાઓ ને ઇચ્છારૂપી સાંકળોથીજ તમે બંધાયેલા છો. એજ તમને બંધનકર્તા છે. એથી કરીનેજ તમે પ્રભુને જોઈ શકતા નથી. આજ કારાગૃહ છે. તમે વાસનારૂપી બંધનથી તેમાં પુરાયેલા છો. એકી સમયે બે ધણીની નોકરી બની શકેજ નહિ. રામ અને કામ બન્નેને સાથે સધાયજ નહિ. દેહના ગુલામ થઇ, દેહમાં મમત્વ રાખી વિશ્વના નિયંતારૂપે કદી થવાયજ નહિ. સત્યનો સાક્ષાત્કાર કરવો એટલેજ વિશ્વના નિયંતા થવું અને ઇચ્છાઓ, વાસનાઓ રાખવી એટલે ગુલામગીરીમાં, બંધનમાં, કારાગૃહમાં હાથે કરીને પુરાઇ રહેવું. દરેક મનુષ્ય ક્રાઇસ્ટ થવા ઇચ્છા રાખે છે, દરેક મનુષ્ય સત્યનો સાક્ષાત્કાર કરવા જંખે છે, પેગંબર કે અવતારી પુરુષ થવા મનમાં કામના કરે છે; પરંતુ એવો કોઇ ભાગ્યેજ મળી આવશે કે જે તે સ્થિતિ પ્રાપ્ત કરવા માટે પોતાની પ્રિય વસ્તુઓનો ભોગ આપે!

હિંદુસ્તાનમાં એક મોટો કુસ્તીબાજ મલ્લ હતો. તે હજામ પાસે છૂંદણાં છુંદાવવા ગયો અને તેને પોતાના બન્ને હાથ ઉપર એક મહાન ભવ્ય સિંહની આકૃતિ કાઢવાનું કહ્યું. આ સિંહાકૃતિ કઢાવવાના કારણમાં તેણે કહ્યું કે, "જ્યારે સૂર્ય સિંહરાશિમાં હતો, તે વખતે મારો જન્મ થયો છે; તેથી મારા ઉપર તે રાશિની અસર થયેલી છે. હું બહાદુર, શૂરવીર સિંહ જેવો છું." છતાં વાત એમ બની કે જ્યારે હજામે છૂંદણું કાઢવા હાથમાં સોય લીધી ને સહેજ શરીર ઉપર ભોંકી; ત્યારે આ મલ્લ સહન કરી ના શકયો. એણે હજામને કહ્યું: "ભાઇ! ઊભો રહે, ઊભો રહે, તું શું કરે છે?" હજામે કહ્યું: "સિંહની પૂંછડી કાઢવી શરૂ કરી છે. આ મલ્લ–કહેવાતો મલ્લ ખરી રીતે તો પીડા ખમી શકતો નહોતો; છતાં તેણે ઢોંગ કરીને કહ્યું: "ભલા માણસ! તને એટલી ખબર નથી કે હાલના જમાનામાં ફેશનવાળા લોકો પોતાના કૂતરા અને ઘોડાઓની પૂંછડી કાપી નાખે છે? માટે પૂંછડી વિનાનો સિંહ કાઢ. એવો બાંડો સિંહ આજકાલ બહુ બળવાન કહે-

વાય છે. પૂંછડીની કાંઇ જરૂર નથી." હજામે કહ્યું: "બહુ સારૂં, પૂંછડી નથી કાઢતો; પણ હવે તેનાં બીજાં અવયવો કાઢું છું." એમ કહી પાછી સોય શરીર પર ભોંકી, છતાં આ પણ સહન ના થઇ શક્યું એટલે તે બોલી ઊઠ્યોઃ "હવે બીજું શું કરે છે?" હજામે કહ્યું કે, "કાન કાઢું છું." પેલાએ કહ્યું કે, "ભલા માણસ! તું તો મૂર્ખોજ છે; એટલી પણ ખબર નથી કે કૂતરાના કાન પણ કાપી નંખાય છે? કાન વિનાનો સિંહ બહુ રૂપાળો લાગશે; એવોજ કાઢ." બિચારા હજામે કાન કાઢવા બંધ રાખ્યા અને બીજા ભાગો કાઢવા શરૂ કર્યા, તો તે દુઃખ પણ તેનાથી સહન ના થઇ શક્યું, એટલે વળી તે બોલી ઊઠ્યોઃ "અલ્યા! હવે પાછું શું કાઢે છે?" હજામે કહ્યું: "હવે તો સિંહનો કટિભાગ ચીતરૂં છું." પેલો પહેલવાન બોલ્યોઃ "તને કવિતાનુંયે જ્ઞાન નથી. આપણા મહાન કવિયોએ સિંહની પાતળી કમરને તો અલંકારનું સ્વરૂપ આપ્યું છે. એનો કટિભાગ એટલો તો પાતળો હોય છે કે એ તો નામમાત્ર ઉપમાજ કહેવાય છે, માટે કેડ કાઢવાનીજ જરૂર નથી." હજામે છૂંદણું છૂંદવું બંધ રાખ્યું, સોય ઠેકાણે મૂકી દીધી ને છેવટે કહ્યું: "ભાઇ! આપ પધારો!"

હવે જે મનુષ્ય પોતે સિંહરાશિમાં જન્મ્યાનું કહે છે, પોતાને મોટો કુસ્તીબાજ મલ્લ કહેવડાવે છે, પોતે સિંહ છે એમ સમજવા પ્રયત્ન કરે છે ને પોતાના અંગ ઉપર સિંહનું ચિત્ર કઢાવવા ઇચ્છે છે; પરંતુ તેમ કરતાં જે દુઃખ સહન કરવું પડે તે ખમવાને તે તૈયાર નથી એ કેટલું આશ્ચર્ય! જગતમાં જનસમુદાયનો મોટો ભાગ આવોજ છે. ઇશ્વરનો સાક્ષાત્કાર કરવાની તેને ઇચ્છા છે, વેદાંતનો પાર પામવા તે ઉત્કટ ઇચ્છા રાખે છે, સત્યને એક ક્ષણમાં જાણવા ઉત્સુક છે, પૂર્ણતા પામવા—મહાત્મા થવા તે એકેપગે થઇ રહે છે; પરંતુ જ્યારે પોતાના આત્મામાં તે પૂર્ણતાને કોતરવાનો—સત્યનો સંપૂર્ણ અનુભવ કરવાનો વખત આવે છે, ત્યારે તે ટાંકણાં સહન કરી શકતો નથી. દુઃખની લાગણી તેનાથી ખમાતી નથી. તે સમયે તે વિચારમાં પડી જાય છે, આનાકાની કરે છે; અર્થાત્ પોતાની ઇચ્છા ફળીભૂત થવા ઝંખે છે ખરો, પરંતુ તેને માટે જે ભોગ આપવો પડે, તે આપવાને તે તૈયાર નથી.

સત્યને જાણવા માટે, પ્રભુતાનો સાક્ષાત્કાર કરવાને માટે, તમારી વહાલામાં વહાલી—પ્રિયમાં પ્રિય ઇચ્છાઓને વીંધી નાખવી

પડશે. વહાલામાં વહાલી ઇચ્છાઓ—પ્રિય લાગતાં બંધનો તમારે તોડી નાખવાં જોઇએ. અંતઃકરણની વાસનાઓ, જગતની જંજાળો તોડીફોડીને દૂર નાખી દેવી જોઇએ. તમારે પવિત્ર થવાને માટે, તમોને અધમાવસ્થામાં લઇ જનાર—અધોગતિએ પહોંચાડનાર તમારી વિષયવાસનાઓમાંથી તમારે મુક્ત થવુંજ જોઇએ. ભોગ આપ્યા વિના ઈશ્વરનો સાક્ષાત્કાર થવો કઠિન છે. ભોગ આપ્યા સિવાય તમારો સ્વભાવસિદ્ધ અધિકાર પાછો મેળવી શકાશે નહિ. જગતમાં પવિત્ર મનવાળા, પવિત્ર હૃદયવાળા મનુષ્યોજ સુખી છે; કારણકે તેમનેજ પ્રભુ મળે છે. તેમનેજ ઈશ્વરનો સાક્ષાત્કાર થાય છે. હૃદયની પવિત્રતા એ શું છે? હૃદયની પવિત્રતા એટલે શારીરિક પાપોથી દૂર રહેવું એટલુંજ નહિ, પણ તેમાં એથી વિશેષ રહસ્ય રહેલું છે. આજ આ વાત મનમાં ઊતરે—પસંદ પડે યા ના પડે; પણ એક દિવસ એવો જરૂર આવશે કે જ્યારે તમને એ સત્ય સમજાશે. દરેક પ્રકારની મમતા પછી તે ઘર ઉપર હો કે પોતાની ઘડિયાળ ઉપર હો, કૂતરા ઉપર હો કે માતા, પિતા સ્ત્રી, પુત્રાદિક ગમે તેના ઉપર હો; પરંતુ જેને સત્યનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છા છે, જે મનુષ્ય આ ક્ષણેજ સંપૂર્ણ સત્ય જાણવા ઇચ્છે છે, તેને તો તે મમતા અધોગતિએ પહોંચાડનારી—નબળી પાડનારીજ છે. જગતના પદાર્થોના મોહથી છૂટા થવું—મુક્ત થવું, એનુંજ નામ અંતઃકરણની પવિત્રતા; એનુંજ નામ ત્યાગ. આવી પવિત્રતાથીજ ઈશ્વરનો સાક્ષાત્કાર થઇ શકે છે.

જૂની દંતકથાઓમાં એટલાન્ટાની એક સુંદર વાત છે. એટલાન્ટાની એવી શરત હતી કે, જે મનુષ્ય એને પરણવા ઇચ્છતો હોય, તે પહેલાં એને દોડવાની શરતમાં પરાજિત કરે. એવી રીતે એક બળવાન મનુષ્યની સાથે દોડવાની શરત થઇ. દોડવામાં એ સર્વથી આગળ નીકળી જતી હતી; પરંતુ એક જણે એને કેમ જિતાય તે વિષે પોતાના ઇષ્ટદેવ જ્યુપિટરની સલાહ લીધી. દેવે તેને વિચિત્ર સલાહ આપી કહ્યું કે, "જે રસ્તા ઉપરથી દોડવાનું હોય તે આખે રસ્તે નાના નાના સોનાના કટકા પાથરી રાખ." પોતાનો વહાલો ભક્ત શરતમાં એટલાન્ટાને જીતી જાય તે માટે આ વિના બીજી યુક્તિજ તે દેવની પાસે નહોતી. એટલાન્ટાને એક મહાન દેવતા તરફથી વરદાન મળેલું હતું, જેથી તે આખા વિશ્વમાં સર્વથી બળવાન ને ત્વરિત ગતિવાળી ગણાતી. જ્યુપિટરના

ભક્તે આખે રસ્તે સોનું વેર્યું અને એટલાન્ટાને દોડવાની શરતનું કહેણ મોકલ્યું. બંનેએ દોડવું શરૂ કર્યું. આ મનુષ્ય એટલાન્ટાના કરતાં દોડવામાં ઘણો નબળો હતો, તેથી એટલાન્ટા ક્ષણવારમાં તેનાથી આગળ નીકળી ગઇ; પરંતુ રસ્તામાં સુવર્ણની ઇંટો પડેલી દીઠી એટલે લાલચની મારી તેણે પેલી ઇંટો ઉપાડી લેવા માંડી. એ આમ સોનું લેવા ઊભી રહી હતી એટલામાં પેલો ભક્ત આગળ નીકળી ગયો. વળી ક્ષણ માત્રમાં તેણે તેને પકડી પાડ્યો; પરંતુ રસ્તાની ડાબી બાજુ ઉપર સોનાની ઇંટો જોઇ તેથી તે ત્યાં જઇ તે લેવા લાગી. એ દરમ્યાન પાછો પેલો ભક્ત આગળ નીકળી પડ્યો. એટલાન્ટાએ તેને ફરીથી પણ પકડી પાડ્યો. વળી ત્યાં પણ સોનાની ઇંટો જોવામાં આવી એટલે પાછી તે ઉપાડી લેવાને થોભી; તે દરમ્યાન પેલો આગળ નીકળી પડ્યો. એમ છેક શરતના અંત સુધી ચાલ્યું. એટલાન્ટા પાસે સોનાનો મોટો ગાંસડો થઇ ગયો હતો, તેથી ભાર ઊંચકી આગળ નીકળી જવું કઠિન થઇ પડ્યું અને અંતે પેલો ભક્ત જીતી ગયો. આમ એટલાન્ટા હારી ગઇ એટલે જેટલું સુવર્ણ એણે એકઠું કર્યું હતું, તે સર્વ પેલા ભક્તને મળ્યું અને એટલાન્ટા પણ મળી. આથી એની ઇચ્છા પૂર્ણ થઇ.

જનસમુદાયમાંથી જે મનુષ્યો સત્યના માર્ગે જવા ઇચ્છા રાખે છે, તેમાંના ઘણાખરાઓની સ્થિતિ પણ એટલાન્ટાના જેવીજ છે. સત્યનો માર્ગ પકડતાંજ દરેક પ્રકારની અધમ તૃષ્ણા–લાલસા સામી આવી ઊભી રહે છે. તેને લઇ લેવા તમે ઊભા રહો છો; પરંતુ જે ક્ષણે તેને ઉપાડી લેવા જાઓ છો, જગતની તૃષ્ણા તૃપ્ત કરવા જાઓ છો; તેજ ક્ષણે પાછળ પડી જાઓ છો, ભવાટવિમાં ગોથાં ખાઓ છો, કરવાનાં કામ મુલતવી રાખો છો, થોભી જાઓ છો અને તત્કાળ સર્વસ્વ ખોઈ બેસો છો! ઓ મનુષ્યો! જગતની જાળથી–મોહ–લાલસા–તૃષ્ણાથી સાવધાન રહો; જડવાદથી સાવધાન રહો! સત્ય વસ્તુ પણ પ્રાપ્ત કરો અને જગતનાં ઐહિક સુખો પણ ભોગવો, એ બંને વાત એક સાથે બનેજ નહિ. જગતનાં સુખોમાં લપટાયા તેજ ક્ષણે સત્ય હાથમાંથી છૂટી જશે, સત્ય આગળનું આગળ જતું રહેશે. તમે જાણો છો કે, 'રામ' આજે તમને જે સત્ય છે તે કહે છે. ઘણા ઘણા મનુષ્યો 'રામ' પાસે આવીને વારંવાર એજ કહે છે કે, "અમને સાક્ષાત્કાર કરાવો, અમારે સાક્ષાત્કાર કરવો છે." હા! આ ક્ષણેજ સાક્ષાત્કાર થાય,

પણ તમારી મોહજાળ તોડી નાખો; તેમજ ઇર્ષ્યા, દ્વેષ વગેરે વૃત્તિઓથી મુક્ત થાઓ. ઇર્ષ્યા અને દ્વેષ શું છે? માત્ર અધોમુખી વાસના, તૃષ્ણા અને મોહ. જયારે આપણને બીજી કોઇ બાબતમાં મોહ હોય છે, ત્યારેજ આપણે બીજા કોઇનો તિરસ્કાર કરીએ છીએ. આથી પ્રશ્ન થશે કે, અમે અમારી સંતતિ, ભાઇ, ભાંડુ, પતિ, પત્ની વગેરેનો ત્યાગ કેવા પ્રકારે કરીએ? પરંતુ એ તમારે પોતાનેજ જોવાનું છે કે તે કેમ થઇ શકે? સત્ય વાત તો એજ છે કે એક જે સત્ય છે તેજ ઈશ્વર છે. તેનેજ પિતા ગણો, માતા ગણો, સ્ત્રી, ગુરુ, પિતામહ, ઘરબાર વગેરે સર્વસ્વ માત્ર તેનેજ ગણો. દરેક પદાર્થ ઉપરથી મોહ કાઢી નાખો ને માત્ર એ એકજ વસ્તુ ઉપર એકાગ્ર દૃષ્ટિ રાખો. એકજ સત્ય–દિવ્ય જ્યોતિ ઉપર નજર રાખો; એટલે તેજ ક્ષણે તમને સાક્ષાત્કાર થશે.

હિંદુસ્તાનની ભાષામાં એક સુંદર ગીત છે; પરંતુ તે અહીં ગાઇ સંભળાવવાની આવશ્યકતા નથી. તેનો સારાંશ એ છે કે, જો સત્યને માર્ગે પળતાં, સત્યનો સાક્ષાત્કાર કરતાં પિતા આડે આવે, તો તેને નહિ ગણકારતાં તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરો–જેમ ભક્તપ્રવર પ્રહ્લાદે કર્યું હતું તેમ. વળી જો માતા સત્યના સાક્ષાત્કારમાં વચ્ચે આવે તો તેનો ત્યાગ કરો. બાયબલના નવા કરાર (ન્યુ ટેસ્ટામેંટ)નું આજ શિક્ષણ છે. હિંદુઓનાં ધર્મપુસ્તકોમાં પણ આવોજ ઉપદેશ છે. માતાપિતા પર સત્યને માટે પ્રેમ રાખો. સત્યના માર્ગે જતાં જયાંસુધી માતાપિતા આડે ના આવે, ખલેલ ના પહોંચાડે ત્યાંસુધી તેમને માન આપો, તેમના ઉપર પ્રેમ રાખો. જો સત્ય તરફ જતાં ભાઇ આડે આવતો હોય, તો જેમ વિભીષણે રાવણનો ત્યાગ કર્યો, તેમ તમે પણ ભાઇનો ત્યાગ કરો. પત્ની વચ્ચે આવતી હોય તો યોગીરાજ ભર્તુહરિ માફક સ્ત્રીને અળગી કરો. જો પતિ આડે આવે તો મીરાંબાઈ માફક પતિનો સંગ ત્યજો. જો ગુરુ–ધર્મગુરુ સત્યના સાક્ષાત્કારમાં વિક્ષેપ નાખે તો ભીષ્મપિતામહની પેઠે તેને પણ દૂર કરો; કારણકે તમારો ખરો સંબંધી, ઇષ્ટ મિત્ર માત્ર સત્યજ છે; તે સિવાય કોઇ છેજ નહિ. બીજાં સર્વ સંબંધીઓ, મિત્રો વગેરે ક્ષણિક છે–નાશવંત છે; પરંતુ સત્ય હરદમ તમારી પાસે છે. સત્યજ તમારો આત્મા છે. માતાપિતા, સ્ત્રી, સંતતિ, મિત્ર વગેરે સર્વ કરતાં સત્ય તમારૂં સર્વથી નિકટવર્તી સંબંધી છે; માટે સર્વ કરતાં સત્યને

વિશેષ માન આપો.

આર્ય શાસ્ત્રોમાં એક રાજાનું અત્યંત સુંદર દૃષ્ટાંત છે. તે નિરંતર સત્યપરાયણ રહેતો હતો. અંતકાળે હિમાલયમાં શરીર ગાળવા તેણે પ્રયાણ કર્યું હતું. એ વાત તો ઘણી લાંબી છે. સંપૂર્ણ વાત 'રામ'ને કહેવાની જરૂર નથી. તે રાજા પોતાનાં સગાંસંબંધીઓની સાથે હિમાલયના શિખર ઉપર જતો હતો. વાત એવી છે કે, રાજા સત્યને માર્ગે ચાલ્યો જતો હતો, સત્યની શોધમાં જતો હતો. સર્વથી આગળ પોતે ચાલતો હતો. તેની પાછળ તેનાથી નાનો ભાઇ ચાલતો હતો ને તેની પાછળ તેનાથી નાનો ભાઇ ચાલતો હતો. એમ ક્રમસર બધા ચાલતા હતા. એ બધા ભાઇઓની પાછળ એ રાજાની રાણી ચાલતી હતી. રાજાની દૃષ્ટિ પોતાના લક્ષ્યબિંદુ ઉપર હતી અને તે આગળ ચાલ્યો જતો હતો. તેવામાં પોતાની રાણીને પાછળ રુદન કરતી ચાલી આવતી તેણે સાંભળી. તે અથડાતી, પિટાતી ચાલી આવતી હતી; કારણકે તે એની સાથે ત્વરાથી ચાલી શકતી નહોતી. તે થાકી ગઇ હતી ને મરણશરણ થાય એમ હતું; તેથી રુદન કરતી હતી. છતાં રાજા તો પાછું વળી જોતો પણ નથી; પરંતુ એ તો સત્ય તરફ દૃષ્ટિ રાખી, રાણીને ત્વરાથી સાથે થઈ જવાનું કહે છે. રાણી રાજાથી થોડાકજ કદમ દૂર છે; પરંતુ તે તેને પહોંચી શકતી નથી. સત્યથી એક ડગલું પણ પાછા હઠવું એ શાસ્ત્ર વિરુદ્ધ છે. રાજા યુધિષ્ઠિર સત્યથી પાછો ફરે એમ નહોતું. રાણી લથડે છે, પરંતુ રાણીને ખાતરજ રાજા સત્યનો માર્ગ છોડી પાછો વળતો નથી.

પૂર્વજન્મોમાં અનેક સ્ત્રીઓ તમારે થઇ ગઇ છે, ને હજુ પણ જો તમારે બીજા જન્મ ધારણ કરવાના બાકી હોય તો બીજી કેટલી પરણશો, તે જાણી શકાય તેમ નથી. કેટલાંએ સગાંસંબંધી થશે ને થયાં હશે; પરંતુ આ સગાંસંબંધીઓની ખાતર સત્યથી પાછું પગલું ભરવાનું નથી. આગળ ચાલ્યા જાઓ. કશાથી પણ પાછા પડો નહિ, પાછું પગલું ભરશો નહિ. સ્ત્રી કરતાં સત્યને વધારે ચાહો. દિવ્યતાને વધારે પૂજો. આ વાત મનુષ્યમાત્રને માટે છે. સત્ય, દિવ્યતા, સર્વ કાળને માટે એકજ છે ને શાશ્વત છે; જ્યારે જગતની જાળો ક્ષણિક છે. એક સિદ્ધાંત સ્મરણમાં રાખો કે જે તમારે માટે કલ્યાણકારક છે તે તમારી સ્ત્રી અને અન્ય સગાંસંબંધી માટે પણ કલ્યાણકારકજ હોય છે. જો

તમને એમ યોગ્ય લાગે કે તમારી સ્ત્રીથી જુદા રહેવામાં, દૂર રહેવામાં તમને લાભ છે, તો તમારી સ્ત્રીને પણ તમારાથી દૂર રહેવામાં લાભજ સમાયેલો છે. આ એક સર્વમાન્ય નિયમ છે, સત્યનો અટલ સિદ્ધાંત છે. જે દિવ્યતા, જે સત્ય તમારી અંદર રહેલું છે તેજ સત્ય તમારી સ્ત્રીમાં પણ વ્યાપ્ત છે. યુધિષ્ઠિર રાજાની રાણી પડી ગઇ, પણ રાજા તો આગળજ ચાલ્યો ગયો ને પોતાના ભાઇઓને પાછળ પાછળ ચાલ્યા આવવા કહ્યું. ભાઇઓ પણ કેટલોક સમય તો તેની પાછળ દોડ્યા, પણ પછી કનિષ્ઠ ભ્રાતા થાકી જઇ લથડિયાં ખાવા લાગ્યો, તેથી બૂમ પાડીને બોલ્યોઃ "હે બંધુ! હે યુધિષ્ઠિર! હે જ્યેષ્ઠ ભ્રાતા! હું હવે જીવી શકું તેમ નથી; મને ઉગારો, બચાવો. પણ રાજા સત્યપરાયણતા છોડતો નથી. એ તો આગળ ને આગળ ચાલ્યોજ જાય છે. માત્ર કનિષ્ઠ બંધુને કહે છે કે, "ધૈર્ય રાખ, હિંમત રાખ ને થોડું છેટું છે તે દોડીને આવી પહોંચ." પરંતુ હાથ ખેંચી સાથે લઇ જવા એક ડગલું પણ પાછો હઠતો નથી. એ તો ઉતાવળે આગળજ ચાલ્યો જાય છે. થોડી વારમાં નાનો ભાઇ મૃત્યુ પામે છે. વળી પાછો બીજો નાનો બંધુ લથડે છે ને તે પણ સહાયતા માટે બૂમ પાડે છે; પરંતુ જ્યેષ્ઠ ભ્રાતા યુધિષ્ઠિર મુખ ફેરવતો નથી. આ પ્રમાણે સર્વ ભ્રાતાઓ મરણ પામે છે; પરંતુ રાજા ચળ્યો નહિ. એક પગલું પણ પાછો હઠ્યો નહિ. સત્ય માર્ગેજ ચાલ્યો ગયો. એ જ્યારે સત્યના શિખરે પહોંચ્યો, પોતાના લક્ષ્યબિંદુએ પહોંચ્યો ત્યારે પરમાત્માએ પોતે ત્યાં સાક્ષાત્ દર્શન દીધાં. સત્ય સાકારરૂપે સમક્ષ આવી ઊભું રહ્યું. બાયબલમાં જેમ આપણે વાંચીએ છીએ કે પ્રભુએ કબૂતરને રૂપે દર્શન દીધાં તેવીજ રીતે યુધિષ્ઠિર રાજાની પાસે સત્ય સાક્ષાત્ આવીને ઊભું રહ્યું. પ્રભુએ રાજાને સદેહે સ્વર્ગમાં ચાલ્યા જવાને કહ્યું. બાયબલમાં પણ જોઇએ છીએ કે કેટલાંક મનુષ્યોને પ્રભુએ જીવતાં સ્વર્ગમાં લઇ લીધાં હતાં, તેમજ રાજાને પ્રભુએ કહ્યું. રાજાએ પોતાની જમણી બાજુ તરફ દૃષ્ટિ કરી તો એક કૂતરો સાથે જોયો, તેથી રાજાએ કહ્યું: "હે પ્રભુ! પરમાત્મા! સત્યસ્વરૂપ! જો સ્વર્ગના શિખરે મને મોકલવો હોય, તો આ કૂતરાને પણ મારી સાથે આવવા દો." વાત એમ આગળ ચાલે છે કે, સત્યરૂપી ઈશ્વરે કહ્યું કે, "એમ બનેજ નહિ. સ્વર્ગના શિખરે જવાને કૂતરો લાયક નથી, કારણકે તેને હજી અનેક જન્મો લેવાના છે.

મનુષ્યયોનિમાં હજી તેને જન્મવાનું છે ને ત્યાં સત્યપરાયણ જીવન ગાળવાનું છે; ત્યાર પછીજ એ ત્યાં આવી શકે. હાલ તો માત્ર તુંજ સદેહે સ્વર્ગમાં જઇ શકે તેમ છે." રાજા કહે છે: "હે સત્ય ! હે ઇશ્વર ! હું અહીં કાંઇ સ્વર્ગના સુખ માટે આવ્યો નથી. હું તો તારે માટે આવ્યો છું. માટે જો મને સર્વોત્તમ સ્વર્ગમાં લઇ જવો હોય, તો આ શ્વાનને પણ સાથે આવવા દેવો જોઇએ. મારી રાણી મારી સાથે આવી ન શકી, સત્યના માર્ગમાંથી તે ચળી. બંધુઓ પણ સાથે રહી ન શકયા, તેઓએ પણ દુર્બળતાને વશ થઇ મને છોડી દીધો; પરંતુ આ શ્વાનજ એકલો મારી સાથે રહ્યો. તેણે મને છોડ્યો નહિ. તે માત્ર મારા દુઃખનો ભાગી થયો. મારા આધ્યાત્મિક કલ્યાણને રસ્તે થતા વૃત્તિઓના આંતરયુદ્ધમાં તેજ મારી સાથે રહ્યો છે. જેણે મારા દુઃખોમાં ભાગ ભજવ્યો છે તે મારા સ્વર્ગના સુખમાં શા માટે ભાગીદાર ન થાય ? શ્વાનને મારી સાથે નહિ આવવા દો તો એવા સ્વર્ગનું મારે કાંઇ પ્રયોજન નથી."

સાકાર સત્ય અથવા ઈશ્વરે કહ્યું કે, "હે યુધિષ્ઠિર રાજા ! બીજું કાંઇ વરદાન માગ ! શ્વાનને સાથે લઇ જવાની હઠ છોડી દે." રાજા કહે છે: "હે ઇંદ્ર ! અહીંથી ચાલ્યા જાઓ. તમે સત્ય કે ઈશ્વર નથી ! પણ સત્યના વિરોધી અસુર જણાઓ છો. સત્ય કે ઈશ્વર આવા હોઇજ ના શકે ? કારણકે જો તમે સત્ય-ઈશ્વર હો તો તમારી સમક્ષ અન્યાય શા સારૂ થવો જોઇએ ? જો માત્ર હુંજ એકલો સ્વર્ગના સુખનો ભોક્તા થાઉં, તો શ્વાન તરફ અન્યાય થાય. જે શ્વાને મારાં દુઃખોમાં ભાગ લીધો છે, તેને તમે સુખોમાં ભાગ લેવા ના કહો તો તમે સાકાર સત્ય યા ઈશ્વર હોઇજ ના શકો." વાત આગળ ચાલે છે કે આ ઉપરથી સત્ય યા ઈશ્વર પોતાના ખરા સ્વરૂપમાં પ્રકાશ્યા અને જે શ્વાન જણાતો હતો તે શ્વાને ધર્મ-સત્યના વાસ્તવિક સ્વરૂપમાં દર્શન દીધું. રાજાની આ પ્રમાણે કસોટી થઇ અને રાજા કસોટીમાંથી પાર ઊતર્યો.

આ પ્રમાણે સત્યને માર્ગે ચાલવાનું છે. તમારૂં વહાલામાં વહાલું-પાસેમાં પાસેનું સગુંસંબંધી, સત્યને માર્ગે ચાલતાં સાથે ન ઊભું રહે, તો તેમને સંબંધીઓ કે મિત્રો તરીકે કોઈ દિવસ માનશોજ નહિ. જો માત્ર શ્વાન પણ સત્યને માર્ગે રહે, તો તેજ તમારો પાસેમાં પાસેનો સગો છે એમ સમજજો. આ

રીતે સત્યની દૃષ્ટિથી મિત્રોની પસંદગી કરજો. દુષ્ટ વાસના, મલિન વાસનાને ઉત્તેજિત કરે એવા મિત્રો તરફ લક્ષ ન આપશો; તેમને દુશ્મન ગણજો. જો તેમને મિત્ર ગણશો, તો તેમની સાથે તમે પણ દુઃખ અને દરિદ્રતા વગેરે ભોગવશો.

એક સાધુની વાત છે કે તે ભૂખ્યો રસ્તા પર ચાલ્યો જતો હતો; અને હિંદુસ્તાનમાં તો તમે જાણો છોજ કે કેટલાક સાધુ-ઓને જ્યારે ક્ષુધા લાગે છે, ત્યારેજ અરણ્યના એકાંતવાસમાંથી આવી રસ્તાઓમાં ફરે છે. કવચિતજ રસ્તામાં તો નીકળે છે. ઘણું-ખરૂં તેઓ શહેર બહાર જંગલોમાંજ રહે છે ને ત્યાં ઈશ્વરનું ધ્યાન ધરે છે. હવે આ સાધુને ક્ષુધા લાગી હતી. ત્યાં એક નવયૌવના સ્ત્રી આવી પહોંચી ને સ્વાદિષ્ટ ભોજન લાવી. સાધુએ પાસેના કપડામાં ટુકડો રોટલો લીધો ને લઇને જંગલમાં ચાલ્યો ગયો. એ રોટલાને પાણીમાં બોળ્યો ને ખાઇ ગયો. બીજે દિવસે પાછો વખતસર તે સાધુ શેરીઓ ને મહોલ્લામાં નીકળ્યો. પેલી સ્ત્રીએ આવીને પાછું કંઇ સારૂં મિષ્ટાન્ન આપ્યું. સાધુ તે દિવસે પણ રોજની પેઠે પાછો જંગલમાં ગયો ને ત્રીજે દિવસે પણ એ પ્રમાણે આવ્યો. તે દિવસે પણ તે બાઇ રોજ કરતાં ઉત્તમ અન્ન લાવી અને તે અન્ન સાધુને આપતાં કહ્યું: “ મહાત્માજી ! બારણે ઊભાં ઊભાં આપની રાહ જોતાં મારી તો આંખો પણ સૂજી ગઇ; ખરેખર આપનાં નયનોએ તો મને મોહવશ કરી દીધી છે.” આવા શબ્દો તેના મુખમાંથી નીકળી પડ્યા. સાધુ ચાલ્યો ગયો ને બીજે ઘેર ભિક્ષા માગીને પછી જંગલમાં ગયો. ત્યાં જઈ પેલી નવયૌવના સ્ત્રીએ આપેલું અન્ન નદીનાં જળમાં ફેંકી દીધું ને બીજે દિવસે મોટા લોઢાના સોયા તપાવ્યા અને તે વડે પોતાનાં ચક્ષુ ફોડી, ડોળા કાઢી લઇ કપડામાં વીંટી દીધા. પછી એક લાકડીના આધારથી ઘણી મુસીબતે તે શેરીમાં ગયો. પેલી સ્ત્રી ઘણી ઉત્સુક થઇ સાધુની રાહ જોતી ઊભી હતી. સાધુ ત્યાં આવી પહોંચ્યો; પરંતુ તેણે દૃષ્ટિ પૃથ્વી ઉપર રાખી હતી તેથી તે સ્ત્રીને તેની સ્થિતિ શી છે, તે ખબર ના પાડી; પણ જ્યારે તે સ્વાદિષ્ટ અન્ન લઇને આવી, તે વખતે સાધુએ પોતાની આંખના જુદા કાઢી લીધેલા ડોળા તેની તરફ ધરી કહ્યું: “ હે માતા ! આ આંખો લઇ લે ! આ ચક્ષુએ તને મોહિત કરી છે, તો તે ચક્ષુઓ તારી પાસે રાખવા તારો અધિકાર છે. માતા, ચક્ષુઓ તારે જોઇતાં હતાં તો હવે લે, એના

ઉપર પ્રેમ કર, તેનો ઉપયોગ કર. તારી નજરમાં આવે તેમ આ ચક્ષુઓને કર; પણ દયાની ખાતર, પ્રભુની ખાતર મને મારા માર્ગમાંથી ચલાયમાન કરીશ નહિ. સત્યના માર્ગમાંથી મને લથડાવીશ નહિ." આ ઉપરથી એ સમજવાનું કે જો ચક્ષુઓ સત્યને માર્ગે જતાં વિઘ્ન કરતાં હોય તો તેનો પણ ત્યાગ કરવો જાઇએ. આત્મા અંધકારમાં ડૂબી જાય, તેના કરતાં શરીરને પ્રકાશ ન મળે તે વધારે સારૂં; એજ ખરો રસ્તો છે. સાક્ષાત્કાર કરવામાં જો ચક્ષુ નડતાં હોય તો તે ફોડી નાખો. જો કર્ણથી મોહ પામતા હો તો તે કાપી નાખો. સ્ત્રી, ધન, માલમિલકત જે કાંઈ નડતું હોય તેનો ત્યાગ કરો. જેવી રીતે સ્ત્રી તથા સગાંસંબંધી ઉપર પ્રેમ રાખો છો, તેવીજ રીતે સત્ય ઉપર પ્રેમ રાખો. જેટલા ઉત્સાહથી સ્ત્રીને ઝંખો છો, તેટલાજ ઉત્સાહથી પ્રભુપ્રેમ–આત્માના સાત્ક્ષાકાર માટે ઝંખતા રહો. અરે! જેટલો પ્રેમ સ્ત્રી ઉપર દેખાડો છો તેથી અડધો પણ પ્રેમ પ્રભુ ઉપર હોય તો તેજ ક્ષણે સત્યનો તમને સાક્ષાત્કાર થશે ઈશ્વરનો સાક્ષાત્કાર કરી સત્યને માર્ગે પળી, સામે આવી ઊભી રહેતી લાલચો દૂર કરી શકશો. સામાન્ય લાલચોથી દૂર રહી એમના ઉપર જય મેળવશો તો શું જણાશે? સત્યનો રસ્તો ખડબચડો નહિ લાગે, સુંદરતા વિનાનો નહિ જણાય. સત્યનો માર્ગ સોયના છેડા કરતાં પણ સાંકડો કહેવાય છે. વેદોમાં કહેલું છે કે, "સત્યનો માર્ગ અસ્ત્રાની ધાર કરતાં પણ સાંકડો ને તીક્ષ્ણ છે; પરંતુ આ પૂર્ણ સત્ય નથી. શરૂઆતમાં તે રસ્તો સાંકડો લાગે છે, તીક્ષ્ણ લાગે છે; પરંતુ સામાન્ય લાલચો ઉપર જ્યારે જયવંત નીવડો, ત્યારે રસ્તો આશ્ચર્યકારક સુંદર લાગશે. રસ્તો અતિ સુગમ થઇ પડશે. પ્રકૃતિ માત્ર તમારી મદદે આવેલી જણાશે. સર્વ વસ્તુઓ તમારી તરફેણમાં આવીને ખડી થશે. આ લાલચો, મુસીબતો, નડતરો, કલહો અને વિરુદ્ધતાજ માત્ર તમને રોકી રાખે છે. એજ તમને માત્ર ભયભીત કરે છે; પરંતુ ખરી રીતે તેઓ તમને ઇજા કરતાં નથી. જો તમે તેમના તરફ દૃઢતાથી જોઇ રહો, તેમનેજ જો ભયભીત કરો, તો જણાશે કે કઠિનતા માત્ર ઉપર ઉપરનીજ હતી. સર્વ પ્રકૃતિ તમારી બાજુમાં આવી ઊભી રહેશે. અખિલ વિશ્વ તમારૂં નોકર થઇ રહેશે. આ સ્થિતિ જરૂર થશે.

એક હિંદુ શાસ્ત્ર, (રામાયણ જેમાં જગતના નહિ તો હિંદુ-

સ્તાનના એક મહાન શૂરવીર ભગવાન રામચંદ્રજીની જીવનલીલા લખેલી છે; તેમાં કહ્યું છે કે, જ્યારે રામચંદ્રજી સત્યની શોધમાં નીકળી પડ્યા, ત્યારે સર્વ પ્રકૃતિએ દાસત્વ સ્વીકાર્યું હતું. એમાં લખ્યું છે કે, વાનરોએ લશ્કર પૂરૂં પાડ્યું, ખિસકોલીઓએ સેતુબંધ રામેશ્વરનો પૂલ બાંધવામાં મદદ કરી, રાજહંસો રામના દુશ્મનોનું નિકંદન કાઢવા મદદે આવી પહોંચ્યા, પાષાણ પોતાનો સ્વભાવ ભૂલી ગયા. તેમને સમુદ્રના જળમાં નાખ્યા તે વખતે ડૂબી જવાને બદલે તેમણે કહ્યું કે, "સત્યને માટે, સત્યવાદીના કાર્યના વિજય માટે અમે ડૂબી નહિ જતાં તરીશું." પવન અને વાયુ, અગ્નિ, મરુત વગેરે સર્વ રામની મદદે ખડું રહ્યું હતું. અંગ્રેજીમાં કહેવત છે કે, "વાયુના પ્રવાહો અને સમુદ્રના તરંગો હંમેશાં શૂરવીરની સેવા માટેજ છે." શરૂઆતની કહેવાતી મુશ્કેલીઓ દૂર કરવા આગ્રહપૂર્વક મંડીએ છીએ ત્યારે સર્વ પ્રકૃતિ આપણી તરફેણમાં ઊભી રહે છે. શરૂઆતમાંજ જો લાલચોના યુદ્ધમાં જીત મેળવશો, તો પ્રકૃતિ તમારૂં દાસત્વ સ્વીકારશે. સત્યને માટેજ આગ્રહ રાખો એટલે તમને જણાશે કે તમે આ સામાન્ય-સાધારણ જગતમાં વસતા નથી. જગત ચમત્કારથી પૂર્ણ લાગશે, સર્વત્ર ચમત્કારજ જણાશે અને પછી જો દેવો તમને સહાય ન થાય, તો તેમનાં દુર્ભાગ્યજ સમજવાં. પ્રકૃતિ ઉત્સુકતાથી વિશ્વના નિયંતાની રાહ જુએ છે. તમેજ વિશ્વના નિયંતા છો—અખિલ વિશ્વના ધણી છો; પરંતુ માત્ર જો સત્યને પકડી રહો તોજ.

હવે 'રામ' જગતના એક મહાપુરુષ બલકે અખિલ વિશ્વના મહાત્માની વાત કહી આ વિષય સમાપ્ત કરશે. એ મહાત્માનું નામ શમ્સતબ્રેજ છે. આ પુરુષનો જન્મ વિચિત્ર સંયોગોમાં થયો હતો. વાર્તા સત્ય હો વા અસત્ય હો, આપણે એ સંબંધે કાંઈ લેવાદેવા નથી; પરંતુ તેમાં કાંઇ સત્ય તો હોવુંજ જોઇએ. તેનો બાપ ઘણોજ નિર્ધન હતો ને તેણે પોતાનું સર્વ જીવન ઈશ્વરભક્તિમાંજ ગાળ્યું હતું. તે પોતાના દેહના જન્મનું ભાન પણ ભૂલી ગયો. પોતે જગતમાં છે એજ ભૂલી ગયો. તેને મન "જગત" એવું કાંઈ હતુંજ નહિ. પ્રભુ, પરમાત્મા, દિવ્યતા પોતેજ હતો. જ્યારે મનુષ્યની રગેરગમાં, રૂંવાટેરૂંવાટામાં એકજ વિચાર સ્થિર હોય છે, પ્રભુનુંજ નિરંતર ધ્યાન રહે છે; ત્યારે તેના શરીરના પ્રત્યેક છિદ્રમાં પ્રભુ ને પ્રભુજ જણાય છે. એમ કહેવાય છે કે,

તે જ્યારે બહાર ફરવા નીકળતો, ત્યારે લોકો તેના શરીરમાંથી નીકળતા. "હક્ક અનલ હક્ક,–" અર્થાત્ હુંજ ઈશ્વર છું"ના સુસ્વર સંભળાતા. તેના મુખનું ગાન "અનલ હક્ક, અનલ હક્ક" એજ હતું. સામાન્ય જનસમાજ તેની આસપાસ વીંટળાઈ વળતો ને તેને મરણશરણ પહોંચાડવા તૈયાર થતો; કારણ તેને તેઓ નાસ્તિક ગણતા હતા અને કહેતા કે, "એ પોતે પ્રભુ છે એમ શા માટે કહે છે ? "પરંતુ તેને મન શરીર એ શરીર નહોતું, જગત એ જગત નહોતું, પોતેજ માત્ર સર્વવ્યાપી હતો. તે માત્ર પ્રભુમયજ હતો અને "અનલ હક્ક" ના શબ્દો માત્ર નિદ્રામાં જેમ શ્વાસ બોલે છે તેમ નીકળતા હતા; છતાં લોકો તો તેનું મૃત્યુ ઇચ્છતા હતા. તેને એ બાબતમાં કાંઈ પરવા નહોતી. સમાજ કોને મારશે ? દેહનું મરણ આણે; પરંતુ તેને મન તો દેહ જેવું કાંઇ હતુંજ નહિ. તેના દેહને મારો તેથી તેને દુઃખ શું થવાનું હતું ? એમ કહેવાય છે કે, આ મહાત્માને શૂળી ઉપર ચડાવવામાં આવ્યો; પરંતુ શૂળી ઉપર ચડતાં મહાત્માનું મુખારવિંદ સ્મિત કરી રહ્યું હતું. પ્રત્યેક રૂંવાટામાંથી "અનલ હક્ક" સંભળાતું હતું. દેહની સાથે તેને કાંઇ લેવાદેવા નહોતી. આ પ્રમાણે સત્યને માટે દેહનો ત્યાગ કરવો પડે તો તેની પણ દરકાર કરવી જોઇએ નહિ અને એમ થયું એટલે આ એકજ બાકી રહેલી જગતમાંની આસક્તિ તૂટી જાય છે. આમ કરવાને બદલે, જગતની આસક્તિને માટે સત્યનો ત્યાગ કરવો એ કેવું વિચિત્ર છે! હવે આ મહાત્મા શૂળી ઉપર ચડ્યો ને તેનો દેહ પડ્યો તે સમયે દેહમાંથી રક્ત વહેવા માંડ્યું ને તેનાં બિંદુઓ નીચે જમીન ઉપર પડ્યાં. વાતમાં કહ્યું છે કે, "આ બિંદુઓને એક કુમારિકાએ એકઠાં કરી ભરી લીધાં. આ કુમારિકા પણ તે સાધુના મતની અને સિદ્ધાંતનીજ હતી. તે એ રકત પી ગઇ અને તેથી તેને ગર્ભ રહ્યો." આ વાત સત્ય હો વા અસત્ય હો; આપણે તેની સાથે કાંઇ લેવા દેવા નથી. વેદાંતની દૃષ્ટિએ, ક્રાઇસ્ટનો જન્મ પણ વિચિત્ર પ્રકારે, વિના પિતાએ થયો હોય, થઇ શકવાનો સંભવ હોય, તો આ વાત પણ બનવા જોગ છે; કારણ આ મહાત્મા પણ ક્રાઇસ્ટથી ઊતરતો નહોતો. ઊલટો ઘણી બાબતોમાં તેનાથી ચડિયાતો હતો. આ કુમારિકાએ એક પુત્રને જન્મ આપ્યો. આ પુત્રનું જીવન બાલપણમાંથીજ દિવ્યરૂપ હતું. તે પ્રભુમય હતો. પિતાથી પણ ઉત્કૃષ્ટ

હતો. આ વીરની વાણી દ્વારા એક મહાન, ઘણુંજ મોટું પુસ્તક રચાયું. કલમ વડે આ પુસ્તક એણે લખ્યું નહોતું; પણ એમ કહેવાય છે કે, હરદમ એ બોલતો ત્યારે કવિતાજ નીકળી આવતી; પણ તે કવિતા તમારા અમેરિકન કવિઓ જેવી નહોતી. કવિતાના સત્ય સ્વરૂપમાં તે કવિતા હતી. માત્ર પરમાત્મરૂપજ હતી. તે દિવ્ય વિચારોથી પરિપૂર્ણ હતી. તેનો દરેક શબ્દ સુવર્ણ સમાન છે.

આ પુરુષ વિષે એક બીજી પણ વાત ખાસ જાણવા જેવી છે. એક સમયે કેટલાક મનુષ્યો સરકસ જેવા કોઇ તમાશાને અંગે રાજા પાસે આવ્યા. રાજા ખેલોથી આનંદ પામ્યો ને તેમને એક હજાર ડોલર આપ્યા; પણ પાછળથી રાજાને પશ્ચાત્તાપ થયો; કારણકે દરરોજ આવા નકામા ખેલોમાં હજાર ડોલર ફેંકી દેવા તે તેને વાજબી લાગ્યું નહિ. જેથી રાજાએ પૈસા પાછા લેવા માટે એક યુક્તિ કરીને કહ્યું કે, "તમે સિંહનો વેષ લઇને આવો ને જો તે વેષ આબેહૂબ ભજવી બતાવશો તો આથી પણ વધારે ઇનામ આપીશ; પણ જો બરાબર ભજવાશે નહિ તો તમારી માલમિલકત, ધનદોલત સર્વ જપ્ત કરવામાં આવશે." આ ખેલાડીઓ તેમ કરી શકયા નહિ ને રાજાને ખુશી કરી શકયા નહિ. હિંદુસ્તાનમાં જે પ્રાણીનો વેષ લેવામાં આવે છે, તે પ્રાણી જેવી રીતે હાલેચાલે, ખાયપીએ, તે પ્રમાણે કરી બતાવવામાં આવે છે; પરંતુ સિંહનું રૂપ તેઓથી લઈ શકાતું નથી. આ લોકો આપણા મહાત્મા પાસે આવ્યા ને તેની આગળ રુદન કરવા લાગ્યા. વાર્તામાં કહ્યું છે કે, આ મહાત્માને અખિલ વિશ્વમાં અભેદ હોવાને લીધે, સર્વમાં પોતે પોતાનેજ જોતો હતો. તેને લીધે તેને આ લોકોની દયા આવી ને તેમને કહ્યું: "ધૈર્ય રાખો; કારણ હું પોતેજ સિંહરૂપ થઇને આવીશ, હું પોતેજ એ પ્રયોગ કરી બતાવીશ." આ વાત આગળ ચાલે છે કે બીજે દિવસે રાજા સભામાં આ પ્રયોગ જોવા બેઠો હતો. તે વખતે એકાએક વિદ્યુતની ત્વરાએ ખરેખરો સિંહ કૂદીને મેદાનમાં આવ્યો. સિંહે ગર્જના કરવા માંડી ને રાજાના બાળકને ઊંચકી ફાડી નાખ્યું. પછી બીજું એક બાળક ઊંચકી લીધું ને ઊંચે આકાશમાં ફેંકયું. આ મનુષ્ય ખરેખરી રીતે પરમાત્મા હતો. તેને મન "હું એક નિયંત્રિત થયેલો દેહ છું" એ વાત સ્વપ્નવત્–ભૂતકાળની થઈ હતી. એવા શબ્દોમાં તેને કાંઇ અર્થજ લાગતો નહિ. જે ઇશ્વરે સિંહરૂપે દર્શન દીધું

હતું, તે ઇશ્વર તે પોતેજ હતો. પ્રયોગ પૂર્ણ થયો. સાધુ તે બાળક-ને મૃત્યુ પમાડી ચાલ્યો ગયો; કારણકે સિંહરૂપ થઇને તે દેહનું કે બીજા દેહનું અભિમાન રાખવાનું તેને નહોતું. દેહાભિમાન તેમને હોતુંજ નથી; પરંતુ અહીં રાજા તો ક્રોધાયમાન થયો હતો. તેના હજૂરિયાઓ, રાજ્યસેવકો પણ ક્રોધથી વ્યાપ્ત થયા હતા ને આ પુરુષ ઉપર વેર લેવા તત્પર થયા, તેથી તેની પાસે જઇને બોલ્યા: "સાહેબ, આ બાળકને પુનઃ જીવન આપો. જો તમે એને મૃત્યુ પમાડ્યો છે, તો હવે પાછો જીવતો પણ કરો." ક્રાઇસ્ટ પણ મૃત્યુશય્યા પર પડેલામાં ચેતના લાવતો હતો. બિસ્મિલ્લાનો અર્થજ એ છે કે પ્રભુના નામ ખાતર ઊભો થા. પ્રભુની કીર્તિ વધારીને ચૈતન્યમય થા. પુનઃ જીવનમય થા. તેઓ-એ પ્રભુની ખાતર બાળકને સજીવન કરવા કહ્યું. સાધુ હાસ્ય કરતો હતો. તેણે કહ્યું: "પ્રભુના નામ ખાતર જીવતો થા." છોકરામાં ચેતન આવ્યું નહિ. વળી એણે કહ્યું: "ઇશ્વરના નામ ખાતર ચેતનમય થા." પણ છોકરો જાગૃત ના થયો. વળી પણ એજ શબ્દો ઉચ્ચાર્યા પણ વૃથા. સાધુ હસ્યો ને પછી બોલ્યો: "કુમ બીઝીની" "મારી આજ્ઞાથી, મારા હુકમથી ચૈતન્ય આવો!" તરતજ છોકરો આળસ મરડી ઊભો થયો.

છોકરો જીવતો થયો પણ લોકો આ જોઇને ખમી શક્યા નહિ. તેઓ બોલ્યા: "આ નાસ્તિક પોતે જાતે આ માટે માન લે છે, માટે તેને મારી નાખવો જોઇએ." સાધુને આ વિષે કાંઇ પરવા નહોતી. લોકો ખરી હકીકત સમજ્યા નહિ; કારણ તે પોતાના દેહને ઇશ્વર તરીકે ગણતો નહોતો, તેથી દેહ તો ક્યારનોયે મૃતપ્રાય થયો હતો. લોકો તેને જીવતો બાળી મૂકવા તત્પર થયા. વાર્તામાં કહ્યું છે કે, આ સાંભળી સાધુએ તેજ ક્ષણે પોતાના નખ વતી પ્રાણી-ઓની ચામડી જેમ ઉતરડી નાખે છે, તેમ પોતાના શરીર ઉપર-ની ચામડી ઉતારી નાખીને દૂર ફેંકી દીધી. આ સમયની એક અત્યુત્તમ કવિતા તેણે બનાવી છે. કાવ્ય બહુ લાંબું બનાવેલું છે. ભાવાર્થ તેનો એવો છે કે, "હે દેહ! તું કે જે જગતના હળાહળ વિષને અમૃત સમાન ગણે છે, અને હે આત્મા! તું કે જે જગતના અમૃતને એટલે કે વિષયાદિક ભોગોને વિષ સમાન જાણે છે, તેને માટે આ લોકો અહીં વાટ જોઇને ઊભા રહ્યા છે. જગત મૃત શરીર (મૃત શરીર એટલે વિષયાદિક વિષયો) જેવું છે. જગતના

ભોગો મૃત શરીર જેવાજ છે. જે લોકો તેની પાછળ પાછળ દોડે છે, તે કૂતરાથી કાંઇ ચઢિયાતા નથી. એવા કૂતરાઓ અહીં ચોતરફ ઊભા છે; તેમને ભોજન માટે આ માંસ આપ." આ વાર્તા સત્ય હો યા અસત્ય હો રામને એ સંબંધે કાંઇ લેવાદેવા નથી; પરંતુ વાર્તાનું રહસ્ય ધ્યાનમાં રાખવાનું છે.

આ પ્રમાણે સત્યનો સાક્ષાત્કાર કરવાને, સત્યને માર્ગે ચાલવાને બધી આસક્તિ છોડી જગતની ક્ષુલ્લક વાસનાઓની પાર જાઓ. સ્વાર્થી ઇચ્છાઓને તોડી નાખો. જગતની સ્વાર્થજાળોથી છૂટા થશો, તો પછી સત્ય શું છે તે તરત સમજાશે. આ ક્ષણે તમે પોતેજ સત્ય જાણશો. મધ્યમ કોટિના લોકોજ પ્રાર્થના કરે છે કે, "અમને બુદ્ધિપ્રકાશ વધારે આપો." તમારે એવી પ્રાર્થના કરવાની જરૂર નથી. જો સર્વ વાસનાઓથી દૂર રહેશો, જગતની જાળો તોડી નાખશો, કારણકે તમે જાણો છો કે પ્રત્યેક વાસના તમારામાંથી અમુક અંશ લઇ જાય છે; તો પછી સત્ય તમારી સમક્ષ આવી ઊભું રહેશેજ. ભાગ્યેજ આપણે પૂર્ણત્વ પામેલા પુરુષો જોઇએ છીએ. જ્ઞાની પૂર્ણ પુરુષ છે. તેને જે જ્ઞાન થયેલું છે તેજ સત્ય છે. પ્રત્યેક ઇચ્છા—પ્રત્યેક આસક્તિ તમને પોતાના અંશ બનાવે છે; પરંતુ જે ક્ષણે જ્ઞાનની પણ ઇચ્છા કાઢી નાખશો, રાગદ્વેષથી સ્વતંત્ર થઇ, મન સ્થિર કરી, દેહાભિમાન દૂર કરી, દરેક પદાર્થ પરથી મન ઉઠાવી લઇ, પ્રણવમંત્ર જપશો, તેજ ક્ષણે તમારા શરીરનાં રૂવાંટાં ઊભાં થઇ રકત તમારી રગેરગમાં વહેશે. તમે પોતેજ આ શરીર ઉત્પન્ન નથી કર્યું? આ આશ્ચર્ય ભરેલું જગત તમારીજ કૃતિ છે, તમેજ ઉત્પન્ન કર્યું છે. યાદ રાખો કે તમારી દ્વારા જે સાંભળે છે, તે કોણ છે! તમે પોતેજ તે નથી? કોણ તમારી દ્વારા જુએ છે? શું તમે પોતે તે નથી? તમારા શરીરમાં લોહીનું વહન કોણ કરે છે? તમે પોતે શું તેના કર્તા નથી? જો તમે પોતેજ, તમારો આત્માજ આશ્ચર્યજનક કામ કરી શકે છે, તો પછી આ જગત પણ તમારૂંજ ઉત્પન્ન કરેલું છે એમ દૃઢ માનો અને તમારી પોતાની દિવ્યતામાં આનંદ માનો, આત્માનંદરૂપ બનો, સચ્ચિદાનંદ બનો. સર્વ તુચ્છ વાસના—ક્ષુલ્લક ઇચ્છાઓથી દૂર થાઓ, ઓમ્ ઓમ્‌નો જપ કરો. જો થોડો સમય એ પ્રમાણે કરશો, તો પગથી તે માથા સુધી તમારૂં સર્વ શરીર તેજોમય થશે. જ્યારે પ્રકાશ, જ્ઞાન તમે સ્વયં પોતેજ છો, તો પછી તેને માટે

યાચના, પ્રાર્થના શું કરવા કરવી જોઇએ? પૂર્ણ થાઓ, વાસના દૂર કરો, આસક્તિ છોડો, આકર્ષણ ને નિરાકર્ષણથી દૂર થાઓ, તેનો ત્યાગ કરો. આસક્તિજ સત્યથી દૂર રાખે છે, તેજ સત્યનો વિયોગ પડાવે છે. ઘેર જાઓ ત્યારે જોજો કે શેના ઉપર આસક્તિ ચોંટી છે? જો નામ કે કીર્તિ ઉપર આસક્તિ હોય, તો તે ત્યજો. લોકપ્રિયતામાં ચિત્ત ચોંટયું હોય, તો તેથી દૂર થાઓ; જગતને સહાય કરવા આસક્તિ લાગી હોય તો તે ઇચ્છા દૂર કરો. આ જરા વિચિત્ર લાગશે, પણ જગતને તમારી સહાયતાની જરૂર છે, એમ માની જગતને દુર્બળ શા સારૂ ગણો છો? જગત એવું દુર્બળ શા માટે હોવું જોઇએ, કે જેથી તમારી સહાયની તેને જરૂર પડે?

'રામ' કહે છે કે, તમારૂં કર્તવ્ય, તમારો ધર્મ કોઇ પણ ઇચ્છા વિના કર્યે જાઓ. કર્તવ્યમાં અધિકાર રાખો, કર્તવ્યમાં આનંદ માનો, કારણકે કર્તવ્ય પોતેજ આનંદરૂપ છે. કર્તવ્ય એટલેજ સાક્ષાત્કાર છે. કર્તવ્યને ખાતરજ કર્તવ્ય કરો. એમ કરવાથી સાક્ષાત્કાર થાય છે. એક રાજા જેમ ફૂટબૉલની કે બીજી કોઈ રમત આનંદ માટેજ રમે છે, તેમ સ્વતંત્રપણે આનંદ માટેજ કર્તવ્ય કરો; કારણકે આનંદ-સુખ કર્તવ્ય રૂપેજ રહેલું છે. કોઈ પણ વસ્તુથી આપણે બંધાયેલા નથી, સ્વતંત્ર છીએ.

લોકો ધર્મ, ધર્મ ને ધર્મ કરી રહ્યા છે. એ બાહ્ય ધર્મ તમારા ઉપર શા માટે સામ્રાજ્ય ભોગવે? તમે પોતેજ તમારા દેવ છો. ભય ન રાખો. જે કર્તવ્ય કરવાથી તમે ધાર્મિક થાઓ છો, જે કર્તવ્યને તમે ધાર્મિક કહો છો, પવિત્ર ગણો છો, તેવા કર્તવ્યમાં રોકાયેલા હો ત્યારે તો ઠીક છે; પરંતુ જ્યારે નિવૃત્તિમાં બેઠા હો, નકામા બેઠા હો, તમારા ઘરમાં બેઠા હો, તે સમયે તો તમારા આત્માનુંજ ભાન કરો, તમારી દિવ્યતામાંજ મશગૂલ રહો અને સ્વાત્માનંદ ભોગવો એજ ઉત્તમ કાર્ય છે. જે આસક્તિઓ હોય, તે તે સમયે દૂર કરો. જનસમાજ કહે છે કે, આસક્તિની આવશ્યક્તા છે; જગતનાં કાર્યોને સ્થાયી રાખવા માટે તેની જરૂર છે; પરંતુ આ અસત્ય વિચાર છે. સર્વ આસક્તિ છોડી દો, સર્વ તૃષ્ણાથી સ્વતંત્ર બનો એટલે તેજ ક્ષણે સ્વતંત્ર થશો અને કોઇ પણ જવાબદારી કે ભાર તમારે શિર રહેલો નથી એમ તમને લાગશે. તમે હાથે કરીનેજ જવાબદારી વહોરી લીધી છે. તૃષ્ણાઓ, ઇચ્છાઓથી મુક્ત થાઓ. આને માટે કોઇ બીજી વ્યક્તિની જરૂર નથી.

જ્યારે કોઇ પણ જવાબદારી તમારા પર નથી એમ તમને લાગશે; જ્યારે સર્વ પ્રેમ, પ્રેમની વસ્તુઓ તમારી પાસે છે એમ તમને લાગશે, જ્યારે આવા વેદાંતના સિદ્ધાંતમાં તમે રમણ કરશો; ત્યારે તમે સ્વયંપ્રકાશ થશો. સર્વ પ્રકાશના પણ પ્રકાશ, જ્ઞાનના પણ જ્ઞાન તમે થશો; તો પછી જ્ઞાનને માટે પ્રાર્થના કોની પાસે કરવાની રહેશે? આ ગુહ્ય રહસ્ય છે. સ્વતંત્ર બનો. તમને બંધનમાં કોણ નાખે છે? તમારી પોતાનીજ તૃષ્ણા; બીજું કોઇજ નહિ. જગતની સઘળી વિદ્યુત શકિત, સઘળી સિદ્ધિઓ તમારામાંથી વહન કરશે. જગતમાંના સઘળા ચમત્કારો તમારા દાસ થઇને રહેશે. તમારી વાસનાઓ દૂર કરો, એટલે આ ક્ષણેજ મુકત થશો અને મુકત થશો પછી એવું શું છે કે જેથી તમે આનંદમાં ગરકાવ નહિ થાઓ? નહિ ભય કે નહિ જવાબદારી. ભય શા માટે? તમને અમુક વસ્તુ તમારી પાસેથી જતી રહેશે, તેનો ભય લાગે છે; તેથીજ તમે અમુક વ્યકિતથી ભય પામો છો; તેથીજ હાસ્યાસ્પદ થવાનો ભય રહે છે, તેથીજ કીર્તિની ઝંખના કરો છો અને એવી આસકિતને લીધેજ ભય રહે છે. સર્વ ચિંતા એ ઇચ્છાઓનુંજ પરિણામ છે. શિરોવેદના, હૃદયવેદના, સર્વ ઇચ્છાઓનાંજ પરિણામ છે. દેશના પ્રમુખ અથવા રાજા સમક્ષ તમે સંકોચ પામો છો, ડરો છો, કોકડું વળો છો; કારણકે તમે તેમની કૃપાની અભિલાષા રાખો છો. ઇચ્છાઓથી મુકત થાઓ, તો બાદશાહોના બાદશાહ, સ્વામીના સ્વામી તમે પોતેજ છો. એક પછી એક ઇચ્છાઓને દૂર કરી કે તરત કેવો આનંદ થશે? તેથી 'રામ' કહે છે કે, સત્યનો માર્ગ કાંઇ શોધી કાઢવાનો નથી, મેળવવાનો નથી; માત્ર ઇચ્છાઓથી જે કારાગૃહ ઊભું કર્યું છે, તેજ તોડી પાડો. એનેજ માટે તમારે પ્રયત્ન કરવાનો છે. ૐ! ૐ!!

અફીણ બીજ સમાન છે, જગતૃષ્ણા સર્વે;
ઝડપ્યું ફૂળને જે ઘડી, પ્રકાશ તેનો ઝળકે.
સરિતા જળપટ પર પડ્યો, જેમ બરફ પ્રકાશ;
ક્ષણ ઉજળું દેખાઇને, થશે સદંતર નાશ.
જીવ જંતુની જાતનો, જાણે નહિ કયાં વાસ;
ઊડે, નાસે પ્રથમથી, એવી છે એ વાત.
મેઘધનુષ સમાન છે, સુંદર તેના રંગ;
ઝંઝાવાત થતાં થશે, વ્યોમ પટેથી ભંગ.—બર્ન્સ

# साची आध्यात्मिकता अने मानसिक सिद्धिओ×

પ્રશ્ન—માનસિક સિદ્ધિ મેળવીને મૃત્યુ પામેલાઓની સાથે વાતચીત કરવી તે યોગ્ય છે કે કેમ? અને જો યોગ્ય હોય, તો તેને માટે કોઇ અમુક સાધન છે કે કેમ?

ઉત્તર—આ પ્રશ્નનો પૂર્ણ રીતે ઉત્તર આપવાને માટે, વેદાંત એ વિષયમાં શું કહે છે તે સવિસ્તર કહેવાની જરૂર છે.

વેદાંત પ્રમાણે બે માર્ગ છે; પ્રવૃત્તિ અને નિવૃત્તિ. એક કર્મમાર્ગ ને બીજો જ્ઞાનમાર્ગ અથવા ત્યાગ. કર્મમાર્ગ જેને ક્રિશ્ચિયનો કર્મથી મોક્ષ મેળવવાનું કહે છે, તેને મળતો છે અને જેને ક્રિશ્ચિયનોનું ધર્મશાસ્ત્ર "શ્રદ્ધાથી મુક્તિ" કહે છે, તેને જ્ઞાનમાર્ગ મળતો આવે છે.

હિંદુઓના મત પ્રમાણે પ્રવૃત્તિમાર્ગનું લક્ષ્ય સ્વાર્થી આત્મશક્તિઓ સંપાદન કરવાનું, જડ જગત ઉપર સ્વામિત્વ વધારવાનું અને આર્થિક સંપત્તિનો વિસ્તાર કરી સુખ-સાધન વધારવાનું છે. દરેક વ્યક્તિને આ માર્ગ અમુક સ્થિતિમાં સ્વાભાવિક છે, પણ તેથી કાંઇ સત્ય જીવન કે સત્ય અમરતા પ્રાપ્ત કરી શકાતી નથી. આ માર્ગમાં બહુ પ્રયોગો કરવા પડે છે; પરંતુ એક અવસ્થા એવી પણ આવે છે કે જ્યારે આ માર્ગને ત્યજી દઇ, ત્યાગનો જ્ઞાનમાર્ગ ગ્રહણ કરવો પડે છે. આપણા પરમ સુખને અર્થે આ માર્ગની પણ આવશ્યકતા છે.

પ્રવૃત્તિમાર્ગ ત્રણ પ્રકારનો છે અને એ કેવળ લૌકિક છે. લોકપરલોકના નાના ભેદ ન ગણીએ, તોપણ એના ત્રણ મુખ્ય ભાગ ગણાય છે.

× તા. ૧૫-૧૨-૦૨ને દિવસે સાનફ્રાન્સિસ્કોમાં હર્મેટિક બ્રધરહૂડ હૉલમાં આપેલું ભાષણ.

પ્રથમ–પ્રત્યક્ષ સંસાર એટલે જડ–સ્થૂલ જગત.

દ્વિતીય–માનસિક સંસાર એટલે સૂક્ષ્મ જગત.

તૃતીય–અવિજ્ઞાત સંસાર એટલે અદૃશ્ય જગત–જાણી ના શકાય તેવું જગત.

આપણે જ્યારે સ્વપ્નાવસ્થામાં હોઇએ છીએ અથવા તો સૂક્ષ્મ કે માનસિક જગતમાં હોઇએ છીએ, તે સમયે સ્થૂલ જગતનું અસ્તિત્વ હોતું નથી. તેથી કરીને તેને આપણે અદૃશ્ય કે અવિજ્ઞાત સંસાર કહીશું. કાંઇક અંશે સુષુપ્તિ અવસ્થા અવિજ્ઞાત સંસારને મળતી આવે છે. આ સ્થિતિમાં "મારૂં તારૂં" એ ભેદભાવ રહેતો નથી. હિંદુમુસલમાન તથા ખ્રિસ્તીઓ જેને સ્વર્ગ અને નરક કહે છે, તે માનસિક સંસાર છે. આ માનસિક સંસારના ઘણા પેટાવિભાગ છે; એમાંના અમુક પેટાવિભાગમાં ભૂતપ્રેતનું અસ્તિત્વ છે એમ કહીએ છીએ. આ વિષે સવિસ્તર હાલ કહેવાની જરૂર નથી. પ્રવૃત્તિ માર્ગ માત્ર સાંસારિકતા છે. આપણી વ્યક્તિગત શક્તિઓને વધારીને વિસ્તારવાળી કરવાની વાસનાઓ કેવળ લોકવાસનાજ છે.

એક મહાન વિજ્ઞાનશાસ્ત્રી વીજળી ને વરાળની આશ્ચર્યજનક શોધ કરે છે, ને તેથી કરીને સ્વશક્તિમાં ઉમેરો કરે છે, તેમજ મૂળ તત્ત્વો ઉપર કાબૂ મેળવે છે. આપણને જેટલે અંશે તે જડવસ્તુઓથી સુખ મળે, તેટલે અંશેજ આપણે માન આપીએ છીએ; પરંતુ મોક્ષ, આત્માનંદ, કે પૂર્ણાનંદ લેવાને આપણે તેની પાસે જતા નથી, કારણકે તે વિષયમાં તેનું જ્ઞાન કાંઇજ નથી. તેજ પ્રમાણે કોઇ માનસશાસ્ત્રવેત્તા હોય, તે આપણને મનની વૃત્તિઓ, ઊર્મિઓ વગેરેનું જ્ઞાન આપી શકે. મન, બુદ્ધિના વૃત્તિવેપારોની સમજણ માટે આપણે એ પુરુષ પાસે જઇશું ખરા; અને એટલે અંશે તેમની મહત્તા પણ સ્વીકારશું; છતાં મિલ કે સ્પેન્સરની પાસે ચિત્તની પરમશાંતિની જિજ્ઞાસાથી કદી નહિ જઇએ. પ્રત્યેક પોતપોતાના વિષયમાં ખરેખર મહાન છે, પણ જે પરમાવશ્યક વસ્તુ આપણે જોઇએ છીએ, તે આપણને આવા શાસ્ત્રીઓ આપી શકવાને શક્તિમાન નથી.

ભારતવર્ષમાં એવા ઘણા મનુષ્યો હોય છે, કે જેઓ ભૂતપ્રેત

સાથે સંબંધ ધરાવે છે. જેને તમે પરલોક કહો છો, તેનું તેઓને જ્ઞાન હોય છે; છતાં આ સ્થૂલ જગત એટલે દૃશ્ય સંસારનું કે સૂક્ષ્મ જગત એટલે અદૃશ્ય સંસારનું-ગમે તે જગતનું જ્ઞાન હોય, પણ અંતે તો સંસાર તે સંસારજ. આ લોક, પરલોક અને દૃશ્ય સંસારના પ્રપંચથી પાર જે પરમતત્ત્વ છે, તે તો એ બધાથી ભિન્ન છે અને એ તત્ત્વના જ્ઞાનનીજ માત્ર સૌને આવશ્યકતા છે. કોઇ રસાયનશાસ્ત્રી કે તત્ત્વશાસ્ત્રીને આપણે એમના સાંસારિક જ્ઞાનને માટે સન્માન આપીએ ખરા; પરંતુ પરમશાંતિ અને વાસ્તવિક સુખ માટે આપણે એમની પાસે સમિત્પાણિ થઇને નહિ જઇએ. એમની પાસેથી સુખશાંતિની આશા વ્યર્થ છે.

ઘણી વાર એમ પણ બને છે કે કોઈ રસાયનશાસ્ત્રી કે લોકવિજ્ઞાનવેત્તાને પણ દૈવી જ્ઞાન પ્રાપ્ત થયેલું હોય છે. એવો સિદ્ધિવાન પુરુષ પણ તત્ત્વજ્ઞ હોય છે; પરંતુ જો એમ હોય તો એના એ લોકપરલોકના જ્ઞાનનો એના આધ્યાત્મિક જ્ઞાન સાથે એટલોજ સંબંધ સમજવો,જેટલો રામના આધ્યાત્મિક જ્ઞાનનો સંબંધ એના ગણિતવિદ્યાના જ્ઞાન સાથે છે. 'રામ' ગણિતશાસ્ત્રનો અધ્યાપક હતો, છતાં એના એ જ્ઞાનનો, જે વેદાંતનો એ ઉપદેશ કરે છે તેની સાથે જરાયે સંબંધ નથી. આપણે એ બન્ને જ્ઞાનને-એ વિદ્યા અને અવિદ્યાને સેળભેળ ન કરવાં જોઇએ.

હિંદુસ્તાનમાં એક સદ્‌ગૃહસ્થ 'રામ'નો પરમ મિત્ર છે, ને તે માનસશાસ્ત્રમાં પ્રવીણ છે. એક સ્થળે તેની આંખે પાટા બાંધી ગણિતશાસ્ત્રનું પુસ્તક તેની આગળ ધરવામાં આવ્યું. આ પુસ્તક એણે જન્મારામાં જોયેલું નહોતું, છતાં બંધ આંખે તે વાંચી શકતો હતો. ગણિતશાસ્ત્રનાં અમુક ચિહ્નો, જેનાં નામ તે જાણતોજ નહોતો, તેની એક કોરા કાગળ ઉપર તે પુસ્તકમાંથી એજ સ્થિતિમાં નકલ કરી ગયો. ચિહ્નોનાં ખરાં નામો તો તે નહોતો કહી શકયો, પરંતુ નકલ કરી શકયો. બીજાના વિચારો પણ તે જાણી શકતો અને જોયા વિના તમે જે લખ્યું હોય, તે લખી જતો. તે માનસશાસ્ત્રમાં પ્રવીણ હતો. તે જડ જગતનો અનુયાયી હતો, પણ પવિત્ર કે સુખી મનુષ્ય નહોતો.

માનસવિદ્યાને એક લૌકિકશાસ્ત્ર તરીકે આપણે માન આપી શકીએ; પરંતુ જે વિદ્યાથી સચ્ચિદાનંદની પ્રાપ્તિ થાય છે તેમાં

ને એમાં ભૂલ ખાવી ન જોઇએ.

હિંદુસ્તાનના એક મનુષ્ય વિષે આપણે જાણીએ છીએ કે, તે ૭ માસ પર્યંત મૃતપ્રાય જેવો પડી રહ્યો હતો. આ વિદ્યાને ખેચરી મુદ્રા કહે છે ને તેનું વર્ણન હઠયોગમાં આપેલું છે. ૭ માસ પર્યંત જીવનની કોઇ પણ નિશાની તેનામાં જણાતી નહોતી. રગોમાં લોહી પણ વહેતું નહોતું. ૭ માસ પછી તેનું ઉત્થાન થયું. આ ઉપરથી આ પુરુષને એક બીજો ક્રાઇસ્ટ કહી શકીએ; પરંતુ તે મુક્ત કે સુખી મનુષ્ય નહોતો. તેણે જે જે ગુનાઓ–પાપો કર્યાં હતાં, તે કહેવાની જરૂર નથી; પરંતુ જે રાજાના દરબારમાં તે આ પ્રયોગ કરતો હતો, તેણે એને ધક્કા મારીને પોતાને ત્યાંથી હાંકી કાઢ્યો હતો.

વળી એક બીજો હતો, તે પાણી ઉપર ચાલી શકતો હતો. એક ખરા સાધુએ હસીને તેને પૂછ્યું કે, "શક્તિ મેળવતાં કેટલોક વખત લાગ્યો હતો?" જવાબમાં તેણે કહ્યું કે, "સત્તર વર્ષ લાગ્યાં." સાધુએ કહ્યું કે, "સત્તર વર્ષમાં માત્ર બેજ પૈસા જેટલી કિંમતની શક્તિ તેં મેળવી છે! (કારણકે નદીને સામે તીરે જવાને હોડીવાળાને એથી વધારે પૈસા લોકો આપતા નથી.)" મતલબ કે આવા પ્રકારની સિદ્ધિઓથી કાંઇ પૂર્ણતા આવતી નથી. જેવા પ્રકારે બીજી સંપત્તિઓ બંધનકારક છે, તેજ પ્રમાણે તેનાથી પણ બંધનજ થાય છે. પછી તે બંધન ગમે તો સુવર્ણનું હો કે લોહનું હો; પણ તે અંતે તો બંધનજ છે. બન્નેથી ગુલામગીરી, પરતંત્રતા તો છેજ. જો આવા પ્રકારની સિદ્ધિઓજ મનુષ્યને પવિત્ર બનાવતી હોય, તો તો કૂતરાંઓ પણ પવિત્ર બને. સૂંઘવાની શક્તિ શ્વાનમાં જેટલી હોય છે, તેટલી મનુષ્યમાં હોતી નથી; માટે જો એવી શક્તિઓથી મોટાઇ કે પવિત્રતા આવતી હોય, તો કૂતરાંઓજ મનુષ્યથી અધિક શ્રેષ્ઠ ગણાવાં જોઇએ.

એક ફકીર હતો. તે રંકને રાય બનાવી શકતો હતો. આ શક્તિ કયા પ્રકારે તેને મળી હતી, એમ પૂછવામાં આવતાં તેણે ઉત્તર આપ્યો કે, "ઉપવાસ કરી કરીને ગોમૂત્ર વગેરેથી પવિત્ર થવાથી આ શક્તિ પ્રાપ્ત થઇ છે. અમુક વ્રત વગેરે કરીને આ સ્થિતિ પ્રાપ્ત કરી છે." એક મિત્રે તેને કહ્યું કે, "તું અન્યને રાજા બનાવે છે ને બીજાને મોટી પદવીએ ચડાવી શકે છે, પણ તારે

નસીબે તો ગાયનું છાણ ને મૂત્રજ રહે ને!"

આમ હિંદુઓ આવી શક્તિવાળાઓને માન આપે છે એટલુંજ. બાકી ખરૂં સુખ તો આત્માને ઓળખવામાં રહેલું છે, એમ તેઓ દૃઢપણે માને છે. એક હઠયોગી હિંદુસ્તાનમાં એકાદ રાજા પાસે ગયો ને ત્યાં સમાધિ ચડાવીને બેઠો. આ યોગીમાં જીવતા હોવાની કાંઈ પણ નિશાની જણાતી નહોતી. લોકોએ તેના શરીરની આસપાસ એક ઝૂંપડી બાંધી દીધી; કારણકે વરસાદ ને પવનના તોફાનથી યોગીને હરકત ન થાય. એક વખત રાત્રિને સમયે સખ્ત તોફાન થયું ને કોટડી પડી ગઇ, તેથી કરીને ઈંટો ખરવા માંડી; ને તે યોગીના માથા ઉપર વાગવા લાગી. યોગી સમાધિથી મુક્ત થઈ જાગૃત થયો, ને જાગતાંજ બોલ્યો: "હે રાજા! ઇનામમાં મને ઘોડો આપ, મને ઘોડો આપ!" આ પ્રમાણે આવા પુરુષો ધ્યાનસ્થ હોય છે, એટલો વખતજ શાંત અવસ્થામાં હોય છે. જ્યાં તેમને જગતનું ભાન થયું કે તરતજ સાધારણ મનુષ્યના જેવીજ કંગાલ સ્થિતિમાં તેઓ આવી પડે છે.

તલવાર, કટારી કે મોટાં ચપ્પુઓ મોંમાં નાખી ગળી જવાં, ચામડીની આરપાર સોયા ઘોચવા ને એવા એવા અનેક ખેલો હિંદુસ્તાનમાં સામાન્ય છે. વળી ત્રણ ચાર કલાક સમાધિમાં પડી રહેવું, તે પણ સામાન્ય છે; પરંતુ આ રીતથી કાંઇ આત્મજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. અનેક જણ આ પ્રકારે હિંદુસ્તાનમાં કાર્ય કરે છે, પણ તે માયાનો પડદો ક્ષણભરજ દૂર કરી શકે છે; તેથી કરીને કાંઇ સ્થાયી સુખની પ્રાપ્તિ થતી નથી.

તળાવમાંથી લીલને દૂર ખસેડવાથી નીચે ચોખ્ખું ને મીઠું જળ જણાય છે, તેમ મનરૂપી તળાવમાંથી કચરો થોડા સમયને માટે દૂર કર્યાથી ધ્યાન કે સમાધિ ધરવાનું બની શકે તેમાં નવાઈ નથી; પરંતુ એવી રીતે દુઃખને મૂળમાંથી તો નાશ કરી શકાતુંજ નથી. વારંવાર આ કચરો દૂર કરવો જોઇએ; તેથી કરીને ધીમે ધીમે કચરાનો થર પાતળો થતો જશે ને અંતે નિર્મળ અને સ્વચ્છ જળ સ્થાયી જણાશે. વેદાંતનો હેતુ આજ છે.

ધારો કે એક કરડે એવો સર્પ ટાઢને લીધે ગૂંચળું વળીને પડી રહ્યો છે. કોઇ તેને પકડીને અગ્નિ આગળ ઉષ્ણતા લાવવાને મૂકે, તો ગરમ થવાથી તે ગૂંચળું છોડી એકદમ સીધો થઇને

કરડશે. ગૂંચળું વળીને પડ્યો હતો, તે સમયે પણ ઝેર તો તેનામાં રહેલું જ હતું. આ પ્રમાણે મનરૂપી સર્પ જ્યાંસુધી ગૂંચળું વળીને પડી રહે છે, ત્યાંસુધી કેટલાક ધ્યાન ધરી શકે છે; કારણકે ઇચ્છારૂપી ફેણ અને મનરૂપી સર્પ એટલો સમય મૃત્યુ પામેલાં જણાય છે, બાકી ખરી રીતે કાંઇ મૃત્યુ પામેલાં નથી. સર્પ બીજે પ્રકારે પણ પકડી શકાય છે. મંત્રોચ્ચાર કરી મોરલી વગાડતાં વગાડતાં સર્પને મોહિત કરી શકાય છે; પછી ચતુરાઇથી સર્પને પકડવામાં આવે છે ને તેના ઝેરી દાંત કાઢી લેવાય છે; આમ કરવાથી સર્પ ઓખો બની રહે છે અને ઝેર તેનામાંથી જતું રહે છે. મનને સ્થિર કરવાને માટે વેદાંત પણ આજ રસ્તો બતાવે છે.

માનસિક શક્તિના અભ્યાસીઓ પોતાના મનને ટાઢથી ગૂંચળું વળી પડી રહેલા સર્પ જેવી સ્થિતિમાં લાવી શકે છે અને તેથી કરીને થોડા સમયને માટે આનંદ ભોગવી શકે છે; પરંતુ ટાઢથી પીડાતા મનરૂપી સર્પને જ્યારે સગાંસંબંધી ઉષ્ણતા આપે છે કે તરતજ ગૂંચળું છૂટી જાય છે ને ઇચ્છાઓરૂપી વિષ જાગૃત થાય છે; કારણકે સર્પને મોહિત કરી, તેના દાંત કાઢી નાખી ઝેર દૂર કરેલું નથી હોતું અને તેથી વાસ્તવિક જ્ઞાન પ્રાપ્ત થતું નથી.

આવી શક્તિ ધરાવનારા ઘણાએ પોતાની શક્તિનો ઉપયોગ પૈસા કમાવામાં કરે છે. મનને ધ્યાનસ્થ કરવું એ ઘણી સારી વાત છે, પરંતુ અંતે તેમાંથી ઇચ્છાઓરૂપી ઝેર દૂર કરવું જોઇએ. જ્યારે મનની દરેક પ્રકારની નિર્બળતા દૂર થાય, ત્યારેજ એ સર્પ વિષ વિનાનો બને છે અને ત્યાર પછીજ તમારા નિત્યકર્મમાં તથા જગતમાં કોઈ પણ ભય વિના તમે નિશ્ચિંત ફરી શકશો. મનુષ્ય મદિરાપાન કરી નશામાં પોતાનાં ઘરબાર થોડી કિંમતે વેચી દે છે અને ખતપત્ર પણ કરી દે છે. પછી જ્યારે તેની સ્ત્રી કોઈ ઉપચારથી નશો ઉતારી દે, કે તેજ વખતે પોતાના કૃત્ય માટે પશ્ચાત્તાપ કરે છે અને ન્યાયની અદાલતમાં નશામાં કરેલાં કૃત્ય માટે પોતે જવાબદાર નથી એમ કહીને ઘરબાર વેચાતાં લેનાર ઉપર ફરિયાદ માંડે છે. તેજ પ્રમાણે મનની થોડા સમયની ધ્યાનસ્થ સ્થિતિમાં મનુષ્યો ઈશ્વરને સર્વસ્વ અર્પણ કરી દે છે; પરંતુ એ સ્થિતિથી મુક્ત થતાંવારજ ઈશ્વરને સમર્પેલું તેની પાસેથી પાછું લઇ લે છે. જગતની તૃષ્ણાઓ મનને વિહ્વળ

બનાવે છે. અમુક વખત સુધી ધ્યાનસ્થ રહી શકાય તે પણ જો કે છે તો સારૂંજ; પરંતુ મનની સ્થાયી એવી સ્થિતિ રહે ત્યારે પરમાનંદની પ્રાપ્તિ થઇ શકે. જ્યાંસુધી મનને માર્યું નથી, મનનું વલણ ચોક્કસ પ્રકારનું બનાવ્યું નથી, ત્યાંસુધી જગતની જંજાળ વળગીજ રહે છે.

વેદાંતના મત પ્રમાણે એક ક્ષણભર પણ જો પરમાત્માનું ધ્યાન ધરો, તો અમુક શક્તિ પ્રાપ્ત થાય છે; પરંતુ જો નિયમસર જ્ઞાનના ઊંચા શિખરે પહોંચવા પ્રયત્ન કરો, તો અખિલ વિશ્વ તમારે તાબે થઇ રહેશે. જો કોઇ રાજાના નોકરની સાથે સંબંધ જોડીએ, તો તે એકલોજ આપણો મિત્ર થાય છે, રાજા કાંઇ આપણો મિત્ર થતો નથી; માટે પહેલેથીજ રાજાને મળવા પ્રયત્ન કરો કે જેથી કરીને તેના હાથ નીચેના સર્વ આપોઆપજ મિત્રતા બાંધવા દોડી આવશે. હિંદુસ્તાનમાં કેટલાક એવા છે કે તેમને અમુક જાતની શક્તિઓ મેળવવાની ઇચ્છા હોય છે ને તેઓ તે મેળવે પણ છે; જ્યારે કેટલાક એવી શક્તિથી દૂરજ રહેવા માગે છે ને માત્ર ખરી જરૂરની વસ્તુ-જ્ઞાનમાર્ગ, ત્યાગમાર્ગને રસ્તેજ જવા ઇચ્છે છે. જો કે વાસ્તવિક રીતે તો કોઈપણ પ્રકારના ત્યાગ વિના કોઇ પણ જાતની શક્તિ મેળવી શકાતીજ નથી; પરંતુ તે ત્યાગ પૂર્ણ નથી કહેવાતો. જો ત્યાગ પૂર્ણ હોય, તો પછી સર્વ જગત તમારૂંજ છે. ખરી રીતે તો શક્તિઓ, સિદ્ધિઓ તમને ખોળતી આવે એજ રસ્તો પકડવો જોઇએ; તે શક્તિઓની પાછળ તમારે દોડવું ન જોઇએ.

માનસિક સિદ્ધિઓ પ્રાપ્ત કરવી એ યોગ્ય છે? એક સિદ્ધિ તરીકે તો એ જડ જગતનીજ વસ્તુ છે! વેદાંત કહે છેઃ "મૃત્યુ પામેલાની સાથે તમે સંબંધ બાંધી શકો તેમાં શક નથી; પરંતુ તેના કરતાં જીવતાં સાથે સંબંધ રાખવો એ વધારે સારૂં નથી?" મૃત્યુ પામેલાં આપણને આવીને મળે છે કે આપણે તેમનાં રૂપ ધરીએ છીએ, એ પણ એક શક પડતીજ વાત છે. વેદાંત કહે છે કે, "જો માનસિક સંસારને સ્થૂલ સંસારના દૃષ્ટિબિંદુથી જુઓ તો મૃત્યુ પામેલા તમને આવીને મળે છેજ; પણ ખરી રીતે તો સ્થૂલ દૃષ્ટિબિંદુથી પણ "અમુક મનુષ્ય મને મળવા આવ્યો હતો" એમ કહેવું તે ખોટું છે; ખરી રીતે તો તમે પોતેજ તમારી સમક્ષ

આવીને ઊભા રહો છો. સર્વ રૂપરૂપાંતર તમે પોતેજ છો. વેદાંત પ્રમાણે તમે પોતેજ તમારા શત્રુ, મિત્ર, ભાઇ વગેરે સર્વ છો; તેથી મૃત્યુ પામેલા આવીને મળે છે એમ કહેવું તે સત્ય નથી. બીજા રૂપમાં એ તો આપણે પોતેજ છીએ.

પ્રશ્ન—માનસિક સિદ્ધિ કેળવવાને સારૂ કોઇ ખાસ વિધિ છે ખરી કે? જવાબમાં કહેવાનું કે, હા, છે. એક વૈદ્ય થવાને કે એન્જિનિયર થવાને અમુક કેળવણી લેવીજ જોઇએ અને તેજ પ્રમાણે માનસિક સંસારની વસ્તુઓ જોવાને સારૂ પણ અમુક શિક્ષણ પ્રાપ્ત કરવું જોઇએ. એ કેળવણી વિષે અહીં કાંઇ કહેવાની જરૂર નથી. 'રામ' મૃગજળની પાછળ ફાંફાં મારી દોડતા ફરવાની ભલામણ કરી શકે તેમ નથી; કારણકે જ્યાં પવિત્ર મનુષ્ય વસે છે, ત્યાં ભૂતપિશાચ આવી શકતાં નથી.

એક સમયે હિમાલયની ગુફામાં 'રામ' રહેતો હતો, ત્યાં ભૂતનો વાસો છે એમ માન્યતા હતી. આસપાસના લોકો કહેતા હતા કે, "ઘણાક સાધુઓ એ ગુફામાં એક રાત્રિમાત્ર પણ રહેવાથી મરણ પામ્યા હતા અને કેટલાક તો ગુફા જોવા જતાંજ મૂર્છા ખાઈ પડ્યા હતા." પરંતુ જ્યારે 'રામે' એ ગુફામાં રહેવાની ઇચ્છા દર્શાવી, ત્યારે તે લોકો વિસ્મય પામ્યા. 'રામ' ઘણાક માસ તે ગુફામાં રહ્યો, પણ ભૂતબૂત કાંઇ જણાયું નહિ. બધાં ભૂતો નાસી ગયાં હોય એમ લાગ્યું. જો કે ગુફામાં સર્પ, વીંછી વગેરે જીવજંતુ હતાં ને ગુફાની બહાર વાઘ રહેતા હતા; પરંતુ કોઇએ 'રામ'ના શરીરને કોઇ પણ પ્રકારે ઇજા કરી નહોતી.

વેદાંતથી સિદ્ધ થાય છે કે, જીવન્મુક્તો, મૃત્યુ પછી ભૂતરૂપે અસ્તિત્વ ધરાવતા નથી. પોતાની તૃષ્ણામાં બંધાઈ રહેલાઓજ માત્ર ભૂતપિશાચનાં રૂપ ધારણ કરે છે. ડૉક્ટર જૉન્સન જે વાચાળપણામાં શિરોમણિ જેવો કહેવાય છે ને જે વાદવિવાદમાં અંતે પોતાનોજ કક્કો ખરો કર્યા વિના રહેતો નહિ, તેને એક દિવસ એવું સ્વપ્નું આવ્યું કે, બર્કે તેને વાદવિવાદમાં નિસ્તેજ કર્યો. જૉન્સન જેવાને તો આ ઘણું અસહ્ય થઇ પડ્યું. મન વિહ્વળ બન્યું, નિદ્રા લેવી તે પણ મુશ્કેલ થયું. તેણે કોઈ પણ પ્રકારે મન ઉપર કાબૂ રાખવા પ્રયત્ન કરી વિચાર કરવા માંડ્યો, એટલે એવા નિર્ણય ઉપર આવ્યો કે, બર્કે જે દલીલો કરી હતી, તે ખરી રીતે તો

જોન્સનની પોતાનીજ હતી. બર્કને તો એ વાતનું સ્વપ્નું પણ ન-
હોતું. એજ પ્રમાણે મનુષ્ય પોતેજ બીજા ભૂતપિશાચરૂપે પોતાને
જણાય છે. સ્વપ્નમાં આપણે નદી, તળાવ, પર્વત વગેરે જોઇએ
છીએ; પણ જો આપણે તે નદી, તળાવ ને પર્વત વગેરેથી તે સમયે
જુદા હોઇએ, તો તો પછી આપણી પથારી નદીના પાણીથી ડૂબી-
જ જવી જોઇએ અને આપણું ઘર પણ પર્વતના ભારથી ચગદાઈ
જવું જોઇએ; પરંતુ એ નદી અને પર્વતો સર્વ આપણામાંજ
રહેલાં છે. ખરી રીતે કર્તા ને કર્મ બન્ને આપણે પોતેજ છીએ.
ભૂત ને પિશાચ, ઈશ્વર ને દેવો, પાપી ને સાધુ સર્વ આપણે
પોતેજ છીએ. આ વાત સમજો, માનો, તેનો સાક્ષાત્કાર કરો ને
તેમ કરીને મુક્ત થાઓ. જ્ઞાનનો આજ સિદ્ધાંત છે કે તમારી
પોતાની બહાર તમારૂં મધ્યબિંદુ માનો નહિ; કારણકે એ માન્ય-
તાથી અધોગતિ આવશે. તમારા પોતાનાજ આત્મામાં વિશ્વાસ
રાખો. જો એ મધ્ય બિંદુ છોડશો નહિ, તો કોઇ પણ શકિત તમને
ડોલાવી નહિ શકે.



# बृहदारण्यक

## १–सुधारणा

એક શીતળ શિલાનું ઓશીકું કરીને મૃદુ રેતીની પથારી ઉપર, પગ ઉપર પગ ચડાવીને આનંદથી નિર્મળ હવા ખાતાં, દિવ્ય પ્રકાશને ચુંબન કરતાં અને અત્યંત આનંદપૂર્વક પ્રણવ-મંત્રનું ગાન કરતાં, ખળખળ વહેતા ઝરાના તાલ સાથે તાલ મેળવતો 'રામ' દેવદાર અને તાડનાં વૃક્ષો પાસે આરામ લેતો હતો; તે પ્રસંગે નવીન પાશ્ચાત્ય સભ્યતાથી અક્કડ થયેલા એક સદ્-ગૃહસ્થે વિનોદપૂર્વક 'રામ'ને પૂછ્યું કે, "એશિયાના લોકોનો આળસુ સ્વભાવ વળી અમેરિકામાં ક્યાં લાવો છો? ઊઠો, કંઇક પરોપકાર કરો."

'રામે' કહ્યું: "મારા પ્રિય આત્મસ્વરૂપ મિત્ર! તમે કંઈક પરોપકાર કરવાનું કહો છો, પરંતુ એ દિશામાં હવે સ્થાનજ ક્યાં છે? મને અને મારા 'રામ'ને તો એકલોજ રહેવા દો."

શું આને તમે 'આળસ' કહો છો? પૌર્વાત્ય આળસ? પણ આળસ એટલે શું?

શિષ્ટાચારના પંથમાં શ્રમ કર્યા કરવો, રૂઢિના પ્રવાહમાં વહ્યા જવું, દશ્યપ્રપંચના કૂવામાં મૃત પિંડની પેઠે ડૂબી જવું, સંપત્તિના ખાબોચિયામાં ડૂબી મરવું, ઈશ્વરચિંતનમાં વખત ગાળવો જોઇએ તે પૈસા મેળવવામાં ગાળવો અને એ સૌને કંઇક પરોપકારનું નામ આપવું એ શું આળસ નથી? પોતાના જીવનક્રમ પ્રમાણે બીજાને રહેવાની ફરજ પાડવી અને પોશાક, ખાવું, પીવું, ચાલવું, સૂવું, હસવું અને રડવું, આદિ કંઇ પણ કરવામાં સ્વતંત્રતાનો અભાવ હોવો એ શું આળસ નથી? આટલાં કામમાં સ્વતંત્રતા નથી તો પછી બોલવામાં તો હોયજ ક્યાંથી? આપણું ઈશ્વરત્વ ખોવાઇ જાય એ શું આળસ નથી? એ ઉતાવળ, એ

ગોટાળો, જીવને જોખમમાં નાખનારી એ નાસાનાસ, એ બધું શા માટે? બીજાઓની પેઠેજ સર્વશક્તિવાન ધનના સંગ્રહને માટે! અને પછી બીજાઓની પેઠે આપણે પણ તેનો ઉપભોગ લેવો? છટ્! સાંસારિક સુખની પાછળ પડવામાં ખરૂં સુખ નથી. લોકમતના પંજામાં ફસાઇ પડેલા ઓ ધનવાન ગરીબડાઓ! વાસ્તવિક આનંદ લેવામાં વિલંબ કેમ કરો છો? આ રમણીય પર્વતના ઝરાઓને કાંઠે આવેલા સૃષ્ટિના ઉદ્યાનમાં આવીને કેમ બેસતા નથી? આ તમારા સગા ભાઇઓ શુદ્ધ હવા, દેદીપ્યમાન પ્રકાશ, નૃત્ય કરતું પાણી, લીલીછમ જમીન, એવાં પંચતત્ત્વો વડેજ તમારો પિંડ બંધાયો છે. તેમનો સહવાસ-સુખ કેમ મેળવતા નથી? સુધરેલાં રાષ્ટ્રો જાતિરૂપી ચામડાનાં બંધનોથી બદ્ધ થઇ ગયેલાં છે! ત્યાંના લોકો પોતાને અન્ય બાંધવોથી વેગળા કરે છે અને સ્વતંત્ર દૃષ્ટિ તથા સૃષ્ટિક્રમાનુસાર જીવનના અમર્યાદિત પ્રદેશથી બળાત્કારે જુદા પડીને સાંકડી ઓરડીઓમાં અને ટૂંકા પ્રદેશોમાં-પ્રત્યક્ષ ગુફાઓ અને અંધારી કોટડીઓમાં પુરાય છે; સૃષ્ટિના વિસ્તીર્ણ પ્રદેશમાંથી તેઓ પોતાની જાતને હાંકી કાઢે છે; આખી ચરાચર સૃષ્ટિમાંથી પોતાની જાતને બહિષ્કૃત કરે છે; વનસ્પતિ અને પ્રાણીઓથી જુદા પડે છે; શ્રેષ્ઠતા, કીર્તિ, શિષ્ટાચાર અને માનનો મોટો ડોળ ઘાલીને તેઓ બીજાઓથી જુદા પડી ખાબોચિયાંના દેડકાંની પેઠે સડ્યા કરે છે.

જરા દયા ખાઓ; ભાઇઓ, પોતાની જાત પર જરા દયા લાવો.

વાસ્તવિક મનાતી યુક્તિઓ વાપરીને ગરીબ અને ગરજુ લોકોની પડાવી લીધેલી સંપત્તિથી તમને સૂગ આણનાર મિષ્ટાન્નોજ મળવાનાં! ફીકા અને શિષ્ટાચારવાળા ચહેરાઓજ તમને પ્રાપ્ત થવાના! કૃત્રિમતાની વાસથી ભરાઇ ગયેલી 'ઓરડી' જેવી ભાસતી પેટીઓમાંજ તમે પુરાવાના અને સર્વ પ્રકારના શારીરિક અને માનસિક માદક પદાર્થોમાંથી ઉત્પન્ન થયેલી મનની અસ્વસ્થતામાંજ તમે સદા પડ્યા રહેવાના! પોતાની જાતને છડેચોક ફસાવવાને આટલો બધો શ્રમ શા માટે લો છો? એવા કાલ્પનિક સુખના નામ નીચે તમારા હાથમાંનું ખરૂં સુખ શા માટે છોડી દો છો? ઊંધેજ માર્ગે વ્યર્થ શ્રમ શા માટે કરો છો? જો જરા પણ બુદ્ધિ હોય, તો આ બાબતનો વિચાર કરવામાં તેનો ઉપયોગ કરો; ભાઇઓ, ઉપયોગ કરો.

ચાલ દોસ્ત ! આમ આવ; આ ચાલુ પળ અને પ્રદેશનો ઉપયોગ કરી લે. આવ, મારી સાથે આ ઘાસ ઉપર સૂઇ જા.

તમારા આયુષ્યનો વીમો ઉતારવાને સોનુંરૂપું એકઠું કરીને તમારા આયુષ્યનો નાશ કરી નાખશો નહિ. ધન એકઠું થવાથી અને વખતસર તેના હપ્તા ભરવાથી તમે તમારા આયુષ્યની જામીનગીરી–ખાતરી મેળવી શકો છો ? હે મૂઢ પામર મનુષ્ય ! તેના ઉપર વિશ્વાસ રાખીશ નહિ. ક્ષુલ્લક બાબતોને માટે ભયંકર યાદવાસ્થળીઓ મચાવનાર આ જગતમાં જીવવાને માટે વ્યર્થ ઉપાયો શા માટે શોધો છો ?

અંગ્રેજ કવિ વર્ડ્ઝવર્થ કહે છે કે:—

"આપણે સંસારની માયામાં બહુજ ગૂંચવાઇ પડ્યા છીએ. વારંવાર કમાવામાં અને ખરચવામાં આપણે આપણી શક્તિઓનો ઘણો વ્યય કરીએ છીએ. પ્રકૃતિમાં આપણે બહુ થોડું આત્મદર્શન પામીએ છીએ. આપણે આપણા હૃદયને અતિ ક્ષુલ્લક આનંદ–ભોગ આપીએ છીએ. ચંદ્રને જોઇને પ્રીતિથી ઊભરાતો સમુદ્ર તથા હમેશાં ફુંકાતો પવન કે જે બિડાયેલાં પુષ્પોની પેઠે હમણાં શાંત થયો છે તે અને બીજી સઘળી ચીજો આપણા ઉપર કાંઇ પણ અસર કરી શકતી નથી–તેની સાથે આપણે તાદાત્મ્ય સાધી શકતા નથી. હે મહાન પ્રભો ! લોકો મને મૂર્તિપૂજક કહે તો મને તેની પરવા નથી. હું મૂર્તિપૂજક અનેક દેવોનો ઉપાસક હોઉં તો સમુદ્રને કિનારે ઊભો ઊભો મારી ઉદાસીનતા ન્યૂન કરી શકું અને યુરોપ અને સમુદ્રમાંથી ઉદ્ભવતો શૃંગનાદ કિંવા વૃદ્ધ ટ્રીટનનું વાળેલું રણશીંગડું સાંભળી શકું !"

યુરોપ અને અમેરિકાના સુધરેલા ગણાતા દેશો વિનાશના પંથમાં ઘણા આગળ વધ્યા છે; પરંતુ બૌદ્ધિક અથવા આધ્યાત્મિક ઉન્નતિ એજ ખરી પ્રગતિ છે. ખરી પ્રગતિએ મનુષ્યના સત્‌સ્વરૂપને હલાવવું જોઇએ. માત્ર તેની છાયાનેજ જગાડવાનો વ્યર્થ શ્રમ કરવાની જરૂર નથી. વાસ્તવિક ઉન્નતિને ઐહિક સંપત્તિ સાથે કંઇજ લેવાદેવા નથી અને નકામી જરૂરિયાતો વધારવાનું પણ એને કંઈ કારણ નથી. દૈવી ગ્રંથો લખનાર અને કેવળ સાદાઇથી રહેનાર નિષ્કિંચન પ્રાચીન આર્યોના જીવનક્રમમાં યોગ્ય ફેરફાર કરીને ઇતિહાસ તેમની પુનરાવૃત્તિ કરશે. આધુનિક સંસ્કાર ઇષ્ટ

માર્ગથી આડે માર્ગે દોરવાયા છે. હાલમાં મનુષ્યો ભાજીપાલા અને ધાન્યનાં જેવાં છે! તેના ભાવમાં ચઢઊતર થાય છે! ભ્રમિક વિચારો છોડી દો; એમાંનું કોઈ તમારી કિંમત આંકી શકશે નહિ.

ભભકાના વહાલા ભક્તો! આર્યોના સંન્યાસ અને ત્યાગનાં ધ્યેય તો તમને સ્વપ્નમાંજ ભાસે છે! સાવધ રહો. તમને ઢંઢોળીને જગાડવાનો અને તમે કેવા ભયંકર ભ્રમમાં સપડાયા છો, એ સમજાવવાનો સમય આવી પહોંચ્યો છે. જેનામાં ભક્તિયુક્ત ત્યાગ નથી, તે અનુભવી અને હોશિયાર જંગલી પ્રાણી જેવોજ છે.

સુધરેલા જગતનાં ઝગઝગાટ, કૃત્રિમતા, શિષ્ટાચાર, દ્રવ્ય, તૃષ્ણા ઇત્યાદિથી ભોળવાઇ ફસાઇ પડશો નહિ. એ સર્વ પોકળ ઠર્યાં છે. અગ્નિમાં તપાવીને તેની કસોટી કરવામાં આવતાં ઘાસ તથા લાકડાંની પેઠે તેના કસમાં ખામી જણાઇ છે. અર્ધા લોકો અન્ન વિના ભૂખે મરે છે, જ્યારે બાકીના અર્ધા લોકો મનમાન્યું ઉડાઉ-પણું, ખુરસી, ટેબલો વગેરે નકામો સામાન, અત્તરની શીશીઓ, દાંભિક આદરસત્કાર અને એશઆરામમાં ડૂબી ગયા છે! તેઓ દરેક જાતનાં ક્ષુદ્ર જવાહિર, અધમ સંપત્તિ અને ભભકાથી ભરેલા માનસિક રોગી છે. જો એકને ભોગે બીજા પ્રત્યે લક્ષ આપવામાં ન આવે તો શારીરિક અથવા માનસિક પરિશ્રમ, તંદુરસ્તી અને દીર્ઘાયુષને કોઇ રીતે પ્રતિકૂળ થાય તેવાં નથી; પરંતુ તેને ઠેકાણે હાલમાં કેટલાક લોકો જ્યારે શારીરિક શ્રમથીજ આજીવિકા ચલાવે છે અને મહેનત કરી કરીને મરે છે, ત્યારે કેટલાક લોકો માત્ર માનસિક અતિશ્રમને લઇને દુર્બળતા ભોગવે છે. કુટુંબનાં થોડાં માણસોને લૂખો રોટલો અને બીજાને માખણમિષ્ટાન્ન ખાવા આપવાના જેવીજ આ વાત છે.

ખરેખર, જેમની પાસે કાંઇ પણ માલમતા છે તે આ જગતમાં પોતાને દુર્બળ અને કંગાલ માનનાર લોકો પાસેજ છે અને ગમે તે વસ્તુ ઉપર પોતાનો હક બતાવનારાઓજ ખરેખરા શૂદ્રો છે! જેઓ કોઇ પણ વસ્તુ ઉપર માલિકી ધરાવે છે, તેઓ પોતાની જાતેજ દૂષિત થયેલા અંધારી કોટડીના કેદીઓ છે. જે લોકો સંગ્રહ કર્યા કરે છે, તે દયા ખાવા યોગ્ય કીડા છે. એ આત્મઘાતી લોકો પોતાને બડેખાંઓ કહેવડાવીને સ્થૂલ સંપત્તિની મલિન ધૂળમાં મૂંઝાઇ મરે છે. કેટલાક લોકો પોતાને વિદ્વાન અને તત્ત્વ-

જ્ઞાની કહેવડાવીને અજ્ઞાનાંધકારમાં ડૂબેલા રહીને મરે છે. કેટલાક લોકો દુર્બળતા અને બીકણુપણાનેજ શક્તિ માની તેના કીચડમાં ખૂંચી જાય છે. સૂકી જમીન ઉપર વહાણુ ચલાવવાનો પ્રયત્ન કરનારા જેવા એ ઘેલા લોકો પોતાની એવી હાસ્યાસ્પદ સ્થિતિમાંજ શ્રેષ્ઠતાનો ડોળ ઘાલી માલમિલકત, વાડીવજીફા વગેરેના ભ્રમથી માત્ર વ્યર્થ સુકાય છે. પોતાના દેહને કષ્ટ આપનાર એ વિચિત્ર યતિઓને જાગૃત કરીને મુક્ત કરવા જોઇએ. ઓ દુ:ખી પ્રાણીઓ! સંપત્તિ, જ્ઞાન, પદવીઓ, સત્તાના હક અને માન બાજુએ મૂકો. સમતા–સમાનતા એજ સુખનું તત્ત્વ છે. જંગલી અભિલાષા, જે મળે તે હાથમાં મજબૂત પકડી રાખવાની પશુતુલ્ય ઇચ્છા અને એ પશુતુલ્ય ઇચ્છાથી પણ વધારે ખરાબ સંગ્રહ કરી રાખવાની વધારે પ્રવૃત્તિ એ સૌ મનુષ્યોને ઉતાવળિયાં, અસ્વસ્થ અને ભ્રાંત બનાવે છે. આડંબર અને વ્યર્થ મહત્ત્વાકાંક્ષાનો વિષમજ્વર ઉતરી જવા દો. "જેટલા પ્રમાણુમાં તેં સંપત્તિ રાખી છે, તેટલા પ્રમાણુમાં તારા ઉપર તેની સત્તા ચાલે છે અને તું તેનાથી ઘેરાયેલો રહે છે" આ તત્ત્વ દરેકના હૃદયમાં ઉતરવું જોઇએ–દરેકના કાનમાં રેડાવું જોઇએ.

હે સત્યશોધક મનુષ્ય! તારી આસપાસના લોકોની રીતભાત અને સભ્યતાના આચ્છાદનથી ઢંકાઇ જઇશ નહિ. ઉન્નત ગણાતાં સુધરેલાં રાષ્ટ્રોના ભભકાથી અંજાઇ જઇશ નહિ. તેમની ખરેખરી વસ્તુસ્થિતિ અને અર્થશાસ્ત્ર એ કેવળ ભૂલ ખવડાવનારી લુચ્ચાઇ–કલ્પિત બાબતો છે. તેમના "નગદનારાયણુ" કેવળ કાલ્પનિક છે. આ વીસમી સદીનાં ઉન્નત રાષ્ટ્રો પોતાની શાસનપદ્ધતિ અને વ્યવહાર બદલીને સ્વતંત્ર અને વેદાંતનાં તત્ત્વો ઉપર ચલાવે એવો સમય હવે દૂર નથી. મમત્વની વૃત્તિનો ત્યાગ અને વેદાંતની ત્યાગવૃત્તિનો સ્વીકાર કરવામાંજ પ્રત્યેક વ્યક્તિનું અને રાષ્ટ્રનું કલ્યાણુ સમાયેલું છે. એ સિવાય બીજો માર્ગજ નથી.

સંચયવૃત્તિની તૃષ્ણાના જ્વરથી પીડાતાં સર્વ પાશ્ચાત્ય રાષ્ટ્રોની મનોવૃત્તિમાં આંતરયુદ્ધ ચાલુ થઇ ચૂક્યું છે અને એ યુદ્ધવેપાર મમત્વની ભ્રાંતિમાં પડી ગૂંગળાઇ જતા સર્વ ક્ષુદ્ર લોકોને જગાડે છે. હવે તો ત્યાગનું રાજ્ય–સ્વાતંત્ર્યનું રાજ્ય પ્રસરીને જગતને ભાગ્યશાળી બનાવશે.

સવાલઃ—કોઇ નવો પંથ સ્થાપવાની આપની ઇચ્છા છે કે?

જવાબઃ—'રામ' કોઈ ખાસ સંપ્રદાયના સિદ્ધાંતોનો પ્રચારક નથી. સત્ય એની મેળેજ સ્થાપિત થાય છે. 'રામ' સત્યની આડે આવતો નથી, તે નિર્મળ રહે છે અને સત્યના તેજને પૂર્ણ રીતે પ્રકાશવા દે છે. સત્ય ગમે તે રૂપે પ્રકાશે; તેના અગ્નિમાં શરીર, મન અને સર્વ કંઇ ભસ્મ થાઓ. સંદેશો કહ્યા પછી જોઇએ તો કાસદને મારી નાખો. એનાથી ઉત્તમ ભાગ્ય બીજું શું હોય?

સવાલઃ—આપ કોઇ ધર્મના સંસ્થાપક કે આચાર્ય છો કે?

જવાબઃ—ના, આચાર્ય થવાથી મારી કિંમત ઘટે છે. હું સાક્ષાત્ ઈશ્વરજ છું અને તું પણ તેજ છે. દેહ એ તો મારૂં માત્ર સાધનજ છે.

સવાલઃ—તમારો સંદેશો વિજયી નહિ નીવડે, લોકો સ્વીકાર કરી શકે એટલા તૈયાર નથી.

જવાબઃ—ભલે ન હોય. મારે શું? હું સત્ય સ્વરૂપ છું. પાઇ પાઈ કરીને પૈસા મેળવવાના ક્ષુદ્ર વિચારોથી હું ચાલતો નથી. સર્વ યુગ મારાજ છે. અનંત કાળ મારોજ છે. ખ્રિસ્તને તેના પોતાનાજ લોકોએ ત્યજ્યો, છતાં તેણે સર્વ જગતને ઊંચકી રાખ્યું. તેના ટૂંકા કાળે તેને ત્યજ્યો, પરંતુ પાછળનાં હજારો વર્ષના યુગ તેનાજ થયા.

સવાલઃ—ઇતિહાસ ઉપરથી તમારૂં કહેવું સત્ય ઠરતું નથી.

જવાબઃ—તમારો ઇતિહાસ અધૂરો છે. એ ઇતિહાસમાં જે સત્ય પ્રકરણ લખાવાનું છે, તે પ્રકરણ હજૂ તમે વાંચ્યું નથી. પ્રબળ ઇચ્છાશક્તિ—પછી તે ભલે એકજ વ્યક્તિની હોય, તોપણ તેના આગળ સમસ્ત માનવ ઇતિહાસ ફિક્કો પડી જાય છે! વાસ્તવિક કારણોને છોડી દઇને બાહ્ય ચિહ્નોનો અભ્યાસ કરવાથી સાચા ઇતિહાસનો નાશ થાય છે.

સવાલઃ—અમેરિકાના તત્ત્વચિંતક એમર્સનના લખવા પ્રમાણે પ્રેમનું ખરૂં ધન સમાન વૃત્તિમાં છે અને તમારો મત તો કોઈ સાથે મળતો જણાતો નથી, ત્યારે કેવું પ્રેમ રહિત શુષ્ક જીવન તમે ગાળતા હશો?

જવાબઃ—મારાં વિશ્વરૂપી ચિત્રો જુદી જુદી બાજુએથી જોવામાં મને ઘણો આનંદ થાય છે. એક જગ્યાએ એકાદ પુરાણપ્રિય

મનુષ્યની પેઠે હું તેમને પાછળથી જોઉં છું, બીજે સ્થળે ઉન્નત ઉદારમતવાદીની પેઠે આગળથીજ જોઉં છું. 'રામ' (કિંવા પુરાણ)રૂપે હું જમણી બાજુથી જોઉં છું, એકાદ ટીકાકાર તરીકે ડાબી બાજુએથી જોઉં છું. સર્વ બાજુએ મારીજ છે. છાશ વલોવનાર ગોવાલણ જમણા હાથમાંનું નેતરૂં પણ ખેંચે છે અને ડાબા હાથનું નેતરૂં પણ ખેંચે છે. દરેક બાજુ પોતાનીજ છે, તો કોઇની સાથે મારો મતભેદ શી રીતે હોઇ શકે? જુદાં જુદાં મોજાંઓથી ઉછળતો હું પ્રેમસાગર છું. સૌથી પૃથક્ રહેવામાંજ મારૂં તાદાત્મ્ય છે. ચાલો, મારી સાથે આવો અને વિરોધમાં રહેલાં ઐક્યનો અનુભવ લો.

સવાલઃ–આ શું ગોટાળો છે? પોતાનાથી તદ્દન ભિન્ન મનુષ્યની સાથે કોઇ પણ માણસને એકતા કેમ થઇ શકે?

જવાબઃ–એ તો ઠીક, મને પણ એજ આશ્ચર્ય થાય છે કે આપણે પૃથક્ દેખાતાં છતાં એકજ કેમ છીએ? લંગડું તત્ત્વજ્ઞાન ભલે એ સિદ્ધ નહિ કરી શકતું હોય અને ઇંદ્રિયો તેને દર્શાવવામાં ભલે પાછળ પડી જતી હોય, છતાં વાસ્તવિક સત્ય તો તેવુંજ છે. જ્યારે તત્ત્વ અનુભવાય છે, ત્યારેજ માયા નષ્ટ થાય છે અને પ્રેમ એ સિદ્ધ કરી આપે છે કે, 'तत्त्वमासि।' તું પોતે ઇશ્વરજ છે.

સવાલઃ–ઇશ્વરને નાન્યતર જાતિમાં કેમ સંબોધો છો?

જવાબઃ–કોઇ ઇશ્વરને આકાશમાંના પિતા તરીકે ભજે છે અને નરજાતિમાં સંબોધે છે, કોઇ તેને દેવી–માતા તરીકે માને છે અને નારીજાતિથી સંબોધે છે અને ફારસી કવિઓની પેઠે કોઇ ઇશ્વરને પોતાની પ્રિયા ગણીને તેની ભક્તિ કરે છે. આમ હોવાથી ઇશ્વરને માટે કોઇ પણ જાતિનું નામ વાપર્યા પહેલાં તે પુરુષ છે કે સ્ત્રી છે, તે નક્કી કરવું જોઇએ.

સવાલઃ–ત્યારે પછી ઇશ્વર કોણ છે?

જવાબઃ–ઇશ્વર પુરુષ પણ નથી અને સ્ત્રી પણ નથી; તે એક ગુહ્ય છે.

## ૨–वेदांत अने मिलकत

રસ્તે જતાં કોઇનાથી જુદા પડતી વખતે પૂછેલા એક સવાલના જવાબમાં નીચેનો ઘણોખરો ભાગ સમાયેલો છેઃ—

બાહ્ય સંપત્તિ અને માલમિલકત ઉપરથી લોકોનો દરજ્જો નક્કી કરવો એ પગના જુદા જુદા જોડાઓ ઉપરથી મનુષ્યોના વર્ગ પાડવા જેટલુંજ અસ્વાભાવિક છે. ઘણાએ દેવાળિયાઓનાં ખાસડાં કોટ્યાધિપતિ કરતાં પણ વધારે ભપકાદાર હોય છે.

'રામ' તો ઊલટું એમ જાહેર કરે છે કે, મિલકતના વિચાર ગાંસડી થેલીઓનો હક–એજ આત્મસાક્ષાત્કારની આડે આવે છે. એકાદ વસ્તુ ઉપર પોતાની સત્તા બેસાડવાની ઇચ્છા થતાંજ આત્મઠગાઇરૂપી પિશાચ આપણને વળગે છે. સંન્યાસ (જોઇએ તો તેને સર્વ સ્વામિત્વ કહો)નું સત્ય સાથે ઐક્ય કરવું એજ ખરૂં વેદાંત છે. પ્રજાની પૂર્ણ સ્વતંત્રતા, સમાનતા અને બાહ્ય અધિકારોનો બોજો કાઢી નાખવો–દ્રવ્યસંગ્રહની વૃત્તિ ત્યજી દેવી, એજ તત્ત્વનિષ્ઠા છે.

સર્વ પ્રકારના વિશેષ અધિકારોને સમુદ્રમાં ફેંકી દેવા, દંભનો વૈરાગ્યપૂર્વક ત્યાગ કરવો અને પોતે ક્ષુદ્ર હોવાની ભાવનાથી ઉત્પન્ન થતો માનસિક ઉદ્વેગ કાઢી નાખવો એજ વેદાંતને વ્યાવહારિક રંગભૂમિ પર આણ્યા બરાબર છે. વેદાંત માનસિક અને આધ્યાત્મિક ક્ષેત્રમાં એજ વૃત્તિને ખેંચી લાવે છે. દેહ, બુદ્ધિ, લેખો, વચનો, ઘર, સ્ત્રી, પુત્ર, માન, આબરૂ, કીર્તિ વગેરે ઉપરનું મિથ્યા મમત્વ છોડવું એજ વેદાંત છે. બીજા શબ્દોમાં કહીએ તો સર્વ પ્રકારનાં બંધનો અને મર્યાદાઓ ઓળંગી જવાં, બીજાઓથી દૂર રહેવા જતાં પોતાની જાતના મમત્વમાં બંધાઈ જવાની રીત છોડી દેવી અને ઈશ્વરની પેઠે જગતની દરેક શક્તિ, દરેક પરમાણુ, નક્ષત્ર અને વૃક્ષ સર્વ ઉપર સાર્વભૌમત્વ મેળવવું એ વેદાંત છે. આખા જગત તરફથી વેદાંતના અનુભવનો માર્ગ ખુલ્લો કરવાના વ્યાવહારિક પ્રયત્નો ઘણી વાર અજાણતાં કરવામાં આવે છે. છેવટે આખા જગત ઉપર સંન્યાસની ધ્વજા ફરકશેજ.

કેટલાક વેદાંતીઓ પ્રેમના અભેદ સામ્રાજ્યનું જીવન અત્યારે પણ ગાળે છે અને કોઇ કોઇ સ્થળે પ્રાચીન કાળથીજ એ જ્યોતિ પ્રજ્વલિત રાખવામાં આવી છે.

ધારો કે એક સાધુ ગંગાતટે બેઠો છે અને તેના પ્રેમાળ સ્વભાવથી નિર્ભય બનીને પશુ, પક્ષી, ઢોર અને માછલાં પણ નિઃશંકપણે તેની પાસે આવી, તેના હાથમાંથી રોટલાના કકડા-

ઓ ખાય છે. એજ તત્ત્વની છેક છેલ્લી પાયરીએ પહોંચ્યાનો એક દાખલો આપું.

મારા એક ઓળખીતા સ્વામીને જબરો જખમ થયો હતો. ઉપરની ચામડી કીડાઓ ખાતા. એ કીડાઓને મારવાને તે મલમ નહોતો લગાડતો અને જ્યારે જ્યારે જખમના પરુથી તૃપ્ત થઇને તે કીડાઓ નીચે પડતા, ત્યારે ત્યારે તે હસીને તેમને ફરીથી જખમ ઉપર મૂકતો. આ ક્ષુદ્ર દેહ પર જગતના દરેક જંતુઓ માલિકી ધરાવે છે અને આ વિશાળ વિશ્વ મારૂં છે, આ વિશ્વ મારૂં શરીર છે, હવા અને જમીન મારા પોશાક અને પગરખાં છે.

સ્વામીનો અર્થ નિત્યદાતા (સદા દેનાર) એવો છે. સત્યને વળગી રહો, બાકીનું બધું જવા દો. ખરો સંન્યાસી ભિક્ષા માગી-ને મેળવેલું અન્ન પણ જેને વધારે જરૂર હોય એવા કોઈ માણસને આપી દે છે. આપવાનું કંઇજ ન રહે, ત્યારે આનંદથી પોતાનો દેહ કીડી, મંકોડી, જંત, માખીઓ, સર્પ ઇત્યાદિને આપી દે છે અને સર્વાત્મરૂપે તેનો ઉપયોગ પણ લે છે. માંસ ખાતી વખતે માખીઓ અને કીડીઓને રૂપે તે સુખનો ઉપભોગ લે છે અને પોતાના શરીરનાં હાડકાં સુકાવા લાગતાં હવા અને ઉષ્ણતારૂપે તે સુખ અનુભવે છે.

સંપત્તિ સંબંધે લોકોના વિચારો એવા થઇ ગયા છે કે, સમાજના એક ભાગને છેક નીચોવી નાખી–તેને નિર્ધન બનાવી દઇને મેળવેલા પૈસાનો એકાદ સ્વલ્પાંશ દાન કહીને પાછો આપવો એને તેઓ મોટી ઉદારતા કહે છે! કોઇ માણસ પાસેનું પાણી ધંધારોજગારની કહેવાતી કળાઓ દ્વારા પડાવી લઇને, પછી તૃષાથી મરવા પડેલા મનુષ્યના મોંમાં બે ટીપાં પાણી નાખીને, તેની વેદના વધારનારની પેઠે, પોતેજ નીચોવી લીધેલા ગરીબો પ્રત્યે તેમની ઘણી દુઃખી અવસ્થામાં કીર્તિ કે હોદ્દાને ખાતર થોડા હજાર કે લાખનો તુચ્છ કકડો ફેંકી દેવો, એજ જાણે કે મોટું ધર્મ–દાન ન ગણાતું હોય એમજ એ બિચારાઓ તો સમજે છે!! કંઇ પણ વ્યાજ ન લેવું એ પણ મોટો ઉપકાર ગણાય છે, કારણકે વ્યાજ (સંસ્કૃતમાં વ્યાજ–લુચ્ચાઈ, ઠગાઇ) લેવાની રીત સર્વત્ર પ્રચલિત છે!

યુરોપ અને અમેરિકામાં દાનધર્મની એવી સ્થિતિ છે, ત્યારે

હિંદુસ્તાનના લોકોની હાલની ધર્મબુદ્ધિ ખરી ભૂખથી ટળવળતા ગરીબ લોકોની બિલકુલ ચિંતા નહિ કરતાં, તે તો માત્ર ભરેલાં પેટોવાળા, નિરુદ્યોગી અને આળસુઓનેજ ભોજન કરાવીને દાતાઓને એકદમ સ્વર્ગે પહોંચાડે છે!

સાદાઈને હું આડંબરવાળી કહીશ નહિ. તમને સૌંદર્ય શાથી પ્રાપ્ત થાય છે? તમને ઢાંકી રાખનાર વસ્ત્રોથી કે ખુલ્લાં કરનાર લાવણ્યથી? કપડાં અથવા એવી બાહ્ય વસ્તુઓ દ્વારા સૌંદર્ય ઉછીનું લાવવાની જરૂર નથી. સ્વાભાવિક હાસ્ય, આરોગ્ય અને ઉલ્લાસ ધારણ કરો.

ગમે તેને આવીને ચોરી જવા દો, તમારૂં શું બગડી ગયું? તમે તમારી સમતા ન ગુમાવશો, તમે સત્યરૂપ છો, સત્ય છો. તમે જડ ઐશ્વર્યને માટે નહિ પણ સત્યને માટે લડો છો. યુનિવર્સિટીની પદવીઓની તમને જરૂર છે કે? છટ્! સર્વોત્તમતા—સર્વસ્વામિત્વ—અંતિમ પદવી તો પોતેજ પોતાને અર્પણ કરવી જોઇએ.

સ્વપ્નમાં વાઘ મારનારને સ્વપ્નની તલવાર જોઇએ એ ખરૂં છે; પરંતુ જાગૃતાવસ્થાની દૃષ્ટિએ જોતાં સ્વપ્નમાંનાં વાઘ અને તલવાર, બન્ને અર્થ વગરનાં જણાય છે. અનુભવનાં શાસ્ત્રો અને કળાઓની એવીજ સ્થિતિ છે. લૌકિકજ્ઞાન અથવા સંબંધની દૃષ્ટિએ તેની ગમે તેટલી આવશ્યકતા હોય, પણ બ્રહ્મજ્ઞાનમાં (તુર્યાવસ્થામાં) તેનું કંઈજ માન નથી. આત્મસાક્ષાત્કાર કરવામાં જે મોટી અડચણ આવે છે તે એ છે કે યુનિવર્સિટીની પદવીઓ, સર્ટિફિકેટો, ખિતાબો, માન અને બીજી માનસિક સંપત્તિ—બૌદ્ધિક ભંડોળને લોકો વધારે મહત્ત્વ આપે છે. જે મનુષ્યે આત્માનુભવ કર્યો હોય, તેને તો આ જગત પોતાનાજ માયિક વિચારોથી ઉત્પન્ન થયેલી સૃષ્ટિ તરીકે જણાય છે. પોતે કાઢેલી ગાંડાંની ઇસ્પિતાલમાં રહીને લોકો એકબીજાની હામાં હા મેળવી, પોતાનો ભ્રમ કાયમ રાખે છે. હિપ્નોટિઝમથી બેભાન થયેલા મનુષ્યે પોતાના મન વડે કોરી જમીન ઉપર કલ્પનાથી બાંધેલા સરોવર જેવા જગતના સર્વ પદાર્થો છે અને તે એવા માયિક હોવાથી તત્સંબંધી જ્ઞાન કે જેને માટે મોટા વિદ્વાન લોકો શેખી કરે છે, તે પણ કેવળ માયાજ છે. સર્વ વિશ્વ ક્ષણભંગુર હોવાથી તત્સંબંધી જ્ઞાન પણ તેવુંજ છે. આ દૃશ્ય પદાર્થના મૂળમાં જઈ પહોંચેલા

આત્માનુભવી પુરુષને આકાશમાંના મોટા મોટા ગોળા, નદીઓ, પર્વત, સૂર્ય, તારા વગેરે કંઇ આશ્ચર્ય પમાડતાં નથી અને જ્યોતિષી, ગણિતવેત્તા, વનસ્પતિશાસ્ત્રવેત્તા, ભૂગોળવેત્તા, પ્રાણિ-શાસ્ત્રવેત્તા વગેરેનાં જ્ઞાન તેમને છોકરાંની રમતો, આનંદ અને ગમતથી કંઇ વધારે કિંમતી ભાસતાં નથી. વ્યાવહારિક વસ્તુ રાખનારા ધનવાનો અને વ્યાવહારિક પદાર્થોના જ્ઞાનવાળા વિદ્વાનો પણ તે પદાર્થોના જેટલાજ માયિક છે. જે પુરુષે આત્મસાક્ષાત્કાર કર્યો હોય, તેની આગળ વિદ્વાન, તત્ત્વજ્ઞાની અથવા પ્રોફેસરે બતાવેલો ક્રોધ અથવા અનુગ્રહ—ટીકા કે સૂચના વ્યર્થ છે,

વિશ્વવિદ્યાલયો, પ્રદર્શનો, મેળાઓ, ચર્ચો, દેવાલયો, સંમે-લનો અને સભાઓ પણ ઘણે ભાગે જગતની એ માયિક ભ્રાંતિ અને નિદ્રાને કાયમ રાખવાનાં તથા વધારવાનાંજ સાધનો છે! સૂર્ય બરફના જેટલો શીતલ થઇ જાય, ચંદ્ર અગ્નિના જેવો તૃપ્ત થાય, દીવાની જ્યોતિ ઉપર ન જતાં નીચે જવા લાગે અથવા સર્વ દિશાઓ કાગળના ભૂંગળાની પેઠે સંકેલાઇ જાય, તોપણ જીવ-ન્મુક્તને કંઇજ આશ્ચર્ય થતું નથી.

એક કાળે બ્રાહ્મણોએ જગતની ઉપર રાજ્ય કર્યું; તે પછી ક્ષત્રિય રાજ્યોના પણ યુગ વીતી ગયા; હાલમાં વૈશ્યોનું રાજ્ય ચાલે છે અને હવે પછી શૂદ્રોના શ્રમ એટલે સેવાનું મહત્ત્વ વધવા-ના દિવસો આવશે; પરંતુ સંન્યસ્તવૃત્તિથી પાવન થયેલા શૂદ્રોજ તે મહત્ત્વ વધારવાનું કાર્ય કરશે.

યુરોપ અને અમેરિકાના મજૂરો (શૂદ્ર) ધાર્મિક પ્રતિબંધ અને વંશપરંપરાથી બંધાયેલા નથી; તોપણ તેમની સ્થિતિ સારી નથી.હિંદુસ્તાનમાં અસંખ્ય જાતિભેદ દ્વારા સર્વ લોકોની આત્મ-ઠગાઇને મદદ મળવાથી એ દુષ્પરિણામ અને અન્યાય બમણાં વધ્યાં છે. એથી હડતાળો પડતી નથી એ ખરૂં, પરંતુ આખો દેશ તો દુર્બળ અને મૂંગા મેંઢાથી પણ વધારે બીકણ બને છે.

આજ સુધી વેદાંત માત્ર થોડા લોકોનીજ મિલકત થઇ પડયું હતું. મુખ્યત્વે કરીને બુદ્ધિની ભૂમિકા ઉપરજ તેનો આધાર હતો. આટલા દિવસ સુધી ગર્ભરૂપે રહેલું એ મૂળ (વેદાંત) પૃથ્વીના ઉદરમાં (હિમાલયમાં) હતું, પરંતુ પવિત્ર ગંગારૂપે બ્રાહ્મણ અને શૂદ્રની મલિનતાને તે એકસરખી રીતે ધોઈ કાઢતું, દેવ અને

માનવને સમાન રીતે પવિત્ર કરતું અને સર્વ અસ્વાભાવિક ભેદને નષ્ટ કરતું. હવે તે નીચે ખુલ્લા મેદાનમાં આવ્યું છે. વિરાટસ્વરૂપી માનવસમાજ એકરૂપ હોવો જોઇએ, એ ઘટના વેદાંતના અનુભવ વિના કવચિત્‌જ સમજાય એવી છે.

જેમ અન્નનું સેવન આપણે દરરોજ ઇરાદાપૂર્વક કરીએ છીએ, પરંતુ તેને પાચન કરવાની અને શરીરના જુદા જુદા ભાગોમાં પહોંચાડવાની ક્રિયાઓ તો એની મેળેજ થાય છે, તેવી રીતે ઐક્ય અને પૂર્ણતા, ભક્તિ અને પ્રભુતામાં ચિત્ત લીન થતાંજ સર્વ ભેદ અને આવશ્યક ફેરફારોની વ્યવસ્થા એની મેળેજ થશે. ઇશ્વરી નિયમો–કુદરત પોતે તે કરી લેશેજ.

હિંદુસ્તાનના રાજારજવાડાઓ, ધર્મગુરુઓ, શૂદ્રો અને રાજ્યકર્તાઓ! થોડાંજ વર્ષોમાં શું પરિણામ આવશે તેનો તમને ખ્યાલ પણ છે? ગમે તો મને વિચિત્ર માણસ ગણીને મારી મશ્કરી કરો; પરંતુ મારી સામે દેખાય છે કે આ જગત સ્વામીઓથી (ખરા સંન્યાસીઓથી) ભરાઇ ગયું છે, પૃથ્વીની ઉપર દેવો સંચાર કરતા હોય એમ ભાસે છે, મનુષ્યોનાં શરીર અને વર્ણ ઉપરથી નક્કી કરેલા (જાતિ)ભેદ નષ્ટ થઇ ગયા છે. હિંદુસ્તાન, ચીન, અમેરિકા અને ઇંગ્લેંડ વચ્ચેનો ભેદભાવ જતો રહ્યો છે, નવો સંઘ તૈયાર થાય છે અને વળી તે પણ ઓગળી જઇને તેની જગ્યાએ નવો થશે.

હે સ્વપ્નમાં પડેલા વહાલાઓ! તમારાં નેત્ર ઉપરનો પડદો દૂર કરો, એટલે અત્યુચ્ચ સંન્યાસી, અત્યંત નીચ શૂદ્રની સાથે મળીને કામ કરતો નજરે પડશે. જુઓ! જુઓ!! પેલાં ભિક્ષાપાત્ર એકદમ પાવડો અને કોદાળી થઈ ગયાં. સંન્યાસીનું આળસ જતું રહ્યું છે. શૂદ્રના કર્મને સંન્યસ્તની ઉચ્ચ પદવી મળી છે. સૌમાં ત્યાગવૃત્તિ આવી છે. ગણિકાની નિર્લજ્જ હિંમત અને 'રામ'ની પવિત્રતા એક થઇ ગયાં છે. બકરીની ગરીબાઇ અને સિંહના અચળ ધૈર્યનું સંલગ્ન થયું છે. વિરુદ્ધ સ્થિતિઓનું ઐક્ય થયું છે. આત્યંતિક વિરોધ નષ્ટ થયો છે. વિશ્વ એક કુટુંબ બન્યું છે. જુઓ, આ સર્વોત્તમ દીર્ઘદૃષ્ટિ પ્રાપ્ત કરો અને પછી અવલોકન કરો.

આપણને અગ્નિ અથવા શસ્ત્રોની જરૂર પડશે કે? ના. પોલીસની? ના. આ હવાઇ કિલ્લા–મનોરાજ્ય છે? ના. આ કેવળ

વિચારભ્રમ છે? ના. આ શું સમાજવાદ અને જાતિવાદ છે? હશે; પરંતુ તે હિંદુસ્તાનમાં મૂળથીજ છે; નવો નથી. વેદાંતનો એ એક સ્વાભાવિક ઉપસિદ્ધાંત છે. હિંદવાસીઓ! જો તમે આત્માને ઓળખશો તો તમારો રોગ ક્યાં રહેશે? આંતરિક ઉપાધિ નાશ પામતાંજ બાહ્યોપાધિ એની મેળે શમી જશે. યુક્તિ કે ચાલાકીની જરાયે જરૂર નથી. શંકા અથવા ભીતિ રાખવાનું કાંઇ કારણ નથી. બીકણ ઈશ્વરદ્રોહીઓ ભલે તેમને ફાવે તે માર્ગ સ્વીકારે!

હું 'રામ' બાદશાહ છું અને તમારૂં હૃદય મારૂં સિંહાસન છે. વેદો દ્વારા, કુરુક્ષેત્ર, જેરૂસલેમ અને મક્કામાં મેં જ્યારે ઉપદેશ કર્યો, ત્યારે લોકોએ તેનો ઊંધો અર્થ કર્યો. હવે હું ફરીથી મુખ ઉઘાડું છું. હું અને મારો શબ્દ એજ તમે અને તમારો શબ્દ! तत्त्वमसि! જે જે કાંઇ તને દેખાય છે તે તું છે!

તમારામાંના કેટલાક ભવાં ચઢાવે છે, કેટલાક મોં મરડે છે, ગમે તેમ કરો; પરંતુ ઈશ્વરેચ્છાનો અમલ તો થશેજ, કોઇ તેને અટકાવી શકે તેમ નથી. કોઇ પણ રાજા, દેવ કે દાનવ તેના માર્ગમાં વિઘ્ન નાખી શકે તેમ નથી. સત્યની ગતિ અનિવાર્ય છે. નિરાશ થશો નહિ. **મારૂં મસ્તક તમારૂં છે. ગમે તો તેને કાપી નાખો, તેની જગ્યાએ બીજાં હજારો ઉત્પન્ન થશે.**

શમ્સતબ્રેજ (એક સૂફી કવિ) એજ સંગીત ગાય છે, ખરૂં ને? પંજાબના મધુર બુલ્લાશાહ અને પરાક્રમી ગોપાળસિંગે પણ એજ ગાયું ને? જિસસ ક્રાઇસ્ટે પોતાના ભાગ્યાતૂટ્યા શબ્દોમાં એજ કહ્યું ને? મહમદને એજ ચંદ્ર જણાયો ને? મારે એનું શું? જ્યારે મને ચંદ્રનું દર્શન થાય છે, ત્યારે મારી ઇદ આવે છે! સત્યને પ્રાચીન કે અર્વાચીન એવો ભેદ ન હોઇ, એ હંમેશાં નવીનજ છે. તમને સાક્ષાત્કાર થયો એટલે તમારી ઇદ આવી સમજવી. જ્યારે તમને આત્મજ્ઞાન થાય છે, સત્યસ્વરૂપ–ઈશ્વરનું જ્ઞાન થાય છે, ત્યારે અજ્ઞાનને લીધે ભિન્ન જણાતા મોટા વીરો અથવા મહાન પુરુષો અને સાધુસંતો તમારામાં મળી જાય છે. તેઓ તે તમે અને તમે તે તેઓ એવું બની રહે છે. કેવું અહોભાગ્ય!

## ૩–सुधारक

અંગ્રેજ કવિ શેલી એક ઊંચે ઊડતા ચંડોળ પક્ષીને સંબોધીને કહે છે કે, “અગ્નિની જ્વાળા જેવું તું પૃથ્વી પરથી ઊંચે

અને ઊંચે ઊડતું જાય છે; નીલવર્ણી આકાશને તું વીંધતું જાય છે અને ગાતું ગાતુંજ ઊડે છે તેમજ ઊડતું ઊડતું ગાય છે."

પ્રાચીનકાળમાં એક સાધુ થઇ ગયો. તે એટલો બધો પવિત્ર હતો કે માનવપ્રાણી એવો શુદ્ધ શી રીતે હોઇ શકે, એ જોવાને માટે સ્વર્ગમાંથી દેવો નીચે ઊતર્યા. તે સદા પોતાનું નિત્યકર્મ કર્યા કરતો અને જેમ તારા તથા પુષ્પો સ્વાભાવિક રીતેજ પ્રકાશ અને સુગંધ પ્રસારે છે, તેમ તે સદ્ગુણોનો પ્રચાર કરતો.

બેજ શબ્દોમાં તેની દિનચર્યા કહી શકાશે. તે દાન કરતો અને ક્ષમા કરતો! પરંતુ એ શબ્દો તેના મોંમાંથી કદી નીકળતા નહિ. તે શબ્દો તેનાં આનંદ, દયા, ક્ષમા અને દાનમાંજ જણાઇ આવતા. દેવોએ ઈશ્વરને કહ્યું: "પ્રભો! આને કંઇક સિદ્ધિ આપો." ઈશ્વરે કહ્યું: "ઠીક, એને શું જોઇએ છે તે પૂછો."

આથી દેવોએ સાધુને પૂછ્યું: "તારા હસ્તસ્પર્શથી રોગી-ઓના રોગ મટી જાય એવી સિદ્ધિ તારે જોઇએ છે?"

સાધુ બોલ્યો: "ના, ના; એ કાર્ય તો ઈશ્વરનેજ કરવા દો."

"પાપીઓનો ઉદ્ધાર કરવાની અને કુમાર્ગે જતા લોકોને સન્માર્ગે ચડાવવાની શક્તિ જોઇએ છે?"

"ના, ના; તે દેવોનું કામ છે. મારે તો ભક્તિ કરવી છે. મારે કોઇનો ઉદ્ધાર કરવો નથી."

"શાંતિની મૂર્તિ બનીને પોતાના સદ્ગુણના પ્રભાવથી સર્વ લોકોને આકર્ષીને ઈશ્વરનું મહત્ત્વ વધારવાની શક્તિ જોઇએ છે?"

"ના, ના, લોકોને હું આકર્ષું, તો તે ઈશ્વરથી વિમુખ થાય. પોતાનું મહત્ત્વ વધારવાનાં બીજાં સાધનો ઈશ્વર પાસે ઘણાં છે."

"ત્યારે તારી શી ઇચ્છા છે?"

સાધુ મધુર સ્મિત કરીને બોલ્યો: "માત્ર ઈશ્વરની મારા ઉપર પૂર્ણ કૃપા રહેવા દો. શું તેમાંજ સર્વ આવી જતું નથી?"

પરંતુ દેવોએ વિશેષ આગ્રહ કર્યો કે, "તારે કંઇ પણ વર માગવોજ જોઇએ; નહિ તો પછી કોઇ સિદ્ધિ બળાત્કારે તને આપવી પડશે."

સાધુ બોલ્યો: "ઠીક છે, હું એટલુંજ માગું છું કે, મને

માલૂમ પડ્યા વિના મારા હાથથી ઘણાં સત્કૃત્યો થાય."

દેવો ગૂંચવણમાં પડ્યા. સૌએ વિચાર કરીને એક યુક્તિ ગોઠવી. જ્યારે જ્યારે તે સાધુનો પડછાયો તેની પાછળ અથવા તેને ન દેખાય એવી બાજુએ પડે, ત્યારે ત્યારે તેમાં રોગ મટાડવાની અને દુઃખનું નિવારણ કરવાની શક્તિ આવે એમ તેમણે ઠરાવ્યું અને તે પ્રમાણે થયું. જ્યારે પેલો સાધુ કોઇ રસ્તે જાય, ત્યારે તેની પાછળનો અથવા બાજુનો પડછાયો જેટલી જગ્યામાં પડે તેટલી જગ્યા નવપલ્લવિત થાય. ત્યાંનાં સૂકાં ઝાડોને પાંદડા અને ડાંખળીઓ ફૂટે, સુકાઇ ગયેલા ઝરાઓ પુનઃ વહેતા થાય, નિસ્તેજ છોકરાંઓ સતેજ થાય અને દુર્દૈવી માતાઓ આનંદી બને. તારા અને ફૂલો જેમ પોતે ન જાણતાં પ્રકાશ અને સુગંધ પ્રસારે છે, તેમ તે સાધુ આવી રીતે સદ્ગુણોનો પ્રસાર કરતો અને પોતાના નિત્યકર્મમાં સદા મગ્ન રહેતો.

તેની નમ્રતાને માન આપી લોકો છાના છાના તેની પાછળ જતા અને તેની શક્તિની વાત તેની પાસે કદી કાઢતા નહિ. ધીમે ધીમે લોકો તેનું સાચું નામ પણ ભૂલી ગયા અને "પવિત્ર છાયા" એજ એનું ઉપનામ પડ્યું.

**તમારામાં સત્ય એટલી હદ સુધી આવી જવું જોઇએ કે તેની આગળ વિત્ત અને વ્યક્તિનો આડંબર હવાની માફક અદૃશ્ય થઈ જાય. જ્યારે સત્યની સાથે તમારૂં પૂર્ણ તાદાત્મ્ય થશે, ત્યારે મત્સરનાં બાણ તમને વીંધી શકશે નહિ.** ગેંડા પોતાનાં શીંગડાં ક્યાં મારવાં તે સમજશે નહિ; વાઘ પોતાનો તીવ્ર પંજો ક્યાં મારવો તે સમજશે નહિ; તલવારને પેસવાની જગ્યા મળશે નહિ અને તમારા ઉપર તોપના ગોળા વરસે, તોપણ તેનો સ્પર્શ સરખોય થશે નહિ.

સત્યનીજ પ્રીતિ સંપાદન કરો. એકલા રહેવું પડે, તોપણ સત્યનેજ વળગી રહો. સત્યનીજ બાજુએ લડતાં લડતાં મરો. સદાચારના સ્વર્ગમાં કદાપિ તમે એકલા પડો, તોપણ સત્યનિષ્ઠારૂપી સૂર્ય તમારો સોબતી છેજ. તમારા તેજસ્વી વિચારો ગ્રહણ કરીને ઘણા સત્સંગીઓ તમને આવી મળશે અને એની મેળેજ તમારો યોગ બનશે. તત્ત્વ છોડી દઇને સંઘ કરવાની ખટપટ કરશો નહિ. મારે લોકોના મત બદલવાની અથવા અનુયાયીઓ

મેળવવાની ઇચ્છા નથી; મારે માત્ર સત્યને અનુસરીને ચાલવું છે. સત્યને સંરક્ષણ અથવા સંરક્ષકની જરૂર નથી. સૂર્યના પ્રકાશને પેગંબરો અથવા દૂતોની જરૂર પડે છે? હું સત્યનો પ્રસાર કરતો નથી, સત્ય પોતેજ મારો અને તેનો પોતાનો પ્રસાર કરે છે.

ઉત્ક્રાંતિવાદી લોકો અનુકૂળતા સંબંધી એમ કહે છે કે, "જો માણસને હરેક સંયોગમાં ઉત્તમ રીતે સમાધાન પામતાં આવડે, તો તેને આ જગતમાં સુખે જીવન વિતાવવું મુશ્કેલ નથી. અસંખ્ય પ્રાણી, વનસ્પતિ અને મનુષ્યોને એ આવડે છે; તેથીજ જીવનકલહમાં તેમની અને તેમના વંશજોની જીત થાય છે. જે જીવતું રહેવાની કળા જાણે છે, તે ઋષિજ છે. આખા જગત ઉપર તેને પ્રેમ હોવાથી જગતે તેના પર પ્રેમ રાખવોજ જોઇએ. વાસનામય ક્ષુદ્ર અહંકારનો ત્યાગ કરીને સર્વની સાથે જેનું ઐક્ય થયું છે એવા મનુષ્યની સામે સંકટો કેટલી વાર ટકે? જીવનકલહમાં માત્ર પરોપકારવાદીજ વિજયી નીવડે છે; પરંતુ એ શાસ્ત્રીય નિયમનો લોકોદ્વારા દુરુપયોગ થવાનો ઘણો સંભવ છે.

પરોપકારવાદ એટલે શું? લોકો શાની આશા રાખે છે? તેમને શું ગમે છે? તેમની ઇચ્છા શું છે? તેમને શું પસંદ છે? એ સદા શોધતા રહેવું એવો શું એનો અર્થ છે? "યોગ્ય રીતે અનુકૂળ થવાની કળા"નો અર્થ લોકેચ્છાચાર એવો થશે કે? અથવા "કર્મ કરવાની તૃષ્ણા" એજ શું સેવાધર્મ છે? ના. ખરો સ્વાર્થ એજ ખરો પરમાર્થ છે. જેનું હૃદય ઉલ્લાસ અને પ્રેમમય થયું છે અને જે પોતાના હૃદયમાં પ્રગટ થયેલા સત્યનું સમાધાન બહારનાં પ્રમાણો અને અભિપ્રાયોના નામ નીચે દૂષિત કરીને નહિ, પણ સ્પષ્ટ રીતે જાહેર કરે છે, તેજ છેવટે વિજય મેળવે છે.

જેમ ખેતરમાં એક તરબૂચ પાકવા આવે, ત્યારે બીજાં પણ હજારો તરબૂચ એજ ઋતુના પ્રભાવથી પાકેલાં હોય છે; તેવીજ રીતે એકાદ પ્રથમ દૃષ્ટિએ નવો અને વિચિત્ર જણાતો વિચાર તમારા મનમાં આવે, ત્યારે ખાસ સમજવું કે, એજ વિચાર બીજા હજારો લોકોના મનમાં કાંઇક ઓછી સ્પષ્ટતા સહિત આવતો હોવો જોઇએ. જ્યારે વસંતઋતુમાં કોઇ ઝાડ ઉપર એકાદ પાંદડું, ડાંખળી અથવા અંકુર ફૂટવા લાગે છે અને જ્યારે તેની સાથે કોઇ રોપો પણ ભૂમિમાંથી ઊગી નીકળે છે, ત્યારે તેના જેવાં

હજારો પાંદડાં, ડાંખળીઓ, અંકુરો અને રોપાઓ તેજ વખતે કોઇ બીજે ઠેકાણે પણ અવશ્ય ઊગતાં હોય છે. ધર્મ, નીતિ અથવા બુદ્ધિનો નવો જુસ્સો હંમેશાં માતાના ગર્ભમાં બાળકના જેટલોજ પવિત્ર છે. તે છુપાવી રાખવો એ પરમાત્માનો દ્રોહ કર્યા બરાબર છે.

તમને આશ્ચર્ય થશે, પરંતુ પોતાની જાત પ્રતિ પ્રમાણિકપણે વર્તવામાંજ તમે સૌની સાથે પ્રમાણિકપણે વર્તો છો. કેવળ સત્યને માટે આપણે જે નમ્રતા, ત્યાગ અને અભિપ્રાયની એકતા દર્શાવીએ છીએ તે નિષ્પાપ છે. પૈસાદાર વ્યક્તિ, ડોળદમામ, ભભકો, પદવીઓ, સંપત્તિ, લૌકિક વિદ્વત્તા અને આચારોને માટે પૂજ્યભાવ રાખવો એ પણ જડ મૂર્તિનીજ પૂજા છે. વ્યાવહારિક જ્ઞાન એ અજ્ઞાનનુંજ બીજું નામ છે.

નક્ષત્રો આનંદથી આત્મપ્રકાશ કરે છે અને સમુદ્રમાં કૌમુદીપ્રધાન લહરીઓ સ્વયંભૂ વિહાર કર્યે જાય છે; કારણકે તેઓ આત્મરત રહે છે, તેઓ કોઇ પણ ચીજની ઝંખના કરી તેને માટે ઝૂરતાં નથી. જેને આત્મતૃપ્તિ થઇ નથી, તેનેજ કંઇ તલવલાટ થયા કરે છે. તેઓ આત્મસત્તાનાજ બંધનમાં છે. ઇશ્વિરનાં બીજાં કામો કઇ સ્થિતિમાં છે તે જાણવાની તેઓ દરકાર કરતાં નથી. તેઓ પોતાનાં કાર્યોમાંજ પોતાની સઘળી શક્તિનો વ્યય કરે છે અને તમે જુઓ છો કે આવી રીતે તેઓ મહાન જીવન ભોગવે છે; માટે હે મનુષ્ય ! આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવાનો નિશ્ચય કર અને જે પોતાના સત્ય સ્વરૂપને ઓળખે છે, તે પોતાના અહંભાવને ભૂલી જાય છે, એ તત્ત્વને જાણ.

હે સત્ય ! તારા ઉપર મારો પ્રેમ છે. હે પ્રેમ ! તારી સાથે હું સદા પ્રમાણિકપણે વર્તું છું. પોતાના હાથથી કંઇ પણ દશ્ય કાર્ય સધાય, પોતાના ભક્તોની સંખ્યા મોટી દેખાય, એવી કર્મવાદીઓની આકાંક્ષાજ સત્ય શ્રેયની આડે આવનારી પ્રચંડ વિઘાતક શક્તિની ગરજ સારે છે. દૃષ્ટ ફળ અને સંખ્યાવાચક આંકડાઓના ફળના પુરાવાની ચિંતાથીજ સઘળો ગૂંચવાડો ઉત્પન્ન થાય છે. એકાદ શબમાં આખા દેશને નુકસાન કરે એટલું ઝેર હોય, પરંતુ તેથી શું તે શબનું મહત્ત્વ ગણાશે કે ? ઘણી વાર કેટલાક પંથોનો પ્રચાર આવાજ કારણોથી થાય છે.

પોતે વાવેલાં ઝાડને પોતાની નજર આગળજ ફળ આવે અને તે પોતાનેજ ખાવા મળે, આવી ઘણા લોકોની ઇચ્છા હોય છે. આ ઉપરથી શ્રદ્ધાનો અભાવ અને સ્વાર્થવૃત્તિ જણાઇ આવે છે. ઇસુખ્રિસ્ત, નાનક વગેરે સાધુસંતોએ જે વૃક્ષને પોષવાને માટે પોતાના દેહો ખાતરરૂપે અર્પણ કર્યા હતા, તે વૃક્ષને ફળ આવતાં શતકો વીતી ગયાં હતાં, એ વાત ભૂલવી જોઇએ નહિ. કેટલાક વક્તાઓને પોતાની પાછળ ધૂમકેતુની પેઠે એકાદ ભભકાદાર ઉપાધિના પૂંછડાનીજ અભિલાષા હોય છે; પરંતુ એ અસ્પષ્ટ પૂંછડું પ્રચંડ અને વિસ્તીર્ણ હોવા છતાં, છેક ભાર વિનાનું હોય છે. આતશબાજી જોવાને લોકોનાં ટોળેટોળાં આવે છે; પરંતુ તે પૂરી થવા પછી તેની કશીજ નિશાની રહેતી નથી. અંધારામાં ગોથાં ખાતો મનુષ્ય દારૂખાનાના અજવાળાના ક્ષણિક પ્રકાશથી કદી પોતાનો માર્ગ કાપી શકશે? નિરંતર પ્રકાશ, પછી તે નાની સરખી મીણબત્તીનોજ કેમ ન હોય; તોપણ તેજ સદા ઉપયોગી છે.

તમારૂં ગુરુત્વ મધ્યબિંદુ તમારી બહાર જવા દેશો નહિ. શુદ્ધ પ્રેમ અને સ્વાર્થત્યાગ એજ ચારિત્ર્યનાં પ્રધાન અંગ છે. "પરોપકાર" એ તો કેવળ ક્વચિત્ ક્વચિત્ બહાર પ્રતીત થતી તેની છાયાજ છે.

અંતરીક્ષમાં પૃથ્વી સૂર્યની ભણી પોતાની દૃષ્ટિ રાખીને ફરે છે. નીલવર્ણા નભમાં દિવ્ય પ્રકાશ નાખતી, સૂર્ય રહિત કિંવા તોફાની વાદળાંથી ગ્રસ્ત થયેલી અવસ્થામાં પૃથ્વી સ્તબ્ધ થતી નથી-અણુ માત્ર પોતાની ગતિ બદલતી નથી; પણ એક સરખી નિયમિત ગતિએ પોતાનો પ્રવાસ કર્યેજ જાય છે. સૂર્યપ્રકાશ કિંવા તોફાનથી આવૃત્ત થતાં છતાં તે ચાલીજ જાય છે. તેજ પ્રમાણે હે પૃથ્વીના મનુષ્ય! તારી પાસે સમય અને શક્તિ બન્ને છે, માટે આગળ અને આગળજ ચાલ્યો જા.

કોઇ કાર્યકર્તામાં અમુક વિષયમાં દોષ હોય છે, માટે બીજી બાબતોમાં પણ તેની સેવા સ્વીકારવી નહિ, એવી પ્રવૃત્તિ હિંદુસ્તાનમાં જણાઈ આવે છે. દાખલા તરીકે એકાદ ઉપદેશક ખાનપાનના વિધિનિષેધને ન માનતો હોય, તો તેનો ઉપદેશ સાંભળવોજ નહિ. આથી દેશમાં સંપીને કામ કરવું અશક્યજ થઈ પડ્યું છે. આ ન્યાય તો ગાય પર સવારી કરી શકાતી ન હોવાથી

તેના દૂધનો અસ્વીકાર કરવો અને ઘોડી દૂધ નથી આપતી, તેથી તેના ઉપર સવારી કરવાનું છોડી દેવું, એના જેવોજ છે.

વિજ્ઞાનવેત્તાઓને એવો અનુભવ થયો છે કે, સામાજિક જીવનની રસાકસીમાં ધાંધલિયાઓ કાંઇ આગળ વધી જતા નથી, તેમ બળવાન પણ વિજયી નીવડતા નથી, પણ પરસ્પર સંપીને કામ કરી શકે છે તેઓજ યશ મેળવે છે. પ્રથમ સંપ અને પછી હરીફાઈ. મનુષ્યમાં સંપ શી રીતે ઉત્પન્ન કરી શકાય તે પ્રથમ જોવું જોઇએ. કેવળ સંપની ખાતરજ કરેલી એકતા ટકશે નહિ. શરીરના જેવી રીતે સેંદ્રિય પદાર્થો આપોઆપ બને છે; તેવીજ રીતે પરસ્પર સહાય, સંપીને કામ કરવાની ઇચ્છા અને સમાન કાર્યમાંથી સર્વ શાસ્ત્રો ઉત્પન્ન થાય છે; પરંતુ કોઇ પણ બે શાસ્ત્રજ્ઞોને એક બાજુએ રહેવાની જરૂર નથી. એક સત્યની સાથે પ્રમાણિકપણે વર્તવામાં શાસ્ત્રજ્ઞોની એકતા થાય છે. પ્રેમ, ક્રીડા, સરળતા એ આખા જગતમાં નાનાં છોકરાંઓનો સામાન્ય ધર્મ છે. ધર્મની આ એકતા બાળક પોતાની જાત સાથે પ્રમાણિકપણે વર્તે છે, તેથી પ્રાપ્ત થાય છે. ઘણી વાર લોકપ્રશંસાની લાલસાથી આપણું ચારિત્ર બગડે છે. આપણા કૃત્રિમ અને દાંભિક સમાજનો મહેલ એ પાયા ઉપરજ રચાયેલો છે. વિકૃત રુચિવાળાઓને ખુશ કરવા માટેજ મનુષ્ય અન્ય સમયે ન કરતો હોય તેવી બાબતો કરે છે. દાખલા તરીકે દારૂનું વ્યસન ઘણું કરી સંગદોષથી અને દારૂડિયા મિત્રો પ્રત્યેના માનને લીધેજ વળગે છે.

સત્યવ્રતજ ફક્ત ખરૂં હિત છે. સત્યાચરણ એજ સત્કર્મ છે. સત્યજ તમને બળ આપે છે, સત્યજ તમને સ્વતંત્ર બનાવે છે. પોતાને માટે પોતે નિયમ ઘડી કાઢવાથીજ બાહ્ય વિધિનિષેધથી મુક્ત થવાય છે. ખરૂં માન પણ એજ છે. સૃષ્ટિરૂપી ગ્રંથમાં ઈશ્વરે પોતાના હાથથી સ્પષ્ટજ લખ્યું છે કે, દૌર્બલ્ય જેવું બીજું પાપ નથી. તે દૌર્બલ્ય અજ્ઞાનથીજ ઉત્પન્ન થાય છે.

જે ચિરકાળ ટકે છે અને વધે છે, તે ઈશ્વરેચ્છાને અનુસરતું હોવું જોઇએ. કોઈ પણ નિયમ એટલે સમયાનુસાર વસ્તુસ્થિતિ ઉપરથી ઠરાવેલો સામાન્ય સિદ્ધાંત. સૃષ્ટિરૂપી ધર્મગ્રંથ આપણને આ નિયમ કહે છેઃ "જે સત્ય છે તે આજે નહિ તો કાલે પણ બળવાન થઇને યોગ્ય ઠરશેજ." સત્ય ઘણુંજ મજબૂત હોય છે. સ્પર્શ થતાં પાણીના પરપોટાની પેઠે તે ફૂટી જતું નથી; એટલુંજ

નહિ પણ ફૂટબૉલની પેઠે તમે એને આખો દિવસ લાતો મારો, તોપણ સાંજે તે મજબૂત, ગોળ અને સાબૂતજ રહેશે. ઈશ્વર આખા જગત ઉપર રાજ્ય કરે છે અને સર્વશક્તિમાન સત્યજ સર્વને જીતે છે. સત્યથી વિસ્મિત થશો નહિ, તેમ બીશો પણ નહિ. અંતઃકરણપૂર્વક 'अहं ब्रह्मास्मि' (હું પરમાત્મા છું) એમ જપો.

જે પક્ષ વધારે સત્યનિષ્ઠા બતાવે છે, અનંત શક્તિમાં મળી જઈને કામ કરે છે અને સર્વશક્તિમાન પરમેશ્વરનું સ્વરૂપ વ્યકત કરે છે, તેનેજ વિજય અને મોટાઈ પ્રાપ્ત થાય છે. સત્યની ભાવના (જ્ઞાન)થી સામર્થ્ય અને વિજય મળે છે. દેહાભિમાનથી–પછી "હું બ્રાહ્મણ છું કે સંન્યાસી છું" એવું અભિમાન હો—તમે શૂદ્ર બનો છો. ચામડા સાથે વ્યવહાર કરનારી એ ચાંડાળવૃત્તિ ત્યજી દો એવી શ્રુતિએ તમને વારંવાર ચેતવણી આપી છે.

**સત્યનિષ્ઠ-સ્વાર્થત્યાગી મનુષ્ય ચમારના ધંધામાં પણ સંન્યાસવૃત્તિ લાવી શકે છે.** માત્ર તે ધંધાથીજ–કિંબહુના–કોઈ પણ જાતના કામ ધંધાથી તમે શૂદ્ર બનતા નથી. સ્ત્રીઓ, બાળકો અને શૂદ્ર એ પણ રાષ્ટ્રવૃક્ષનાંજ મૂળ છે; છતાં એ સૌને કેળવવા અને ખીલવવા તરફ હિંદુસ્તાનમાં કોઈ ધ્યાન આપતું નથી. ઉચ્ચ કહેવાતા લોકો બહુ તો એ વૃક્ષનાં ફળોજ કહેવાય. માત્ર શોભાનેજ ખાતર એ ફળો વૃક્ષ ઉપર લટકતાં રહે એટલા માટે તેને પંપાળ્યા કરવામાં આપણે આપણો વખત નકામો ગાળવો ન જોઈએ. મૂળ તરફ ધ્યાન રાખો. તેને યોગ્ય ખાતર-પાણી પૂરું પાડો. એ મૂળને પાળવાપોષવામાંજ એ ફળની અને આખા રાષ્ટ્રરૂપ વૃક્ષના દરેક અંગની ખરેખરી શોભા તથા આબાદી રહેલી છે.

પ્રિય સુધારક! શ્રીમંતોની ઇચ્છાનુસાર વર્તવાથી તમને ક્ષણિક મહત્ત્વ મળશે; પરંતુ ગરીબ લોકો, સ્ત્રીઓ અને બાળકો-ના હાથથીજ સત્યની સવારી આગળ વધશે; બીજાના હાથથી નહિ. ઇતિહાસ તો એમજ કહે છે કે, આધુનિક ઉપદેશકની વૃત્તિ એવી છે કે, સરકારી અમલદાર વગેરે બડા લોકો પોતાના વ્યાખ્યાનમાં આવે એટલે તેઓ પોતાને કૃતકૃત્ય માને છે. એ ખરું છે કે સરકારી નોકરો બીજાં માણસોના કરતાં અધિક હોશિયાર હોય છે અને તેથી તેઓ થોડાઘણા ઉપયોગી પણ છે; પરંતુ

જેમનો જુસ્સો હમેશના ઘસડબોરાથી મંદ પડી ગયો છે અને અતિશય શ્રમ કરવાથી જેમની શક્તિ ક્ષીણ થઈ છે, એવા એ લોકોને તેમના માનમરતબારૂપી કેદખાનામાં અને ઉન્નતિ વિનાના શ્રેષ્ઠ આસન ઉપરજ બેસી રહેવા દો. તેમને પોતાના પરસેવાનાં ટીપાંથી મેળવેલી મધુર પ્રશંસાનાં શાંત કરી નાખનારાં હાલરડાંઓ અને અનુચરો તરફથી મળતા માનનો ઉપભોગ લેવા દો. ખરો રાષ્ટ્રોદ્ધાર તો રાષ્ટ્રનાં ગરીબ મૂળોથીજ થવાનો છે.

હિંદુસ્તાનમાંની અનેક હિલચાલો વિજયી ન નીવડવાનું મુખ્ય કારણ એજ છે કે, કાર્ય કરનાર લોકોએ પોતાની સર્વ શક્તિ મૂળ તરફ ન વાપરતાં માત્ર ફળ અને પાંદડાંઓનેજ (બડા લોકોનેજ) પાણી છાંટવામાં ગુમાવી દીધી છે; ખરી રીતે તો રાષ્ટ્રવૃક્ષના આધારરૂપ બિચારા શૂદ્રોનેજ પ્રકાશ અને ચૈતન્યની જરૂર છે. જેઓ શૂન્યવત્ ગણાય છે એવાં ગરીબગરબાંઓની તમે ચિંતા કરશો તો લોકો તમને ઠપકો દેશે ખરા; પરંતુ ધ્યાનમાં રાખજો કે, શૂન્યને એકડાની જમણી બાજુએ મૂકવાથી એકડાની કિંમતને દસગણી વધારવાની તેનામાં શકિત છે, માટે તમારા એકત્વનો–અભેદભાવનો આંકડો અથવા શૂન્યોની સાથે મેળાપ થવા દો. 'तत्त्वमसि' તે તુંજ છે.

કેટલાક કહે છે કે, "સ્ત્રીઓ, બાળકો અને શૂદ્રો બ્રહ્મવિદ્યાનાં અધિકારી નથી. આ માન્યતાથી વેદાંત એક મોટો ગહન વિષય અર્થાત્ કેવળ એક અનુભવશૂન્ય વિધિસમૂહ થઇ પડ્યો છે.

જો દરેક બાળક સૂર્યનો પ્રકાશ અને હવા લેવાને યોગ્ય હોય, તો તે આધ્યાત્મિક પ્રકાશ અને હવા લેવાને કેમ લાયક ન હોવું જોઇએ ? એ બ્રહ્મવિદ્યા કોઇની પાસે છુપાવો છો શા માટે ? અજ્ઞાન અને દૌર્બલ્યનાં ભોંયરાં તથા ઓરડીઓ જમીનદોસ્ત કરી નાખો. ઈશ્વરી પ્રકાશ–ઈશ્વરી હવા લેવા દઇ સૌને ભાગ્યશાળી બનાવો.

**વિધિનિષેધના ગાંસડાઓ બળાત્કારે લોકો ઉપર લાદવાથીજ તેમને આધ્યાત્મિક દારિદ્રય ઉત્પન્ન થયું છે.** ધાંધલિયા નીતિ અને ધર્મના માત્ર ઉપદેશનો ધંધો લઇ બેઠેલાઓ પોતાને માટે અને બીજાઓને માટે તત્ત્વનું (સત્યનું) જ્ઞાન મેળવવું છોડી દઇને–સદ્ગુણના બાહ્ય નિયમોનો બોજો લોકો ઉપર લાદીને પોતાનીજ ઇષ્ટપ્રાપ્તિને નુકસાન પહોંચાડે છે. દરેક જણ

પોતાના અનુભવ પ્રમાણે ચાલે છે. આંખો આગળ કૂવો હોવા છતાં જાણીજોઇને તેમાં કોઈ ભૂસકો મારતું નથી. આપણી સર્વ વિધિનિષેધક આજ્ઞાઓ મનુષ્યમાં રહેલી પાશવવૃત્તિઓને લાગુ પડે છે. જ્યારે આપણે એકાદ છોકરાને "ફલાણું કામ કરીશ નહિ" એમ કહીએ છીએ ત્યારે તેની બુદ્ધિ વિરોધ કરે છે; કારણકે એવી આજ્ઞા કરવી એ બુદ્ધિનું અપમાન કર્યા બરોબર છે. આપણી આજ્ઞાઓ ઘોડાઓને (પાશવવૃત્તિને) સવારના હાથમાંથી (બુદ્ધિના તાબામાંથી) ભડકાવીને નસાડી મૂકવાનું કાર્ય કરે છે. છોકરાંઓ ઉપર હુકમ ચલાવવાથી અથવા તેમને તેમની પોતાની બુદ્ધિ સિવાય બીજી આજ્ઞાઓના બંધનમાં નાખવાનો પ્રયત્ન કરવાથી તેઓ બંડખોર બને છે. બળાત્કારથી જ્યાં બંડ થઇ શકતું નથી, ત્યાં ક્ષય અને મરણ આવે છે. માનવશાસ્ત્રનો એક એવો નિયમ છે કે, સાધારણ મનુષ્યને કોઇ પણ સૂચના જેટલી મોઘમ આપવામાં આવે, તેટલી તેની અસર વધારે થાય છે. નીતિનો ઉપદેશ બળાત્કારે કરવાથી સાંભળનારની વૃત્તિ તેથી વિરુદ્ધ વર્તવા તરફજ દોરાય છે. કોઇ પણ બાબતનો પ્રતિબંધ કરવાથી અથવા દોષ આપવાથી તેના સંબંધી તેની જિજ્ઞાસા ઊલટી વધે છે.

એક એવો રિવાજ પડી ગયો છે કે, લોકો ઈશ્વરને પણ નકામો રહેવા દેતા નથી. ઈશ્વર આપણને દરરોજનું અથવા મહિનાનું અન્ન આપીને આપણી સેવા કરે એમજ તેઓ ઇચ્છે છે. સિદ્ધિની પાછળ પડેલો એક માણસ, સિદ્ધિની લેવડદેવડ કરનારા એક ફકીર પાસે ગયો અને ઇષ્ટ કામના પૂર્ણ કરનાર એક "દૈવી" મંત્ર શીખવવાની તેને વિનંતિ કરી. ફકીરે તેને મંત્ર આપ્યો, પણ તેનું ફળ મેળવવામાં એક એવી શરત કરી કે, "ઠરાવેલી મુદત સુધી તે મંત્રનો જપ કરતી વખતે મનમાં વાંદરાનો વિચાર ન આવવા દેવો." ગરીબ બિચારો તે માણસ બીજે દહાડે ગુરુજી પાસે આવીને બોલ્યો: "મહારાજ! જો તમે ખાસ ચેતવણી આપીને વાંદરાનું નામ ન સંભારી આપ્યું હોત, તો મને તેનો ખ્યાલ પણ ન આવત. પરંતુ હવે તો એ વાંદરાના વિચારે ખરેખરા વાંદરાની પેઠેજ મને મજબૂત પકડ્યો છે અને ગમે તેમ કર્યા છતાં તે જતોજ નથી!" એવી રીતે ઉપદેશકોએ વારંવાર નિષેધ કરીને પાપ અને દુરાચારનાં નામ લોકોના ચિત્તમાં જાગૃત ન રાખ્યાં હોત, તો આ જગતમાંથી તે ક્યારનાંયે નષ્ટ થયાં હોત. સ્વર્ગના આદિ

મનુષ્યને બાયબલના ઈશ્વરે જો અમુક "નિષિદ્ધ" ઝાડનું ફળ ન ખાવાનું કહ્યું હોત, તો એક ખૂણામાં ઊગેલા એવા ઝાડનું ફળ ખાઈ જોવાનો વિચાર પણ તેના મગજમાં આવત નહિ.

સુધારણાને નામે આપણે આપણા નિયમોને હદબહાર છૂટ આપી દઈએ છીએ. કોઈએ એક છોકરાને તેનું નામ પૂછ્યું, ત્યારે તેણે જવાબ આપ્યો કે, "મારી મા મને હંમેશાં ખબરદાર 'કરીશ મા' એમ કહે છે, માટે મારૂં નામ 'કરીશ મા' જ હોવું જોઈએ." તેવીજ રીતે નિયમિતતાના નામ નીચે લોકોએ પોતાનો આત્મા ગુમાવ્યો છે અને પોતે માત્ર નામ–રૂપજ છે, એમ ધારે છે.

હિંદુસ્તાનમાં વ્યાવહારિક વેદાંત પુસ્તકો દ્વારા નહિ, પણ આચરણ દ્વારા શરૂ થવું જોઈએ. વેદાંત એટલે શારીરિક, માનસિક અને આધ્યાત્મિક તંદુરસ્તી છે. અન્નાશયને નીરોગી કરવાથી સળેખમ, ઉધરસ, તાવ, મધુમેહ ઇત્યાદિ શારીરિક વ્યાધિઓજ નહિ; પણ મત્સર, આળસ, તીખાપણું, મલિન વિચારો, દૌર્બલ્ય વગેરે જાતની અપવિત્રતા પણ જતી રહે છે.

આવશ્યકતાઓનું યથાર્થ જ્ઞાન એજ ખરૂં સ્વાતંત્ર્ય છે. હુંજ આવશ્યક છું અને તેથીજ હું મુક્ત છું. મને જાણવાથીજ ખરૂં જ્ઞાન પ્રાપ્ત થાય છે. મારે અભાવે તમારી તંદુરસ્તી ગંદા રોગોનું સ્વચ્છ આવરણ થઈ રહેશે. ઐક્ય એજ ખરૂં આરોગ્ય છે. ઐક્યરૂપ બનો. જગતની કોઈ પણ વસ્તુના મહત્ત્વથી દબાઈ જશો નહિ, તો જીવનનાં તત્ત્વો સિદ્ધ થયા વિના રહેશે નહિ; કારણકે આયુષ્ય એ તત્ત્વોની સિદ્ધિ પરજ છે. આરોગ્યને માટે પૂરતી જગ્યા રહેવા દો. કોઈ પણ વાસના મનમાં રાખશો નહિ. આપણી વાસનાઓ, એ આજેજ એકદમ ત્યાગ કરવા જેવી અયોગ્ય મિલકત છે. સીધા જુઓ. જેમ તમે નદી, વૃક્ષ વગેરે તરફ નાના બાળકની પેઠે નિર્ભયપણે જુઓ છો, તેમ ગમે તે મનુષ્ય તરફ પણ જુઓ અને તેનામાં પારકાપણાની ભાવના ન રાખતાં, તમને પોતાનેજ જુઓ. **જીવનના ખરા નિયમો, અનુભવની ઠેસો ખાઈને ડાહ્યા થનાર આપણા મોટા માણસોના કરતાં છોકરાંને વધારે સમજાય છે.** બિલકુલ ડર્યા સિવાય કૌવચને પણ જો તમે એકદમ હાથમાં પકડશો, તો તે તમને કંઈ પણ ઇજા કરશે નહિ; પરંતુ બીતે બીતે કેવળ સ્પર્શજ કરશો તો ચામ-

ડીએ લાહ્ય બળશે. કેટલાક એવા લોકો છે કે, જેમની ખાનગી વાતચીતોમાં પણ જાસૂસો અને ડિટેકિટવોની ભીતિ જણાઇ આવે છે. હું એમ કહેવાની હિંમત કરૂં છું કે, એવા સન્માનનીય સુધારકો પોતેજ ચોર છે! પ્રિય જાસૂસો અને ડિટેકિટવો! આવો, આવો, તમે ભલે પધાર્યા; મારે તમારી જરૂર છે. તમારા અત્યારના પગાર કરતાં હું તમને અનંતગણું આપીશ. કૃપા કરીને મને શોધી કાઢો, કૃપા કરીને મારા રહસ્યને શોધી કાઢો; એટલે હું આનંદથી મારૂં સર્વસ્વ આપી દઇશ. તમારી મનની કામનાઓ પૂર્ણ કરીશ. તમારી સર્વ જરૂરિયાતો પૂરી પાડીશ. હવે પછી તમારે અડચણ વેઠવી નહિ પડે. તમારા દારિદ્રયને હાંકી કાઢવામાં આવશે અને સર્વ રાજ્યો તમારા ચરણે શિર ઝુકાવશે. ગુપ્તની શોધ કરનારાઓ! તમારા હૃદયને ધન્ય છે! આવો, આવો.

આરોગ્યવિદ્યાના નિયમાનુસાર દરેક નીરોગી મનુષ્યે કસરત કરવી જોઇએ. બાળકો કંઇ પણ ઉદ્દેશ ન હોવા છતાં, અત્યંત ઉદ્યોગી રહે છે. તમે અત્યંત શ્રમ કરો, બહાદુરીથી તમારી રમતો રમો; પરંતુ એ ક્રીડા ઉપર તમારા આનંદનો આધાર રાખશો નહિ, એમ વેદાંત કહે છે.

સત્યની બાજુએ એકલા ઊભા રહેનાર જનો! બહુમતને તમારી વિરુદ્ધ જોઇને ડરશો નહિ. સંકુચિત અજ્ઞાનનો એ દેખાતો બહુમત, લીલાં પાંદડાં અને ઘાસની ઉપરનાં ઝાકળનાં ટીપાં જેવો છે. સત્યરૂપ ભગવાન સૂર્ય! આ ઓગળી જનાર બહુમત તારૂં સ્વાગત કરવાનેજ ચમકે છે. લાખો લોકો તમારી વિરુદ્ધ હોય, તોપણ શું થયું? બહુમત હજુયે તમારીજ બાજુએ છે. પથ્થર, ઝાડ, નદીઓ, વાયુ, સૂર્ય અને તારાઓ તમારીજ બાજુએ છે, કાળ તમારા પક્ષમાં છે, દિવસ તમારોજ છે, શતાબ્દિઓ તમારીજ છે, અનંતકાળ તમારોજ છે, સર્વવ્યાપી પ્રકૃતિ તમારામાંજ છે, તમારા પ્રતિસ્પર્ધિઓમાં પણ તમેજ વ્યાપી રહ્યા છો; તેઓ તમારામાં નથી. દેવને ઘેરી લઇને તમે તેમને કબજે કરો છો.

**ખુદ ઈશ્વરનેજ તમારી દ્વારા કાર્ય કરવા દો; એટલે તમારે કંઇ કર્તવ્ય બાકી રહેશે નહિ.** ઈશ્વરને પ્રકાશવા દો; ઈશ્વરને પોતાને પ્રકટ થવા દો. ઈશ્વરરૂપે રહો. ઈશ્વરરૂપે ખાઓ-પીઓ. ઈશ્વરરૂપે શ્વાસ લો. સત્ય આત્મતત્ત્વ અનુભવો, એટલે બીજી બાબતો એની મેળેજ આવી મળશે.

# वार्ताओ

## १-लॉर्ड बायरन-एक प्रख्यात आंग्लकवि

આ પુરુષે પોતાના અંતઃકરણ દ્વારા સ્વતંત્રતાનો પ્રકાશ ઝળકવા દીધો હતો. તે વિશ્વવિદ્યાલયમાં વિદ્યાર્થી હતો, ત્યારે એક વાર પરીક્ષામાં "લગ્નના મેળાવડાને પ્રસંગે ઇસુખ્રિસ્તે પાણીને લાલ રંગનો મદિરા બનાવીને ચમત્કાર બતાવ્યો" એ પ્રસંગ વિષે એક વર્ણનાત્મક નિબંધ તેના વર્ગને લખાવવામાં આવ્યો હતો. નિયત કરેલા સમયમાં કેટલાએક વિદ્યાર્થીઓએ શ્રમપૂર્વક લાંબાં લાંબાં વર્ણનો લખવા માંડ્યાં. પરોણાઓના પોશાક કેવા હતા, રકાબીઓ કેમ પીરસવામાં આવી હતી, ઇસુએ કેવી રીતે દૃષ્ટિ કરી, વગેરેનાં લાંબાં લાંબાં વર્ણનોથી પોતાના નિબંધો ચીતરી મૂક્યા. એ બધો વખત બાયરન ઘડીક છત તરફ તો ઘડીક બીજા વિદ્યાર્થીઓના મોં તરફ જોતો અને ઘડીમાં મોઢેથી ધીમી ધીમી સીટી વગાડતો પોતાની જગ્યાએ બેઠો હતો. વખત પૂરો થતાંજ નિબંધની નોટબુકો એકઠી કરવાને પ્રોફેસર આવ્યો. બાયરનની પાસે આવતાંજ તેણે વિનોદથી કહ્યું: "તમે તો આટલો બધો વખત લખી લખીને થાકી ગયા હશો!" તે ધારતો હતો કે, બાયરન કોરીજ નોટબુક આપશે! પરંતુ બાયરન બોલ્યો: "જરા થોભો." એમ કહી તરતજ તેણે એક લીટી લખી કાઢી અને નોટ પ્રોફેસરના હાથમાં મૂકી. ત્રણેક અઠવાડિયાં પછી પરીક્ષાનું પરિણામ જણાયું અને કેટલાક નિબંધોની ઘણી પ્રશંસા થઇ; પરંતુ આશ્ચર્યકારક તો એ હતું કે, બાયરને એમાં પહેલા નંબરનું ઇનામ મેળવ્યું હતું. બાયરનના નિબંધની યોગ્યતાની ખાતરી કરી આપવા માટે તેનો નિબંધ વર્ગમાં વાંચી બતાવવામાં આવ્યો. તેનો નિબંધ નીચેની એક લીટીનોજ હતો.

"પાણીએ તેના પ્રભુને જોયો, એટલે શરમાઇને લાલ મદિરા બની ગયું."

આ ભાવાર્થ મારીમચરડીને બળાત્કારે તે ખેંચી લાવ્યો નહોતો. એ લીટી સહજ સ્ફૂર્તિથી લખાઇ ગઇ અને એ સ્વાભાવિક નિર્દોષ, સ્વતંત્ર, રસ ભરેલી તેમજ સાક્ષાત્ સરસ્વતીનીજ વાણી જેવી લખાઇ હતી.

## २–गंधर्वराज

એક ખ્રિસ્તી દેવળમાં એક સુંદર વાજું હતું. તે એટલું તો ઉત્તમ હતું કે તેના ઉપર દેખરેખ રાખનાર મનુષ્ય કોઇ પણ અજાણ્યાને તેને અડકવા દેતો નહિ. એક દહાડો તે દેવળમાં પ્રાર્થના થતી હતી, એવામાં તદ્દન સાદાં કપડાંવાળો એક અજાણ્યો મનુષ્ય ત્યાં આવી ચઢ્યો અને તેણે વાજું વગાડવાની ઇચ્છા દર્શાવી; પરંતુ તેને વાજાની પાસે પણ જવા દેવામાં આવ્યો નહિ. દેવળનો ઉપદેશક તેને ઓળખતો નહોતો અને વાજું અત્યંત ઉત્તમ હોવાથી બગડી જવાની બીકથી તેને વગાડવા દેવામાં આવ્યું નહિ; પરંતુ પ્રાર્થના પૂરી થઇ અને વાજું વગાડનારાઓ ત્યાંથી ચાલ્યા ગયા, પછી એ મનુષ્ય ગુપચુપ પેલા વાજાની પેટી પાસે ગયો. તેણે વાજાના પડદા ઉપર હાથ મૂકતાંજ વાજાએ પોતાનો ધણી ઓળખ્યો અને તેમાંથી ઉત્કૃષ્ટ સંગીતના સ્વરો નીકળવા લાગ્યા. સાંભળનારાં માણસો જવા લાગ્યાં હતાં; પરંતુ આ દિવ્ય સ્વર કાને પડતાંજ જાણે મોહિની વ્યાપી ગઈ હોય, તેમ મંત્રમુગ્ધ થઇને ત્યાં ને ત્યાંજ ઊભાં રહ્યાં. આ અદ્ભુત સ્વરસંયોગ ઉત્પન્ન કરનાર મનુષ્ય ત્યાંનો ગંધર્વરાજ–તે વાજિંત્રનો મૂળ શોધકજ હતો.

આત્માને, ઇશ્વરને, પ્રેમને માટે તો કામ કરવાનો પ્રસંગજ આપણે આપતા નથી. આ શરીરની સંભાળ આપણેજ રાખીએ છીએ, તેથી આપણામાંથી મધ્યમ સ્વરજ નીકળે છે. પ્રભુનેજ એ વાદ્ય વગાડવા દો. પ્રેમના હાથ તારને અડકતાંજ તેમાંથી સંગીતામૃતનો ઝરો વહેવા લાગશે; તમારા ખ્યાલમાં પણ ન હોય એવું સંગીત, અદ્ભુત પ્રભાવ, સ્વરસંધાન અને દિવ્ય આલાપ તેમાંથી નીકળવા લાગશે.

પાષાણ અને ગુલાબના વિભો! ચકલી અને મધમાખીના આત્મા! હે પ્રેમદેવી! પ્રાણનો પ્રચંડ ઝરો તારામાંથી નીકળે છે અને ભિન્ન ભિન્ન શાખાઓમાં વહેંચાઇ જાય છે. તૃણ, પુષ્પાદિ-

માં તે જીવન પૂરે છે, ચૈતન્યની પ્રત્યેક રેખામાંથી તે પસાર થઈ જાય છે, વિશ્વની દિવ્ય કૃતિઓ, નક્ષત્રો અને સૂર્યોમાંથી તે પસાર થાય છે. પાષાણુ અને ગુલાબના વિભો! ચકલી અને મધમાખીના આત્મા! પ્રાણુનો પ્રચંડ ઝરો પોતાની સઘળી શાખાઓ દ્વારા તારા તરફ પુનઃ ધસી આવે છે. આવી રીતે જીવનપ્રવાહ ચક્રાકાર ચાલ્યા કરે છે. એ કિનારા વિનાનો મહાસાગર છે. આખરે મનુષ્ય, દેવ, નક્ષત્રો અને સૂર્યો ચિરકાળને માટે પ્રેમમાં એકાકાર થાય, ત્યાંસુધી એ મહાસાગરનો પ્રવાહ ચક્રાકારે ફર્યાજ કરે છે.

## ૩–મૃત્યુ સાથે ઠગબાજી

એક વખત એક મનુષ્યે પોતાના કૌશલ્યથી પોતાની એવી ઉત્તમ મૂર્તિ બનાવી કે નકલ કઇ અને અસલ કઇ, એ કોઈ ઓળખીજ શકે નહિ. જ્યારે તેણે જાણ્યું કે, મને લઈ જવાને હવે યમદૂત આવે છે, ત્યારે યમરાજને ભૂલ ખવડાવવા માટે તેણે એક અજબ યુક્તિ કરી. તેણે પોતાની કારીગરીથી પોતાના જેવાંજ બીજાં દસબાર પૂતળાં તૈયાર કર્યાં. યમના દૂતે આવીને જોયું તો એકજ ચહેરાવાળાં દસબાર માણસો ત્યાં હાજર હતાં; તેમાંથી ખરો કયો, તે કંઇ ઓળખી શકાયું નહિ, તેથી કોઇને ન લઈ જતાં તે પાછો યમરાજા પાસે ગયો અને શું કરવું તેની સલાહ પૂછી, પાછો પેલા માણસને લેવાને પૃથ્વી ઉપર આવ્યો. તેણે કહ્યું: "અરે વાહ! તું તો બડો હોશિયાર જણાય છે? કેવાં સરસ પૂતળાં બનાવ્યાં છે? પરંતુ એકજ જગ્યાએ તેં ભૂલ કરી છે; આમાં એકજ દોષ રહી ગયો છે."

પેલો ખરો માણસ પૂતળાંની વચ્ચે ગોઠવાઇને ઊભો હતો તે બહાર નીકળી એકદમ આગળ આવ્યો અને બોલ્યો: "ક્યાં ભૂલ્યો છું? શામાં દોષ રહી ગયો છે?"

યમદૂત બોલ્યો: "તારા આ મારી આગળ આવવાના ડહાપણમાંજ." એમ કહીને તેણે તેને પકડી લીધો અને લઇ ગયો. તાત્પર્ય કે, "હું બરોબર છું કે?" એમ પૂછવું એજ આપણી મોટી ભૂલ છે. બાપુ! સત્ય સિવાય તું બીજું શું હોઇ શકે? મૃત્યુને તો લુચ્ચા અહંકારનેજ પકડવો છે.

## ૪–આ મારું ગાજર છે.

એક વખત એક ગરીબ સ્ત્રી દુષ્કાળમાં મરણ પામી. ચિત્ર-

ગુપ્તે તેના પાપ-પુણ્યનું સરવૈયું કાઢયું પરંતુ એક વખત કોઇ ભૂખે મરતા ભિખારીને આપેલા ગાજર સિવાય એ બાઇનાં પુણ્ય-કર્મોમાં બીજું કાંઇજ નીકળ્યું નહિ. ચિત્રગુપ્તની આજ્ઞાથી તે ગાજર ત્યાં મંગાવવામાં આવ્યું. એ બાઇએ તે ગાજર પકડયું અને તે તેને ઊંચકી સ્વર્ગ તરફ ચાલ્યું.

એટલામાં પેલો ભિખારી ત્યાં આવ્યો અને તે સ્ત્રીના ફાટેલા લૂગડાનો છેડો પકડીને તે પણ તેની સાથે ઊંચે ઊંચે જવા લાગ્યો. ત્યાર પછી એક ત્રીજો સ્વર્ગનો ઉમેદવાર તે ભિખારીને આજીજી કરીને તેના પગ પકડીને તેમની સાથે જવા લાગ્યો અને એવી રીતે ગાજરના પ્રતાપથી માણસોની હારની હાર ઊંચે ચડવા લાગી. સૌથી આશ્ચર્યજનક તો એ હતું કે, પોતાની નીચે લટકતા લોકોનો તે બાઇને કંઇ પણ ભાર લાગ્યો નહિ! આવી બાબતોનો ઘણીયે વાર સ્વપ્નમાં શું અનુભવ નથી થતો?

એ પ્રમાણે સંસાર છોડીને તે લોકો ઊંચે જતાં જતાં છેક સ્વર્ગને બારણે જઇ પહોંચ્યાં; એટલામાં પેલી બાઇએ પાછું વળીને જોયું તો તેની નીચે માણસોની હારની હાર લાગેલી હતી! તેને અભિમાન આવ્યું અને પોતાની પાછળ આવનારા પેલા લોકો ઉપર ગુસ્સે થઇને કહ્યું: "ચાલતા થાઓ, મૂવાઓ! આ મારૂં ગાજર છે!" એમ કહીને તેમને તરછોડવાને તેણે પોતાનો હાથ હલાવ્યો. તેજ ક્ષણે તેના હાથમાંથી પેલું ગાજર છૂટી ગયું અને સઘળા લોકોની સાથે તે બિચારી પાછી જમીન પર નીચે પડી. કથા છે તેવીજ આપી છે, તાત્પર્ય તમેજ કાઢી લો.

## ૫–समानता

પર્વત અને ખિસકોલી વચ્ચે એક વખત તકરાર ઊભી થઇ. પર્વતે કહ્યું કે, "તું તો ક્ષુદ્ર પ્રાણી છે." ખિસકોલીએ જવાબ આપ્યો: "નિ:શંક, તું પ્રચંડકાય છે; પરંતુ વર્ષ અને ગૃહ બ-નાવવાને માટે સઘળી જાતની વસ્તુઓ તથા હવાઓને એકઠી કરવી પડે છે. પ્રકૃતિએ મને જે સ્થિતિમાં નિયોજિત કરી છે, તે સ્થિતિમાં રહેવું, એ હું લજ્જાસ્પદ સમજતી નથી. હું તારા જેવડી મોટી નથી, તેમ તું મારા જેટલો નાનો નથી; પણ મારાથી અર્ધી ચપળતા પણ તારામાં નથી. મારા જેવો સુંદર રસ્તો તું બનાવી જો. બુદ્ધિમાં ફરક હોય છેજ. પ્રકૃતિએ જે જે બનાવ્યું છે, તે તે

સઘળું સુયોગ્ય અને સુવ્યવસ્થિત છે. હું મારી પીઠ પર જંગલ ધારણ કરી શકતી નથી, તેમ તું નારિયેળ કે સોપારી તોડી શકતો નથી."

## ૬–પ્રશ્નોત્તર

પ્રશ્નઃ–સ્વામીજી ! આપ કહો છો કે, આપણો આત્મા જ્ઞાન-સ્વરૂપજ છે, તો પછી આવતી કાયદાની પરીક્ષામાં મારાં પુસ્તકો વાંચ્યા સિવાય પહેલા નંબરનું ઇનામ મળે, એવી એકાદ દિવ્ય દૃષ્ટિ મેળવવાની યુક્તિ કૃપા કરીને બતાવશો ?

ઉત્તરઃ–એક વખત એક રાજકુમાર નાનપણમાં સરદારોનાં છોકરાંઓની સાથે "સંતાકૂકડી"ની રમત રમતો હતો. કેમે કર્યાં તેને છોકરાંઓ હાથ લાગે નહિ. ત્યાં એ રમત જોનાર એક માણસ બોલ્યોઃ "આપના સોબતીઓને શોધી કાઢવાને આટલી બધી મહેનત શા માટે લેવી જોઇએ ? આપ રાજા છો, તેમને બહાર આવવાનો હુકમ કરો; એટલે તે તરતજ બહાર આવશે." રાજકુમાર બોલ્યોઃ "તેમ કરવાથી રમતની મજા જતી રહે, એવી રમતમાં કંઇ આનંદ આવે નહિ."

તેવીજ રીતે ખરૂં જોતાં તમે આ સર્વ જગતના સ્વામી છો, પરંતુ જ્યારે તમે ગમતને માટે આ જગતના ચક્રવ્યૂહમાં "સંતા-કૂકડી"નો ખેલ માંડીને તમારીજ પ્રજાને (સર્વ પ્રકારના વિષય અને અભ્યાસને) શોધો છો, ત્યારે તેમાં તમારી વિશેષ સત્તા ચલાવીને આખી રમત બગાડી નાખવી ન જોઇએ. જ્યાં ભૂત, ભવિષ્ય અને વર્તમાન, હજારો સૂર્ય અને તારાઓ તમેજ બનો છો; એટલુંજ નહિ પણ તમારા જ્ઞાનસાગરમાં એ સર્વ વસ્તુઓ નાનાં મોજાં અથવા જલતરંગ જેવી છે, ત્યાં કાયદાની પરીક્ષા અથવા સાંસારિક જાહોજલાલીની તમે કયાં ચિંતા રાખશો ? જો તમારે દિવ્ય દૃષ્ટિ જોઇતી હોય, તો જેને માટે એ દૃષ્ટિ માગો છો, તે ઇંદ્રિયજન્ય જગત તમારે છોડી દેવું જોઇએ.

એક વખત માછલાં પકડવાને એક જાળ નાખવામાં આવી હતી, તેમાં માછલાં આવ્યાં તો ખરાં, પણ પોતાના અત્યંત ભાર-થી તે જાળનેજ તેઓ પાણીમાં ખેંચી ગયાં. આ નવીન દિવ્ય દૃષ્ટિ વાસનાઓની આખી જાળની જાળ ખેંચી જનાર "વિચિત્ર માછલી" છે. તેવીજ રીતે જ્ઞાન મેળવવાને હમેશનો માર્ગ પણ

સૂક્ષ્મ દૃષ્ટિનોજ એક પ્રકાર છે, કારણકે તેનો અભ્યાસ કરે એટલો વખત પણ મનુષ્ય અહંકાર અને દ્વૈતથી મુક્ત રહે છે.

ઈમામ ગીઝાલી નામના એક મુસલમાન સાધુ વિષે એમ કહેવાય છે કે, તે ભણતો હતો, ત્યારે એક વખત મોડી રાત સુધી વાંચીને તે પોતાની અભ્યાસની ઓરડીમાં ઊંઘી ગયો. સ્વપ્નમાં તેને જ્ઞાનદેવતા (ખ્વાજા ખિજાર)નાં દર્શન થયાં. તેણે તેના કાન અને નાકમાં ફૂંક મારીને જગતનું સર્વ જ્ઞાન આપવાનું કબૂલ કર્યું; પરંતુ આત્મજ્ઞાન ધરાવનાર ઇમામ ગીઝાલીએ તેનો અસ્વીકાર કરીને ફક્ત પોતાને મોડી રાત સુધી વાંચવાને ચાલે તેટલું તેલજ માગ્યું! છેક પાસેના માર્ગ કરતાં લાંબો માર્ગજ તેને ગમ્યો! છુપાઇને ગુપચુપ પાછલે બારણેથી સ્વર્ગમાં દાખલ થવાની તેની ઇચ્છા નહોતી.

કેવી રીતે વર્તવું એનો તમે ઈશ્વરને ઉપદેશ કરશો નહિ. તમારી ઇચ્છા તેના ઉપર મૂકશો નહિ. બધું તેને સોંપો. અહંકાર તજો. ભ્રાંતિના વિચારો ત્યાગો. એ રીતેજ તમે તમારૂં શરીર અને મન પ્રકાશમય કરશો. ખરૂં જ્ઞાન અને ખરૂં શિક્ષણ અંદરથીજ આવે છે; પુસ્તકોમાંથી અથવા બીજાના મગજમાંથી આવતું નથી. સર્વ મહાન વિભૂતિઓ અને શોધક બુદ્ધિના મનુષ્યો કેવળ ભાવાતીત સ્થિતિમાંજ સર્વ શોધ કરી શકયા છે. તેમના મનમાં કોઇ પણ પ્રકારની વાસના, વિક્ષેપ અથવા શંકાઓ નહોતાં. તેમણે પોતાનું મન અને પોતાનું વ્યક્તિત્વ સ્વાર્થવૃત્તિથી દૂર રાખ્યું હતું. તેઓ પોતે સ્ફટિક જેવા શુદ્ધ બન્યા, તેથી તેમનામાં જ્ઞાનનો પ્રકાશ પડ્યો અને તેથીજ પુસ્તકો અને પુસ્તકાલયો નિર્માણ થયાં. એનું નામજ કર્મ અથવા ઉદ્યોગ. ઉદ્યોગ એટલે મજૂરી એમ 'રામ' કહેતો નથી. વેદાંતમાં કર્મનો અર્થ એવો છે કે આત્મા સાથે તદાકારવૃત્તિ થવી અને સર્વ વિશ્વ સાથે એકતા અનુભવવી. તત્ત્વ સાથે નિઃસ્વાર્થ બુદ્ધિથી અનુભવેલું એ ઐકયજ ખરૂં કર્મ છે; પરંતુ તેને ઘણી વખત અકર્મ અથવા આળસ કહેવામાં આવે છે. વેદાંતના આવેશપૂર્વક કરેલું અત્યંત મહેનતનું મહત્કૃત્ય પણ બિલકુલ ભારરૂપ ન લાગતાં સુખદાયક ક્રીડા જેવુંજ લાગે છે. નૈષ્કર્મ્યભાવેજ સર્વદા કર્મ કરતા રહો; એમાંજ વેદાંતનો સર્વ ઉપદેશ સમાયલો છે. ધન્ય છે એવા કર્મયોગીને! વિજયની પાછળ પડવાને બદલે જ્યારે તમે તેને છોડી દેશો, ત્યારેજ તે

તમારી પાછળ ભટકતો આવશે.

## ૭–પ્રેમ

अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥६॥
मत्तः परतरं नान्यत् किंचिदस्ति धनंजय ।
यि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥७॥
रसोऽहमप्सु कौंतेय प्रभाऽस्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥८॥
पुण्यो गंधः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।
ीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥९॥
ीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
द्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥१०॥
बलं बलवतामस्मि कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥११॥

(गीता अ. ७)

ભાવાર્થ:—આખા જગતની ઉત્પત્તિ તથા લયનું સ્થાન હું છું એમ જાણ. હે ધનંજય ! મારાથી શ્રેષ્ઠ બીજું કોઇ નથી. દોરામાં પરોવાયેલાં મોતીની પેઠે મારામાં આ બધું (જગત) પરોવાયલું છે. હે કૌંતેય ! જળમાં રસ હું છું, ચંદ્ર અને સૂર્યમાં પ્રકાશ હું છું, સર્વ વેદોમાં પ્રણવ હું છું, આકાશમાં શબ્દ હું છું અને મનુષ્યમાં પુરુષત્વ હું છું; વળી પૃથ્વીમાં પવિત્ર ગંધ હું છું, અગ્નિમાં તેજ હું છું, પ્રાણીમાત્રમાં જીવન હું છું અને તપસ્વીઓનું તપ હું છું. હે પાર્થ ! મને પ્રાણીમાત્રનું સનાતન બીજ જાણ. બુદ્ધિમાનોની બુદ્ધિ હું છું, તેજસ્વીઓનું તેજ હું છું, બળવાનોની તૃષ્ણા અને રાગરહિત બળ હું છું તથા હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! પ્રાણીમાત્રમાં ધર્મથી વિરુદ્ધ નહિ એવો કામ તે હું છું.

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायंत उपासते ॥६॥
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥७॥

(गीता. अ. १२)

અર્થાત્ જેઓ સર્વ કર્મ મને અર્પણ કરીને અને મારૂંજ ચિંતનકરીને તથા પૂર્ણ રીતે મારૂં ધ્યાન ધરીને મને ઉપાસે છે,

તેવા મારામાંજ ચિત્ત અર્પણ કરેલા ભક્તોને હે પાર્થ! મૃત્યુ-વાળા સંસાર સાગરમાંથી થોડા વખતમાં હું તારૂં છું.

ॐ केनेषितं पतति प्रेषितं मनः केन प्राणः प्रथमः प्रैति युक्तः।
केनेषितां वाचमिमां वदन्ति चक्षुः श्रोत्रं क उ देवो युनक्ति ॥१॥
श्रोत्रस्य श्रोत्रं मनसो मनो यद्वाचो ह वाक् स
उ प्राणस्य प्राणश्चक्षुषश्चक्षुः।
अतिमुच्य धीराः प्रेत्यास्माल्लोकादमृता भवन्ति ॥२॥
(केनोपनिषत्)

અર્થાત્ કોણે ઇચ્છેલું અને મોકલેલું મન પોતાના વિષય ભણી જાય છે? કોણે પ્રેરેલો મુખ્ય પ્રાણ પોતાના શ્વાસોચ્છ્વાસાદિક કર્મ પ્રતિ જાય છે? કોણે ઇચ્છેલી આ વાણીને લોકો કહે છે? ચક્ષુ અને શ્રોત્રને કયો દેવ પોતપોતાના વિષયમાં પ્રેરે છે?

એ પ્રેમ જુદી જુદી સ્થિતિઓ જેવી કે રાસાયણિક સંયોગ-બળ, આકર્ષણશક્તિ, લોભ, વાસના, અભિલાષા, મહત્ત્વાકાંક્ષા વગેરે રૂપે ક્રમે ક્રમે વ્યક્ત થાય છે. જુદી જુદી રીતે અને જુદા જુદા પ્રમાણમાં પ્રેમનાં આંદોલનો થતાં તે ચુંબકત્વ વિદ્યુતશક્તિ, પ્રકાશ, ઉષ્ણુતા અને ધ્વનિ ઇત્યાદિ નામથી ઓળખાય છે. જડ પરમાણુઓજ તે શક્તિનું મૂળ બિંદુ છે. એજ તેની યથાર્થ કલ્પના સમજવી. તેથી જડ વસ્તુઓ પણ મૂળમાંથી જોઇએ તો ઘટ્ટ થયેલો પ્રેમજ છે. પ્રકૃતિનો નિયમ એ અનેકત્વમાં રહેલું ઐક્ય હોવાથી વિવિધતામાં રહેલી એકવિધતા અને વૈચિત્ર્યમાં રહેલું સામ્ય એ સૌ પ્રેમનાંજ જુદાં રૂપો છે. વિચક્ષણ છૂપી પોલીસ, કપટી જાસૂસો, શંકાશીલ મિત્રો, પ્રબળ શત્રુઓ, દગાખોર સોબતીઓ વગેરેમાં પણ પ્રેમનીજ શક્તિ કામ કરે છે. પ્રેમ-સામ્રાજ્ય સિવાય બીજી કોઇ સરકારનું રાજ્ય દુનિયા પર ચાલતું નથી. કાર્લાઇલના કહેવા પ્રમાણે "દ્વેષનો અર્થ વિકાર પામેલો પ્રેમ" અને "ભીતિ એટલે સંકુચિત પ્રેમ" એમ ન હોત, તો ભીતિ ઉપર પ્રેમની સત્તા શી રીતે જામત? રૂપિયાની થેલી જંગલમાં થઇને લઇ જનાર માણસને એ પ્રિય ધનને લીધેજ બીક લાગે છે. મુક્ત મનુષ્ય જે મળે તેનો સત્કાર કરે છે. મુક્ત મનુષ્ય સમાન પ્રેમ અનુભવી શકે છે. ખરૂં જોતાં પ્રેમરૂપી એકજ શક્તિ જગતમાં હોવાથી પ્રેમમાં લીન થવું એજ ઉદ્ધાર છે અને એજ

મુક્તિ છે; અને જાણ્યે અજાણ્યે એ પ્રેમસાક્ષાત્કારનો અનુભવ લેવા પ્રયત્ન કરવો એનુંજ નામ જીવન છે. આ ધ્યેય સાધવાને માટે સૌથી નજીકને માર્ગે જવા તૈયાર રહેવું, એજ ડહાપણ છે અને તે ઇષ્ટ સાધવાને જુદી જુદી પ્રેમશક્તિઓની બરાબર વ્યવસ્થા કરવી એજ સદ્ગુણ છે.

પ્રેમમાં દગો હોતો નથી અને કોઇ દગાબાજ થઇ પણ શકતું નથી. કોઇનો સ્વભાવ કૃતઘ્ન હોતો નથી. કોઇ મનુષ્ય યહૂદી, શૂદ્ર અથવા બ્રાહ્મણ હોય તેથી તેના મનુષ્ય તરીકેના અધિકાર અથવા યોગ્યતા મર્યાદિત કરવાનો આપણને કંઇ અધિકાર નથી. દુરાગ્રહી મતના ગુલામોને પણ મુક્તિ મળવીજ જોઇએ. જેમ શ્રીકૃષ્ણે ગોપીઓને તેમના કહેવાતા પતિઓના ઘરમાંથી બહાર કાઢી, તેવી રીતે ઈશ્વરે—સત્યે તમને શિષ્ટાચાર તથા રૂઢિબંધનના પંજામાંથી મુક્ત કરવાજ જોઇએ.

એ અભેદ પ્રેમ સિવાય મનુષ્યનો ખરો આત્મા બીજો કોઇજ નથી. તમે પ્રેમ છો. અહાહા! તમે વિશ્વાત્મા છો. લયલાના ગુલાબી ગાલની લાલી તમેજ છો અને મજનૂનું હતાશ હૃદય પણ તમેજ છો. આ સત્યને વ્યવહારમાં અનુભવવું એજ પવિત્રતા છે; પરંતુ જે વસ્તુઓની અભિલાષા રાખે છે અને વસ્તુઓને પોતાનાથી ભિન્ન માનીને તેની પાછળ પડે છે; તે પોતાના ઇશ્વરી સત્વમાં ભંગ કરે છે અને તેથી તેને અપવિત્ર બનાવે છે. નજર ચૂકાવવી અથવા મોં ફેરવવું એ કંઇ વિશુદ્ધિ નથી. ખરી પવિત્રતા ત્યારેજ કહેવાય કે જ્યારે સર્વ સૌંદર્ય મારામાંજ મળી જાય છે અને જ્યારે હું સર્વની સાથે એટલું આધ્યાત્મિક ઐક્ય અનુભવું કે કોઇને મળવાનું કહેવું અથવા એવો વિચાર સુધ્ધાં કરવો એ વિયોગની દુઃખદ સૂચના જેવુંજ ભાસે.

આંગ્લ કવિ ટેનીસન એક સ્થળે કહે છે કે, "ત્યારે તો તેમની સાથે વાત કર, કારણકે તે સાંભળે છે. આત્મા આત્માની સાથે મળી શકે છે. શ્વાસોચ્છ્વાસ કિંવા હસ્તપાદાદિથી પણ તે નજીક છે. હે આત્મન્! સૂર્ય, ચંદ્ર, નક્ષત્રો, ગિરિશિખરો, મેદાનો આદિ સર્વ સર્વસત્તાવાન સૃષ્ટિકર્તાનાંજ પ્રત્યક્ષ સ્વરૂપો નથી શું?"

"ગર્જતી હવામાં તારો ધ્વનિ રહે છે. વહેતા જળમાં હું તારો નાદ શ્રવણ કરૂં છું. સૂર્યોદયમાં હું તને ઊભેલો જોઉં છું

અને સૂર્યાસ્તમાં પણ તારી સુંદર મૂર્તિ નિહાળું છું. તું દૂર પણ છે અને સદા નિકટ પણ રહે છે. હું તારો નાદ સાંભળીને અંતરમાં આહ્લાદ પામું છું. તારા નાદથી આવૃત્ત થવાથી મને વૈભવ પ્રાપ્ત થાય છે. હું મૃત્યુવશ થઇશ, તોપણ તારો પલ્લવ છોડીશ નહિ."

"જે જેમ છે તે સર્વ યથાર્થ છે." યથાર્થ એટલે દૃશ્ય જગતમાં જે કાંઇ પરિવર્તનો થાય છે, તે સર્વ પરમાત્મામય, જે કાળે જેમ થવું જોઇએ તેમ અને સર્વ રીતે સર્વના હિતાર્થ અને વાસ્તવિક કલ્યાણમાં અનુકૂળજ હોય છે. જ્યારે જ્યારે મનુષ્યોના ભૂતકાળના અનુસંધાનનો વર્તમાનકાળ સાથે વિરોધ હોય છે, ત્યારે ત્યારે અનિવાર્ય ઘટનાઓ જગતને આંજી નાખે એવા આશ્ચર્ય અને પ્રકાશ વડે થયાં કરે છે અને એનેજ આપણે ઉત્ક્રાંતિ અર્થાત્ વિપ્લવ કહીએ છીએ.

એક વસ્તુની જગ્યાએ બીજી કોઇ નવી વસ્તુ આવ્યા સિવાય પહેલાંની વસ્તુ આપણે છોડી દેવા ઇચ્છતા નથી; તેવીજ રીતે પ્રગતિ પણ ધીમે ધીમે થાય છે. પ્રેમ અથવા આસક્તિ એક રીતે જોતાં એક જાતના સ્વીકાર અથવા શોધ અને બીજી દૃષ્ટિએ જોતાં ત્યાગ સિવાય બીજું કંઈ નથી. પ્રેમ એક વસ્તુ ઉપરથી બીજી વસ્તુ તરફ દોડે છે; એટલે કે પ્રેમના વિષયો બદલાયાજ કરે છે. જ્યારે જ્યારે પ્રેમનો વિકાસ થાય છે, ત્યારે ત્યારે તે અનેક જૂની આસક્તિઓનો ત્યાગ કરે છે અને ધીમે ધીમે આખરે એવો સમય આવી પહોંચે છે કે, મનુષ્ય પ્રેમથી પરિપૂર્ણ જણાય છે. પ્રેમનો વિષયજ સર્વનો અંતરાત્મા બને છે અને પ્રેમી મનુષ્યનું એ પરમાત્મા સાથે લગ્નજ થઈ જાય છે. એવા લગ્ન પછી સર્વ વિશ્વ અને વસ્તુઓ એ પ્રેમી મનુષ્યને હથેળીમાં આવેલું હોય તેમ જણાય છે. એવા મનુષ્યને શાની અભિલાષા બાકી રહે? હાથમાં આવેલા પદાર્થની–हस्तामलकवत् વસ્તુની ઇચ્છાજ શી રીતે સંભવે?

જ્યારે કોઇને પોતાનો આત્મા સર્વના આત્મારૂપે ભાસે છે, ત્યારે તેને કંઇ પણ ઇચ્છા રહેતી નથી. સર્વ કાંઇ પોતાનુંજ છે એમ ધારીને તે તેનો ઉપભોગ લે છે. તે આ પોતાનીજ સૃષ્ટિ તરફ જુએ છે અને તે તેને ઉત્તમજ દેખાય છે. દરેક વસ્તુમાંથી તેને અનિર્વચનીય આનંદ મળે છે. દરેક કુદરતી વસ્તુ તેને પોતાનો કારભાર સોંપે છે. માટીના ઢેફાથી માંડીને છેક સર્વોચ્ચ

સ્વર્ગ સુધી, સૂક્ષ્મ અણુથી માંડીને છેક સર્વ શક્તિમાન સૂર્ય સુધી, ક્ષુદ્ર જંતુથી માંડીને દૂર ચમકતા તારાઓ સુધીની સર્વ વસ્તુઓ તેના વૈભવનું વર્ણન કરે છે અને તેનાં યશોગાન ગાય છે. એવા મનુષ્યથી ભિન્ન એવું કંઇજ નથી.

## ૮–संसारनी बहु दरकार राखता ना.

મારી સામે બે વસ્તુઓ છે. વટાણાનું ફૂલ અને એક કુમારિકા. ફૂલ કાપી જોતાં તેમાં જુદાં જુદા પરમાણુઓને એકત્ર રાખનારી સંસકત્યાકર્ષણશક્તિ, ઉષ્ણતા, ગુરુત્વાકર્ષણ, ચુંબકત્વ ઇત્યાદિ શક્તિઓ જણાઇ આવી અને કુમારિકામાં એ સર્વ જાદૂ છુપાઇ રહેલાં છે. તેની આંખોમાં તે વિશેષ છે. અહીંયાં સર્વ વિશ્વ આલિંગન દેનાર દિશા અને કાળ મને જણાઇ આવે છે. આંખોરૂપી દડામાં આખું વિશ્વ ભર્યું છે, એ વિશ્વ મગજમાં ભાવવાચક જાતિરૂપે છે. આખું વિશ્વ મગજમાંની એક કલ્પનાજ છે. એકથી બીજી બાજુએ ફેંકાતા દડાની પેઠે આ જગત સંબંધી વિચાર જો એક મગજથી બીજા મગજમાં ગયો ન હોત, તો આ જગત ઉત્પન્નજ થયું નહોત. આ માયિક નિદ્રા અથવા જગત સંબંધી વિચાર આપણે એક પેઢીથી બીજી પેઢીને આપીએ છીએ, એક દેશમાંથી બીજા દેશમાં મોકલીએ છીએ અને એનેજ આખું વિશ્વ કહીએ છીએ. ખરૂં જોતાં તે તમારૂંજ વિશ્વ, તમારોજ વિચાર, તમારૂંજ કાર્ય હોય છે, એ દડાને વધારે પડતું મહત્ત્વ આપી દેતા ના. એ તમારાજ મગજમાંનો દડો છે અથવા પગથી રમવાનો ફૂટબોલ છે.

"त्यागादमृतमश्नुते।" ત્યાગથીજ અમરત્વ મળે છે. આ વિશ્વ વિચારનો દડો છે અને પોતાનો આત્મા ઈશ્વર છે. એ દૃષ્ટિ સામે રાખીને સર્વ ભય, ચિંતા, ઉદ્વેગ, ભ્રમ, માનસિક વ્યથા વગેરેને દૂર ફેંકી દેવાં એજ ખરો ત્યાગ છે. તમારે કોઈ પણ કર્મ કરવાનું નથી. તમે કોઇના બંધાયેલા નથી. તમે કશાના જવાબદાર નથી. તમે કોઇના દેવાદાર નથી. સર્વ સમાજ, સર્વ રાષ્ટ્રો, સર્વ કુંઇ બાજુએ મૂકીને પોતાનું (આત્માનું) વ્યક્તિત્વ સ્થાપન કરો એજ વેદાંત છે. સમાજ, રીતરિવાજ, શિષ્ટસંપ્રદાય, કાયદા, નિયમ, ટીકા, સમાલોચના વગેરે કાંઇ પણ તમારા આત્માને સ્પર્શ કરી શકશે નહિ. પાણીનો એક નાનો સરખો સાંકડો ભાગ પણ આખા સમુદ્રના પાણીના દાબને તોળી રાખે છે, એવો ઉદક-

સ્થિતિશાસ્ત્રનો સિદ્ધાંત છે. હે વ્યક્તિરૂપ અનંત! પોતાનાજ પગ ઉપર ઊભા રહેવાની હિંમત કર એટલે આખા વિશ્વનો ભાર પણ તું ખમી શકીશ. આ ધ્યાનમાં રાખ અને અનુભવ કર. ભય છોડી દઇને ચિંતાનો ત્યાગ કર. ક્ષુદ્ર મર્યાદિત અહંકાર છોડી દે અને પ્રણવ મંત્રનો એવો અર્થ કરીને પ્રણવોચ્ચાર કર. ૐ ! ૐ!!

## ૯–વિશ્રાંતિ

જીવનના જુદા જુદા વ્યવસાય અને શારીરિક તથા માનસિક શક્તિના જુદી જુદી રીતે થતા વ્યયથી તમારા ઉપર સદા ખેંચતાણ થવાનો સંભવ છે. એ બાહ્ય ઉપાધિઓની ખેંચતાણમાં જો ખેંચાયા કરશો, તો મૃત્યુનેજ પાસે બોલાવો છો એમ સમજવું.

ત્યારે એનાથી છૂટવું શી રીતે? 'રામ' તમને કામ છોડી દેવાનું અથવા કર્મોનો ત્યાગ કરવાનું કહેતો નથી; પરંતુ અવિશ્રાંત કષ્ટમય અને કસોટીનું કામ કરતી વખતે પણ તમને શાંતિ રહે એવી ટેવ પાડવાની ભલામણ કરે છે, અને એ ઉપદેશ વેદાંતના ત્યાગથી ભિન્ન નથી. ત્યાગની સ્થિર અનુકૂળ ભૂમિ ઉપર સ્થિર રહેવાથી ગમે તે કામમાં તમે બધો વખત ગાળશો, તોપણ થાક લાગશે નહિ, ગમે તે કામ કરવાને શક્તિવાળા થશો.

વધારે સ્પષ્ટ કહીએ તો કામ કરતાં કરતાં વચ્ચે વખત મળે ત્યારે "ઈશ્વર અથવા પોતાનો આત્મા તેજ એકજ સત્ય છે અને દેહ વગેરે સાથે આપણો કંઇજ સંબંધ નથી" એવો વિચાર કરો. તમે કેવળ સાક્ષીરૂપ છો. પરિણામ અથવા ફળની સાથે તમારે કંઇ લેવાદેવા નથી. એવો વિચાર કરીને નેત્રો બંધ કરો, ગાત્રોને શિથિલ થવા દો, દેહને સ્વસ્થ અને શાંત પડવા દો અને મનમાંથી સર્વ વિચારોનો બોજો કાઢી નાખો. જેટલે અંશે તમે એ બોજો હલકો કરી શકશો, તેટલે અંશે વધારે શક્તિમાન થશો.

જ્ઞાનતંતુઓ આપણા શરીરની શક્તિ કાયમ રાખે છે અને વિચાર જ્ઞાનતંતુઓ ઉપરજ આધાર રાખે છે. પાચનક્રિયા, લોહીનું ફરવું, કેશવૃદ્ધિ ઇત્યાદિ ક્રિયાઓનો આધાર ખરૂં જોતાં જ્ઞાનતંતુઓ ઉપરજ હોય છે. જ્યારે તમારા વિચારો ગૂંચવાઇ જાય અને અનેક તર્કવિતર્કોથી તમે ગભરાઇને થાકી જાઓ, ત્યારે એમ સમજવું કે તમારા જ્ઞાનતંતુઓ ઉપર ઘણો બોજો આવી પડ્યો છે. જ્ઞાનતંતુઓનો આ માનસિક શ્રમરૂપી વ્યવહાર એક રીતે

ફાયદાકારક હશે; પરંતુ ખરૂં જોતાં તો નુકસાનકારકજ છે. અવિશ્રાંત વિચાર અને માનસિક શ્રમથી શરીરની શકિતનો વ્યય થાય છે. જો તમારે તમારી શક્તિ સાચવી રાખવી હોય, તમારી તંદુરસ્તી કાયમ રાખવી હોય અને જ્ઞાનતંતુરૂપી અશ્વ તમારા જીવનનો બોજો અનાયાસે ઊંચકે એવી તમારી ઇચ્છા હોય, તો તેમાંથી અહંકારના વિચારોનો બોજો તમારે ઓછો કરવો જોઇએ. ચિંતા અને શ્રમના વિચારોને તમારા આયુષ્યનું સત્ત્વ શોષવા દેતા ના. મનને સદા ઉલ્લાસી અને આનંદી રાખવું, કદી કંટાળવું કે ગભરાવું નહિ અને ભય, વિચાર કે ચિંતાથી કદી દબાઇ ન જવું એજ ઉત્તમ તંદુરસ્તી અને સબળ ક્રિયાશક્તિ સાચવી રાખવાનું રહસ્ય છે.

લોકો યોગ્ય કાર્ય કરે એટલુંજ નહિ, પણ તેમને યોગ્ય વિષયો ગમે, તેઓ ઉદ્યમી બને, એટલુંજ નહિ પણ ઉદ્યમ તેમને ગમે એવું કરવું એજ ખરા શિક્ષણનો ઉદ્દેશ છે.

## ૧૦—अत्यंत उपयोगी उपदेश

અર્ધગોળ આકાશ મારો પ્યાલો છે અને ઝગઝગતો પ્રકાશ મારૂં પીણું છે. શરીર ઢાંકવાનાં સાધન મેળવવાં, કોઇને સંતોષ પમાડવો અથવા કોઇ પ્રાપંચિક ઉદ્દેશ પાર પાડવો એનેજ કર્તવ્ય માની બેસતા ના. સર્વ હેતુઓ અને ઉદ્દેશો છોડી પોતાના આત્માને શાશ્વત, શાંત, સંતુષ્ટ, સર્વ ઉપાધિઓથી દૂર અને લાભાલાભથી રહિત રાખવો એજ તમારૂં કામ, તમારો ઉદ્યમ, તમારો વેપાર, તમારો વ્યવસાય, તમારો ઉદ્યોગ, તમારૂં પ્રાપ્તવ્ય અને તમારી ઇતિકર્તવ્યતા છે એમ માનો. તમારે તમારા આત્માને સદા સંતુષ્ટ—આનંદી—રાખવો એજ ઈશ્વરે તમને ફરમાવેલું સૌથી મોટું કર્તવ્ય—તમારો ધર્મ છે. પ્રાપંચિક બંધનોથી ઉત્પન્ન થતું, તમારા ઉપર આવી પડેલું, તમારૂં અત્યંત મહત્ત્વનું કર્તવ્ય એ છે કે, તમારા આત્માને સદા ઉલ્લાસી રાખવો અને તમારૂં તમારી જાત પ્રત્યેનું કર્તવ્ય પણ તમને એજ ફરમાવે છે કે, તમારે સર્વ સ્થિતિમાં તમારી જાતને સુખી રાખવી. તમારા આત્માની સાથે પ્રમાણિકપણે વર્તો. જગતની બીજી બાબતોનો પણ વિચાર કરતા ના. બીજી સર્વ વસ્તુઓ તમારામાં લીન થવીજ જોઇએ અને તે લીન થાય કે ન થાય તેનું તમારે શું? કારણ

તમે જાતે સંતુષ્ટજ છો. વિમુખ અથવા ઉદાસીન બનવું એ એક ધાર્મિક, સામાજિક, રાજકીય અને પ્રાપંચિક ગુનો છે અને એ એકજ ગુનો તમે કરી શકો તેમ છો અને બીજા સર્વ ગુનાઓ, અવનતિ અને પાપના મૂળમાં એજ એક ગુનો રહેલો હોય છે. પૂર્ણ પ્રસન્ન રહો અને વૈરાગ્યયુક્ત શાંતિ રાખો એટલે આસપાસની સર્વ વસ્તુઓ એની મેળે તમારી પાસે ખેંચાઈ આવતી જણાશે. અમારે કંઈ કર્તવ્ય નથી, અમારા ઉપર કંઇ ઋણ નથી, અમારા આત્મા સિવાય બીજા કશાના અમે દેવાદાર નથી. આનંદ અને શાંતિનો આ પવિત્ર કાયદો તોડશો તો તમે તમારા પોતાનાજ ભયંકર ગુનેગાર થશો. બીજા સામાન્ય લોકો પરોઢિયે ઊઠતાંજ ઘર વાળવું, સાફ કરવું, ઑફિસમાં જવું, નાહવું, ધોવું, રાંધવું અથવા લખવું, વાંચવું વગેરે બાબતોનેજ પોતાનું કર્તવ્ય ભલે માને; પરંતુ તમે તો પરોઢિયે ઊઠતાંજ સુખપૂર્ણ બનીને આત્માનંદમાં લીન થાઓ એજ તમારૂં કર્તવ્ય છે. એનો અર્થ બીજાં કામ છોડી દેવાં અથવા ઘરસંસારી બાબતો તરફ દુર્લક્ષ કરવું એવો નથી. એ બધી બાબતો ક્ષુલ્લક અથવા ઘરનાં રમકડાં જેવી છે એમ માનો. એ બાબતો તમારે કરવી પડે છે એનું કારણ એટલુંજ કે, તમારા આધ્યાત્મિક આરોગ્યને થોડા વ્યાયામની જરૂર છે; પરંતુ કોઇ પણ કામ કરતાં ધ્યાન રાખજો કે, લોકો જેને ખરેખરાં મહત્ત્વનાં કામ સમજે છે, તે ખરૂં જોતાં તદ્દન ક્ષુલ્લક હોય છે. તમારી જાતને તમારા સ્વરૂપમાંજ સંતુષ્ટ રાખવી એજ તમારૂં ખરૂં કર્તવ્ય છે. વિદ્યાર્થીઓ! ધ્યાન આપો. જો તમે પરીક્ષાના ભાવી પરિણામ ઉપર તમારા આનંદનો આધાર રાખીને, અત્યારે અનિશ્ચિત વૃત્તિથી ત્રિશંકુની પેઠે રહેશો, તો કદી સુખી થશો નહિ. તમારે સદા સુખની આશા રાખી બેસીજ રહેવું પડશે. સમાન સમાન તરફ ખેંચાય છે. અત્યારેજ ઈશ્વરી આનંદમાં લીન થાઓ એટલે વિજયનો આનંદ એની મેળેજ તમારી તરફ વહ્યો આવશે એવો નિયમ છે.

"ઇલા વ્હીલર વિલ્કોક્સ" નામની એક અંગ્રેજ કવયિત્રી કહે છે કે, "હસો, એટલે તમારી સાથે આખી દુનિયા હસવા લાગશે; પરંતુ જો તમે રડશો, તો તમારે એકલાનેજ રડવું પડશે; કારણકે આ શૂરવીર સનાતન સંસારને માત્ર આનંદનીજ જરૂર છે, શોક તો તેની પોતાની પાસે પણ પુષ્કળ ભર્યો છે. જો

તમે મધુર સંગીત લલકારશો, તોજ ગિરિશિખર તેનો પ્રત્યુત્તર આપશે; પરંતુ જો તમે શોકાદ્ગાર કાઢશો તો તે પવનની લહેરોમાં ક્યાંનો ક્યાંય તણાઇ જશે. આનંદધ્વનિનોજ પ્રતિધ્વનિ પણ પાછો હઠે છે. પ્રફુલ્લિત વદન કરો એટલે મનુષ્યો પોતાની મેળેજ તમને શોધતાં આવશે. શોકસાગરમાં ડૂબો એટલે તેઓ પીઠ ફેરવીને ચાલ્યા જશે. તમારા આનંદની પરકાષ્ઠા તેઓ માગે છે, પણ તમારી દિલગીરીનો તો અંશ પણ તેઓને જોઇતો નથી. આનંદી થાઓ એટલે તમારા મિત્રોની સંખ્યા વધશે. દિલગીર થાઓ એટલે તમારા મિત્રોને ગુમાવશો. તમારા સૌખ્યામૃતનો ઉપયોગ લેવાને કોઇ પણ માણસ ના પાડશે નહિ; પરંતુ વિપત્તિરૂપી વિષ તો તમારે એકલાનેજ પીવું પડશે. ભોજનનો સમારંભ કરશો એટલે તમારૂં ઘર માણસોથી ઊભરાઇ જશે; પણ અન્નના સાંસા પડશે એટલે આખી દુનિયા તમારી પાસેથી જતી રહેશે. વિજયવંત થાઓ અને દાન કરો એટલે દુનિયા તમારા જીવનને મદદ કરશે; પરંતુ તમે મરવાની તૈયારી કરશો, તો તમને મૃત્યુના પંજામાંથી કોઇ પણ છોડાવી શકશે નહિ. આનંદ મંદિરમાં પુષ્કળ માણસો અને અમીરઉમરાવોને માટે જગ્યા છે; પરંતુ સંકટની સાંકડી ગલીઓમાંથી તો આપણે દરેક જણ એક પછી એક નીકળીને નાસી જઇએ છીએ."

એક બીજો લેખક કહે છે કે, "**સુખ એજ શ્રેય છે, સુખી થવાને માટે વર્તમાનકાળજ ઠીક છે, સુખી થવાને માટે અત્યારે તમે જ્યાં છો, ત્યાંજ ઠીક છો અને સુખી થવા માટેનો રસ્તો બીજાઓને સુખી કરવાં એજ છે.**"

## ૧૧–निष्कर्ष

તમારી સામે વિચાર કરવાને 'રામ' બે મહત્ત્વના મુદ્દાઓ મૂકે છે. (૧) દેહાધ્યાસનો નાશ. (૨) વાસ્તવિક આત્માનો અનુભવ.

(૧) વેદાંતમાં પૂર્ણ વિશ્રાંતિ અને સંન્યાસનેજ ત્યાગ કહ્યો છે. જ્યાં જ્યાં તમને સગવડ મળે, ત્યાં એકાદ ખુરસી ઉપર કે બિછાના ઉપર એવા તો શાંત થઇને પડો કે જાણે એ દેહનો ભાર તમે કદીયે વેઠ્યોજ ન હોય, જાણે તેનો અને તમારો કંઇ સંબંધજ નથી અને કોઇ પથ્થર તમને જેટલો જુદો ભાસે, તેટલોજ તમારો દેહ પણ તમને પારકો જણાય એવી રીતે નિર્જીવ

પ્રેતની પેઠે થોડી વાર પડી રહો. જાણીજોઇને કોઇ વિચાર અથવા ઇચ્છા મનમાં લાવતા નહિ. દેહ અથવા બીજા કશાની ચિંતાથી તમારા મનને છેક દૂર રાખો અને સર્વ વાસનાઓ, આકાંક્ષાઓ અને મહત્વાકાંક્ષાઓનો ત્યાગ કરો. આ સ્થિતિનુંજ નામ ત્યાગ અથવા વિશ્રાંતિ છે. તમારી સર્વ મિલકત નિર્મમત્વરૂપી જમીન ઉપર મૂકો, અંતઃકરણ ઉપર તેનો બોજો નાખશો નહિ.

(૨) પરમાર્થસત્તા-ઈશ્વરની ઇચ્છાનેજ તમારી ઇચ્છા બનાવો. ઈશ્વરેચ્છાનો ઉદ્દેશ સુખદાયક હો કે દુઃખદાયક લાગે, તોપણ તેને પોતાનીજ સમજીને તેનું મંડન કરો. દેહ અને તેની ઉપાધિઓ, મન અને તેની વૃત્તિઓ, જગત અને લોકમત સર્વથી હું દૂર છું એવું અનુભવો. હું સર્વવ્યાપી વિષ્ણુ છું, સૂર્યોનો પણ સૂર્ય છું. કાર્ય, કારણ અને દૃશ્ય પદાર્થોથી ભિન્ન, એકમેવાદ્વિતીય, આનંદપૂર્ણયુક્ત 'રામ'જ છો એમ અનુભવો. પ્રણવોચ્ચાર કરો અને નૈસર્ગિક સ્ફૂર્તિથી જેવો નીકળે તેવા અવાજથી પ્રણવમંત્રનું ગાન કરો એટલે સર્વ આધિ-વ્યાધિઓ એની મેળેજ તમને છોડી જતા રહેશે. આ તમામ જગત અને સર્વ સ્થિતિ તમે જેવી માની લો છો તેવીજ થાય છે. આ જગતના વિચારનો બોજો તમારા અંતઃકરણ ઉપર પડવા દેશો નહિ. જગતના મતમતાંતરો અને મંડળો તમારીજ કલ્પનાથી ઊભાં કરેલાં છે. ખરી શક્તિ તમેજ છો અને આ આખું જગત તેની કેવળ છાયા છે. તે સત્યનું અહોરાત્ર ચિંતન કરો. તમારા પરમ સંબંધી અંતરાત્માને છોડી દઇને બીજાઓનાં ચંચળ, અનિશ્ચિત અને સંદિગ્ધ વચનોનેજ તમે વધારે માન આપો છો; એજ તમે પૂર્ણ તંદુરસ્ત ન રહેવાનું કારણ છે. **તમારા પોતાના સંતોષ માટે જીવો, બીજાના અભિપ્રાયોને માટે નહિ.** એકલા ઈશ્વરનેજ, એકમેવાદ્વિતીય આત્માનેજ, એ ખરા સ્વામીનેજ, એ માલિકનેજ, એ તમારા અંતરાત્માનેજ, સંતુષ્ટ કરવાનો પ્રયત્ન કરો. ગમે તેમ કર્યા છતાં પણ સૌને-લોકસમૂહને તમે ખુશી કરી શકશો નહિ. સહસ્રમુખી જનસમાજને ખુશ કરવાને તમે બંધાયેલા પણ નથી. 'તમારા વિશ્વકર્મા તમે પોતેજ છો' એ સત્ય તમે જાતેજ છો એમ સ્વતંત્રતાપૂર્વક ગાયા કરો-જાણે અખિલ વિશ્વમાં તમે એકલાજ છો અને કોઇ સાંભળનારજ નથી. જો તમારો આત્મા સંતુષ્ટ થશે, તો જનસમાજ પ્રસન્ન થવોજ જોઇએ એ અટલ સિદ્ધાંત છે.

જે સદાય વિચારોજ કર્યા કરે છે, તે ભ્રમ અને વ્યાધિમાંજ ડૂબેલો રહે છે અને તે ચતુર અને વિદ્વાન હોય, તોપણ કોતરી ખાધેલા વાંસ અથવા ઊધઇએ ખાધેલા લાકડાના ટુકડાની પેઠે તેનું જ્ઞાન અને વિદ્વત્તા પોલાં છે; તેથી તમારી આસપાસ વિચારો-નો કોટ હોવો જોઇએ ખરો, પરંતુ તેમાં પુરાઇ બંધાઇ રહેવાની તમને આવશ્યકતા નથી. પરસેવો થવાથી જેમ આપણે કોટ કાઢી નાખીએ છીએ અથવા એકાદ હોશિયાર કારીગર પોતાનું કામ પૂરૂં થતાંજ ઓજાર નીચે મૂકે છે, તેમ તમારે પણ કરવું જોઇએ.

કામ કરતી વખતે તમારૂં તેમાં પૂર્ણ ધ્યાન હોવું જોઇએ અને તેને જરૂર વિનાની બાબતોથી હરકત ન પહોંચવી જોઇએ. એકજ વખતે જુદી જુદી શક્તિઓથી ઉત્પન્ન થતો શોષ અથવા ઘર્ષણ કે ભાંગતૂટ વગેરે કંઇ ન રહેતાં, શક્તિનો ગેરઉપયોગ ન થવા દેનાર પ્રચંડ એન્જિનની પેઠે બધું બરાબર ચાલવું જોઇએ.

જ્યારે કામ પૂરૂં થાય અને યંત્રનું કામ રહે નહિ ત્યારે તે તદ્દન બંધ થવું જોઇએ. જરા પણ ચલનવલન થવું ન જોઇએ. એન્જિન પોતાના છાપરામાં જતાંજ તોફાની છોકરાંઓની ટોળીને કંઈ પણ અટકાવ ન કરતાં, ગમે તેટલાં અટકચાળાં કરવા દેવા જેટલું ચૂપ થવું જોઇએ અને પછી મનુષ્યે જ્યાં આત્મા વાસ કરે છે તે જ્ઞાનપ્રદેશમાં જઈને વિશ્રાંતિ લેવી જોઇએ.



# સુખ આત્મામાં છે×

સન્નારીઓ અને સજ્જનોના સ્વરૂપમાં વિરાજિત નિજાત્મન્!

'રામ' કદી બીજી પ્રજાઓ ઉપર વિજેતા થનારી યુરોપી અને ખ્રિસ્તી પ્રજાઓ ઉપર આક્ષેપ મૂકતો નથી. કોઇ પણ પ્રજાની આધ્યાત્મિક ઉન્નતિની તે એક સ્થિતિ છે, કે જે સ્થિતિ એક વખત સર્વેને જરૂરની છે. હિંદુસ્તાન એ સ્થિતિમાંથી પસાર થઇ ગયું છે, પરંતુ ઘણી પ્રાચીન પ્રજા હોવાથી સમસ્ત દુનિયાની સંપત્તિને પોતાની તુલામાં તોળી જોતાં તેમાં તેને ન્યૂનતા જણાઇ છે; હાલની જે પ્રજાઓ સમસ્ત જગતના ધનવૈભવ ભેગા કરવાની તૈયારી કરે છે, તેઓને પણ ભવિષ્યમાં આવોજ અનુભવ થશે. આ બધી પ્રજાઓ પરસ્પર જીત મેળવવાના હેતુથી પોતાની સેનાને સજ્જ કરવાનો યત્ન કરી રહી છે તેનું શું કારણ? જેને અર્થે તેઓ મથે છે, તે વસ્તુ સુખ અને આનંદ છે. "અમે સુખ નહિ પણ જ્ઞાન મેળવવાને અર્થે મથીએ છીએ" એમ જે કેટલાક કહે છે એ વાત પણ ખરી છે. બીજા કેટલાક એમ કહે છે કે, "અમે જ્ઞાનની નહિ પરંતુ કર્મની શોધમાં છીએ" આ બધું ઠીક છે; પણ જો સામાન્ય જનસમાજનાં હૃદય તમે તપાસી જોશો તો જણાશે કે જે અંતિમ પરમ અર્થ તેઓએ પોતાની સન્મુખ રાખ્યો છે અને જેની તેઓ શોધ કરી રહ્યા છે તે પદાર્થ સુખ છે, બીજું કંઇ પણ નથી.

તે સુખ ક્યાં છે? મહેલમાં કે ઝૂંપડીમાં? કોઈ માશૂકની ખૂબસૂરતીમાં કે સોનારૂપાથી ખરીદી શકાય એવી કોઇ વસ્તુઓમાં? એ ક્યાં છે, તે અત્યારે આપણે તપાસીએ. સુખનું મૂળ ક્યાં છે? સુખનો પણ ઇતિહાસ છે. વરાળ અને વિદ્યુત્પ્રવાહે કાળ અને અંતરનો નાશ કરી નાખ્યો છે. આ દિવસો પ્રવાસના છે

× સાનફ્રાન્સિસ્કોના ધી એકેડેમિક નામે સ્થાનમાં તારીખ ૧૭-૧૨-૦૨ એ અપાયેલું ભાષણ.

અને દરેક જણુ જ્યારે પોતે પોતાના પ્રવાસનો અહેવાલ લખે છે, ત્યારે આપણે સુખનાં પ્રવાસનો પણ કંઈક ઇતિહાસ તપાસીએ.

બાલ્યાવસ્થામાં બાળકને જે સુખની ઝાંખી થાય છે, તે સુખ-થી હવે આપણે પ્રથમ શરૂઆત કરીએ. દુનિયાનું બધું સુખ માતાની ગોદમાં અને પયપાનમાંજ રહેલું છે, એમ બાળકને લાગે છે. સંસારભરનું સુખ ત્યાંજ એકત્ર થયેલું તેને જણાય છે. જે રાજમાર્ગમાં થઇને સુખને પ્રવાસ કરવાનો છે, તે રાજમાર્ગમાં આ માતાનો ખોળો અને પયપાન એ પ્રથમ સ્થિતિ છે. દુનિ-યામાં એવી બીજી કોઇ પણ વસ્તુ નથી કે જે બાળકને માતાના ખોળા કરતાં વિશેષ સુખરૂપ લાગે. બાળક માતાની ગોદમાં લપાઈ રહે છે અને કહે છે કે, " જુઓ ! જુઓ ! હું કયાં છું ? મને શોધી કાઢો." આમ કહેતું કહેતું તે ખડખડ હસે છે. આ હાસ્ય તેના હૃદયના ખરા ઉલ્લાસનું હોય છે. આ સ્થિતિમાં તે બાળકને પુસ્તકોનો કશો અર્થ હોતો નથી. અઢળક ખજાનાઓ પણ તેને નકામા છે. જે બાળકે હજી ધાવણુ છોડયું નથી, તે બાળકને મેવા, મીઠાઇ અને ફળ, કંઈ પણ સ્વાદ વગરનાં છે. તેને મન સુખનો સાગર માતાની ગોદ અને પયપાનજ છે.

આમ એક વર્ષ પસાર થઇ જાય છે અને બાળકના સુખની સ્થિતિ બદલાય છે; તે કોઇ બીજી વસ્તુ તરફ દોરાય છે. હવે તેના સુખનું સ્થાન, તેનાં સુંદર રમકડાં–નાનાં નાનાં ઢીંગલા–ઢીંગલીઓ બને છે. આ બીજી સ્થિતિમાં જેટલું તે નાનાં રમકડાંને ચાહે છે, તેટલું પોતાની માતાને ચાહતું નથી. કેટલીક વખત પોતાનાં રમકડાંને ખાતર–પોતાના ઢીંગલા–ઢીંગલીઓને ખાતર પોતાની વહાલી અને પ્રિય માતાની સાથે પણ કલેશ કરે છે.

થોડાંક વધારે વર્ષો અને મહિનાઓ વીતી ગયા અને હવે તેનું સુખ ઢીંગલા–ઢીંગલીઓમાં રહ્યું નથી. પાછું તેણે પોતાનું સ્થળ બદલ્યું છે. આ ત્રીજી સ્થિતિમાં જ્યારે તે બાળક બાળક મટીને છોકરો થાય છે; ત્યારે તેનું સુખ પુસ્તકોમાં અને ખાસ કરીને વાર્તાનાં પુસ્તકોમાં આવી વસે છે. આવો બનાવ સામાન્ય બુદ્ધિ-ના બાળકને લાગુ પડે છે. કેટલીક વખત તેને બીજી વસ્તુઓમાં પણ સુખ જણાય છે; પરંતુ આપણે તો આ એક સામાન્ય દાખલો લઇએ છીએ. હવે વાર્તાનાં પુસ્તકો તે છોકરાને પ્રેમમાં નિમગ્ન

કરી નાખે છે. ઢીંગલા-ઢીંગલીઓને સ્થાને વાર્તાનાં પુસ્તકોજ હવે તેને બહુ રમણીય અને મનોહર લાગે છે.

તે નિશાળિયો હવે કૉલેજનો વિદ્યાર્થી થાય છે અને તેના કૉલેજના જીવનમાં તેને કોઇ બીજીજ વસ્તુઓમાં સુખ જણાય છે. અર્થાત્ વિજ્ઞાનનાં, તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોમાં તેને સુખનો આભાસ થાય છે. કેટલાક વખત સુધી તે પુસ્તકો વાંચે છે; પરંતુ એટલામાં તેના સુખે તો પુસ્તકોમાંથી નીકળી, યુનિવર્સિટીની પદવીઓ મેળવવાના વિચારો તરફ પ્રવાસ કર્યો હોય છે. તેના સુખનું સ્થાન-યુનિવર્સિટીની પદવીઓ પ્રાપ્ત કરવાની ઇચ્છા છે; એટલુંજ નહિ પણ તેના આનંદનું હવે એ એક મુખ્ય મથક થઇ પડ્યું છે. તે વિદ્યાર્થી યુનિવર્સિટીમાંથી ફતેહમંદીથી બહાર આવે છે. પછી તેને એક સારા પગારવાળી નોકરી મળે છે; એટલે એનું સુખ દ્રવ્યમાં સમાય છે. હવે તેના જીવનની મુરાદ ખૂબ દ્રવ્ય-સંચય કરવાની છે. તે એક મોટો માણસ થવા અને ખૂબ દ્રવ્ય-સંગ્રહ કરવા અભિલાષા રાખે છે. કેટલોક વખત નોકરી કર્યા પછી જ્યારે તેની પાસે કેટલુંક ધન એકઠું થાય છે, ત્યારે સુખ વળી બીજી કોઈ વસ્તુ તરફ વળે છે. તે વસ્તુ કઇ તે કહી દેખાડવાની જરૂર છે? તે સ્ત્રી છે. આ યુવકને એક સ્ત્રી સાથે લગ્ન કરવાની કામના થાય છે. તેને માટે મહા પ્રયાસે એકઠી કરેલી દોલત ખર્ચી નાખવા તે તૈયાર થાય છે. હવે તેને માતાની ગોદ સુખ આપતી નથી, રમકડાંઓ પણ તેને મોહ પમાડતાં નથી, વાર્તાનાં પુસ્તકો પણ એક બાજુ પડ્યાં રહે છે અને જ્યારે પુસ્તકો પોતાની કામનાને અનુકૂળ થઇ સુખ આપનાર જણાય છે, ત્યારેજ તે કોઇ કોઇ વખત તેને વાંચવા માટે હાથમાં લે છે. હવે સ્ત્રીને માટે તેણે સર્વસ્વ અર્પણ કરી દીધું છે. હમણાં જે તેના સુખનો મુખ્ય વિષય છે, તે સુખના ક્ષુદ્ર મનોરથને ખાતર તેણે અનેક સંકટ વેઠીને પ્રાપ્ત કરેલું પોતાનું દ્રવ્ય રફેદફે કરી નાખ્યું છે. આ યુવક થોડા કાળ સુધી પોતાની રમણી જોડે વિહાર કરે છે; પણ જુઓ પાછું તે સુખ હવે ત્યાં દેખાતું નથી. ત્યાંથીયે હવે તેણે કંઇક આગળ પ્રયાણ કર્યું છે. પોતાની સ્ત્રીથી તેને જે આનંદ થતો હતો, તે હવે થતો નથી. આ એક સામાન્ય યુવકનો દાખલો છે અને તે પણ એક પૂર્વ હિંદુસ્તાનના યુવકનો. તે યુવકનું સુખ સ્ત્રીમાંથી પસાર થઇ ભવિષ્યની સંતતિ તરફ વળ્યું છે. હવે સંત-

તિજ તેના જીવનનો મનોરથ છે. તેને સંતાન હોવાની અભિલાષા થાય છે. તેને દેવ સમાન પુત્ર પ્રાપ્ત કરવાની કામના છે. 'રામ'ને આ દેશના રીતરિવાજનો પૂરતો ખ્યાલ નથી; પરંતુ હિંદુસ્તાનમાં તો લગ્ન કર્યા પછી લોકો સંતતિને માટે બહુજ વલખાં મારે છે. ઈશ્વરની પ્રાર્થના કરે છે, ડૉકટરોની સલાહ લે છે, કોઈ સાધુ-સંતની દુવા લેવા મથે છે; જંતરમંતર, દોરાધાગા વગેરે કરવામાં કંઈ બાકી રાખતા નથી.

તે જુવાન ગૃહસ્થાશ્રમીનું સર્વ સુખ પુત્રની આશામાં એકત્ર થાય છે. પેલો બાળક હવે સુખના પ્રવાસની અર્થાત્ આનંદની પ્રગતિની છઠ્ઠી સ્થિતિમાં છે. પોતાને ઘેર બાળકના જન્મથી તે પોતાને કૃતાર્થ થયો માને છે. એના હર્ષનો પાર નથી. તે સદા ઉલ્લાસ અને ઉત્સાહમાં રહે છે. ઘડીએ ઘડીએ ફુલાઇ જાય છે. તે હવે જમીનથી હાથ હાથ ઊંચે ચાલે છે. સંતતિની પ્રાપ્તિ થવાથી તેના સુખની છોળો ઊછળી રહી છે. આ છઠ્ઠી સ્થિતિમાં અર્થાત્ એ ચંદ્રવદનવાળા બાળકમાં એ મોટી ઉંમરના બાળકનું સુખ પૂર્ણ રીતે વિકાસ પામ્યું છે. જ્યારે તે પોતાના બાળકનું પ્રિય વદન જુએ છે, ત્યારે તેના આનંદનો પાર રહેતો નથી. સામાન્ય મનુષ્યના સુખની હદ તો એટલીજ હોય છે. તેના સુખની પરાકાષ્ઠા થઇ ગઇ. અહીંથી હવે યુવકની અવસ્થા ઊતરતી જાય છે. બાળક જેમ જેમ મોટું થતું જવાનું, તેમ તેમ તેનો મોહ ઓછો થતો જશે અને આ મનુષ્યનું સુખ તો હજુ આગળ પ્રવાસ કરતું ચાલ્યું જવાનું. સાધારણ મનુષ્યને પોતાના બાળકની પ્રીતિમાં જેટલું સુખ લાગે છે, તેટલું બીજા કશામાં લાગતું નથી.

હવે આપણે આ બાબતને જરા બારીકીથી તપાસી જોઇએ કે સુખ માતાની ગોદ, રમકડાં, પુસ્તકો, દ્રવ્ય, સ્ત્રી, સંતતિ વગેરે આવા વિષયોમાં રહે છે કે એ તે દુનિયાની કોઇ બીજીજ વસ્તુમાં છે? વધારે આગળ વિચાર કરતાં પહેલાં સુખની ગતિને સૂર્યના પ્રકાશની ગતિ સાથે સરખાવી જોઇએ. સૂર્યનો પ્રકાશ પણ એક સ્થાનથી બીજે સ્થાને એમ પ્રવાસ કર્યા કરે છે. એ સૂર્યનો પ્રકાશ એક વખત ભારતવર્ષ ઉપર પ્રકાશે છે; બીજી વખત તે યુરોપખંડ ઉપર પ્રકાશે છે; એમ આગળ ને આગળ એ પ્રકાશ પ્રવાસ કર્યા કરે છે. જ્યારે સંધ્યાની છાયા પડે છે, ત્યારે જુઓ! એ ત્યાંથી પૂર્વ અમેરિકા ઉપર પ્રકાશે છે અને ત્યાંથી તે પશ્ચિમના

પ્રદેશમાં આગળ વધે છે. એક દેશમાંથી બીજા દેશમાં કોઇ વાર સરકતો તો કોઈ વાર છલંગો મારતો આગળ ને આગળ વધે છે, ત્યાર પછી તે પોતાની પ્રભા જાપાન ઉપર પસારી હજી આગળ ચાલ્યો જાય છે. એ પ્રકાશ એક દેશમાંથી બીજા પ્રદેશમાં પ્રવાસ કરે છે, પરંતુ આ બધા જુદા જુદા પ્રદેશો કંઇ તે પ્રકાશનું ઉત્પત્તિસ્થાન નથી. ઉત્પત્તિસ્થાન તો કોઇ બીજેજ સ્થળે હોવું જોઇએ અને તે સૂર્ય છે. આવીજ રીતે સૂર્યના પ્રકાશની પેઠે એક સ્થળેથી બીજે સ્થળે પ્રવાસ કરતું સુખ ક્યાંથી ઉદ્ભવ પામે છે, તે આપણે જોઇએ. હવે આપણે સુખના સૂર્યને જોઇએ.

જે ગૃહસ્થ સંતાનપ્રાપ્તિથી કૃતાર્થ થયો છે, તેનોજ દાખલો આપણે લઇએ. તે ગૃહસ્થ પોતાની ઑફિસમાં કામમાં ગૂંથાયેલો છે અને અચાનક 'ટન' 'ટન' એમ ઘંટડીનો નાદ તે સાંભળે છે. એ ઘંટડી (વાત કરવાના યંત્રની) ટેલિફોનની છે. એકદમ છલંગ મારી ઝડપથી ટેલિફોન તરફ તે જાય છે; પણ એ શાના સમાચાર હશે, એવા વિચારથી સાંભળવા જતાં તેનું હૃદય ધડકે છે. લોકો કહે છે કે, "આવતી આપત્તિનાં પગરણ પહેલેથી જણાય છે." આવો પ્રસંગ તેણે પહેલાં કદી અનુભવ્યો નથી. તે ટેલિફોનના યંત્ર પાસે જઇ પહોંચે છે અને કાન દઇને સાંભળે છે. અરે! આ તે શી આફતના સમાચાર! તે ગભરાયેલા હૃદયે નિશ્વાસ મૂક્યા કરતો હતો. એ લગભગ બેભાન બની ગયો હતો. તેના ગાલ ઉપરથી લાલાશ ઊડી ગઇ હતી. તે નિસ્તેજ અને ઉદાસ ચહેરે રઘવાટ કરતો પાછો પોતાની જગ્યાએ આવ્યો અને કોટ અને ટોપી પહેરી જાણે તોપના ગોળાથી ઘવાયો હોય, એમ ઑફિસની બહાર ચાલ્યો. તે ખાતાના ઉપરીની રજા લેવી પણ ભૂલી ગયો; તેમજ ત્યાંના પટાવાળા જોડે પણ તેણે કંઇ કહેવડાવ્યું નહિ. ટેબલ ઉપર પડેલા કાગળોને બરાબર ગોઠવી ટેબલના ખાનામાં પણ મૂક્યા નહિ અને ખાનાને તાળું પણ વાસ્યું નહિ. તે તદ્દન સૂનકાર બની ગયો હતો, તેથી આ બધી વ્યવસ્થા કર્યા વગર એમ ને એમ પરભાર્યો ઑફિસની બહાર ચાલ્યો. આથી એની જોડેના ઑફિસવાળાઓને ઘણો અચંબો લાગ્યો. તે ત્યાંથી ગભરાટમાં ને ગભરાટમાં મહોલ્લામાં પહોંચ્યો. ત્યાં એક ગાડી દોડી જતી હતી, તેમાં બેસી ગયો. એટલી વારમાં ટપાલના કાગળ વહેંચનારો તેને મળે છે, તે તેને એક કાગળ આપે છે. દુનિયાની દૃષ્ટિએ તે ખુશ-

ખબર કહેવાતી હોય તો તે કાગળમાં તેણે એક ખુશખબર વાંચી. તે ખુશખબર તેને ભાગે લૉટરીમાંથી દ્રવ્યની એક મોટી રકમ મળવાની હતી તેની હતી. તેણે એક લૉટરીની ટિકિટમાં ભાગ રાખ્યો હતો, તેમાંથી તેને ભાગે ૧૦૦ ડૉલર× આવ્યા હતા. વારુ, આ ખુશખબરથી તેને અત્યંત હર્ષ થવો જોઇએ! તેને આનંદ આનંદ થઈ ગયો હોવો જોઇએ! પણ ખરી રીતે જોતાં તેવું કશુંયે નહોતું. આ બધું તેને મન મિથ્યા હતું. ટેલિફોનથી તેને જે સમાચાર મળ્યા હતા, તે સમાચારથી તેના હૃદયમાં જરા પણ શાંતિ નહોતી. આ કાગળની ખુશખબરથી તેને જરા પણ હર્ષ થયો નહિ. જે ગાડીમાં તે બેઠેલો હતો, તે ગાડીમાં તેના મોં આગળજ તેના જેવીજ સ્થિતિમાં એક મોટો અમલદાર બેઠેલો હતો. આ અમલદારને મળવું એ તો એના જીવનનું એક સુંદર સ્વપ્ન હતું; પણ જુઓ! તેણે અત્યારે તો એના તરફ નજર સરખી પણ નાખી નહિ અને મોં ફેરવી ગાડીમાંથી ચાલતો થયો. વળી તેને એક સ્ત્રીમિત્રને મળવાની અને તેની સાથે વાતચીત કરવાની અભિલાષા હતી. એ સ્ત્રી પણ અચાનક સામે મળી, પણ તેની સાથે પણ વાત ન કરી. તે સ્ત્રીનું સુખદ મંદ હાસ્ય ભૂલી ગયો. વારુ, આપણે એને વધારે વખત ઉચાટમાં રાખવો એ ઠીક નથી અને આપણે પણ હવે વધારે વખત અટવાવું યોગ્ય નથી. જે પોળની અંદર એનું ઘર આવેલું હતું, ત્યાં તે આવી પહોંચ્યો. ત્યાં જબરો ઘોંઘાટ અને શોરબકોર થઇ રહ્યો હતો. આકાશમાં ઊંચે જતા અને સૂર્યનારાયણને ઢાંકી નાખતા ધુમાડાના ગોટે-ગોટા તેણે જોયા. ગગનમાં ચારે તરફ અગ્નિની જ્વાળાઓ ફેલાતી જોઇ. આ જબર આગ તે ઘરની આસપાસ ફરી વળીને બાળી-ને ખાખ કરતી હતી; તેથી તે ગૃહસ્થની સ્ત્રી, દાદી, માતા અને મિત્રો રોકકળ કરી રહ્યાં હતાં. ત્યાં તેણે ટોળે વળીને ઊભેલાં પોતાનાં બધાં સગાંવહાલાં જોયાં; પણ તેમાં પોતાની એક પ્રિય વસ્તુ જોઇ નહિ. તે પ્રિય વસ્તુ તેના પરમ સુખનું સાધન બાળક હતું. તેને તેણે ક્યાંયે જોયું નહિ. આગમાં પોતાનું પ્રિય નાનું બાળક ગુમાવ્યું. તે ત્યાં નહોતું. પોતાની સ્ત્રીને એ બાળકના સંબંધમાં પૂછપરછ કરી. સ્ત્રી કંઇ જવાબ આપી શકી નહિ, પણ ડૂસકાં ખાતાં ખાતાં કંઇક ભાંગ્યુતૂટ્યું બોલી કે, “મારાથી બોલી

× આશરે સવાબે રૂપિયાની કિંમતનું અમેરિકામાં ચાલતું નાણું.

શકાતું નથી." ત્યાર પછી તેણે ખરી હકીકત શું છે તે શોધી કાઢી. તેને ખબર પડી કે, બાળક તો ઘરમાં રહી ગયું છે. જ્યારે આગ શરૂ થઈ, ત્યારે તે બાળક ધાવની પાસે હતું; ધાવે તેને પારણામાં સુવાડ્યું હતું. તે તેમાં ઘસઘસાટ ઊંઘતું હતું; પણ ધાવ તો એકદમ ઘરની બહાર જતી રહી હતી. આ આગ ચારે તરફ ફરી વળેલી જોઇને ઘરનાં બધાં માણસો ભયભીતપણે એકદમ ઘરની બહાર નીકળી ગયાં હતાં. દરેકને એવો ખ્યાલ હતો કે, ઘરના કોઇ પણ માણસ પાસે તે બાળક હશે. બધાંય ઘરની બહાર આવ્યાં, ત્યાર પછી જણાયું કે, બાળક તો ઘરમાં રહી ગયું છે અને આગ તો વધીને ઘરની ચારે બાજુએ ફરી વળી છે. આથી કેટલાકે રોકકળ કરી મૂકી, કેટલાકે દાંત કરડવા માંડ્યા તો કેટલાકે હોઠ પીસવા માંડ્યા અને કેટલાકે છાતીઓ કૂટવા માંડી; પણ હવે કશોય ઉપાય રહ્યો નહોતો.

આ ઠેકાણે આ ગૃહસ્થ, તેની સ્ત્રી, માતા, મિત્રો અને તે બાળકની ધાવ, એ બધાં દયા ઉપજાવે એવી રીતે આક્રંદ કરી કરીને પાસે ઊભેલા લોકોને અને પોલીસોને પોતાના બાળકને બચાવવા માટે આજીજી કરતાં હતાં. "ગમે તે ઉપાયે અમારા પ્રિય બાળકને બચાવો, અમે અમારૂં સર્વસ્વ આપી દઇશું. આજથી દસ વર્ષ સુધીમાં જે કંઇ કમાઇશું તે પણ આપી દઇશું, અમારૂં જે કંઇ હશે તે સર્વ કુરબાન છે, પણ કોઇ અમારા બાળકને બચાવો." (તમારે એક વાત યાદ રાખવાની છે કે, જે દેશમાં આ બનાવ બનવા પામ્યો છે, તે દેશમાં આ દેશના જેટલી વીમા કંપનીઓ નથી.) બાળકને અર્થે તેઓ સર્વ આપી દેવા તૈયાર છે. ખરેખર, બાળક એ એક ઘણી પ્રિય વસ્તુ છે. નાનું બાળક અતિ સુખદ વસ્તુ છે, તેથી તે બાળકની ખાતર બધી માલમિલકત અને આપણા સ્વાર્થનો ભોગ આપવો એ યોગ્ય છે; પણ 'રામ' એક વાતનો ખુલાસો પૂછે છે કે, "બાળકજ એ સુખનું મૂળ છે ખરૂં! શું આ દુનિયામાં બાળકજ પ્રિયમાં પ્રિય વસ્તુ છે? અથવા સુખનું મૂળ તો કોઇ બીજેજ ઠેકાણે છે?" અહીં જરા બરાબર ધ્યાન આપીને સાંભળજો! આ ઠેકાણે તે બાળકને માટે દરેક વસ્તુનો ભોગ આપવામાં આવે છે; પણ કોઇ ઉત્તમ વસ્તુ ખાતર કોઇ બીજીજ વસ્તુને ખાતર, તે બાળકનોજ ભોગ આપવામાં નથી આવતો. વારૂ? બાળકને ખાતર ધનદોલત, માલમિલકત વગેરે

સર્વસ્વ આપી દેવામાં આવે છે; પરંતુ તે પ્રિય નાના બાળકનો કોઇ બીજીજ વસ્તુને ખાતર આમાં ભોગ આપી દેવામાં આવે છે. કોઇ બીજીજ વસ્તુને ખાતર તેને કુરબાન કરી દેવામાં આવે છે! હવે તે વિશેષ વસ્તુ તે બાળક કરતાં જરૂર અધિક સુખદ અને મીઠી હોવી જોઇએ! તે વિશેષ વસ્તુજ સુખનું સત્ય કેંદ્ર હોવું જોઇએ. વારૂ, ત્યારે તે વસ્તુ શું છે? જુઓ, તે વસ્તુ આત્મા છે! લોકો પોતેજ શા માટે આગમાં કૂદી પડતા નથી? જો તેઓ આગમાં કૂદી પડે, તો તેઓને પોતાનોજ ભોગ આપવો પડે અને તેમ કરવાને તેઓ તૈયાર નથી! અહીં તે બાળકને ખાતર સર્વસ્વ કુરબાન કરી દેવામાં આવે છે ખરૂં, પણ આત્માને ખાતર તે બાળકને પણ કુરબાન કરી દેવામાં આવે છે!

હવે આપણે જોઇએ છીએ કે, તે બાળક કે જે એક વાર સુખની સર્વથી ઉચ્ચ વસ્તુ હતું, તેમાં પણ સુખ નથી. તે બાળક સુંદર, મનોહર અને સુખરૂપ ભાસે છે. તેનું એ કારણ છે કે, આત્મામાંથી જે સુખનો પ્રકાશ આવે છે, તે પ્રકાશ વડેજ તે સુખરૂપ ભાસે છે, પણ તે પ્રકાશ કંઈ તે બાળકમાંજ નથી. જો બાળકમાંજ હોત, તો તે બાળકમાંજ સદા કાયમ રહેત. માટે આ ઉપરથી ખાસ ધ્યાનમાં રાખો કે, જે સુખરૂપી પ્રકાશ વડે તે બાળકનું સુખ સુખરૂપ લાગતું હતું, તેનું મૂળ આત્મામાંજ હતું.

હવે આપણે જે સુખનું મૂળ છે, જે સુખનું ધામ છે, તેની કંઇક નજીકમાં આવ્યા છીએ. આપણે સમજી શક્યા છીએ કે, બાળકને ખાતર બાળક પ્રિય નથી, પણ આપણે પોતાનેજ ખાતર પ્રિય છે. સ્ત્રી એ કંઇ સ્ત્રીને ખાતર અથવા તો પતિ પતિને ખાતર પ્રિય નથી, પરંતુ પોતાનેજ ખાતર પ્રિય છે. વસ્તુને ખાતર વસ્તુ-ને ચાહીએ છીએ એમ લોકોનું કહેવું છે, તે ભૂલભરેલુંજ છે. ધનને અર્થે કંઈ ધન પ્રિય નથી, પણ આત્માને અર્થે પ્રિય છે. સ્ત્રી જે એક વખત બહુજ પ્રિય હોય છે, તે જ્યારે પતિને અનુકૂળ રહેતી નથી, ત્યારે અપ્રિય થઇ પડી, તેનો તરત ત્યાગ કરવામાં આવે છે; તેમજ પતિ કે જે એક વખત અતિ પ્રિય હોય છે, તે જ્યારે તેની સ્ત્રીના લાભમાં વિઘાતક થાય છે, ત્યારે તે તરતજ તેને ત્યજી દે છે. જ્યારે દ્રવ્યથી આપણો હેતુ પાર પડતો નથી, ત્યારે તે દ્રવ્યનો પણ આપણે ત્યાગ કરી દઇએ છીએ. તમે નીરોની હકીકત તો જાણતા હશો. પોતાની રાજધાનીનું સુંદર રોમ

શહેર તેને જરા પણ ઉપયોગી અને લાભકારક જણાયું નહિ; પણ તેને તો એક પ્રચંડ આગ જોવામાં સુખ જણાયું. તે આખું શહેર સળગાવી મૂકવામાંજ તેને વિશેષ આનંદ લાગ્યો. તે નજીકના એક ડુંગરના શિખર ઉપર ચડી ગયો અને પોતાના નોકરોને આજ્ઞા કરી કે, “ જાઓ, આખા શહેરને તમે એવું તો સળગાવી મૂકો કે જેથી એક પ્રચંડ આગ ભભૂકી ઊઠે, કે જે જોઇને મને આનંદ થાય!” એક તરફ શહેર બળ્યા કરતું હતું અને બીજી બાજુ તેને આનંદ થતો હતો. આજ પ્રમાણે તમે જોશો કે જ્યારે ધનદોલતથી આપણો અર્થ સધાતો નથી, ત્યારે આપણે તરત તેનો ત્યાગ કરી દઇએ છીએ. ‘રામે’ એક ચમત્કારી અને અજબ બનાવ નજરોનજર જોયો છે. ગંગા નદીમાં એક વખત જબ્બર પૂર આવ્યું હતું. તે પૂર વધ્યાજ કરતું હતું. નદીના કાંઠા ઉપર એક વૃક્ષ હતું, તેની શાખાઓ ઉપર એક વાંદરી અને તેનાં કેટલાંક બચ્ચાં હતાં. વધતા જતા પૂરથી બચ્ચાંઓ ભયભીત થઇ પોતાની મા પાસે દોડી આવ્યાં, પણ પાણી જ્યાં તે બેઠાં હતાં, ત્યાંસુધી ચડી ગયું. વાંદરી ત્યાંથી એક ઊંચી ડાળીએ કૂદી ગઇ, ત્યાં પણ પાણી આવી ગયું. વળી ત્યાંથી તે ઝાડની ઊંચામાં ઊંચી ટોચ ઉપર જઇને બેઠી, પણ પૂરનું પાણી એટલેજ ન અટકતાં ત્યાં પણ ફરી વળ્યું. તે વાંદરીનાં બચ્ચાં તેના શરીરે બાઝી રહ્યાં હતાં, પણ પાણી જ્યાં વાંદરીના પગ સુધી આવી ગયું કે એકદમ વાંદરી એક બચ્ચાને પોતાના પગ નીચે દબાવી, તેના ઉપર ચડી બેઠી. પાણી તો એથીયે ઊંચે ચડ્યું, એટલે પછી તેણે બીજું બચ્ચું લઈ પોતાના પગ નીચે નાખી તેના ઉપર ચડી બેઠી. હજી પણ પાણી ઊંચે ચડતું ગયું, એટલે વાંદરીએ પોતાના ત્રીજા બચ્ચાને પણ પકડીને નિષ્ઠુરપણે પોતાના બચાવને ખાતર પગ નીચે નાખ્યું અને તેના ઉપર ચડી બેઠી. દુનિયામાં બધું આવુંજ છે; આપણો સ્વાર્થ હોય ત્યાં લગીજ આપણે લોકોને અને વસ્તુઓને ચાહીએ છીએ અને સ્વાર્થ સર્યો એટલે તેમનો ત્યાગ કરીએ છીએ.

આ ઉપરથી આપણે એવા નિર્ણય ઉપર આવીએ છીએ કે, સુખનું સ્થાન–સુખનું મૂળ આપણા પોતાનામાંજ છે; પણ તે કયે ઠેકાણે છે? શું તે આપણા પગમાં છે? પગ એ આખા શરીરને ટેકારૂપ છે, તેથી કદાચ પગમાં ધારીએ; પણ નહિ, તેમ નથી. જો પગમાં હોત, તો પગ [illegible] દુનિયામાં [illegible] પરમ પ્રિય વસ્તુ થઇ

પડત. અલબત જો કે બહારની બીજી કોઇ વસ્તુ કરતાં પગ વધારે પ્રિય છે; પણ તે હાથ કરતાં કંઇ વધારે પ્રિય નથી ! ત્યારે શું હાથ એ સુખનું મૂળ છે ? હાથ જો કે પગ કરતાં વધારે પ્રિય છે; પરંતુ તે પણ કાંઇ સુખનું મૂળ નથી. ત્યારે શું સુખ આપણી આંખમાં કે નાકમાં છે ? જો કે આંખ અને નાક એ હાથ કરતાં વધારે પ્રિય છે ખરાં; પણ સુખ તો તેમાંયે નથી. ત્યારે આંખ અને નાક કરતાં પણ વધારે પ્રિય વસ્તુ કઈ છે, તે શોધી કાઢો. આપણે આખું શરીર જોઇએ, તોપણ આપણને એમજ સમજાશે કે, તે પણ સુખનું મૂળ નથી. કારણ આપણે જોઇએ છીએ કે, આ આખું શરીર આપણે છોડતા જઇએ છીએ, આપણે પ્રત્યેક ક્ષણે વિકાર પામતા જઇએ છીએ અને થોડાં વર્ષોમાં આપણા શરીરના દરેકે દરેક પરમાણુ નવાં બની જાય છે. ત્યારે તે સુખ કદાચ આપણા મસ્તકમાં, આપણી બુદ્ધિમાં અથવા તો આપણા મનમાં હશે. તે બુદ્ધિ કરતાં પણ કોઈ વસ્તુ વધારે પ્રિય છે ? તેની આપણે તપાસ કરીએ. જો કોઇ વસ્તુ બુદ્ધિ કરતાં વધારે પ્રિય અને સુખદ હોય, તો તેજ જરૂર સુખનું સ્થાન હોવું જોઇએ અને તે વસ્તુ તે આપણું જીવન છે અથવા હિંદુઓના શબ્દમાં કહીએ તો તે પ્રાણ છે; કારણકે લોકો બહુ વખત બુદ્ધિનો નાશ થતાંયે જીવવું પસંદ કરે છે. કાં તો તદ્દન મરી જવું અથવા ચિતભ્રમ, દીવાના માણુસ તરીકે જીવન ગાળવું એ બેમાંથી એક સ્થિતિ આપણે પસંદ કરવાની હોય, તો તેમાંથી ચિતભ્રમની–દીવાના તરીકેની સ્થિતિજ દરેક જણ પસંદ કરશે. આવી રીતે આપણે જોઇએ છીએ કે, જીવનના યજ્ઞમાં બુદ્ધિનું બળિદાન આપવામાં આવે છે. ત્યારે હવે તમને એમ લાગશે કે, જીવન–વ્યક્તિગત જીવન એજ સુખનું સ્થાન હોવું જોઇએ ! જેમાંથી સર્વ સુખ સ્ફુરે છે એવા સુખનો ભાનુ એજ હોવો જોઇએ ! વારૂ, એ પ્રમાણે છે કે નહિ, એની પણ તમે ખાતરી કરી જુઓ. વેદાંત તો કહે છે કે, "ના, જીવન પણ સુખનું સ્થાન નથી. સુખનું ધામ–અભ્યંતર સ્વર્ગ તો એથીયે હજી દૂર છે; એ તો માનુષી અને વ્યક્તિગત જીવનથી પણ પર છે."

'રામ' એક વખત મરણપથારીએ પડેલા એક જુવાન ગૃહસ્થને જોવા ગયો હતો; તે માણસ ઘણા ખરાબ વ્યાધિથી પીડાતો હતો, એના શરીરમાં અતિશય વેદના થતી હતી. શરૂઆતમાં

દર્દ પગના આંગળાંમાં થતું હતું. પ્રથમ એટલું બધું નહોતું, પણ ધીરેધીરે વધવા માંડ્યું અને અંતે તેનું આખું શરીર તણાઇ જવા માંડ્યું. થોડે થોડે તે દર્દ ઢીંચણ સુધી વધી ગયું અને ત્યાંથીયે આગળ વધતું આખરે જઠર સુધી પહોંચ્યું અને જ્યારે તે તેના રક્તાશયમાં ફરી વળ્યું કે તરતજ તે મરણ પામ્યો. આ વખતે તેને એટલી બધી પીડા થતી હતી કે, જેને લીધે આ મરનાર અંત સમયે આવા શબ્દો બોલ્યા કરતો હતો: "આ શરીર ક્યારે પડી જશે ? આ પ્રાણ ક્યારે મારો છૂટકો કરશે ?" તે યુવકના અંતકાળના આવા શબ્દો હતા. તમે જાણો છો કે, આ દેશમાં જ્યારે કોઇ માણસ મરી જાય છે, ત્યારે તમે એવું કહો છો કે, "તેણે જીવ છોડ્યો." અમે હિંદુસ્તાનમાં કહીએ છીએ કે, "તેણે દેહ છોડ્યો." અમારા અને તમારામાં શો તફાવત છે, તે આના ઉપરથી તમને સ્પષ્ટ જણાશે. અહીં તમારે ત્યાં શરીરને આત્મા ગણવામાં આવે છે અને સેતાન જાણે શરીરરૂપી આત્માને વળગ્યો હોય એવું માનવામાં આવે છે; જ્યારે હિંદુસ્તાનમાં શરીરને પોતાના સ્વરૂપથી કોઇ બાહ્ય વસ્તુ તરીકે ગણવામાં આવે છે અને આત્માને પોતાના ખરા સ્વરૂપ તરીકે ગણવામાં આવે છે. હિંદુસ્તાનમાં જ્યારે કોઇ માણસ મરી જાય છે, ત્યારે તે માણસ મરી જાય છે એમ માનતા નથી; પણ એમ માને છે કે, માત્ર દેહાંતર થાય છે–ખોળિયું બદલવામાં આવે છે અને આજ ભાવાર્થના શબ્દો તે મરનાર યુવકના મોંમાંથી નીકળતા હતા કે, "અરે ! હું ક્યારે આ શરીર છોડીશ ? આ પ્રાણ ક્યારે છૂટી જાશે ?"

આ દૃષ્ટાંતમાં જીવન કરતાં પણ કોઇ ઉચ્ચ વસ્તુ આપણી પાસે છે; પ્રાણ કરતાં પણ તે ચઢિયાતી છે. તે વસ્તુ એ છે કે જેને "મારૂં જીવન" "મારો પ્રાણ" એમ કહે છે. તે કોઇ એવી વસ્તુ છે કે જે જીવનને અને પ્રાણને ધારણ કરે છે; છતાં તે પ્રાણ અને જીવનથી પણ શ્રેષ્ઠ છે; વળી તે કોઇ એવી વસ્તુ છે કે દરેક જણના પ્રાણ અને જીવન કરતાં પણ વધારે સુખરૂપ છે. અહીં આપણે જોઇએ છીએ કે, એજ પ્રાણ અથવા જીવન તે વ્યક્તિમાં રહેલા શ્રેષ્ઠ ચૈતન્યને–કે જે ચૈતન્ય પ્રાણ કરતાં પણ ઉચ્ચ છે, તેને–સંતોષ આપતું નથી, ત્યારે તે પ્રાણ અથવા જીવનનો પણ ભોગ આપવામાં આવે છે. તે પ્રાણ અથવા જીવનને ત્યજી દેવામાં આવે છે. અહીં આપણે કોઇ એવી વસ્તુ જોઇએ છીએ કે, જે આપણા

પ્રાણ અને જીવન કરતાં પણ ઉત્તમ છે, અને જેને અર્થે એ પ્રાણ અને જીવનનો ભોગ આપવામાં આવે છે, તે વસ્તુજ અવશ્ય સર્વથી વધારે સુખરૂપ હોવી જોઇએ, તેજ આનંદનું સ્થાન હોવું જોઇએ, તેજ આપણા ઉલ્લાસનું ઉત્પત્તિસ્થાન અને મૂળરૂપ હોવું જોઇએ. પ્રાણ અથવા જીવન એ આપણને બુદ્ધિ કરતાં પણ અધિક પ્રિય શાથી લાગે છે? તે આપણને બરાબર સમજાયું છે; કારણકે એ પ્રાણ તમારી અંદર રહેલા આત્માની–સત્ય સ્વરૂપની બહુજ સમીપમાં છે. આપણાં નેત્રો કરતાં પણ આપણી બુદ્ધિ આપણને વધારે પ્રિય શાથી લાગે છે? કારણકે બુદ્ધિ એ નેત્રો કરતાં આત્માની વધારે સમીપમાં છે અને એ નેત્રો પગ કરતાં વધારે પ્રિય કેમ લાગે છે? કારણકે પગ કરતાં એ અંતરાત્માની વધારે ઝાંખી કરે છે. દરેક જણ બીજાના–પાડોશીના બાળક કરતાં પોતાના બાળકને રૂપાળું શાથી ગણે છે વારૂ? વેદાંત કહે છે કે, "જેને તમે મારૂં કહો છો, તેને તમે તમારા આત્મારૂપી સુવર્ણરસાયનથી રસો છો." કોઇ પણ પુસ્તક, જેની અંદર તમારી પોતાની લેખિનીથી લખાયેલો એકાદો નિબંધ છે, તે બીજા કોઇ પણ પુસ્તક કરતાં–પછી ભલે તે કદી પ્લેટો જેવાની કલમથી લખાયેલું હોય, તોપણ–તમને ઘણુંજ ઉત્તમ શાથી લાગે છે? કારણકે જેને તમે "મારૂં" કહો છો, એ પુસ્તકમાં તમારા આત્માનો પ્રકાશ પડ્યો છે, ને તમારી અંદર રહેલી સ્વર્ગીય દિવ્યતાના પ્રકારથી તે દિવ્ય બનેલું છે. આવી રીતે હિંદુઓ કહે છે કે, "તમારા આનંદનું નામ અને ધામ એ તમારી અંદરજ છે, અખિલ સ્વર્ગ એ તમારી અંદરજ છે, સર્વ સુખનું મૂળ તે તમારી અંદરજ છે." વસ્તુસ્થિતિ આવી હોવાથી સુખને બહારના વિષયમાં ક્યાંય શોધ્યા કરવું એ કેવું અયુક્ત છે?

હિંદુસ્તાનમાં એક એવી વાત પ્રચલિત છે કે, એક આશક પોતાની માશૂકને માટે વિરહથી ઝૂર્યા કરતો હતો. વિરહથી તેનું શરીર છેક સુકાઇ ગયું હતું અને તેનાં હાડકે હાડકાં દેખાતાં હતાં. તેના શરીરમાં જરાય માંસ કે લોહી રહ્યું નહોતું. જે રાજાના રાજ્યની અંદર આ જુવાન રહેતો હતો, તેણે તેને એક દિવસ પોતાના દરબારમાં બોલાવી મંગાવ્યો, તેમજ તેની માશૂકને પણ પોતાની હજૂરમાં હાજર રખાવી. રાજાએ જ્યારે જોયું કે, એ સ્ત્રી તો નરી કૂવડ જેવી છે, ત્યારે તેણે પોતાના દરબારને શોભાવે એવી

સુંદર નવયૌવનાઓ બોલાવી અને તેમાંથી કોઈ પણ પસંદ કરી લેવાનું તેને ફરમાવવામાં આવ્યું. પેલો માણસ બોલ્યોઃ "હે શાહ! હે રાજન્! આપ મૂર્ખા ન બનો. આપ જાણો છો કે ઇશ્ક માણસને કેવો અંધ બનાવી દે છે? હે રાજન્! આપ એને આપની દૃષ્ટિથી નહિ જોઇ શકો. મારી દૃષ્ટિથી તેને જુઓ અને પછી આપ કહો કે, તે સ્ત્રી સુંદર છે કે કૂવડ છે?" આ દુનિયાના સર્વ મોહનું આજ રહસ્ય છે. દુનિયાના સર્વ પદાર્થોના આકર્ષકપણાની એજ કૂંચી છે. હે મનુષ્યો! તમે તમારી દૃષ્ટિ વડેજ સર્વે વસ્તુઓ-ને મોહક બનાવો છો. વસ્તુઓ ઉપર તમેજ તમારો પ્રકાશ નાખો છો. આપણે ગ્રીસના પુરાણમાં ઇકોના સંબંધમાં કથા વાંચીએ છીએ કે, તે પોતાનીજ પ્રતિમામાં આસક્ત બની હતી. દરેક મોહક પદાર્થોના સંબંધમાં આવુંજ છે. તે તમારી અંદર વિરા-જતા આત્માનુંજ, તમારી અંદર રહેલા સ્વર્ગનુંજ કેવળ પ્રતિ-બિંબ છે. તે માત્ર તમારીજ છાયા છે. વસ્તુસ્થિતિ આવી છતાં તમે તમારી પોતાનીજ છાયા પકડવા દોડો, એ કેવું વિચિત્ર છે?

એક છેકજ નાનું બાળક જે તરતમાંજ હજી માંડમાંડ ઘૂંટ-ણિયે ચાલતાં શીખ્યું હતું, તેની એક વિચિત્ર હકીકત 'રામ' જાણે છે. તે નાના બાળકે એક સમયે પોતાનો પડછાયો જોયો ને તેને કાંઇ અજબજ ચીજ જણાઇ. તે બાળકને તે પડછાયાનું માથું પકડવાનું મન થયું, તેથી તેણે પડછાયાના માથા તરફ ગોઠણિયે ચાલવા માંડ્યું, પડછાયે પણ તેની સાથે સાથે તેવીજ રીતે ચાલવા માંડ્યું. બાળક જેમ જેમ આગળ ગયું, તેમ તેમ તેનો પડછાયો પણ આગળ ને આગળ ગયો. બાળકે માથું પોતાના હાથમાં નહિ આવવાથી રડવા માંડ્યું. એ ચાલતાં ચાલતાં ધબ દઇને પડી જતું, તો તેની જોડે તેનો પડછાયો પણ પડી જતો. તે જરા ઊંચું થઇ જ્યાં ફરી પોતાનું માથું પકડવા જતું હતું, તેવામાં તેની માતા જે આ બધું જોયા કરતી હતી, તેને દયા આવવાથી તેણે તેનો હાથ લઇ તેને માથે અડકાડાવ્યો, એટલે તરતજ પડછાયાનું માથું બાળકના હાથમાં આવ્યું. એજ પ્રમાણે તમે તમારૂં માથું પકડો, એટલે તેની સાથેજ તમારા પડછાયાનું માથું પણ પકડાશે. સ્વર્ગ ને નરક તમારા આત્મામાં છે. શક્તિ, આનંદ અને જીવનનું મૂળ, એ તમારી પોતાની અંદરજ છે—મનુષ્યનો પ્રભુ, કુદરત અને પ્રજાઓ એ સર્વે તમારા પોતામાંજ છે. જગતના લોકો!

તમે સાંભળો, આ બોધ ઘેરે ઘેર, છાપરે છાપરે, ચૌટે ચૌટે અને મહોલ્લે મહોલ્લે કરવા યોગ્ય છે. આ બોધ સર્વે જનોએ ઊંચે સ્વરે ગર્જી ગર્જીને પ્રસિદ્ધ કરવા યોગ્ય છે કે તમે કોઇ પણ વસ્તુ-ને જાણવા માગતા હો, તમે કોઇ પણ વસ્તુને પ્રાપ્ત કરવા માગતા હો, તો તમે તમારા પડછાયા પાછળ દોડશો નહિ; પરંતુ તમે તમારા માથાનેજ પકડજો. તમે અંતર્મુખ થાઓ. આ તમે એક વાર બરાબર સમજો અને પછી તમે જોશો કે, ગગનમંડળના તારાઓ તે તમારીજ ઉપજાવેલી સૃષ્ટિ છે. તમે જોશો કે પ્રેમના સર્વે વિષયો, દુનિયાના સકળ મોહક અને આકર્ષક પદાર્થો–એ તમારાં પોતાનાંજ પ્રતિબિંબ–કેવળ તમારી પોતાનીજ છાયા હોવા છતાં, આ કેવું અયોગ્ય છે કે તે તુચ્છ છાયાઓને ખાતર આપણે આપણી જાતને પણ ગુમાવી દઇએ છીએ અને તનતોડ મહેનત કરીને આખરે માત્ર ધુમાડાના બાચકાજ મેળવીએ છીએ.

હિંદુસ્તાનમાં એક સ્ત્રીના સંબંધમાં એક રમૂજી વાત છે. એ સ્ત્રીએ પોતાના ઘરમાં પોતાની એક સોય ખોઇ નાખી અને પછી ઘરની બહાર જઇને તે ખોળવા માંડી. કોઇએ પૂછયું કે, “તમે શું ખોળો છો ?” તેણીએ જવાબ આપ્યો કે, “હું મારી ખોવા-યલી સોય ખોળું છું.” પૂછનારે ફરીથી પૂછયું કે, “તમે તે કયે ઠેકાણે ખોઈ?” તેણે કહ્યું કે, “ઘરમાં.” તે ગૃહસ્થે કહ્યું કે, “ઘરમાં ખોવાયેલી સોયને ઘરની બહાર પોળમાં શોધવી, એ તે કેવી મૂર્ખાઇ?” તેણે આ સાંભળી જવાબ આપ્યો કે, “ઘરમાં દીવો કરવા તેલ નથી અને પોળમાં તો ફાનસનું અજવાળું છે, તેથી ઘરમાં ન શોધતાં ઘરની બહાર પોળમાં શોધું છું.”

જનસમાજના સંબંધમાં પણ આવુંજ છે. સ્વર્ગ એ તમારી પોતાની અંદરજ છે. સર્વ સુખનો સાગર, એ સર્વે તમારા આત્મામાંજ છે; છતાં તમે બહારના પદાર્થોમાં, ઇંદ્રિયોના અર્થોમાં સુખ મેળવવા મથો છો. એ કેવું આશ્ચર્યકારક છે ?

આના જેવીજ એક ચિત્તભ્રમવાળા માણસની એક બીજી રમૂજી વાત છે. એક પોળમાં કેટલાક છોકરાઓ રમતા હતા. તેમની આગળ એક ચિત્તભ્રમવાળો માણસ આવીને કહેવા લાગ્યો કે, “આપણા શહેરના કોટવાળને ત્યાં આજે એક મોટી જાફત-ની ધામધૂમ થઈ રહી છે. ત્યાં બધા છોકરાઓને નોતરવામાં આવ્યા છે.” મીઠાઇની વાત આવી એટલે પછી છોકરાઓની વાત

તો તમે જાણોજ છો ને? શહેરના કોટવાળને ત્યાં ઉજાણી છે, તેની પેલા ચિત્તભ્રમવાળા માણસે ખાતરી આપવાથી બધા છોકરાઓ કોટવાળને ઘેર દોડી ગયા; પરંતુ ત્યાં તો ઉજાણી જેવું કશુંયે નહોતું. આથી બિચારા ઝંખવાણા પડી ગયા અને એમની હાંસી થઇ. પેલો ચિત્તભ્રમવાળો માણસ પણ એમની પછવાડે પછવાડે આવ્યો હતો, તેને છોકરાઓએ પૂછ્યું: "ભાઇ! આ વાત ખોટી છે એમ જાણવા છતાં, તમે પણ અહીં કેમ આવ્યા છો?" પેલા માણસે જવાબ આપ્યો કે, "રખેને ખરેખાત ઉજાણી ઠરે! ગપગોળો પણ કદાચ ખરી વાત ઠરે, તો હું રહી જાઉં કે નહિ? તેથી હું પણ તમારી પાછળ પાછળ આવ્યો છું?"

જગતના મનુષ્યોના સંબંધમાં પણ એવુંજ છે. તેઓ પોતાની કલ્પનાથી કે પોતાનીજ વાંચ્છનાથી પુષ્પોને રમ્ય બનાવે છે; વિશ્વની દરેક વસ્તુને મોહક બનાવે છે; પોતાનીજ કલ્પનાથી દરેક વસ્તુ ઇચ્છવા લાયક બનાવે છે અને પછી પેલા ચિત્તભ્રમવાળા માણસની માફક એ વસ્તુઓ પ્રાપ્ત કરવાને માટે તેમની પાછળ પાછળ જવાનું પસંદ કરે છે કે રખેને અમે રહી ન જઇએ!

સુખને માટે બહાર ફાંફાં ન મારો. ખરા સુખનું ધામ તમારી પોતાનીજ અંદર છે, તેને તમે પ્રાપ્ત કરો; એટલે તમારી સર્વ કામનાઓ તૃપ્ત થઈ જશે અને સર્વ દુઃખ તથા આપત્તિઓનો અંત આવી જશે.

જુઓ આ રાનનાં વૃક્ષો, જીગરનાં એ સગાં મારાં;
જીવન મુજમાં ધડકતું જે, ખડકમાં પણ ધડકતું તે.
મારૂં માંસ આ પૃથ્વી, રમું સ્નેહે પશુઓથી;
સદા છું ક્રૂર ભમરીથી, મધુર મધુ મક્ષિકાઓનું.
મજેનું પુષ્પ શું ખીલ્યું! સ્ફુરણ મુજ પ્રેમનું એ છે;
અને આ પાણીનાં ઝરણાં, વહે છે મારી ઇચ્છાએ.
પ્રકાશે ભાનુ આ ગગને, લટકતા પુષ્પ શો શિરે;
વણે મૃત્યુ જીવન-તાણો, સદા હું છું અમર તોયે.
નથી જન્મ્યો કદી હું તો, છતાં મુજ શ્વાસ ઉચ્છ્વાસો;
ઉછળતા સાગરે અગણિત, મહા છોળો સદા એ તો.

ૐ! ૐ!! ૐ!!!



# मनोबळनो मानसिक नियम×

જેણે પોતાના આત્માને ઓળખ્યો છે, તેને આ જગતના બીજા કયા પદાર્થની ઇચ્છા રહી હોય? સાત સાત બાદશાહીના ભંડાર કે જગતની બીજી કોઇ પણ વસ્તુ તેનું મન ડોલાવી શકતી નથી. જગતની કોઇ પણ સુંદર વસ્તુ યા મોહક પદાર્થ તેને બાધ કરી શકતાં નથી. અહા! શું સુખ ને પરમાનંદ! તેનું વર્ણનજ થઇ શકે તેમ નથી. શબ્દોમાં કહેવાને ભાષા પૂરતી નથી. તે પરમાનંદ તમે પોતેજ છો, તે ઉચ્ચ સુખ તમારા પોતાનામાંજ છે! અને તે તમારો આત્માજ છે!

પોતાના આત્માને ઓળખો, પછી કોઇ પણ વાતની ઇચ્છા રહેશે નહિ. અખિલ વિશ્વ તમારૂં પોતાનુંજ થઇને રહેશે.

સાંસારિક મૃગજળની ખાતર મનુષ્યો આ પરમાનંદને છોડી દેવામાં મોટી ભૂલ કરે છે. અનંત સુખ તમારૂંજ છે, તમે પોતેજ પરમાનંદ છો, તો પછી એ સુખ નહિ મેળવતાં આમતેમ વલખાં શા સારૂ મારવાં? આનંદ એ તમારો જન્મનો હક છે. એક દમડી ખાતર લોકો પોતાનો જન્મનો હક વેચી દે છે.

જુડાસ ઇસ્કેરીઓટે ત્રીસ રૂપિયા જેટલી કિંમતે મહાત્મા ક્રાઇસ્ટને વેચી દીધો; તેમ તમારા પોતાના આત્મારૂપી ક્રાઇસ્ટને તમે કદી વેચશો નહિ. આ જગતની નાશવંત વસ્તુઓને માટે તમારૂં શાશ્વત સુખ ધૂળધાણી કરશો નહિ; ડહાપણ વાપરજો ને વધારે ડાહ્યા થજો.

મહાન અમૃતનો સાગર તમારામાંજ ભરેલો છે, સર્વ સુખ તમારા આત્મામાંજ ભરેલું છે. આત્મામાંજ તેને શોધો ને અનુભવો. એ સુખ તે કાંઇ તમારા શરીર, મન કે બુદ્ધિમાં નથી, એ

× તા. ૧૭મી ડિસેમ્બર સને ૧૯૦૨ ને દિવસે સાનફ્રાન્સિસ્કોમાં હર્મેટિક બ્રધરહૂડ હોલમાં આપેલું ભાષણ.

તમારી ઇચ્છાઓ કે ઇચ્છિત વસ્તુઓમાં નથી, તમે પોતેજ આ જગતમાં અનેક રૂપે તમને પોતાને દેખાઓ છો. હસતું, ખીલતું ગુલાબનું ફૂલ કે આકાશમાં ચળક ચળક થતા તારાઓ એ સર્વ તમારાં સ્વરૂપો છે, તો પછી જગતમાં એવું શું છે કે જેને મેળવવાની ઇચ્છા તમને રહે?

માત્ર પ્રણવનો ઉચ્ચાર કરો, તેનું ગાન કરો અને તેમ કરતાં ખરા અંતઃકરણથી તેનું ધ્યાન ધરો, તેનો સાક્ષાત્કાર કરો. ૐ નો અર્થ "હું તે છું." "હું ને તે એકજ છીએ," "તેજ હું છું" એવો થાય છે. પ્રણવ મંત્રનો ઉચ્ચાર કરતી વખતે સર્વ નિર્બળતાને માનસિક બળથી કચરી નાખતા હો એમ દૃઢપણે માનો. જયઘોષ સાથે તે નિર્બળતાને દૂર કરો. પુરાણમાં એક કથા છે કે, એક સમયે શ્રીકૃષ્ણ યમુના નદીમાં કૂદી પડ્યા. તીરે ઊભેલાં તેમનાં સગાંસંબંધીઓ આશ્ચર્યથી સ્તબ્ધ થઈ ગયાં. યમુના નદી પૂર જોસમાં વહેતી હતી અને શ્રીકૃષ્ણ મહારાજે તો અંદર ઝંપલાવ્યું. માતાપિતા વગેરેએ જાણ્યું કે, શ્રીકૃષ્ણ ડૂબી ગયા, ને હવે બહાર જીવતા નહિ નીકળી શકે. કથામાં કહ્યું છે કે, "કૃષ્ણ છેક પાતાળને તળિયે ગયા, જ્યાં હજાર મસ્તકવાળો નાગ રહેતો હતો. શ્રીકૃષ્ણે પોતાની બંસી બજાવીને પ્રણવમંત્રનો ઉચ્ચાર કરવો શરૂ કર્યો. મંત્રોચ્ચાર કરતે કરતે હજાર ફણાવાળા નાગનાં માથાં છૂંદવા લાગ્યા; પરંતુ જેમ જેમ માથાં છૂંદે, તેમ તેમ બીજાં નવાં માથાં ઉત્પન્ન થવા લાગ્યાં. કામ મુશ્કેલ થઇ પડયું; છતાં શ્રીકૃષ્ણે તો પોતાનું કામ ચાલુજ રાખ્યું ને અંતે થોડા સમયમાં નાગ મૃત્યુ પામ્યો. લોહીથી નદીનું જળ લાલ થઇ ગયું. નાગની બધી સ્ત્રીઓ શ્રીકૃષ્ણને શરણે ગઇ ને તેમને નમસ્કાર કર્યા. શ્રીકૃષ્ણ ત્યાર પછી નદીમાંથી બહાર આવ્યા, ત્યારે સર્વે સંબંધીઓ વિસ્મય પામ્યાં અને આનંદ આનંદ થઇ રહ્યો." આ વાર્તામાં બે અર્થ રહેલા છે. આ કથા જેમને પોતાની પ્રભુતાનું ભાન કરવું હોય, તેમને માટે સારરૂપ છે.

યમુના નદી એટલે મન, ને શ્રીકૃષ્ણ એટલે પોતાનો આત્મા. મનમાં છેક ઊંડે ઊતર્યા વિના આત્માનું ભાન થતું નથી, માટે મનરૂપી નદીને છેક તળિયે જવાની જરૂર છે. ત્યાં જઇ ઇચ્છા, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વગેરે નાગોનાં મસ્તક છેદવાં જોઇએ. મનરૂપી નદીને નિર્મળ કરવી જોઇએ. જે પ્રમાણે

શ્રીકૃષ્ણે કર્યું તેજ પ્રમાણે સૌને કરવાની જરૂર છે. "ૐ" શબ્દનો ઉચ્ચાર નિરંતર કરવો જોઇએ ને તેમ કરતે કરતે મનરૂપી જળ નિર્મળ કરવું જોઇએ.

આ બંસરી તે કોણ? એ બંસરી તમને માત્ર લક્ષણસૂચક છે. બંસરીએ શું કર્યું કે જેથી તેનાં આટલાં બધાં વખાણ થઇ રહ્યાં છે? કયા ઉત્તમ કર્મે કરીને તેની દિવ્યતા ગવાઇ છે? મહાન મહાન રાજાધિરાજો, અનેક રૂપગુણથી યુક્ત સુંદરીઓ અને સર્વ જગત જે શ્રીકૃષ્ણને આટલા બધા પૂજ્ય ગણે છે, તે શ્રીકૃષ્ણ એ બંસરીને ચુંબન દે છે, તેનું કારણ શું? બંસરીને લોકો તરફથી પ્રશ્ન થતો કે, "હે બંસરિ! શ્રીકૃષ્ણ આટલો બધો પ્રેમ કોઇના પર દેખાડતા નથી ને તને કેમ આટલું બધું માન આપે છે?" બંસરીએ કહ્યું: "મારામાં એક ગુણ છે તે એ કે મારા શરીરમાં જડ વસ્તુ રહી નથી. હું અંતરમાંથી પોલી છું, સ્વચ્છ છું." આ પ્રમાણે હૃદયમાંથી જડ જગતની લાલસા દૂર કરી મન ઇશ્વરને સોંપી દેવું, જડ શરીર ઉપરનું મમત્વ છોડી દઇ, સર્વ સ્વાર્થી ઇચ્છાઓ, તૃષ્ણાઓ ત્યજી દઇ મન પવિત્ર કરી ઇશ્વરને સમર્પણ કરી દો. દિવ્ય હૃદયથી ઇશ્વર ઉપર પ્રેમ કરો ને આ સ્થિતિમાં રહી પ્રણવોચ્ચાર કરો, એટલે તમારી પોતાની બંસરી વાગી અનાહત નાદ થશે. તમારા મનમાંથી સ્વાર્થ વગેરે કચરો દૂર કરી તેને બંસરી મુજબ પોલું-સાફ બનાવો.

ૐ મંત્ર બોલતાં મનરૂપી તળાવનું જળ નિર્મળ કરો. ઇચ્છાઓરૂપી ઝેરી નાગોને પકડી પકડીને છૂંદી નાખો. મનને સ્થિર કરો. મનનું વલણ સત્યને રસ્તે થાય તેમ કરો. જેમ કબીરજીએ કહ્યું છે કે, "મનકું એસા મારીએ ટુક ટુક હો જાય" તેમ કરો. દૃઢ પ્રતિજ્ઞા કરો કે, મનરૂપી જળ વિષમય ન બને અને કોઇના પીધામાં આવતાં તેને વિષ ચડે નહિ. જનમંડળ ભલે તમારાથી વિરુદ્ધ પડે, તમને અનેક મુસીબતોમાં લાવી મૂકે; પરંતુ તમારા મનરૂપી જળમાંથી દિવ્ય, પવિત્ર ને નિર્મળ જળ વહેવા દેજો. અમૃતઝરો વહે એવું કરજો કે જેથી કરીને કોઇ મિત્ર કે દુશ્મનનું પણ અમંગળ થાય નહિ. ૐ મંત્રનો ઉચ્ચાર કરજો ને નિર્બળતાને સદાને માટે દૂર ફેંકી દેજો. દૃઢ મનોબળ કરી માનસિક શક્તિ વધારી, જયનાદ કરી, અરિ-[illegible] ઉપર વિજય મેળવી, [illegible]

સ્થિતિએ પહોંચતાં સર્વ ઇચ્છાઓ-લાલસાઓ જેમ નાગની સ્ત્રીઓ શ્રીકૃષ્ણને શરણે ગઇ હતી, તેમ તમારે તાબે થશે.

તમારાં દરરોજનાં સામાન્ય પાપો અને નિર્બળતાનું એક પત્રક બનાવો અને જે દિવસે અમુક અધોગતિએ લઇ જનાર ઇચ્છા ઉત્પન્ન થાય, તે દિવસના ખાનામાં તે ઇચ્છાની સામે નિશાની કરી રાખો. આમ કરતાં કરતાં તમારી નિર્બળતાઓ કેવી અને કેટલી છે, તે જણાઇ આવશે; પછી તે દૂર કરવા યત્ન કરો. જે દિવસે આવી અધમ ઇચ્છાને શરણે થાઓ, તેને બીજે દિવસે પ્રાતઃકાળમાં ઊઠી એકાંત સ્થળે બેસી ઊંડો વિચાર કરજો. પોતાના આત્માને સંબોધી, ઠપકો દઇ મન સ્થિર કરજો અને પુનઃ તે પ્રકારે પાપ ન થાય તેની સાવચેતી રાખજો. જગતમાં અનેક ભાષણો થાય છે. નાના કે મોટા, પવિત્ર કે અપવિત્ર સૌ ભાષણો તો આપેજ છે; પરંતુ વ્યાખ્યાતા જ્યાંસુધી પોતે પોતાનેજ ભાષણ આપી મનોબળ વધારે નહિ, ત્યાંસુધી એનું સર્વ વ્યાખ્યાન વૃથા છે. ઉન્નતિક્રમનાં પગથિયાં ચડવાને સારૂ પોતે પોતાના મનને શિખામણ દે તોજ શ્રેષ્ઠ થાય. મનુષ્યને કેટલીક વખત દિલગીરી પેદા થાય છે, તે વખતે યત્નથી તેનું કારણ શોધે ને ઉપાય કરે, તો તે દૂર થાય છે. દિલગીરી સમયે કોઇ ધર્મનું પુસ્તક-જેવું કે શ્રીમદ્ ભગવદ્ગીતા લઇ વાંચો અથવા તો મહાન તત્ત્વજ્ઞાનીઓનાં પુસ્તકો વાંચો કે જેથી તમારૂં મન દિવ્યભૂમિમાં રમણ કરે અને તમારી દિલગીરીનો ક્રમે ક્રમે જડમૂળથી નાશ થઇ જાય. આ પ્રમાણે માયાથી કોઇ પણ સમયે ન લપટાવાનો પ્રયત્ન કરતાં કરતાં મન ઉપર કાબૂ મળે છે ને અંતે વિજયી થઇને મુક્ત થવાય છે. આ પ્રમાણે એક પછી એક દુર્ગુણને ઓળખી તેનું કારણ અને મૂળ શોધી કાઢી મનને શિખામણ દઇ તેનો ઉપાય કરવો જોઇએ. દરેકે પોતાની મેળેજ પોતાને સુધારવો જોઇએ. એકાંતમાં બેસી જેથી તમને દુઃખ થતું હોય, તેનો વિચાર કરો. વિચાર કરતાં કરતાં પ્રણવોચ્ચાર કર્યે જાઓ ને દુઃખને ફેડવા પ્રયત્ન કરો. આ પ્રમાણે કરતાં કરતાં મન દૃઢ થશે. મનરૂપી જળમાં આ પ્રકારના અનેક વિષમય નાગો વસે છે, તેનાં માથાં ઓમ્‌નો ઉચ્ચાર કરતાં કરતાં છૂંદી નાખો. સર્વ દુઃખો, સર્વ નિર્બળતા ને દુર્ગુણોનું મૂળ એકજ છે અને તે મૂળ માત્ર અજ્ઞાનજ છે. આત્માને ન ઓળખવાની અજ્ઞાનતા એજ સર્વ દુઃખોનું મૂળ કારણ છે. પોતાના

શરીરનેજ લોકો પોતાનો આત્મા સમજે છે અને બાહ્ય જગતમાંથી સંપત્તિ પેદા કરી આનંદ મેળવવા ઇચ્છે છે, તેથીજ તેઓ દુઃખી થાય છે. તમે જડ શરીર નથી, એમ નક્કી સમજો. તમે તે સર્વ-વ્યાપી, અનંત પરમાત્માજ છો એવી દૃઢ ભાવના કરો ને તે પ્રમાણે સાક્ષાત્કાર કરો, તો માયાથી લપટાવાનો ભય રહેશે નહિ. સામાન્ય અજ્ઞાનના પેટાવિભાગમાં પ્રકૃતિના નિયમોનું અજ્ઞાન પણ મનુષ્યોને બાધ કરે છે ને તેમને નિર્બળ બનાવે છે. પ્રકૃતિનો એક પવિત્ર નિયમ છે કે જે કદી ઉલ્લંઘન કરાય તેમ નથી. તે નિયમ એ છે કે, તમે કોઈ પણ અપવિત્ર વિચાર, અમંગલ ધ્યાન કે તેવું કૃત્ય ગમે તેવા એકાંત સ્થળે કરો, તોપણ તમને એ નિયમ પ્રમાણે તેવાં કૃત્યનો બદલો મળશેજ. દુઃખ ને દારિદ્રય તમારા પોતાના ઉપર આવી પડશેજ.

લોકો જાણે છે કે, ગણિતશાસ્ત્રના નિયમો જેવી આ વાત સરળ નથી. જેટલી શ્રદ્ધા ગણિતશાસ્ત્રમાં તેમને છે, તે નિયમો જેટલા અટલ લાગે છે, તેટલા આ નિયમ લાગતા નથી; પણ આ પ્રમાણેનું તેમનું ધારવું ભૂલભરેલું છે. ગમે તેવી નિર્જન એકાંત ગુફામાં પાપ કરો, તોપણ જે ભૂમિ ઉપર ઊભા રહી તે પાપ કરો છો, તે ભૂમિ ઉપર ઊગેલું નિર્જીવ ઘાસ પણ તમારાં પાપની સાક્ષી પૂરશે. તે ગુફાના પથ્થરો અને આસપાસનાં ઝાડ વગેરેને પણ વાચા ઉત્પન્ન થશે અને તમારાં પાપ ખુલ્લાં કરશે. પ્રકૃતિને કોઇ રીતે છેતરી શકશો નહિ. હૃદયમાં પાપી વિચાર ઉત્પન્ન થાય છે, તેના પરિણામેજ બાહ્ય જગતમાં દુઃખદાયક બનાવો આપણને વીંટળાઇ વળે છે. આવા દુઃખનું ખરૂં કારણ ન જાણવાથીજ મનુષ્યો પોતાની સ્થિતિને દોષ દે છે; આસપાસના બનાવો ઉપર દોષ મૂકે છે; મિત્ર, બંધુ ને સગાંસંબંધીનો દોષ કાઢે છે; પણ આ પરમ સત્ય સિદ્ધાંત સર્વત્ર જાણીતો થવો જોઇએ કે, ઇશ્વરની આંખમાં ધૂળ નાખવાનો પ્રયત્ન કરવાથી આપણે પોતેજ અંધ બનીએ છીએ. પ્રકૃતિનો નિયમ ડંકો વગાડીને કહે છે કે, "પવિત્ર રહો, પવિત્ર રહો." છતાં અપવિત્રતાનો આશ્રય લો, તો તેનાં ફળ ભોગવવાંજ પડશે. આ નિયમો એક પછી એક લઇને તેનાં પરિણામનો વિચાર ગણિતશાસ્ત્ર પ્રમાણે કરવો જોઇએ. એક વખત આ નિયમ દૃઢપણે સમજાયો તો પછી તે અધમ ઇચ્છાઓ તરફ દુર્લક્ષ થશેજ અને એવી રીતે ઇચ્છાઓ ઉપર કાબૂ મેળવ્યા પછીજ મન સ્થિર કરી

શકાય છે. પહેલું મનનું વલણ શુદ્ધ માર્ગે જવું જોઇએ, કારણકે તેની ખાસ આવશ્યકતા છે.

પ્રશ્નઃ—મન સ્થિર કરવા માટે ઉપવાસની જરૂર છે?

ઉત્તરઃ—ઉપવાસ સંબંધે 'રામ'નું એટલુંજ કહેવું છે કે, કેવળ ભૂખ્યા ન રહો, તેમજ અકરાંતિયા થઇને પણ ન ખાઓ. બંને રીતો ખોટી છે. કેટલીક વખત ઉપવાસ સ્વાભાવિક રીતેજ કરવો પડે છે; કારણકે જમીએ નહિ તો સારૂં એમ આપણા મનનેજ લાગે છે. આ સમયે તે પ્રમાણે કરવામાં શ્રેય છે; પરંતુ બીજે સમયે જ્યારે અંતરાત્મા કહે કે, સાત્વિક ખોરાક લેવો જોઇએ, તો તે સમયે તે પ્રમાણે પણ વર્તવુંજ. ઉપવાસ એક માત્ર સહાયતારૂપે થવો જોઇએ. માનસિક સ્થિરતાને માટે ઉપવાસ કરવોજ જોઇએ, એ રીત ભૂલભરેલી છે, કારણ એથી તો ઉપવાસના ગુલામ થઇ પડવા જેવું થાય છે. કોઇ પણ જાતની ગુલામગીરી 'રામ' ને પસંદજ નથી. હિંદુસ્તાનમાં લોકો અમુક દિવસે ઉપવાસ કરે છે. એકાદશી અથવા પૂર્ણિમાને દિવસે કેટલાક ઉપવાસ કરી અમુક પ્રકારનોજ ખોરાક લે છે કે જેથી કરીને પેટમાં ભાર ન થાય. તે દિવસે મન સ્થિર રાખી ભગવદ્‌ભજન કરે છે. સાચું જોતાં તો સ્વાર્થી ઇચ્છાઓ, લોભ, લાલચો વગેરેને પોષણ ન આપવું, તેજ ખરો ઉપવાસ કહી શકાય.



# સ્વર્ગનું રાજ્ય*

સ્વર્ગનું રાજ્ય આપણા અંતઃકરણમાંજ છે, તો તેનો સાક્ષાત્કાર કેમ કરવો ? આ વિષે એક સુંદર વાર્તા છે. કહેવાય છે કે, એક સમયે દૈત્યો વેદોને ઊંચકીને પાતાળમાં નાસી ગયા. વેદનો અર્થ બે પ્રકારે થાય છે. મૂળ અર્થ "જ્ઞાન અથવા સ્વર્ગનું રાજ્ય" એમ છે ને બીજો અર્થ "હિંદુઓનું પવિત્રમાં પવિત્ર શાસ્ત્ર" એ છે. જે દૈત્ય વેદોને લઇ નાસી ગયો હતો, તેનું નામ શંખાસુર હતું. શંખાસુર એટલે શંખનો દૈત્ય અથવા શંખમાં રહેલો જીવડો.

હવે વેદોને પાછા લઇ આવવા અથવા તો નષ્ટ થયેલા જ્ઞાનને પાછું ઉત્પન્ન કરવા માટે ઈશ્વરે મત્સ્યરૂપ ધારણ કર્યું, એવી વાર્તા છે. દૈત્ય સાથે યુદ્ધ કરી તેનો નાશ કર્યો અને વેદો જગતમાં પાછા આણ્યા. છોકરાંઓ આવી વાતોનો સ્થૂલ અર્થ કરે છે; સાધારણ મનુષ્યો પણ એને અક્ષરેઅક્ષર સાચી માને છે; પરંતુ આ વાર્તામાં ઊંડો ગુહ્ય અર્થ સમાયલો છે. સામાન્ય સત્ય સમજાવવા આ કથા લખાયલી છે. વાતનો મુદ્દો એવો છે કે, ઈશ્વરે મત્સ્યાવતાર લીધો ને શંખાસુરનો વધ કરી વેદોને પૃથ્વી ઉપર આણ્યા. હવે આમ કરવાનું કારણ શું ? મત્સ્ય સમુદ્રમાં રહેનાર પ્રાણી છે ને શંખ પણ ત્યાંજ પેદા થાય છે. એનું રહસ્ય એવું છે કે, ઈશ્વરે શંખમાં રહેલા જીવડાને મત્સ્યરૂપે થઇ મારી નાખ્યો; તેથી સમુદ્રનાં મોજાંએ શંખને કિનારા ઉપર આણી મૂક્યો. લોકોએ તેને લઇ લીધો ને તે વગાડતાં અંદરથી "ઓમ્" શબ્દ નીકળવા લાગ્યો. "ઓમ્"–પ્રણવ શબ્દ એ વેદ છે. એ અર્થમાં આ કથા લખાયેલી છે. કથાકારનો મૂળ આશય "ઓમ્" શબ્દની વાસ્તવિકતા ને ઉપયોગિતા જણાવવાનો છે; કારણકે પ્રણવ મંત્ર-

---

* તા. ૧૯ મી ડિસેમ્બર ૧૯૦૨ને દિવસે સાનફ્રાન્સિસ્કોમાં હર્મેટિક બ્રધરહૂડમાં આપેલું ભાષણ.

જ જગતમાં સર્વ જ્ઞાનનો અંત છે. સર્વ વેદો, સ્વર્ગનું રાજ્ય શંખમાંજ આવી વસેલું છે. હિંદુઓ સર્વ માંગલિક પ્રસંગે શંખ-ધ્વનિ કરે છે ને સર્વ અમંગળ પ્રસંગે પણ તેનોજ ધ્વનિ કરે છે. મૃત્યુ, જન્મ, યુદ્ધ, પૂજા વગેરે સમયે તેનો ધ્વનિ કરે છે. "ઓમ્" શબ્દમાં જેઓ ઓતપ્રોત થઇ ગયેલા છે, તેઓ આથી પરમાનંદ ભોગવે છે. સ્વર્ગનું રાજ્ય મળે તેટલા સારૂ આજ કૂંચી લગાડવાની છે. યુરોપ અને અમેરિકાના લોકો જે વાત બુદ્ધિગ્રાહ્ય ન હોય, તે માનવા ના કહે છે. આ પ્રણવ મંત્રની ઉપયોગિતા કેટલી છે તે જો કે સાબિત ન કરી શકીએ; તોપણ આ મંત્રથી મનુષ્યના ઉપર અસર થાય છે તે તો ચોખ્ખુંજ છે. મનુષ્યના હૃદયનાં ગુપ્ત પડો ઉકેલીને જગતનો સર્વ ભંડાર આપણા સમક્ષ આ મંત્રથી આવીને ખડો થાય છે. કથાકારનો કહેવાનો આશય એ છે કે, હિંદુઓના પવિત્ર શાસ્ત્રોનું જ્ઞાન જેમને પ્રાપ્ત થયું છે તે, જે સમયે લોકો પૂર્ણ આનંદપૂર્વક "ઓમ્" નો ઉચ્ચાર કરતા હતા તે સમયે થયું હતું. સર્વ જ્ઞાનનું મૂળ આ મંત્ર છે. જુદા જુદા દૃષ્ટિબિંદુથી આ મંત્રની ઉપયોગિતા વિષે કહીશું. લોકો ખરા અંતઃકરણથી આ મંત્રનો ઉચ્ચાર કરે, તેટલા માટે આની કેટલી ઉપયોગિતા છે, તે કહેવાની આવશ્યકતા છે.

શરૂઆતમાં એજ કહેવાનું છે કે, "ઓમ્" શબ્દ કોઈ અમુક ભાષાનો નથી. તેને તમે સંસ્કૃત શબ્દ ગણીને તેના તરફ ઉદાસીન ન રહેશો. "ઓમ્" એ ઈશ્વરના નામનોજ ઉચ્ચાર છે. આ શબ્દ કોઇને શીખવવો પડતો નથી. બાળક જન્મે ત્યારથીજ "ઓમ્"નો ઉચ્ચાર કરે છે. જો કે તે એવો સ્પષ્ટ ઉચ્ચાર કરતું નથી; પરંતુ તેને લગતોજ ઉચ્ચાર એ કરે છે. "ઓમ્" લખવો હોય તો ખરી રીતે તો "અઉમ્" લખવું જોઇએ; પરંતુ સંસ્કૃત વ્યાકરણના નિયમ પ્રમાણે "અ" ને "ઉ" સાથે આવતાં તેની સંધિ થઇ તેનો 'ઓ' ઉચ્ચાર થાય છે. મૂંગો મનુષ્ય પણ "અઉમ્"નો ઉચ્ચાર કરી શકે છે ને સ્વાભાવિક રીતે તેનાથી તેનોજ ઉચ્ચાર થઇ જાય છે. રમતની અંદર જ્યારે છોકરાંઓને ખૂબ આનંદ પડે છે, ત્યારે "અઉમ્"ને મળતોજ ઉચ્ચાર તેમના મુખમાંથી નીકળી પડે છે. દરેક ભાષામાં આ શબ્દ છે. સંસ્કૃત, ફારસી, અંગ્રેજી અને જાપાનિઝ દરેક ભાષામાં એક યા બીજે રૂપે આ શબ્દ છે. જ્યારે મનુષ્યને આનંદ અથવા બીજી

કોઇ ઊર્મિ થાય છે, ત્યારે આ શબ્દનો ઉચ્ચાર સ્વાભાવિકજ થઇ જાય છે. જ્યારે મનુષ્ય દુઃખી અવસ્થામાં હોય છે કે માંદો હોય છે, ત્યારે પણ આ શબ્દનો ઉચ્ચાર થઇ જાય છે. હીબ્રુ, અરેબિક અને અંગ્રેજીમાં પ્રભુપ્રાર્થનાને અંતે "આમીન" અથવા "ઍમેન" એમ બોલાય છે, તે પણ "ઓમ્"ને મળતોજ શબ્દ છે. ગ્રીક મૂળાક્ષરોના અંતનો અક્ષર "ઓમેગા" છે તેમાં પણ "ઓમ્"નો સમાવેશ ખાસ કરીને થયેલો છે.

આ પ્રમાણે આ ઉચ્ચાર દરેક ભાષામાં, દરેક વ્યક્તિને, દરેક સ્થિતિમાં કેમ મોંએ આવે છે? હિંદુઓ કહે છે કે, આ શબ્દ શીતળ છાયાવાળું, સુંદર સુશોભિત વૃક્ષ છે ને તે ત્રિવિધ તાપથી પીડાતા મનુષ્યનું દુઃખ પોતાની શીતળ છાયાથી દૂર કરે છે. સ્વાભાવિક રીતેજ આ શબ્દના ઉચ્ચારથી હૃદય હલકું પડે છે. વ્યાધિગ્રસ્તને જો આ શબ્દોચ્ચારથી આરામ થાય, તો પછી શુદ્ધોચ્ચાર કરી નીરોગી મનુષ્ય તેનું રટણ કર્યા કરે, તો તેને કેટલો બધો આનંદ વ્યાપે? આ શબ્દને પ્રણવ કહે છે; એટલે કે તે જીવનમાં વ્યાપી રહ્યો છે, પ્રાણમાં વહન કરી રહ્યો છે. દરેક પ્રાણી આ ઉચ્ચાર કરે છે, પ્રાણની સાથેજ એ શબ્દ જોડાયેલો છે. જોરથી શ્વાસોચ્છ્વાસ ચાલ્યો જતો હોય તો "सोऽहम्" શબ્દનો ઉચ્ચાર થતો સમજાય છે. એમાં પ્રાણ સાથે જોડાયેલો છે. આ શબ્દમાં "स–ओ ह म्" એ અક્ષરો આવેલા છે.

સંસારભરનાં વ્યાકરણોમાં સંસ્કૃત વ્યાકરણ સૌથી પરિપૂર્ણ છે. "મ્" જો કે વ્યંજન છે; પરંતુ નાસિકામાંથી બોલાય છે, એટલે સ્વરને મળતો આવે છે. હવે "ઓ" ને "અ" એ બન્ને અક્ષરોને સર્વ વ્યાકરણમાં સ્વરજ ગણાવેલા છે. બાકી રહેલા "સ" ને "હ." એ બે વ્યંજન છે અને તે વ્યંજનને દૂર કરીએ તો માત્ર "ઓઅમ્"–"ઓમ્" એજ માત્ર શેષ રહે છે.

આ ઉપરથી સ્વર સ્વતંત્ર છે એ સમજાશે. વ્યંજન પરતંત્ર છે, તેથી એકલા આવી શકતા નથી, ને બોલી શકાતા નથી. દાખલા તરીકે અંગ્રેજી "ક" લો, તેનો ઉચ્ચાર "કે" થાય છે ને સંસ્કૃતમાં "ક" બોલાય છે. આ વ્યંજન સાથે "ઇ" કે "અ" સ્વર જોડીએ તો પછી તે બરોબર બોલી શકાય છે. વ્યંજનથી જગતમાં નામ ને આકારનું ભાન થાય છે. સર્વ નામો

ને આકૃતિઓ વ્યંજન સમાન છે, ને તેથી પરતંત્ર છે નામ કે આકાર પરમ સત્યના આધાર વિના સ્વતંત્ર રીતે અસ્તિત્વમાં રહી શકે તેમ નથી. જગત આખું જે નામરૂપથી વ્યાપ્ત છે, તે નામરૂપ સ્વતંત્ર રીતે પરમ સત્યના આધાર વિના ટકી શકે તેમ છેજ નહિ. આ પરમ સત્ય તે કેવળ જ્ઞાન-કેવળ આનંદ છે, અને તે "અઉમ્" થી ઓળખાય છે. એ પ્રમાણે "સોઽહમ્" માં "સ" ને "હ" નામ તથા રૂપને ઠેકાણે છે ને તેમાં વ્યાપી રહેલો "ઓમ્" એ પરમ સત્ય છે.

ખાંડનાં રમકડાં જુદા જુદા ઘાટનાં બનાવીએ તો તેમાં માત્ર તેના નામ ને આકારમાંજ ફેર જણાય છે; બાકી વસ્તુતઃ સર્વે એકજ વસ્તુ-ખાંડનાંજ બનેલાં છે. સમુદ્રમાં એક મોજું અહીં જણાશે તો બીજું બીજે જણાશે; એક મોટું તો બીજું નાનું; પરંતુ સર્વ સમુદ્રમાંથીજ ઉદ્ભવે છે; મૂળ તો એ સર્વ પાણીજ છે. ફેર માત્ર રૂપ ને આકારમાં રહેલો છે. તેજ પ્રમાણે આંખો આંજી નાખે એવો ચમકતો હીરો લો, કે જે સખ્ત લોઢા જેવી વસ્તુને પણ કાપી નાખે તેવો હોય છે. હવે બીજી બાજુ કોયલો લો, તો તે ઘણોજ નરમ ને ઘસીએ તો લીટા થઈને ઘસાય એવો હોય છે. બંનેના રૂપમાં આસમાન જમીનનો તફાવત છે, પણ રસાયનશાસ્ત્રીઓ કહે છે કે, "વસ્તુતઃ આ બેમાં કાંઇ તફાવત નથી; કારણકે બન્નેમાં 'કારબન' નામનું એકજ તત્ત્વ રહેલું છે. એકમાં કારબન તત્ત્વનાં રજકણો ને આકારની સ્થિતિ એક પ્રકારની છે ને બીજામાં જુદી છે." આવી રીતે ભેદ માત્ર આકારમાંજ છે. વસ્તુતઃ બન્ને એકજ તત્ત્વના બનેલા છે. જગતમાં સર્વ વસ્તુઓ માત્ર નામ ને આકારને લીધેજ ભિન્ન ભિન્ન લાગે છે; પરંતુ સર્વત્ર એકજ પરમ સત્ય વ્યાપી રહેલું છે. તે અનાદ્યનંત ને અગમ્ય છે. આ તત્ત્વ સ્વતંત્ર છે. આ સત્યને સ્વર કહીએ ને નામ તથા આકારને વ્યંજન કહીએ, તો "સોઽહમ્"માંના "સ" ને "હ," નામ તથા આકારને ઠેકાણે ગણાય, ને તેથી તે પરતંત્ર છે; અને "ઓમ્" સ્વરને પરમ સત્ય ગણીએ, તો તે સ્વતંત્ર છે. આમ પ્રાણની અંદર વ્યાપી રહેલો "ઓમ્" એ રીતે સહજજ પરમાત્માનુંજ રૂપ છે.

પ્રોફેસર મેકસમૂલર તથા બીજા તત્ત્વવેત્તાઓનું કહેવું છે કે, ભાષા ને વિચાર, એ એક સિક્કાની સવળી ને અવળી બાજુ જેવાં છે, એકના સિવાય બીજાનું અસ્તિત્વ સંભવતું નથી. કોઈ પણ

વસ્તુ વિષે વિચાર આવ્યા વિના તે વસ્તુ જોઈ શકાય નહિ; તેમજ કોઇ પણ વસ્તુનું ભાન તે વિષે વિચાર આવ્યા વિના થાયજ નહિ. ભાષા ને વિચાર એ એકજ છે. ભાષા વિના વિચાર થઇજ ન શકે. નાનું બાળક ભાષા જાણતું નથી, તેથી તેને વિચાર પણ નથી. ભાષા જાણ્યા વિના બાળક વિચાર કરીજ ન શકે. જ્યારે માતા અનેક નામો બાળકને શીખવે છે, ત્યારે બાળક વિચાર કરતું થાય છે. જેમ ભાષા ને વિચાર એકજ છે, તેમ જગત ને વિચાર પણ એકજ છે. આ રીતે શબ્દ ને જગતનો અભેદ છે. વિચાર વિના કોઇ પણ વસ્તુ દૃશ્ય થતી નથી; માટેજ કહેવામાં આવ્યું છે કે, જગતની ઉત્પત્તિ સમયે પ્રણવ શબ્દ હતો, ને તે ઈશ્વર પાસે હતો; બલકે તે ખુદ પોતેજ પરમાત્મા હતો. હવે આખી સૃષ્ટિને માટે એક શબ્દની જરૂર હતી. જે નિયામક સૃષ્ટિ અખિલ બ્રહ્માંડને ધારણ કરી રહી છે, તેને માટે એક શબ્દની જરૂર જણાઇ. દરેક ભાષામાં કેટલાક અક્ષરો કંઠસ્થ, કેટલાક ઓષ્ઠસ્થ ને કેટલાક તાલવ્ય છે; પણ કંઠની નીચેના સ્થાનેથી એક પણ અક્ષરનો ઉચ્ચાર કોઈ પણ ભાષામાં નથી. એક તરફ કંઠ મર્યાદારૂપ છે; ને બીજી બાજુ હોઠ મર્યાદારૂપ છે. હોઠની બહારથી એક પણ અક્ષરનો ઉચ્ચાર થતો નથી. "અઉમ્"માં "અ" કંઠસ્થ છે, "ઉ" મધ્યસ્થ હોઇ તાલુની પાસેનો છે, ને "મ્" ઓષ્ઠની સાથે નાસિકામાંથી બોલાય છે. આ પ્રમાણે "અ" ઉચ્ચારની શરૂઆત દેખાડે છે, "ઉ" મધ્ય દિશા જણાવે છે, ને "મ્" તેનો અંત જણાવે છે; માટે "ઓમ્" એ સ્વાભાવિકજ નામ છે. એ શબ્દ સર્વ ભાષાનો પ્રતિનિધિ છે, માટે સર્વ જગતનો પણ પ્રતિનિધિ છે. પ્રશ્ન થાય છે કે, અ માફક બીજા પણ આ અક્ષરો કંઠમાંથી બોલાય છે; તેમજ "ઉ" ને "મ્"ના સ્થાનના પણ બીજા અક્ષરો બોલી શકાય છે, તો શા માટે "અ, ઉ અને મ્"નેજ મહત્ત્વ આપ્યું ને બીજાને નહિ? કારણ એ છે કે, અક્ષરો સ્વર છે. તે પરતંત્ર નથી પણ સ્વતંત્ર છે, ને દરેક બાળક પણ તેનો ઉચ્ચાર કરી શકે છે. મૂંગાં પ્રાણી પણ તેનો ઉચ્ચાર કરી શકે છે. કોઈ આ અક્ષરો શીખવવા જતું નથી, માટેજ તેમને સર્વોપરી ગણેલા છે. 'મ્' ઓષ્ઠસ્થ તેમજ નાસિકામાંથી બોલાય છે, તેથી તેને પ્રાણ સાથે ગાઢો સંબંધ છે. અર્થાત્ કોઇ પણ પરિપૂર્ણ શબ્દ હોય, તો તે ઓમ્ છે ને તે સર્વ વિચાર, ને જગતનો પ્રતિનિધિ છે.

વેદાંત ને હિંદુ તત્ત્વજ્ઞાન ઓમ્ શબ્દનેજ સમજાવવા પ્રયત્ન કરી રહ્યાં છે. કોઇ પણ વસ્તુ, નિયમ કે શક્તિ "ઓમ્" શબ્દ વિના રહી શકે તેમ નથી.

ઉચ્ચાર બે પ્રકારના છે. એક સંભળાય તેવો અને બીજો ન સંભળાય તેવો. એકને ધ્વન્યાત્મક ને બીજાને વર્ણાત્મક કહીશું. વર્ણાત્મક એટલે લખી શકાય તેવા ને ધ્વન્યાત્મક એટલે લખી ન શકાય તેવા. સામાન્ય ભાષા વર્ણાત્મક છે, પણ લાગણી દર્શાવવાની ભાષા ધ્વન્યાત્મક છે;એ અક્ષરો કે વર્ણોદ્વારા સમજાવી શકાતી નથી.

મનુષ્ય હસે છે–આ હાસ્ય કોઇ પણ ભાષામાં લખીને દર્શાવી શકાશે ? મનુષ્ય રુદન કરે છે–આ લાગણી દર્શાવવાને કોઇ શબ્દ નથી–લખીને સમજાવાય તેમ નથી. ધારો કે કોઇ પરદેશી આપણા દેશમાં આવે, તે આપણી ભાષા સમજી શકતો નથી, તેને કોઇ વસ્તુ જોઇતી હોય, તો તે શું કહે છે, એ આપણે નથી સમજતા ને આપણે શું કહીએ છીએ, તે એ નથી સમજતો. એ પરદેશી ધારો કે ક્ષુધાર્ત થયો છે, તેને ખાવાને કાંઇ જોઇએ છે ને ભાષા ન સમજવાથી તમે ધ્યાન આપતા નથી. મનુષ્ય રુદન કરવા માંડે છે; એટલે તમે તરત સમજો છો કે એ દુઃખી છે. ધ્વન્યાત્મક એટલે કે ધ્વનિદ્વારા અર્થ સમજાય એવી ભાષા સર્વત્ર સમજાય છે; પરંતુ વર્ણાત્મક તો અવશ્ય શીખ્યા વિના આવડતી નથી. ધ્વન્યાત્મક ભાષા તેટલા માટે સ્વાભાવિક ભાષા છે. સંગીતની ભાષા ધ્વન્યાત્મક છે. સંગીતની ભાષા વિચારની ભાષાથી ભિન્ન છે. સંગીત મોહક છે. સંગીતની મનુષ્ય ઉપર જે અસર થાય છે, તે વિષે વિજ્ઞાનશાસ્ત્ર ભલે સાબિતીઓ આપી ન શકે, પણ તેથી કરીને જે સત્ય વાત છે, તે કંઇ અસત્ય થનાર નથી. વિજ્ઞાનશાસ્ત્ર આ વાત ન સમજાવી શકે, તો તે પોતેજ અપૂર્ણ છે; તેજ પ્રમાણે "ઓમ્" શબ્દ પણ મોહક છે. જે કોઇ મનુષ્ય એ શબ્દનું ગાન કરે છે, તેનું મન સ્થિર બને છે. તેના સર્વ વિચાર અને સર્વ લાગણીઓ સમતોલ બને છે. તે આત્મામાં શાંતિ રેડે છે. મનને ઈશ્વર સાથે જોડી દે છે. વિજ્ઞાનશાસ્ત્ર આનું કારણ ભલે ન સમજાવી શકે; પરંતુ આ સત્ય અનુભવસિદ્ધ છે. ઓમ્ શબ્દની સર્વવ્યાપકતા, સર્વજ્ઞતા ને શક્તિ, વિજ્ઞાનશાસ્ત્ર ન સમજાવી શકે; તો તેમાં તેનીજ ન્યૂનતા, તેનીજ હલકાઇ રહેલી છે.



# પવિત્ર પ્રણવ શબ્દ×

થોડા વખત પહેલાં પવિત્ર પ્રણવ મંત્ર વિષે થોડુંક કહ્યું હતું. સાતઆઠ ભાષણો આપતાં પણ તેના વિષે બધું સમજાવી શકાય એમ નથી. સંસ્કૃત ભાષામાં પુસ્તકોનાં પુસ્તકો આ વિષય ઉપર ભરેલાં છે ને હજી પણ લખાયે જાય છે. ખરી રીતે સર્વ વેદવેદાંત અને ધર્મગ્રંથોનો "ઓમ્" શબ્દમાં સમાવેશ થાય છે.

હિંદુસ્તાનમાં ઘણા ઘણા પંથો છે; પરંતુ સર્વ પંથો "ઓમ્" શબ્દને અંતઃકરણથી પૂજનીય ગણે છે. હીબ્રુ, મુસલમાન અને ક્રિશ્ચિયન એ સર્વ પણ પ્રાર્થનાને અંતે "ઍમન" શબ્દનો ઉચ્ચાર કરે છે. મુસલમાનો જો કે "ઍમન" બોલતા નથી. પણ "આમીન" કહે છે, છતાં એમ પણ બોલે છે તો ખરાજ. "ઍમેન" ક્યારે બોલાય છે? જ્યારે વાચા વિરમે છે અને મન આત્મામાં ભળે છે, ત્યારેજ બોલાય છે. અંતઃકરણમાં જેટલા ભાવો હોય તે વાચા દ્વારા વ્યક્ત થઇ જાય, ત્યારે પ્રભુમાં આપણે મળી જઇએ છીએ અને અંતે આ શબ્દોચ્ચાર કરીએ છીએ. અવાચ્ય, અગમ્ય અને અતર્ક્યને જ્યારે પહોંચાય છે; ત્યારેજ આ ઉચ્ચાર સ્વાભાવિક રીતે થાય છે. હવે એ "ઍમેન" શું છે? માત્ર "ઓમ્"જ છે, બીજું કાંઇ નથી. ઍમેન કે આમીનનો અર્થ વાચાનો અંત કે જ્ઞાનનો અંત એજ છે.

તાંત્રિકો ઓમ્ શબ્દને જુદી રીતે સમજાવે છે, શૈવો જુદી રીતે સમજાવે છે, વૈષ્ણવો જુદી રીતે સમજાવે છે અને બીજા હિંદુ ધર્મો ભિન્ન ભિન્ન પ્રકારે સમજાવે છે; પરંતુ જે અર્થ તેનો અહીં કહેવામાં આવશે, તે સર્વદેશીય ને સર્વમાન્ય છે.

ઓમ્માં અ, ઉ ને મ્ એવા ત્રણ અક્ષરો આવેલા છે. "અ"

× તા. ૨૨ મી ડિસેમ્બર સને ૧૯૦૨ ને દિવસે સાનફ્રાન્સિસ્કોમાં હર્મેટિક બ્રધરહૂડમાં આપેલું ભાષણ.

ઉચ્ચાર વેદાંત પ્રમાણે જડ જગતનું એટલે કે જાગૃતાવસ્થામાં જે જગત જણાય છે, તેનું ભાન કરાવે છે; જેથી તે પ્રત્યક્ષ સંસારને સ્થળે વપરાય છે.

સ્વપ્નાવસ્થાના સર્વ અનુભવોને "ઉ" અક્ષરથી દર્શાવાય છે; દ્રષ્ટા ને દ્રશ્ય એ બે એજ અક્ષરથી જણાવાય છે. માનસિક કે સૂક્ષ્મ સંસાર, સ્વર્ગ, નરક ને ભૂતપિશાચના જગતને "ઉ" અક્ષરની સંજ્ઞા આપવામાં આવે છે.

"મ્" અવિજ્ઞાત સંસાર દર્શાવે છે. જાગૃતિ કે સુષુપ્તાવસ્થામાં જે સંસાર અવિજ્ઞાત છે. તેને "મ્" ની સંજ્ઞા આપેલી છે. બુદ્ધિ જેને જાણી શકતી નથી તેવા સંસારને "મ્"ની સંજ્ઞાથી ઓળખાવાય છે. આ રીતે ઓમ્ મનુષ્યની ત્રણે અવસ્થાનું ભાન કરાવે છે; જગતની ત્રણે સ્થિતિની સૂચના કરે છે. એ ઓમ્માં એક અર્ધતન્માત્રા પણ છે, જે અવિનાશી અવ્યક્ત વસ્તુરૂપે એ ત્રણે અવસ્થાઓ, દ્રશ્ય પ્રપંચોમાં નિરંતર વ્યાપી રહે છે.

યુરોપ અને અમેરિકાનું તત્ત્વજ્ઞાન સુષુપ્તાવસ્થા વિષે કાંઇજ જાણતું નથી. એ માત્ર જાગૃતાવસ્થાના અનુભવો ઉપરજ રચાયેલું છે. હિંદુ લોક કહે છે કે, આ રીત અપૂર્ણ છે. વિશ્વનું કાર્ય-કારણ સમજવાને આ રીત વાસ્તવિક નથી. મિલ, હેમિલ્ટન, બર્કલી ને સ્પેન્સર પણ જાગૃતાવસ્થાના અનુભવોજ વર્ણવે છે, ને એ માર્ગે ઇશ્વિરને જાણવા માગે છે; પરંતુ ગણિતશાસ્ત્ર પ્રમાણે સાત વસ્તુ ઉપરથી અજ્ઞાતને જાણવા માટે, બધી દિશાઓના વિચાર કરવાની જરૂર છે. માત્ર સત્યનો એકજ ભાગ જોઇને સર્વ સત્ય એટલુંજ છે, એમ કેમ કહી શકાય? વેદાંત આ સત્ય સંપૂર્ણ રીતે સમજાવે છે. જગતનો અનુભવ ત્રિવિધ છે, તો આ ત્રણે વિધિ પ્રમાણે વિચાર કરવો જોઇએ. સુષુપ્તિની અવિજ્ઞાત દશામાં જાગૃત સંસાર અદ્રષ્ટ થાય છે. સુષુપ્તિની અવિજ્ઞાત દશામાં બુદ્ધિ ને અહંભાવનું અસ્તિત્વ રહેતું નથી; તોપણ આત્મા તો એજ રહે છે. આત્મા સર્વત્ર તથા સર્વ અવસ્થામાં વ્યાપ્ત રહેલો છે. મન, બુદ્ધિ કે અંતઃકરણ એ આત્મા નથી. આ જગત છે, વિશ્વ અહીંજ રહેલું છે, એ તમે શાથી જાણો છો? કારણ માત્ર એજ કે તમે તેને જુઓ છો, તેમાંની વસ્તુઓને સ્પર્શ કરો છો, શબ્દ સાંભળો છો માટેજ; પરંતુ તેની સાબિતી માત્ર એટલા

ઉપરથી થતી નથી. તમે કહેશો કે, મહાન તત્ત્વજ્ઞાનીઓ એમજ કહી ગયા છે, માટે વસ્તુસ્થિતિ એમજ હોવી જોઇએ. જાગૃતાવસ્થામાં સર્વ ઇંદ્રિયો સ્થૂલ રૂપમાં હોય છે. સ્વપ્નાવસ્થામાં તેમ ન હોવા છતાં પણ ઇંદ્રિયજન્ય જ્ઞાન તો થાય છેજ. બાહ્ય દૃષ્ટિ તે વખતે કામ કરતી નથી. સ્વપ્નાવસ્થામાં અનેક વસ્તુઓ ઉત્પન્ન કરીએ છીએ અને તે વસ્તુઓનું ભાન થવાને માટે તેમના જેવીજ ઇંદ્રિયો પણ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે સ્વપ્નાવસ્થામાં જે વસ્તુઓ ઉત્પન્ન કરીએ છીએ અને એ વસ્તુઓનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે જે ઇંદ્રિયો ઉદ્ભવે છે, તે એકજ શક્તિનાં ઉત્તર ને દક્ષિણ ધ્રુવની જેવાં ભિન્ન ભિન્ન બે પૃથક્ સ્વરૂપો છે. સ્વપ્નાવસ્થામાં ભોક્તા ને ભોજ્ય બે સાથેજ ઉદ્ભવે છે. "ઉ" અક્ષરમાં એ બંન્નેનો સમાવેશ થાય છે. વેદાંતના નિયમ પ્રમાણે જાગૃતાવસ્થામાં પણ ઇંદ્રિયો અને ઇંદ્રિયગોચર પદાર્થો એ બંને ઉત્તર ને દક્ષિણ ધ્રુવ માફક એકજ શક્તિનાં જુદાં જુદાં રૂપો છે. સ્વપ્નમાં વસ્તુઓ તત્કાળ ઉત્પન્ન થયેલી હોય છે, છતાં તેમનું અસ્તિત્વ જાણે લાંબા કાળથી હોય તેમ ભાસે છે. જાગૃતાવસ્થામાં પણ તેજ પ્રમાણે છે. આપણે જ્યારે કહીએ છીએ કે, જગત જડ છે, ત્યારે આપણી ઇંદ્રિયોના જડ અનુભવોને આધારેજ એમ કહીએ છીએ. એક ચિત્રમાંનો પુરુષ, ચિત્રમાંના કૂતરાનેજ જેમ ખરો કૂતરો કહે, તેના જેવીજ આ વાત છે. એટલે વાસ્તવિક રીતે બન્નેની સ્થિતિ અસત્ય છે. ઇંદ્રિયો અસ્તિત્વમાં શાથી આવી ? મૂળ તત્ત્વોને લીધે. મૂળ તત્ત્વોનું અસ્તિત્વ શાથી સમજાય છે ? ઇંદ્રિયો દ્વારા. આ પ્રશ્નોત્તરથી ચોખ્ખું જણાય છે કે, જાગૃતાવસ્થાનું જગત પણ અસત્ય છે. સ્વપ્નાવસ્થાની પેઠેજ જાગૃતિમાં પણ જ્યાંસુધી એ અવસ્થા રહે છે, ત્યાંસુધીજ તે અવસ્થાની વસ્તુઓ સત્ય ભાસે છે; માટે બેમાંથી એકે અવસ્થાની વસ્તુઓ ખરી રીતે અસ્તિત્વમાં નથી એમ સિદ્ધ થાય છે. જે વસ્તુ સર્વ અવસ્થામાં અચળ રહે, તેનેજ હિંદુઓ સનાતન સત્ય કહે છે અને જે વસ્તુ એક સમયે ભાસે અને બીજે સમયે અદૃશ્ય થાય, તે વસ્તુને હિંદુઓ અસત્ય કહે છે. હર્બર્ટ સ્પેન્સર પણ સત્યની વ્યાખ્યા એવીજ આપે છે.

સ્વપ્નાવસ્થા અસત્ય છે, એમ કહેવાનું કારણ એજ છે કે, જાગૃતાવસ્થામાં એ અવસ્થાનો લોપ થાય છે અને એજ નિયમ પ્રમાણે જાગૃતાવસ્થા પણ અસત્ય છે, કારણકે સ્વપ્નાવસ્થામાં

આ જડ જગત હોતું નથી.

અ–ઉ–મ્ એમાંનો "અ" સર્વવ્યાપી આત્માના આદર્શરૂપે, ભોક્તા ને ભોજ્ય રૂપમાં જાગૃતાવસ્થામાં રહેલો છે, તેની સંજ્ઞા છે. મનુષ્યો કહે છે કે, "બસ આ લક્ષ્મી ને વૈભવોજ સાચા છે; સંસાર માત્ર સત્ય છે." અહા! આ કેટલી મૂર્ખતા! ખરૂં સત્ય તો તમારો આત્માજ છે. તે શાશ્વત અચિંત્ય, અવર્ણ્ય અને અનાદ્યનંત છે. બાકીનું ઇંદ્રિયોથી ભાસતું સર્વ જગત અસત્ય છે.

આ સિદ્ધાંત કેટલાકને માન્ય નથી. તેનું કારણ એ છે કે, સ્વપ્નાવસ્થા અને સુષુપ્તાવસ્થાની પેઠે જાગૃતાવસ્થાની સરખામણી કરવામાં આવે છે, પરંતુ આ વિષે કેટલુંક વિશેષ વિવેચન કરવાથી ખુલાસો થશે. હંમેશાં અર્ધથી પણ વિશેષ પૃથ્વી ઉપર સ્વપ્નાવસ્થા કે સુષુપ્તિ અવસ્થા પથરાઈ રહેલી છે. જાગૃતાવસ્થા જેટલોજ સમય સુષુપ્તિમાં લોકો ગાળે છે. બાળકની સ્થિતિ શું સ્વપ્નાવસ્થા જેવી નથી? અને મૃત્યુ એ શું છે? એ પણ સુષુપ્તાવસ્થાજ છે. શરૂઆતનાં બાળપણનાં ચાર પાંચ વર્ષ તો એજ અવસ્થામાં જાય છે. પછી અર્ધું જીવન જાગૃતાવસ્થામાંજ પસાર થાય છે ને અર્ધું સ્વપ્નાવસ્થા તથા ઊંઘમાં જાય છે. વસ્તુસ્થિતિ આવી છે, તો પછી જાગૃતાવસ્થાનાજ અનુભવો માત્ર સત્ય છે, એમ કહેવાનો શો હક છે? ઊંઘતા હો છો તે સમયે શું તમે મરી જાઓ છો, કે જેથી તે સમયના અનુભવો અસત્ય માનો છો? જો જાગૃતાવસ્થાને સ્વપ્નાવસ્થા કરતાં બળવાન ગણતા હો, તો વિદ્વાનમાં વિદ્વાન, મહાનમાં મહાન તત્ત્વજ્ઞાનીઓ, યોદ્ધાઓ, શૂરવીરો વગેરે પણ અમુક સમયે લાચાર થઇ ભરઊંઘમાં કેમ પડી જાય છે? એ નિદ્રારૂપી બળવાન શક્તિ તમારી જાગૃત રહેવાની ઇચ્છાને ગણકારતી નથી. જેમ નિદ્રા વખતની સ્થિતિને પોતાનો સંસાર છે, તેમજ જાગૃતાવસ્થાને પણ છે. તો પછી જો જાગૃતાવસ્થાને મહત્ત્વ આપીએ, તો સ્વપ્નાવસ્થાને શા સારૂ નહિ?

અમેરિકનો ને યુરોપિયનો દરેક વાતનો બહુમતના પ્રમાણુથી નિર્ણય કરે છે. આમ છે, તો પછી સુષુપ્તિ ને સ્વપ્નાવસ્થાનો પણ જગતના અનુભવોના નિરાકરણમાં મત આપવાનો હક છે. જો જાગૃતાવસ્થાના અનુભવો ઉપરથી સ્વપ્નાવસ્થા અસત્ય ગણાય, તો તેજ નિયમ પ્રમાણે સ્વપ્નાવસ્થાના અનુભવો જાગૃતાવસ્થાને ગણશે.

વળી જે સર્વ વનસ્પતિઓ ને પ્રાણીઓ સ્વપ્નાવસ્થામાં છે, તેમના અનુભવ પ્રમાણે જગત–જાગૃતાવસ્થાનું જગત અસત્યજ છે, તો તેમનો અનુભવ પણ શા સારૂ ધ્યાનમાં ન લેવો? આપણને જગતના પદાર્થો અમુક પ્રકારે અને આકારે દેખાય છે, તે કીડીને તથા હાથીને વળી જુદાજ પ્રકારે જણાય છે. કદાચ આપણે કહીશું કે, માત્ર મનુષ્યનો જાગૃતાવસ્થાનોજ અનુભવ ધ્યાનમાં લેવો જોઇએ; પરંતુ જો પૂર્ણપુરુષના અનુભવોને યથાર્થ રીતે ગ્રહણ કરીએ, તો જણાશે કે આ સ્થૂલ જગત અસત્યજ છે. પ્રશ્ન કરશો કે કારણ શું? આપણા વિજ્ઞાનશાસ્ત્રીઓ, તત્ત્વજ્ઞાનીઓ જેવા કે હકસલી સ્પેન્સર વગેરે તો સ્થૂલ જગતની સત્યતા ભાર દઇને કહે છે; તો પછી તેમનો અનુભવ અસત્ય કેમ કહેવાય? જરા શાંત થઇ વિચાર કરો, નિદ્રાવસ્થામાં ઉચ્ચારેલા તેમના મતને તમે વજન નહિ આપો; પણ ખરી ધ્યાનસ્થ સ્થિતિમાં થયેલો અનુભવજ તેઓ વર્ણવે છે, તેજ મહત્ત્વનો છે. જે સમયે આ વિદ્વાનોના મુખમાંથી જ્ઞાનની ધારા વહ્યા જાય છે, તે સમયે જે જે મતો તેઓ બાંધે છે, તેજ માત્ર મહત્ત્વના હોય છે. તે સમયે તેમનાં રોમેરોમ ખડાં થાય છે, ને જાણે અદ્વૈતવાદનું ભાષણ આપતા હોય તેમ જણાય છે. આ સ્થિતિમાં "મારૂં, તારૂં" રહેતું નથી; આત્મભાવ, અહંભાવ કે જગતનું અસ્તિત્વ રહેતું નથી. મનુષ્ય જ્યારે પ્રભુપરાયણ હોય છે; ત્યારેજ તેના દ્વારા સર્વ જ્ઞાન, સર્વ વેદો, સ્વાભાવિક રીતે સૂર્યમાંથી જેમ તેજ નીકળી આવે છે, તેમ નીકળી આવે છે. એ સ્થિતિમાં તે બોલતો નથી. મહાન વિચારો ને નવી શોધો એજ દિશામાં સ્ફુરી આવે છે. આ પ્રમાણે મહાન જ્ઞાનીઓનો ખરો અનુભવ, જગતની અસત્યતાનેજ સાબિત કરે છે. ધ્યાનસ્થ સ્થિતિમાં આપણે શું કરીએ છીએ? અમુક વિષય ઉપર વિચાર કરીએ છીએ, આપણું સર્વ મન અને શક્તિ એ વિષય ઉપર રાખીએ છીએ; આથી મનમાં આ વિષય એટલો તો ઓતપ્રોત થઇ જાય છે કે મન તન્મય થઇ જાય છે અને પરિણામ એ આવે છે કે તે વિષય ઊડી જાય છે ને માત્ર આપણે સત્યજ્ઞાનમાંજ રમીએ છીએ.

માનસિક નિયમ પ્રમાણે અમુક વિષયનું જ્ઞાન થવાને માટે તેની સાથે બીજો ભિન્ન વિષય પણ હોવો જોઇએ; પરંતુ વાસ્તવિક રીતે જ્યારે દ્વૈતભાવ મનમાં નથી રહેતો, ત્યારે આત્મજ્ઞાન સ્થિર હોય છે અને તેથી કરીને ઉચ્ચ સ્ફુરણા થાય છે.

ટેનીસન જ્યારે લૉર્ડ ટેનીસન રહેતો નથી, ત્યારેજ તે કવિ ટેનીસન બને છે; તેજ પ્રમાણે બર્કલી ને હ્યુમ પણ જ્યારે અહં-ભાવ ભૂલી ગયેલા હોય છે, ત્યારેજ ખરા મહાન જ્ઞાનીઓ તરીકે ઝળકી નીકળેલા છે. કોઇ મહાન વિચાર આપણે પ્રદર્શિત કરીએ, તે વખતે તેનું માન આપણે ન ખાટી જવું જોઇએ; કારણકે જે સમયે તે વિચાર સ્ફુર્યો, તે સમયે આપણે પોતે નહોતા. જો અહં-ભાવ રહેલો હોત તો કદી પણ એ વિચાર સ્ફુર્યો હોતજ નહિ. અહંભાવ નહોતો તેથીજ પરમાત્માએ આપણામાં એ વાત ઉત્પન્ન કરી. આ પ્રમાણે મહાન જ્ઞાનીઓની સમાધિસ્થ અવસ્થા ડંકો વગાડીને કહે છે કે, જગત અસત્ય છે. યુદ્ધમાં પણ શૂરવીરો જગતની સત્યતા દૂર રાખી અહંભાવ મૂકી દે છે; ત્યારેજ શૂરાં કૃત્યો કરી શકે છે. શરીર ઉપર અનેક શસ્ત્રાસ્ત્ર આવી પડે છે, લોહી વહે છે; પરંતુ તે વિષે તેમને ભાન હોતું નથી. તેઓ તો આગળ ને આગળ શત્રુઓ સામે ધસ્યેજ જાય છે. આ સ્થિતિ-માં દુઃખ એ દુઃખ નથી લાગતું તેનું કારણ શું ? કારણ એજ કે ત્યાં શરીર એ શરીર નથી રહેતું ને જગત એ જગત નથી રહેતું. એ રીતિએજ નેપોલિયન, વૉશિંગ્ટન, વૅલિંગ્ટન ને બીજા સઘળા-ઓ તેઓનાં કૃત્યોથી સાબિત કરી આપે છે કે, જ્યારે અહંભાવ હોતો નથી, ત્યારે જગત અસત્યજ છે, એમ અનુભવાય છે.

જગતમાં આટલી બધી શોધોનું અસ્તિત્વ શાથી થાય છે? મન જે સમયે માત્ર સત્ય જ્ઞાનમાંજ રમી રહે છે; આત્મા પોતે ઇશ્વરમય બની જાય છે; અખિલ વિશ્વનું જ્ઞાન પોતેજ બની જાય છે; તેજ સમયે શોધો અસત્ય જગતમાં ઉદ્ભવે છે.

‘ૐ’નું ગુંજન કરતી વખતે ઇશ્વિરમાંજ ધ્યાન પરોવવાનું છે, પોતેજ ઇશ્વર છે એવું ભાન કરવાનું છે. જેમ સૂર્ય પ્રભાતમાં કે સંધ્યા સમયે રંગો ઉત્પન્ન કરે છે અને પાછા સમેટી લે છે, તેમ ત્રણે જગતનો પેદા કરનાર ને નાશ કરનાર એકજ છે.

સ્વપ્નાવસ્થામાં તમે વાઘવરૂ જુઓ છો, ને ભય લાગે છે કે, આ વાઘવરૂ તમને મારી નાખશે; પરંતુ તે વાઘ ને વરૂ જુદાં નથી પણ તમે પોતેજ તે છો. વેદાંત કહે છે કે, જાગૃતાવસ્થામાં પણ તમેજ દુશ્મનરૂપે જણાઓ છો. તમે પોતેજ સૂર્ય ને તળાવ બન્ને બનો છો. તળાવમાં જે પ્રતિબંબ પડે છે, તે પણ તમે પોતેજ

છો. દીપક ને પતંગિયું બંને તમેજ છો. ॐ નો ગુંજારવ કરતી વખતે અદ્વૈતભાવ એટલે સુધી હૃદયમાં રાખવો જોઇએ કે જેથી તેનો સાક્ષાત્કાર થાય; ને કામ, ક્રોધ, મોહ, લોભ, મદ, મત્સર વગેરે જડમૂળથી નાશ પામે. જેમ ગઇ કાલનાં કરેલાં કૃત્યો આજે જણાતાં નથી, તેમ જાગૃતાવસ્થાના અનુભવો પણ સ્વપ્નવત્ છે. પરમ સત્ય તો તમારો આત્માજ છે. તેનોજ સાક્ષાત્કાર કરો.

કેટલાક લોકો વિચારને જડ રૂપ આપવા ઇચ્છે છે; પરંતુ ખરી રીતે જડ વસ્તુઓનેજ વિચારરૂપે ગણવી જોઇએ. સૂક્ષ્મ સંસારની સરખામણીમાં તેઓ પ્રત્યક્ષ સંસારને સત્ય માને છે; પણ વેદાંતના મત પ્રમાણે પ્રત્યક્ષ ને માનસિક સંસાર બંને અસત્ય છે. આ બંનેની પણ પેલી પાર જવું જોઇએ; કારણકે શાંતિ અને સુખ માત્ર સત્ય સ્વરૂપનો સાક્ષાત્કાર થાય ત્યારેજ મળે છે.

લોકો કહે છે કે, અમારે તો વાસ્તવિક અનંત જીવન જોઇએ છે. માત્ર વિચારોજ જોઇતા નથી; પણ જીવન એટલે શું ? જીવન એટલે સ્વપ્નાવસ્થા ? સુષુપ્તાવસ્થા ? કે જાગૃતાવસ્થા ? આ સર્વ માત્ર આત્મારૂપજ છે. સત્ય જીવન તે તમે પોતેજ છો, તમારો આત્માજ છે, ઇંદ્રિયો દ્વારા ખરાં સુખ કદી ભોગવાતાંજ નથી.

આત્માજ નગદ ધન અને ખરૂં જીવન છે. તેનો સાક્ષાત્કાર કરો, તો આ જડ ભોગો તેમની મેળેજ તમને શોધતા આવશે. પતંગિયું જેમ દીપક ઉપર તૂટી પડે છે, તેમ ભોગો ને સુખો તમારી પાછળ પાછળ ઝંપલાવશે. આ આત્માજ પ્રણવ મંત્ર છે.

અઉમ્ એ ત્રણ માત્રાઓ ઉપરથી હિંદુઓ અને વિશેષે કરીને વેદો, સત્ય વસ્તુ કઇ છે તેનો ભેદ ખોલે છે; માટે જે સમયે આ મંત્રનો ઉચ્ચાર કરો તે સમયે તનમનથી તેમાંજ મચી રહો. તમારા આત્મામાં ઓતપ્રોત થઇ જાઓ. મનસા, વાચા ને કર્મણા પ્રણવ મંત્રનો ઉચ્ચાર કરો. તમારી રગેરગમાં ને નસેનસમાં આ મંત્રનો ધ્વનિ જાગૃત કરો. તમારાં હૃદયમાં તેના ધબકારા વાગવા દો. તમારા લોહીનાં ટીપેટીપામાં આ મંત્રનો મધુર રસ રેડો. તમે પોતેજ સાક્ષાત્ સ્વયંભૂ, તેજના પણ તેજ, અખિલ વિશ્વના નિયંતા, પરમ પ્રભુ અને સત્ય સ્વરૂપ થઇને રહેશો. સૂર્યમંડળ, ચૌદ ભુવન ને અખિલ બ્રહ્માંડ તમારાં ગાન ગાશે ને સર્વ પ્રકૃતિ દાસ થઇ હાથ જોડી તમારી સમક્ષ ઊભી રહેશે. ॐ ! ॐ !!

# परिमितमां अपरिमित अथवा सान्तमां अनन्त×

સન્નારીઓ અને સજ્જનોના સ્વરૂપે વિરાજતા મારા અનંત આત્મા !

આજનો વિષય શરૂ કરતાં પહેલાં, દુનિયામાં શ્રોતાજનો લગભગ કેવા પ્રકારના હોય છે, તેમના સંબંધમાં હું બે શબ્દો બોલવાની જરૂર જોઉં છું.

દુનિયામાં ઘણાખરા લોકો એવા હોય છે કે તેઓ પોતાના કાનથી સાંભળતા નથી; પણ બીજાનાજ કાનથી સાંભળે છે. પોતાની આંખોથી જોતા નથી, પણ મિત્રોની આંખોથી જુએ છે. પોતાની રુચિથી રસ–સ્વાદ લેતા નથી, પરંતુ બીજાનીજ રુચિથી લે છે. આ બધું કેવું વિચિત્ર છે? હે જગતના માનવીઓ! હરેક પ્રસંગે તમે તમારીજ આંખોથી જુઓ; તમે તમારાજ કાનથી સાંભળો; દરેક પ્રસંગે તમે તમારી પોતાનીજ વિવેકશક્તિનો ઉપયોગ કરો; તમારાં આંખ, કાન, કંઇ અમસ્થાં અને શોભા માટે નથી; પરંતુ ઉપયોગને અર્થેજ છે.

એક દિવસ 'રામ' એક મહોલ્લામાંથી પસાર થતો હતો, તેવામાં ત્યાં તેને એક ગૃહસ્થનો મેળાપ થયો તેણે 'રામ'ને કહ્યુંઃ "તમે આવો પહેરવેશ કેમ પહેરો છે? આવો પહેરવેશ પહેરવામાં તમારો શો હેતુ છે? તમે અમારૂં ધ્યાન શા માટે ખેંચો છો?" 'રામ' આવા લોકો તરફ હંમેશાં હસ્યા કરે છે. 'રામ' કહે છે કે, જો તમને હિંદુ સાધુઓના પહેરવેશથી આનંદ પડતો હોય, તો તમારા આનંદથી મને આનંદ થાય છે.

તમારૂં મંદ હાસ્ય એ મારૂં મંદ હાસ્ય છે.

પણ મહેરબાની કરી યોગ્ય રસ્તે જાઓ. જો વર્તમાનપત્રો

---

× સાન્ફ્રાન્સિસ્કોમાં "ધી ગ્રેટ ગોલ્ડન હૉલ"માં તા. ૧૦–૧–૦૩ ને દિવસે અપાયેલું ભાષણ.

કોઇ પણ માણસની તરફેણમાં અથવા વિરુદ્ધમાં એક પણ શબ્દ લખે, તો સમસ્ત જનસમાજ તે મંજૂર કરી લે છે.

આ વર્તમાનપત્રો આમ લખે છે અને બીજાં વર્તમાનપત્રો તેમ લખે છે એમજ લોકો કહ્યા કરે છે; પણ વર્તમાનપત્રોના લખાણોનો મૂળ આધાર શું છે? સામાન્ય રીતે છોકરાઓ અને સ્ત્રીઓ વર્તમાનપત્રોના ખબરપંત્રી હોય છે. એ બધી બીના કંઇ વિદ્વાન લેખકને હાથે નહિ, પણ હલકી પંક્તિના ખબરપત્રીઓના હાથથી લખાયેલી હોય છે. જો કોઇ શહેર–ફોજદાર જેવો મોટો માણસ, બીજા કોઈ માણસનાં વખાણ કરવા લાગે, અથવા લોકોમાં ખ્યાતિ પામેલો કોઈ માણસ કોઇને માન આપે તો બીજા બધા લોકો પણ તેમજ કરવા મંડી પડે છે. આ કંઇ સ્વતંત્રતા ન કહેવાય. દરેક પ્રસંગે તમારા પોતાના કાનનો તેમજ તમારી પોતાની આંખોનો ઉપયોગ કરવો એજ સ્વતંત્રતાનો અર્થ છે.

જે માણસે 'રામ' ને પૂછ્યું હતું કે, “ તમે આવો પહેરવેશ કેમ પહેરો છો ?” તેને 'રામે' જવાબ આપ્યો કે, “ભાઇ, મને કહો કે મારે આ રંગનું નહિ ને કોઇ બીજાજ રંગનું વસ્ત્ર શા માટે પહેરવું ? આના બદલે 'રામે' શા માટે કાળા કે ધોળા રંગનું વસ્ત્ર પહેરવું જોઇએ ? મહેરબાની કરીને એનું કોઇ કારણ મને કહો કે એમાં તમને શો દોષ જણાય છે ?” તે કોઇ પણ દોષ જણાવી શક્યો નહિ અને તેણે કબૂલ કર્યું કે મારા રંગીન વસ્ત્રના જેવુંજ તમારૂં રંગીન વસ્ત્ર પણ તમને અનુકૂળ છે. મારા વસ્ત્રની પેઠે આ તમારૂં વસ્ત્ર પણ ટાઢતડકાથી તમારૂં રક્ષણ કરે છે. બીજા રંગની માફક આ રંગ પણ સરસ છે. કોઇ પણ વસ્ત્ર જોશો, તો તેને કોઇ ને કોઇ રંગ હશેજ. કાળો રંગ હશે તો તે પણ એક રંગ છે; ધોળો પણ એક રંગ છે અને ગુલાબી પણ રંગ છે. વસ્ત્રને કોઇ પણ જાતનો રંગ તો હોય છેજ, રંગ વગર તે હોઇ શકેજ નહિ.

'રામે' તેને કહ્યું કે, તમે તમારા પ્રતિ, તેમજ તમારી આંખો અને કાન પ્રતિ દયાળુ થાઓ. તમે તમારી આંખોનો અને કાનનો ઉપયોગ કરો અને ત્યાર પછીજ તમે નિર્ણય ઉપર આવો. તમે બીજાઓએ કરેલા નિર્ણય પકડી બેસશો નહિ. તમે બીજાના અભિપ્રાયથી લેવાઈ જાઓ નહિ. **બીજાના અભિપ્રાયોથી**

**લેવાઈ જવાની નબળાઇથી જેટલા તમે દૂર રહેશો તેટલા તમે સ્વતંત્ર બનશો.**

તમે તમારા કાનથી, તમારીજ બુદ્ધિથી અને તમારીજ તુલનાશક્તિથી આ ભાષણ સાંભળો, એવી 'રામ' ની ઇચ્છા છે. જો તમે આ ભાષણો બરાબર ધ્યાનપૂર્વક સાંભળશો, તો 'રામ' તમને ખાતરી આપે છે કે, એથી તમને અત્યંત લાભ થશે. ઉદ્વેગ, ભય અને દરેક જાતના ઉપદ્રવથી તમે મુક્ત થશો.

લોકો કહે છે કે, સર્વેને માત્ર ધનજ જોઇએ છે, પણ ભાઇ તે ધન શા માટે જોઇએ છે? તમે તે ધન સુખનેજ માટે ઇચ્છો છો, બીજા કશાને માટે નહિ; છતાં તે ધનથી સુખ મળતું નથી. તમને સુખ મળે એવી તો અહીં એકજ વસ્તુ છે. કેટલાક એમ કહે છે કે, અમે એવાં ભાષણો સાંભળવા માગીએ છીએ કે જે અમારા હ્રદયમાં સારી છાપ પાડે અને ઊંડી અસર કરે-અર્થાત્ અમે એવાં ભાષણો સાંભળવા માગીએ છીએ કે જે અમને તત્કાળ અને પ્રત્યક્ષ ફળ આપે. તમે કોઇ બાળકના જેવા ન થશો. કોઇ પણ બાળક આગળ એકાદ મહોર કે શકરપારાનો કકડો ધરશો, તો તે બાળક એમાંથી શકરપારાનો કકડો લેશે, કે જેને ખાવાથી તેજ વખતે તેનું મોં ગળ્યું થાય. તે કંઇ સોનારૂપાનો કકડો લેશે નહિ. તમે પણ તે બાળકના જેવા ન થશો.

કેટલીક વખત ભાષણો અને વકતૃત્વ એ તાત્કાળિક અસર કરે તેવાં હોય છે; પણ તે માત્ર શકરપારા જેવાંજ હોય છે. એમાં કોઇ જાતની કાયમી અસર હોતી નથી. અહીં તો એક એવી વસ્તુ છે કે જે તમારા ઉપર કાયમી ચિરસ્થાયી અસર કરશે. લોકો યુનિવર્સિટીઓમાં કે કૉલેજોમાં ત્યાંના પ્રૉફેસરોનાં ભાષણો કલાકે કલાકે સાંભળે છે, પણ ત્યાંના પ્રૉફેસરો વકતૃત્વશકિત બતાવતા હોય અથવા તો વકતૃત્વકળાના નિયમો અનુસરતા હોય એમ કંઇ જણાતું નથી. પ્રૉફેસરો સામાન્ય રીતે ધીમે ધીમે, શાંતિથી અને વિચારી વિચારીને પોતાના વિદ્યાર્થીઓ આગળ ભાષણો આપે છે; પણ વિદ્યાર્થીઓએ તેઓનો એકેએક શબ્દ ગ્રહણ કરવોજ જોઇએ. પછી તે પ્રૉફેસરોમાં વિદ્યાર્થી ઉપર તત્કાળ અસર કરે એવી ઈશ્વરી શક્તિ હોય કે ન હોય; પણ વિદ્યાર્થીઓએ તો તેઓના મોંમાંથી નીકળતો દરેક શબ્દ ઝીલી લેવોજ જોઇએ.

આ પ્રમાણે આજે 'રામ' પણ દુનિયાને કહે છે કે, જેવી રીતે વિદ્યાર્થીઓ પ્રોફેસરોના શબ્દો સાંભળે છે તેવીજ રીતે દુનિયાએ પણ 'રામ'નાજ શબ્દો સાંભળવા. તમે કદાચ કહેશો કે આ શબ્દો આડંબરના છે; પણ હા, એ વખત હવે આવે છે કે જ્યારે.....×

સાન્તમાં અનન્ત એ આજ રાત્રિની ચર્ચાનો વિષય છે. જ્ઞાનને લોકપ્રિય કરવું એ દુર્ઘટ છે અને તેમાં પણ વળી તત્ત્વજ્ઞાનને લોકપ્રિય કરવું, એ તો ઘણુંજ દુર્ઘટ કામ છે. સોક્રેટિસના શબ્દો સંપૂર્ણ રીતે ખરા છે કે, "જ્ઞાન એ સદ્‌ગુણ છે." અંતે આ એક એવો વિચાર છે કે જે આખી માનવ પ્રજા ઉપર સત્તા ભોગવશે. એજ જ્ઞાન છે કે જે મનુષ્ય-જાત ઉપર સત્તા ભોગવે છે. એ એજ જ્ઞાન છે કે જે કર્મમાં રૂપાંતર પામે છે. લોકોને બધું તૈયાર થયેલું જોઇએ છે, પણ તે તૈયાર થયેલું લાંબો વખત ટકતું નથી. 'રામ' તમને એવું જ્ઞાન આપે છે કે, જે તેમને કર્મની અનંત શક્તિમાં ફેરવી નાખશે. એને લોકપ્રિય કરવું એ મુશ્કેલ છે, તોપણ આ કઠિન અને અઘરા વિષયને જેમ બને તેમ સરળ કરવા અમે બનતો પ્રયાસ કરીશું.

દુનિયામાં તમને જે નાનામાં નાની વસ્તુ જણાય તેનાથી આપણે પ્રથમ શરૂઆત કરીશું. એક ખસખસનો અથવા રાઇનો દાણો અથવા તમારી મરજીમાં આવે તેવું કોઇ પણ બીજ લો. આ બીજ ઘણુંજ નાનું છે. એને હથેળીમાં મૂકી મોં આગળ ધરો. આ બીજ શું છે, તે આપણે જરા તપાસીએ.

જમીનમાં આ બીજને વાવો. ઘણાજ થોડા વખતમાં તેમાંથી સુંદર પાનવાળો એક છોડ થશે અને અમુક સમયે એક બીજ આપણને હજારો બીજાં બીજ આપશે. આ આપણને મળેલાં હજારો બિયાં પાછાં વાવી દો અને તેમાંથી આપણને તેજ જાતનાં પાછાં લાખો બિયાં મળશે. વળી તમે પાછાં લાખોયે વાવી દો અને તેમાંથી પાછાં કરોડો બિયાં મળશે. આ શો ચમત્કાર? તે મૂળ બીજ કે જેનાથી આપણે શરૂઆત કરી હતી, તે હવે ક્યાં

× 'રામ' આ વખતે તદ્દન શાંત થઇ ગયા હતા અને એવા વિચારમાં ગરકાવ થઇ ગયા હતા કે, આખી દુનિયા જરૂર એક વખત આધ્યાત્મિક જીવનના ઝરામાંથી તૃપ્તિપર્યંત પાન કરશે અને જે અંતિમ લક્ષ્યને 'રામ' દર્શાવી રહ્યા હતા, તેજ માનવજાતિનું નિર્માણ-સ્થાન બનશે.

છે? તે તો આ જમીનમાં નાશ થઇ ગયું છે. તે હવે હતું ન હતું થઈ ગયું છે, પણ તે બીજમાંથી તેજ જાતનાં લાખો અને કરોડો બીજ હવે આપણે પ્રાપ્ત કર્યાં છે. આ મૂળ બીજ કે જેનાથી આપણે આરંભ કર્યો છે, તેની અંદર કેવું અનંત સામર્થ્ય, કેવી અનંત શક્તિ ગુઢપણે તિરોભાવ પામીને રહેલી હતી!

હવે પાછો એક પ્રશ્ન ઊઠે છે કે, "આ ખસખસનું અથવા રાઇનું બીજ છે, એમ કહેવામાં તમારો શો આશય છે? માત્ર બીજનો આકાર કદ, વજન અને ગંધજ કહેવાનો આપનો ભાવ છે; પરંતુ "તેના જેવી બીજી આકૃતિઓની ઉત્પત્તિનું સ્થાન" એવો પણ બીજો અને ખરો અર્થ તેનો ખરો કે નહિ?" "વજનમાં, રંગમાં, વાસમાં અને સ્વાદમાં એ મૂળ બીજના જેવુંજ આપણે એક બીજું કૃત્રિમ બીજ બનાવીએ, પણ તે કદી મૂળ બીજ જેવું નહિજ નીવડે. તે તો એક રમકડા જેવુંજ થશે. આવી રીતે આપણે જોઇએ છીએ કે "બીજ" શબ્દમાં આંતર અને બાહ્ય, એમ બે અર્થ રહેલા છે. આકૃતિ, કદ, વજન અને તેના જે જે ગુણો આપણે આપણી જ્ઞાનેંદ્રિયોથી જાણી શકીએ, એ તો બીજ શબ્દનો બાહ્ય અર્થજ છે અને અનંત સામર્થ્ય અને અનંત અપ્રકટ શક્તિ એ બીજની આકૃતિમાં ગુપ્ત રહેલ હોવાથી, એ બીજનો આંતર અર્થ, અનંત અને અદ્ભુત વસ્તુ એવો છે. એજ રીતે આપણે હરેક પદાર્થમાં અનંતતા જોઈ શકીએ છીએ. હરેક હદવાળી આકૃતિમાં અનહદ સામર્થ્ય અને અનહદ અનુદ્ભુત શક્તિ, અનહદ ઉત્પાદકશક્તિ રહેલી આપણે જોઇ શકીએ છીએ અને એ આંતર અનંતતા, તેજ એ બીજ શબ્દનો ખરો અર્થ છે. તેની બાહ્ય આકૃતિ એ કાંઇ તેનો ખરો અર્થ નથી. જો એજ ખરો અર્થ હોય, તો પછી તેના બાહ્ય આકારના નાશની સાથેજ આ અનંત અનુદ્ભુત શક્તિ, આ અનેક ઉત્પાદક શકિત પણ નાશ પામવી જોઇએ; પણ તેમ બને છે ખરૂં? આ બીજનું બાહ્ય સ્વરૂપ જમીનમાં સડીને નાશ પામે છે, પણ શું તે બીજમાં રહેલી અનંતતા પણ નાશ પામે છે? ના, ના; એ તો જરાયે નાશ પામતી નથી. એ અનંતતાનો વિનાશજ કેવી રીતે થઇ શકે? એનો નાશ તો કદીયે થતોજ નથી. પ્રથમ બીજમાંથી ઉત્તરોત્તર હજારમી વખત ઉત્પન્ન થયેલું એક બીજ આપણે લો. એ બીજને પાછું વાવો અને પછી તમે જોશો કે, એ પ્રથમ બીજના જેવીજ આ બીજમાં

પણ વિકાસની અનંત શક્તિ રહેલી છે! આ લાખમી વખત ઉત્પન્ન થયેલા બીજની અંદર પણ, મૂળ બીજના જેવીજ અપરિમિત અનુદ્‌ભુત ઉત્પાદક શક્તિ રહેલી છે!

આ પ્રમાણે બીજની અંદર રહેલી અનંતતા એજ એ 'બીજ' શબ્દનો ખરો અર્થ છે, એ હવે આપણે જાણ્યું છે. આ અનંતતા જેવી મૂળ બીજમાં પ્રથમ આપણે જોઇ હતી, તેવી ને તેવીજ તે મૂળ બીજમાંથી હજારમી વખત ઉત્પન્ન થયેલા બીજમાં પણ કાયમ રહેલી આપણે જોઇએ છીએ અને કરોડમી વખત ઉત્પન્ન થયેલા બીજમાં પણ તે તેવી ને તેવીજ કાયમ રહેશે. એ ઉપરથી હવે આપણે સમજી શકીએ છીએ કે, બીજની અંદર રહેલું અનંત સામર્થ્ય અને અનંત ઉત્પાદન શક્તિ એ અવિકારી અને અવિનાશી છે, તે કદીયે નાશ પામતી નથી. બીજનું બાહ્ય સ્વરૂપ નાશ પામશે, પણ તેનું આંતર સ્વરૂપ કદીયે નાશ પામતું નથી.

આ પ્રમાણે બીજનો આત્મા કે જેને હું બીજની અંદર રહેલી ખરી અનંતતા કહું છું, તે કદીયે નાશ પામતો નથી; તે કદીયે વિકાર પામતો નથી; તે ત્રિકાળમાં નિરંતર એકજ સ્વરૂપે વિલસી રહે છે.

આ પ્રમાણે આપણે જોઇએ છીએ કે, "બીજ" એ વસ્તુનો ખરો અર્થ કે જેને હું ચૈતન્ય અથવા આત્મા કહું છું, તે કદીયે ક્ષીણ થતો કે વૃદ્ધિ પામતો નથી. સારાંશમાં બીજનું ખરૂં સ્વરૂપ કાલે, આજે અને સર્વદા તેનું તેજ છે. તે અપરિમિત છે; તે અનંત છે; નાશની સાથે તેની અનંતતાનો નાશ થતો નથી. તે અવિનાશી છે; તે અવિકારી છે; તેની અંદર વૃદ્ધિ કે ક્ષય કાંઇ પણ પરિવર્તન થતું નથી.

આ બધું કહેવામાં કંઈ પણ પુનરુક્તિ થતી હોય, તો 'રામ'-ને તેને માટે ક્ષમા કરશો; કારણકે 'રામ' જાણે છે કે, પુનરુક્તિ એ કેટલીક વખતે જરૂરની છે.

જેને પ્રોટોઝા અથવા પ્રોટોપ્લેઝમના નામથી અંગ્રેજીમાં ઓળખવામાં આવે છે, એવા આદ્યસૂક્ષ્મ જંતુઓ કેવી રીતે વિકાસ પામે છે, તે તમે જાણો છો? ભૌતિકશાસ્ત્રીઓના કહેવા પ્રમાણે તે સૂક્ષ્મ જંતુઓ દ્વિધાકરણથી–તેના બબ્બે કડકા થવાથી વિકાસ પામે છે. આ દ્વિધાકરણ સ્વાભાવિક રીતેજ થાય છે. એવા એક

સૂક્ષ્મ જંતુના તીક્ષ્ણ શસ્ત્ર વડે બરાબર બે સરખા ભાગ કરો. પછી તેનું શું થશે? કહેશો કે, આવું કરવું એ ક્રૂરતા છે. કોઈ પણ માણસનું દ્વિધાકરણ કરીએ-તેના શરીરમાં કટારી મારીને જો તેના બે ભાગ કરીએ, તો તે માણસ મરી જવાનો. આવીજ રીતે તે સૂક્ષ્મ જંતુના બે ભાગ કરીએ તો તે પણ જરૂર નાશ પામે, પણ ખરૂં જોતાં તે તેમ નથી. તે સૂક્ષ્મ જંતુના બે ભાગ કરતાંજ તે તો ઊલટો એકનો બે બને છે. આ એક પરમ આશ્ચર્ય છે! તેના બે ભાગ કરો એટલે તે એકમાંથી બે થવાના અને તે પણ પ્રથમના જેટલાજ મોટા! વળી આ બન્નેને લઈને તેના બબ્બે વિભાગ કરો. વળી તે પ્રત્યેકના બબ્બે વિભાગ કરો. આવી રીતે કરતાં તમે જોશો કે, તેનો નાશ થવાને બદલે બળમાં અને વેગમાં મૂળ જંતુના જેવાંજ તમારી પાસે અસંખ્ય જંતુઓ થશે! તમે તેની જેટલી સંખ્યા વધારવા ધારશો, તેટલી વધારી શકશો. આ કેવું આશ્ચર્ય! કેવું આશ્ચર્ય!

તમારી આગળ જે જંતુ છે, તેનો આકાર અને શરીર તમે જુઓ છો. સૂક્ષ્મ જીવ એ શબ્દનો હું બાહ્ય અર્થમાં ઉપયોગ કરૂં છું. તે જંતુનો આકાર, તેનું કદ, તેનું વજન, તેનો રંગ વગેરે તેના શરીરનું બંધારણ એજ તેનો બાહ્ય અર્થ છે. એનું સત્ય સ્વરૂપ તે તેની આંતર શકિત છે. આંતર તેજ, આંતર ચેતના એજ સૂક્ષ્મ જીવનો ખરો અર્થ છે. બાહ્ય સૂક્ષ્મ જીવને મારી નાખો, તેના શરીરનો નાશ કરી નાખો; પણ તેથી કંઈ સત્ય જીવન-આત્મા અથવા તમે જો તેને ચૈતન્ય કહેતા હો, તો તે ચૈતન્યનો નાશ થનાર નથી. તે તો જેમનું તેમ સદાકાળ એક રૂપેજ રહે છે. શરીરોને બદલ્યા કરો, શરીરોનો નાશ કર્યા કરો, પણ શરીરના નાશથી તે સત્ય ચૈતન્યનો કદી પણ નાશ થતો નથી. શરીરનો નાશ થવાથી તો માત્ર આકારનોજ નાશ થાય છે.

બંધુઓ! એ અમરતા એજ તમારૂં સત્ય-દિવ્ય સ્વરૂપ છે. એ બાહ્ય જીવનને લાખો અને કરોડો ગણું કરી શકાય, પણ તેના શરીરની અંદર ગુઢપણે રહેલું એ સત્ય ચૈતન્ય, તો તેમનું તેમ અને ત્યાંનું ત્યાંજ છે! સાન્તમાં અનંત તે એજ છે! વિનાશીમાં અવિનાશી તત્ત્વ તે એજ!

હવે પ્રશ્ન એ ઉદ્ભવે છે કે, જ્યારે શરીરો અનેક થતાં જાય

છે, ત્યારે શું તેની જોડે તેની અંદર રહેલી અનંત શક્તિ પણ અનેક ગણી થતી જાય છે? શું તેની સંખ્યા પણ વધતી જાય છે? ના, એ શક્તિ કે તેની સંખ્યા વધતીયે નથી અને ઘટતીયે નથી. આ દૃશ્ય શરીરની અંદર રહેલી તે સત્ય અનંત વસ્તુ તો કોઇ રીતે વિકારજ પામતી નથી! તે કોઇ રીતે વધતી પણ નથી અને ક્ષીણ પણ થતી નથી. તે તો સદા જેવી ને તેવીજ એકરસ—એક સ્વરૂપે-જ સદાકાળ રહે છે.

એક દૃષ્ટાંત આપી વેદાંતની દૃષ્ટિએ આનો ખુલાસો કરીએ.

એક નાનું બાળક હતું, જેને પહેલાં કદી દર્પણ દેખાડવામાં આવ્યું નહોતું. તમે જાણો છો કે હિંદુસ્તાનમાં નાના બાળકને કદી દર્પણ નથી દેખાડતા. એક દિવસે તે બાળક ઘૂંટણિયે ચાલી પોતાના પિતાના દીવાનખાનામાં ગયું. ત્યાં ભીંતે ટેકવીને ભોંય ઉપર મૂકેલું એક દર્પણ હતું. બાળક તે દર્પણ પાસે જઈ પહોંચ્યું, એટલે જુઓ મજા! તે દર્પણમાં એક નાના સરખા બાળકનો દેખાવ તેની નજરે પડે છે. બાળકો હમેશાં બાળકો તરફ વધારે ખેંચાય છે. તમારામાંથી કોઇને બાળક હોય, તો તેને તેડીને કોઇ વખત તમે તમારા મિત્રને ત્યાં જશો, તો તમે ત્યાં તમારા મિત્ર સાથે વાતચીત કરવા લાગશો, એટલામાં તો બાળક ઘરનાં બાળકો સાથે ભાઇબંધી કરી લેશે. પેલા બાળકે પોતાના જેવડું એક બાળક તે દર્પણમાં જોયું, એટલે તરતજ તે દર્પણ તરફ ધસી ગયું. એમ થવાથી તરતજ દર્પણ માંહેનું બાળક પણ તે બહારના બાળક તરફ ધસી આવ્યું. બાળક તો બહુ રાજી થવા લાગ્યું કે, દર્પણનું બાળક મારૂં ભાઇબંધ છે અને મારી પેઠે તે પણ મને ચાહે છે. બાળકે પોતાનું નાક દર્પણને અડકાડ્યું, એટલે દર્પણ માંહેલા બાળકે પણ પોતાનું નાક સામું ધર્યું. આવી રીતે એકબીજાનાં નાક એકબીજા સાથે અડકાડવામાં આવ્યાં. ત્યાર પછી તેઓએ એકબીજાનો હોઠ એકબીજાના હોઠ સાથે અડકાડ્યો. વળી બાળકે પોતાના હાથ ચાટલા ઉપર મૂક્યા, એટલે દર્પણના બાળકે પણ જાણે હાથથી હાથ મેળવવા જતું હોય તેવી રીતે પોતાનો હાથ બહારના બાળક તરફ લંબાવ્યો; પણ તે બાળકે જેવો પોતાનો હાથ તે દર્પણ ઉપર મૂક્યો, કે તરતજ તે દર્પણ જમીન ઉપર પડ્યું અને ભાગીને બે કકડા થઇ ગયા. હવે પેલા બાળકને તેમાં એકના બદલામાં બે બાળકો જણાયાં. તેની માતા

જોડેના ખંડમાંજ કામ કરતી હતી, ત્યાંથી ચાટલું ભાગ્યાનો અવાજ સાંભળીને પોતાના પતિના ખંડમાં દોડી આવી અને જોયું તો માલૂમ પડ્યું કે, પોતાનો પતિ ત્યાં નથી, પણ બાળકે દીવાનખાનામાં પડેલી વસ્તુઓની ભાંગફોડ કરવા માંડી છે. ચાટલું ભાગી નાખેલું જોઈને, જાણે હમણાં ટીપી નાખશે એવી રીતે ધમકાવતી તે તેની પાસે આવી; પણ તમે જાણો છો કે માતાનો ગુસ્સો તો ધમકાવવા પૂરતોજ હોય છે એમ બાળક પોતાના અનુભવથી જાણે છે; જેથી તેં આ શું કર્યું ? તું આ શું કરે છે ? વગેરે માતાના ધમકીના શબ્દોથી બાળક જરાયે ન ડર્યું. બાળકને આ શબ્દો ધમકીના નહિ પણ ઊલટા સવળા લાગ્યા. તેણે જવાબ આપ્યો: “ મા ! જો, જો, આ મેં બે બનાવ્યાં, આ મેં બે કર્યાં. ” આ પ્રમાણે આ બાળકે એક બાળકમાંથી બે બાળક કર્યાં. મોટી ઉંમરનું થતાં પહેલાંજ આ બાળક તો બે બાળકનો પિતા થયું ! તેનું કહેવું સાંભળી માતા હસી પડી અને બાળકને ઊંચકીને પોતાના ખંડમાં લઇ ગઇ.

તમે પેલા દર્પણના બે કકડા ઉપાડી લો અને તેને એમને એમ ન રહેવા દેતાં, બેના ચાર કકડા કરો; એટલે તમને તેમાં ચાર બાળકો જણાશે. એ નાનું બાળક દર્પણના ચાર કકડાના આઠ કકડા કરીને આઠ બાળક ઉત્પન્ન કરી શકશે. આવી રીતે મરજીમાં આવે એટલાં બાળકો ઉત્પન્ન કરી શકાય; પણ એક પ્રશ્ન ઉદ્ભવે છે કે, દર્પણના કકડા કરવાથી તે ખરી વસ્તુમાં, તે ખરા બાળકમાં કંઇ વધઘટ થાય છે ખરી ? તેમાં તો કંઇ પણ વધારો કે ઘટાડો થતોજ નથી. વધારો અને ઘટાડો તો માત્ર પેલા દર્પણના ટુકડાઓમાંજ થાય છે. દર્પણના ટુકડાઓમાં જે તમે વધારો જુઓ છો, તે વધારો કાંઇ બાળકમાં નથી. બાળક તો તેમનું તેમજ છે. અપરિમિતમાં કેવી રીતે વધારો થઈ શકે ? અને જો થઇ શકે, તો તે અપરિમિતતાનું નામ અનંતતાજ નહિ. એજ પ્રમાણે અનંતતામાં ઘટાડો પણ કેવી રીતે થઇ શકે ? જો થઇ શકે, તો તેનું નામ અપરિમિતતા અને અનંતતાજ નહિ.

આ પ્રમાણે સૂક્ષ્મ જંતુના દ્વિધાકરણના સંબંધમાં પણ વેદાંતનો ખુલાસો એજ છે કે જ્યારે તમે એક સૂક્ષ્મ જંતુ લઇ તેના બે વિભાગ કરો છો, ત્યારે તેનું શરીર કે જે બરાબર પેલા દર્પણના જેવુંજ છે, તેના બે વિભાગ થાય છે ખરા; પરંતુ તે

સૂક્ષ્મ જંતુના શરીરના વિભાગ કરવાથી કંઇ તેની આંતર શક્તિ–તેની આંતર વાસ્તવિક અનંતતા–તેનું આંતર ચૈતન્ય–તેનો અંતરાત્મા અથવા તમને યોગ્ય લાગે તે નામ તેને આપો, તેનો કોઇ પણ રીતે વિભાગ થતો નથી. જ્યારે સૂક્ષ્મ જીવનાં શરીરોનો વધારો કરવામાં આવે છે, ત્યારે તે સૂક્ષ્મ જીવમાં રહેલી જે સત્ય શક્તિ, જે સત્ય દિવ્યતા તેમાં કોઇ પણ જાતની વૃદ્ધિ થતી નથી; તે તો તેમની તેમજ રહે છે. શક્તિ પેલા ખરા બાળકના સમાન છે અને તે સૂક્ષ્મ જીવનાં શરીરો પેલા દર્પણના કકડા જેવાં છે. જ્યારે તે સૂક્ષ્મ જીવનાં શરીરોના ભાગ, તેના પણ ભાગ અને વળી તે ભાગના પણ ભાગ કરવામાં આવે છે, ત્યારે તેની અંદર રહેલી જે અવિકારી અનંત શક્તિ છે, તે આ હજારો અને લાખો શરીરોમાં એકસરખી રીતે આવિર્ભાવ પામતી ચાલે છે. તે પોતાનું પ્રતિબિંબ અને આભાસ પાડ્યા કરે છે; છતાં પોતે તો તે ને તેજ રહે છે. તે એકજ છે, તે દ્વૈત નથી, તે બહુ નથી, તે "एकमेवाऽद्वितीयं" છે. અહા! કેવું પરમ આશ્ચર્ય! અહો! કેવો આનંદ! આ શરીરના ભાગ કરો, આ શરીરને છેદી નાખો અને છતાં હું છેદાતો નથી! હું મરતો નથી! મારો સત્ય આત્મા, મારૂં સત્ય રૂપ તો મરણ પામતુંજ નથી. આ શરીરને ભલે આમ ને આમ જીવતું બાળી નાખો, તમારી મરજીમાં આવે તેમ તેનું કરો, પણ તે આત્માને કોઈ જાતની આંચ આવતી નથી. **તમારૂં વાસ્તવ સ્વરૂપ–તમે પોતે અપરિમિત અને અનંત છો, તેનો તમે સ્વાનુભવ કરો**, તે તમે જાણો. જે ક્ષણે મનુષ્ય પોતે પોતાનું સત્ય સ્વરૂપ જાણે છે, તેજ ક્ષણે તે નિર્બંધ થાય છે. હરેક ભય–વિઘ્ન, હરેક વ્યાધિ એ સૌથી તે પર થાય છે, માટે તેને જાણો અને તે રૂપ થાઓ.

અહા! આ કેવું આ આશ્ચર્ય છે કે તે એકજ અનંત શક્તિ આ સર્વ શરીરોમાં, આ બધી દૃશ્ય વ્યક્તિઓમાં, આ બધી દૃશ્ય આકૃતિઓમાં પ્રકાશે છે! અહા! તે હું છું. તે હું છું. તે અનંત એવો હુંજ મહાન વક્તાઓનાં શરીરોમાં, મહાત્માઓનાં તનમાં, તેમજ અધમ જંતુઓના દેહમાં આવિર્ભાવ પામું છું! અહા કેવો આનંદ! હું અપરિમિત શરીર નહિ, પણ અપરિમિત અનંત આત્મા છું. આ સત્યનો અનુભવ કરો અને સ્વતંત્ર બનો. આ કેવળ શબ્દોજ નથી. આ કેવળ કાલ્પનિક વાતોજ નથી, પણ

સત્યનું પણ સત્ય છે. તે પરમ સત્ય, તે સત્ય શકિત કે જે તમે છો, તેનો અનુભવ કરો. તમે અનંત છો એનો તમે અનુભવ કરશો કે તત્કાળ તમે હરેક વિઘ્નથી મુકત થઇ જશો.

ધારો કે જગતમાં હજારો દર્પણો છે; એમાંનું એક કાળું છે, એક સફેદ છે, એક રાતું છે, એક પીળું છે, એક લીલું છે, એક બાહ્યગોળ છે, એક આંતર્ગોળ છે, એક પાસાવાળું છે, એક દૂરદર્શી છે તો એક સમીપ છે. આવી રીતે ઘણી ઘણી જાતનાં દર્પણો ચારે તરફ છે. એક માણસ તે બધાંના મધ્યભાગમાં ઊભો છે, તેનું દર્પણોમાં પ્રતિબિંબ પડે છે. એક ઠેકાણે એક રાતો દર્પણમાં તે પોતાને રાતો દેખે છે, એક ઠેકાણે પીળો દેખે છે, એક ઠેકાણે કાળો દેખે છે, આંતર્ગોળ દર્પણમાં તો તે પોતાનો બેડોળ આકાર જુએ છે. બાહ્યગોળ દર્પણમાં વળી પેટ પકડીને હસવું પડે એવો પોતાને વિરૂપ થયેલો તે જુએ છે. આવી રીતે અનેક પ્રકારના આકાર અને રૂપમાં તે પોતાનેજ રહેલો જુએ છે; તેમ આ બધાં ભિન્ન ભિન્ન સ્વરૂપોમાં માત્ર એક અભેદ્ય-અવિકારી-અચળ અને અદ્વિતીય સત્ય રહેલું છે. તેને તમે જાણો અને સ્વતંત્ર બનો. તેને તમે જાણો અને તમારા શોક અને મોહને નિર્મૂળ કરો. તમારૂં સત્ય-દિવ્ય અને અનંત સ્વરૂપ, કે જે આ ભિન્ન ભિન્ન કાચમાં આવિર્ભાવ અને સ્ફુરણ પામે છે; તેનો આ વિરૂપતા અને બેડોળપણા સાથે કોઇ પણ જાતનો સંબંધ નથી, ભિન્નતા તો માત્ર તમારા શરીરમાંજ છે. આ બધાં શરીર અને મન જુદી જુદી જાતના કાચ સમાન છે-એક શરીર દૂરદર્શી કાચના જેવું, તો એક શરીર પાસાવાળા કાચના જેવું; એક શરીર સફેદ કાચના જેવું, તો એક શરીર આંતર્ગોળ કાચના જેવું અને એક બાહ્યગોળ કાચના જેવું. આવી રીતે જુદાં જુદાં શરીરો જુદા જુદા કાચના જેવાં હોઈ શકે, પણ તમે પોતે કાંઈ એ બાહ્ય અસત્ય શરીરો નથી. અજ્ઞાનતાથી તમે તમારી જાતને શરીર કહો છો; પરંતુ તેથી કાંઈ તમે તે શરીર બની જતા નથી. તમે તો અનંત શકિત છો, તમે અવિકારી-નિત્ય-અચળ અને દિવ્ય છો; તે તમે જાણો, તે તમે અનુભવો અને પછી અખિલ જગતમાં, અખિલ વિશ્વમાં તમે તમારા સ્વરૂપને સર્વત્ર વસી રહેલું જોશો.

હિંદુસ્તાનમાં કાચનાં ઘરો થાય છે. એ કાચનાં ઘરમાં ચારે તરફ ભીંતોમાં ને છતોમાં જુદી જુદી જાતના કાચ અને દર્પણો

ટાંગવામાં આવે છે. ઘરનો માલિક તે ઘરમાં આવે છે અને ચારે બાજુએ તે પોતાને પ્રતિબિંબિત થયેલો જુએ છે.

એક વખત આવાજ કાચના ઘરમાં એક કૂતરો આવી ચડ્યો. તે ગૃહસ્થની જમણી બાજુએ એક કૂતરાનું લશ્કર આવતું હોય એમ તે કૂતરાને લાગ્યું. તમે જાણો છો કે કૂતરાઓ ઘણા ઝેરીલા હોય છે. તેઓ પોતાની નજીકમાં બીજા કોઇ કૂતરાને દેખી કે ખમી શકતા નથી. જ્યારે આ કૂતરાએ તે ગૃહસ્થની જમણી બાજુ તરફ અનેક કૂતરાઓ આવતા જોયા, ત્યારે તે ત્યાંથી ડાબી બાજુ તરફ ફર્યો; પણ તે તરફ પણ ભીંતોમાં હજારો કાચ જડેલા હતા, તેથી ત્યાં પણ જાણે તે ગૃહસ્થને ફાડી ખાવા દોડ્યું આવતું હોય, એવું એક કૂતરાનું લશ્કર તેને જણાયું ! તે ત્રીજી ભીંત તરફ ફર્યો, તો ત્યાં પણ કૂતરાઓજ જોયા. ચોથી ભીંત તરફ પણ તેણે તેવુંજ જોયું. તેણે ડોક ઊંચી કરીને ઉપર જોયું તો જાણે આકાશમાંથી હજારો કૂતરાઓ આવતા હોય એમ જણાયું. તે કૂતરો આથી બહુ ભયભીત થઈ ગયો. તેણે ફલંગ મારી, એટલે આ બધા કૂતરાઓએ પણ ચારે તરફથી ફલંગ મારી. આ જોઇને તે ભસવા લાગ્યો એટલે ચારે બાજુના કૂતરાઓએ પણ ભસવા માંડ્યું. પોતાના તરફ બધા કૂતરાઓ મોં ફાડી રહ્યા હોય એમ તેને જણાયું. તેના ભસવાથી ચારે બાજુની ભીંતોમાંથી તેવોજ અવાજ ફરી વળ્યો. હવે તેણે બહુ ભયથી વ્યાકુળ થઇ જઇને કૂદવા માંડ્યું; ઘડીકમાં આમ અને ઘડીકમાં તેમ તેણે દોડાદોડ કરી મૂકી. અંતે તે બિચારો બહાવરો બની ત્યાં ને ત્યાંજ થાકીને મરણ પામ્યો !

આજ પ્રમાણે વેદાંત તમને કહે છે કે, આ દુનિયા એક મહાન કાચગૃહ છે અને આ બધાં શરીરો જુદી જુદી જાતના કાચો છે. જેવી રીતે પેલા કૂતરાએ ચારે બાજુની ભીંતોમાં પોતાને પ્રતિબિંબિત થયેલો જોયો, તેવીજ રીતે તમારો સત્ય આત્મા પણ ચારે તરફ પ્રતિબિંબિત થયેલો છે. બરાબર એજ પ્રમાણે એકજ અપરિમિત આત્મા, એકજ અપરિમિત દિવ્ય સ્વરૂપ, એકજ અનંત શક્તિ આ સર્વ ભિન્ન ભિન્ન રૂપોમાં પ્રતિબિંબિત થાય છે. આ એકજ અનંત 'રામ' સર્વે ભૂત પ્રાણીઓમાં પ્રતિબિંબિત થઈ રહ્યો છે. અજ્ઞાન લોકો પેલા કૂતરાની માફક આ દુનિયામાં આવે છે અને કહે છે કે, "પેલો માણસ મારો વિનાશ કરશે, તે મને ઠાર મારી નાખશે." આહા ! ! આ જગતમાં કેટલાં બધાં

ભય અને ઈર્ષ્યા ? અને તે શાથી છે ? એ કૂતરાના જેવી અજ્ઞાનતાથીજ છે. આ દુનિયામાં ઈર્ષ્યા અને ભય તે કુતરાના જેવી અજ્ઞાનતાને લઈનેજ છે. તમે તમારી સમજણ ફેરવી નાખો અને પછી એક મહાન કાચવાળા ગૃહના માલિકની માફક આ દુનિયામાં આવો. તમે આ દુનિયામાં ડી–ઓ–જી–ડૉગ એટલે શ્વાનની માફક નહિ, પણ જી–ઓ–ડી–ગૉડ પ્રભુની માફક આવો. તમે આ સમસ્ત વિશ્વના માલિક બનશો; તેમજ તમારા હરીફો–મિત્રો અને શત્રુઓને આગળ વધતા જોઈને તમારૂં હૃદય હર્ષથી પ્રફુલ્લિત થશે. કોઈનો પણ વિજય જોઈને તમે આનંદમાં ગરકાવ થશો. આવી રીતે આ દુનિયાને તમે એક સ્વર્ગધામ બનાવી દેશો.

હવે આપણે મનુષ્યવર્ગ તરફ વળીએ. તમે બીજના દૃષ્ટાંતમાં, શાંત વસ્તુમાં અનંત વસ્તુ જોઈ છે. તે એક વનસ્પતિવર્ગનું દૃષ્ટાંત હતું. તે પછી તમને સૂક્ષ્મ જીવમાં–પરિમિતમાં અપરિમિતપણું દર્શાવવામાં આવ્યું છે કે જે એક પ્રાણીવર્ગનું દૃષ્ટાંત હતું. વળી તમે કાચના દૃષ્ટાંતમાં–પરિમિત વસ્તુમાં અપરિમિતપણું જોયું, તે દૃષ્ટાંત ખનિજવર્ગમાંથી લેવામાં આવ્યું હતું. હવે આપણે મનુષ્યવર્ગ તરફ વળીએ.

જેવી રીતે મૂળ બીજ નાશ પામ્યું અને તેમાંથી હજારો બીજાં બીજો ઉત્પન્ન થયાં, તોપણ જે વાસ્તવિક બીજ છે, તે તો વધ્યુંયે નાહ અને ઘટ્યું પણ નહિ; તે તો એક સ્વરૂપે જેવું ને તેવુંજ રહ્યું; વળી જેવી રીતે મૂળ સૂક્ષ્મ જંતુ નાશ પામે છે અને તેમાંથી હજારો જીવો ઉત્પન્ન થાય છે, છતાં પણ મૂળ વાસ્તવિક જીવ તો તેનો તેજ રહે છે અથવા જેવી રીતે દર્પણ ફૂટી જાય છે, તોપણ તે સત્ય બાળકના કકડા થતા નથી; તેજ રીતે જ્યારે માણસ મરી જાય છે, ત્યારે તે પોતાની પાછળ બે સંતાન અને કેટલીક વખત તો ડઝન ડઝન સંતાન પણ મૂકી જાય છે; કેટલાક અંગ્રેજોને, હિંદુસ્તાનમાં રહેનાર એંગ્લો ઇન્ડિયનોને કોડી કોડી સંતાન હોય છે. એ પાછા મરી જાય છે, ત્યારે પોતાની જગ્યાએ મરી જાય છે અને તેમાંથી બે, ચાર, આઠ અને તેમાંથી કાળે કરીને હજારો બીજો થાય છે. તેવીજ રીતે સ્ત્રી અને પુરુષનાં જોડાંઓમાંથી તેજ જાતનાં કોડીબંધ, એટલુંજ નહિ પણ હજારો અને લાખો જોડાં વૃદ્ધિ પામે છે.

અહીં આના સંબંધમાં વિસ્તારથી કહેવાનો અવકાશ નથી.

આ એક ભાષણમાં તો માત્ર તેની રૂપરેખાજ આપી શકાય.

વેદાંત કહે છે કે, જેવી રીત બીજ, સૂક્ષ્મ જીવ અને કાચના સંબંધમાં છે; તેવીજ રીત તમારા સંબંધમાં પણ છે. આદ્ય પુરુષ અને આદ્ય સ્ત્રીનું જોડું મૃત્યુ પામ્યું અને તેમાંથી–ધારો કે બાયબલના આદમ અને ઇવ નામના જોડામાંથી–આ જગતની, સકળ માનવસૃષ્ટિ ઉત્પન્ન થઇ.

અહીં ફરીથી તમને વેદાંત કહે છે કે, આ દૃશ્ય પ્રપંચનું નાનાપણું એ તમારા ખરા આત્મસ્વરૂપમાં કંઈ પણ વૃદ્ધિ કે ન્યૂનતા કરી શકતું નથી. તમારી અંદર રહેલું તમારૂં સત્ય સ્વરૂપ તો અપરિમિત અને અનંત છે. બધી માનવજાત એક વખત નાશ પામે અને એકજ જોડું રહેવા પામે, તોપણ તેમાંથી કરોડોની વસ્તી થઇ જવાની. અપરિમિત, અનંત અને અનુદ્ભુત શકિત મનુષ્યના પહેલા જોડામાં ગૂઢપણે રહેલી હતી, તેજ હાલ દરેકે-દરેક જોડાંમાં પણ વધઘટ થયા વગર જેવી ને તેવીજ રહેલી છે અને આ અપરિમિતતા, આ અનંતતા તેજ તમે છો. આ અપરિમિત શક્તિ, આ અપરિમિત ઉત્પાદક સામર્થ્ય તે તમેજ છો. વળી આ અનંત શકિત તમામ શરીરોમાં એકસરખીજ રહેલી છે. એ સર્વ શરીરોને કાચની માફક અનેક કરી શકાય, પણ તેમાં રહેલું સત્ય–મનુષ્ય, સત્ય–અનંતતા તો સદા એકજ રહેવાનાં. આ શરીર ઉપર ભલે તમને અનુરાગ હોય, તમારી મરજીમાં આવે તેવું ભલે તમે એને ગણો; પરંતુ આ શરીર તે તમે પોતે તો નથીજ. તમે તો તે અનંત શકિત છો કે જે અનંત શકિત એક અને અભેદ્ય છે. તમે તો આજે, કાલે અને સર્વદા એકજ સ્વરૂપે છો. એક લોકપ્રસિદ્ધ દાખલાથી આને વધારે સ્પષ્ટ કરી શકાશે.

"ભાઇ તમે કોણ છો?" "હું ફલાણો ફલાણો છું!" "વારૂ, તમે મનુષ્ય નથી?" "વાહ! અલબત, હું મનુષ્યજ છું." "બહેન, તમે કોણ છો?" "હું ફલાણી છું." "તમે મનુષ્ય નથી?" "વાહ! કેમ નહિ? હું મનુષ્ય પણ છું." આવી રીતે કોઇ પણ માણસને પૂછો, તો તે કહે છે કે, "હું મનુષ્ય છું" પણ કોઇ મંદ બુદ્ધિવાળાને પૂછશો, તો એ કદી નહિ કહે કે, "હું મનુષ્ય છું." તે તો એમજ કહેશે કે, "હું તો ફલાણો અથવા ફલાણી છું" પણ કદાચ તેને સમજાવવામાં આવે કે, વાહ! "તમે

તો મનુષ્ય જાત છો." તો તે કબૂલ કરશે કે, "હા, હું મનુષ્ય છું."

આપણને તો ફલાણા ભાઇ અને ફલાણી બાઇ, એવુંજ જ્યાં-ત્યાં સ્થૂળ નજરે જણાય છે. સત્ય મનુષ્યત્વને કાંઈ સ્થૂળ આંખે આપણે જોઈ શકતા નથી; છતાં એટલું તો આપણે જાણીએ છીએ-જ કે, બધી વસ્તુઓમાં મનુષ્યત્વ એ શ્રેષ્ઠ વસ્તુ છે. બધાંજ શરીરોમાં આ મનુષ્ય વિદ્યમાન છે. તમારી આગળ અમુક ભાઇને લાવો, તેમાંથી મનુષ્યત્વનો ભાગ બાદ કરો; એટલે અવશેષ શું રહે? કંઈ પણ નહિ. બધુંજ જતું રહ્યું. બધું હતું ન હતું થઇ ગયું. બાઇ-ભાઇપણું અને એવી બીજી ઉપાધિઓ દૂર કરશો તો તેથી મનુષ્યત્વ જતું રહેનાર નથી; એજ પ્રમાણે તમારી અંદર અવ્યક્તપણે રહેલી શકિત અથવા તમારી અંદર રહેલી અપરિમિતતા, અનંતતાના અર્થમાંજ 'રામ' મનુષ્ય એ પદનો ઉપયોગ કરે છે. બર્કલીના શબ્દોથી ભુલાવો ખાશો નહિ. એક વાર એની તુલના કરો, એનું બરાબર પરિશીલન કરો. પછી તમને જણાશે કે ખરેખર આપણા અંતરમાં કોઇ અપરિચ્છિન્ન અનંત વસ્તુ રહેલી છે કે જેને જોઇ કે સાંભળી શકાય એમ નથી; તેમજ જેનો સ્વાદ લઇ શકાય એમ નથી; તોપણ તમે જે આ બધું જુઓ છો તે સર્વનું મૂળ તેજ છે. જે કંઇ આપણે જોઇએ છીએ તેનું મૂળ કારણ એ છે. જે કંઇ આપણે શ્રવણ કરીએ છીએ, તે સર્વનું પણ એજ સત્ય કારણ છે. તે સત્ય છે, તે દિવ્ય છે. જોવું, સાંભળવું, સ્પર્શ કરવો વગેરે ઇંદ્રિયજન્ય જ્ઞાન કરાવનાર એજ એક શકિત છે. તે સર્વત્ર છે, તેમ છતાં તે અકથ્ય છે. આવી રીતે આપણે જોઇએ છીએ કે પરિમિત વસ્તુમાં રહેલી અપરિમિતતા અને અનંતતા એ જોઈ શકાય એમ નથી; સાંભળી શકાય એમ નથી; તેનો વિચાર કરી શકાય એમ નથી; છતાં જે કંઇ તમે જુઓ છો, જે કંઇ સાંભળો છો, જે કંઇ તમે સૂંઘો છો તે સર્વે તેના વડેજ છે. તે અકથ્ય છે; તોપણ જે કંઇ કહેવાય છે, તે સર્વનું તેજ મૂળ છે, તે સર્વેનું તેજ સત્ય સ્વરૂપ છે.

છેવટમાં 'રામ' તમારી કૃપાની યાચના કરે છે. તે કૃપા તે તમારા પોતાની ઉપરજ કરવાની છે કે તમે મનુષ્ય બનો! આ બધાં શરીરો ઝાકળનાં બિંદુ સમાન છે અને વાસ્તવિક મનુષ્ય તો સૂર્યના કિરણોની પેઠે તે ઝાકળનાં જલકણોરૂપી મણિગણની અંદર રહેલા સૂત્ર સમાન છે. જો તમે કોઇ વખત ક્ષણવાર શાંત

એસી પ્રતિતી કરશો કે, હું વિરાટ પુરુષ છું, અનંત શક્તિ છું, તો તમે તે સર્વ છો એમ તમને અનુભવ થશે. વિરાટ પુરુષ થવું એટલે હું વિરાટ છું, હું સર્વ છું, હું અવર્ણ્ય છું, હું આશ્ચર્ય-વત્ છું એમ અનુભવવું. તમે બધા એક છો એમ માનો એટલે તત્કાળ તમે બધા ઐક્ય–ભાવ પામશો. ભાઇપણાથી અને બાઇ-પણાથી તમે પર થાઓ. એ ઉપાધિથી પર થયા કે તરતજ તમે આ સર્વની સાથે એકતા પામશો. આ કેવો મહાન વિચાર કે તમે બધા એક થાઓ છો ! તમે સમસ્ત જગત, વિશ્વ સાથે એક-રૂપ બનો છો !

હું જે આત્મા અગોચર તે, સૃજું છું વિશ્વ ગોચર આ;
તપું છું અગ્નિમાં તે જે, પ્રકાશું ભાનુ ને શશિમાં. ૧
ગ્રહો ને તારલાઓ આ, કરૂં ચળકાટ રહી તેમાં;
વહું છું વાયુની સાથે, અને ઉછળું તરંગોમાં. ૨
ધરીને જન્મ બાળકનો, રમું છું માતને ખોળે;
અને હું વૃદ્ધ થઇ ચાલું, જરી તરી દંડને ટેકે. ૩
અહીં હું ભૃંગ થઈ ગુંજું, અને તહીં સિંહ થઈ ગર્જું;
તરૂં છું મસ્ત થઇ જળમાં, વળી આ વૃક્ષ થઇ ઝુલું. ૪
લીલી હરિયાળી થઇ ઉગું, ઉડું શુક લોહિતાક્ષી થઇ;
ઝબૂકે વીજળી ગર્ભે, ચઢું એવાં હું વાદળ થઇ. ૫
અને આ હું ઋતુ સર્વે, સમુદ્રો હુંજ ઉછળતા;
સ્ફુરે, લય થાય, દેખાએ, ચરાચર વિશ્વ મારામાં. ૬

( ઉપનિષદ, સર એડ્વિન આર્નોલ્ડના અંગ્રેજી ભાષાંતર ઉપરથી. )

તમે અપરિમિત છો, તમે તે અનંત શકિત છો અને તે અનંત શકિતએજ આ સર્વ કલ્પિત અને મિથ્યા શરીરો રચ્યાં છે. તમેજ કાચના ગૃહની પેઠે આ સમસ્ત વિશ્વને સૃજ્યું છે. આ અનંત બ્રહ્માંડમાં સર્વત્ર વ્યાપી રહેલ અનંત શકિતરૂપ પરમાત્મા તે તમે પોતેજ છો.

ૐ ! ૐ !! ૐ !!!

# પ્રશ્નોત્તર×

પ્રશ્ન:—"ॐ"-પ્રણવ મંત્રનું રહસ્ય જાણ્યા વિનાજ એનો જપ કરવાથી લાભ થાય ખરો કે ?

ઉત્તર:—હિમાલયનાં જંગલોમાં વસતા સાધુઓ પ્રણવ મંત્રનો જપ કરે છે અથવા તો કોઇ પ્રકારનાં વાજિંત્રો વગાડી બીજા ઉચ્ચારો કરે છે, જેથી ઘણી વખત સર્પો, હરિણો ને બીજાં જંગલી પ્રાણીઓ પોતાનાં રહેઠાણમાંથી તે સાધુઓ પાસે આવે છે. હવે આ પ્રાણીઓ ગાયન સંબંધી કાંઇ પણ સમજતાં હોતાં નથી. "ઓમ્"નું પણ તેમને ભાન હોતું નથી; છતાં પણ તેની અસર એમના ઉપર થાય છે. માત્ર ઉચ્ચાર-નાદથીજ આટલી બધી અસર થાય, તો નિયમિત સમયે "ઓમ્"નો જપ કરવાથી આપણા જીવન ઉપર તે અસર કેમ ન કરે ?

દરેક ગાયનમાં ત્રણ વસ્તુઓ છે. પહેલી ગાયનનો અર્થ, બીજી ગાયનના નિયમો ને ત્રીજી ગાયનનો નાદ-તેની ભાષા. જો આ ત્રણેથી તમે વાકેફ હશો, તો ગાયન પૂર્ણ રીતે અનુભવશો અને જો એકાદ વસ્તુથીજ માહિત હશો, તોપણ થોડેક દરજ્જે તો તમને તેમાં રસ પડવાનોજ. સર્પ ને હરિણો માત્ર નાદજ સમજે છે, ગાયનનો અર્થ કે નિયમો જાણતા નથી; છતાં તેમને પણ તેમાં આનંદ થાય છે. કેટલાંક ગાયનના નિયમ જાણવાથી અર્થને બાજુ ઉપર મૂકી તેમાંજ આનંદ લે છે ને કેટલાંક માત્ર અર્થમાંજ મુગ્ધ થઇ જાય છે. આજ પ્રમાણે પ્રણવ મંત્રમાં પણ ત્રણ વાનાં રહેલાં છે. પહેલું તેનો નાદ, બીજું તેના અર્થનું જ્ઞાન ને ત્રીજું આપણી વર્તણુંકમાં-કૃત્યોમાં તેનો ઉપયોગ. જે મનુષ્ય આમ ત્રણે પ્રકારે "ઓમ્"નું ગુંજન કરે છે, તે પોતાના જીવનને સતત એ ગાનરૂપજ બનાવે છે. દરેક વ્યક્તિ તેને પરમાત્મા-

× તારીખ ૨૬ મી ડિસેમ્બર સને ૧૯૦૨, સાનફ્રાન્સિસ્કોમાં હર્મેટિક બ્રધરહૂડ હોલમાં આપેલું ભાષણ.

રૂપજ ભાસે છે; પરંતુ અનુભવ કરીને, અર્થ સમજીને કે વર્તનમાં મૂકીને ના બોલી શકો, તોપણ તેનો ઉચ્ચાર કરવાનું છોડી ન દેશો; કારણકે તેની પણ અસર તો જરૂર થાય છે.

કેટલીક ચીજો એવી છે કે જેનું માત્ર નામ દેવાથી પણ મોંમાં પાણી છૂટે છે અને ખાવાથી તેની સંપૂર્ણ અસર થાય છે, તેમ માત્ર "ઓમ્"નો ઉચ્ચાર પણ અસર કરે છે. જો તમે ત્રણે પ્રકારે તેનો ઉચ્ચાર કરશો, તો તે સંપૂર્ણ અસર કરશે. શરૂઆતમાં કદાચ તેની અસર નહિ જણાય; પરંતુ અંતે તો ફળ મળે છેજ.

ઉદક-સ્થિતિશાસ્ત્રનો એવો નિયમ છે કે, તળિયે ડાટાવાળી ટાંકીમાં પાણી વધારે ને વધારે ઉમેરતા જઈએ, તેમ ઉપરથી દબાણ વધતું જાય છે; એ નિયમ પ્રમાણે આપણે ગણી શકીએ છીએ કે તળિયાનો ડાટો બહાર કાઢી નાખવાને કેટલું દબાણ કરવું જોઇએ. જો તે પ્રમાણે આપણે "ઓમ્" ને શરીરરૂપી ટાંકીમાં રેડયે જઇએ, તો ક્યારે કેટલું દબાણ થશે, તે પણ જાણી શકાય; પરંતુ તે દબાણનો આવિર્ભાવ લોકોની જાણમાં આવે તે એક જુદી વાત છે ને તે દબાણનો ઉદ્ભવ થવો તે એક જુદી વાત છે; છતાં એક વખત એવો આવશેજ કે દબાણ એટલું બધું વધી જશે કે તળિયેથી ડાટો નીકળી જઇ ટાંકીમાંથી પાણી બહાર વહેવા માંડશેજ. અમુક સમય સુધી બહાર અસર નહિ જણાય, પણ અંદર તો અસર થતી જાય છે.

'રામ' જ્યારે બાળક હતો, ત્યારે બીજાં બાળકો સાથે અનાજના દાણા લઇ વાડીમાં વાવતો, તેને પાણી પાતો ને ઉપર માટી ઢાંકી દેતો. આમ રમતમાં અમે એટલા તો ઉત્સુક થતા કે જમવાનું પણ ભૂલી જતા. દાણામાંથી શું નીકળશે ને તે ક્યારે ઊગી નીકળશે, તે જોવા અમે ઘણા અધીરા બની જતા; હમણાં ફણગો ફૂટી નીકળશે, પાંચ મિનિટ પછી ફૂટશે, એમ ઉત્સુક બની તે જગ્યાએથી લેશ માત્ર પણ ખસતા નહિ. કારણ? અમારી ગેરહાજરીમાંજ ફણગા ફૂટે તો? પછી નીચા પડીને જોતા કે, કાંઇ બહાર જણાય છે? પણ કાંઇ જણાતું નહિ! છેવટે નિરાશ થઇ માટી કાઢી નાખીને જોતા કે કાંઇ ફેર પડ્યો છે? છતાં પણ કાંઇ જણાતું નહિ. વળી વધારે માટી કાઢી નાખતા, પણ કશું ઊગવા માંડેલું જણાતું નહિ. દાણા એમના એમજ રહેતા; માટે તમે પણ

આમ બાળક માફક વાવેલાં બીને તરતજ ઊગી નીકળતાં જોવાને અધીરા થશો નહિ. વખત લાગશે; પરંતુ અસર આબાદ થશે.

પ્રશ્નઃ—અમે સાંભળ્યું છે કે, મનોબળથી દર્દ મટાડનારાઓને અંતે બીજા અવતારમાં ભયાનક રોગો થાય છે, તે સત્ય છે?

ઉત્તરઃ—ના, મનોબળથી દર્દ મટાડનારાઓ બીજા અવતારમાં રોગોના ભોગ થઇ પડે છે, એ માન્યતા ખોટી છે; તેમાં એવું કાંઇ છેજ નહિ. જેમ જગતનાં બીજાં વ્યાવહારિક કાર્યો કરવાથી એવા રોગો થવાની વકી નથી, તેમ તેઓ પણ વૈદ્યકીય કામ કરે છે. જો વૈદકીય કામોથી બીજા અવતારમાં રોગો થવા સંભવ હોય; તોજ મનોબળથી રોગ મટાડનારાઓને તેમ થાય. જો ડૉકટરોને પોતાનાં કર્મનાં ફળ માઠાં ન મળતાં હોય, તો આમને પણ નજ મળવાં જોઇએ. 'રામ'ને કેટલીક વખત પૂછવામાં આવે છે કે, "તમે કેમ મનોબળથી દર્દ મટાડતા નથી?" એનો ઉત્તર એ છે કે, 'રામ'ની દૃષ્ટિએ આ જડ જીવન લક્ષ્ય દેવા જેવું જણાતું નથી. ક્રાઇસ્ટ પણ કંઇ પોતાની દર્દ મટાડવાની શક્તિનો ધંધો લઇને બેઠો નહોતો. જ્યારે જ્યારે કોઇનું દર્દ તે મટાડતો, ત્યારે તે એમજ કહેતો કે, "તારી શ્રદ્ધાથી તું સાજો થઇ ગયો છે." 'રામ' જો એ પ્રમાણે કરે, તો દરેક વ્યક્તિ 'રામ'ને હેરાન કરવા આવે. આ બધાં કાર્યો વેપાર કરવા જેવાં છે. મનોબળથી દુઃખ દૂર કરવાનો ધંધો માણસને સત્ય મુક્તિથી દૂર રાખે છે."

પ્રશ્નઃ—સ્થૂલ શરીરમાં રહીને આત્મા મોક્ષ અનુભવી શકે?

ઉત્તરઃ—આમાં આત્માનો અર્થ સમજવો જોઇએ. જળથી ભરેલું એક પાત્ર છે ને તેમાં સૂર્યનું પ્રતિબિંબ પડે છે. હવે એક પાત્રમાંથી બીજા પાત્રમાં પાણી રેડો, તો સૂર્યનું પ્રતિબિંબ બીજા પાત્રમાં પણ જણાશે. બીજા પાત્રમાંથી ત્રીજામાં પાણી રેડો, એટલે પ્રતિબિંબ એ પાત્રમાં પણ દેખાશે. તે પ્રમાણે આ સ્થૂલ શરીરને પાણીના પાત્ર સાથે સરખાવાય ને પાણીને સૂક્ષ્મ શરીર સાથે સરખાવાય. મૃત્યુ પછી સૂક્ષ્મ શરીર (ઇચ્છાઓ, મન વગેરે) એક સ્થૂલ શરીર છોડીને બીજા સ્થૂલ શરીરમાં પ્રવેશ કરે છે. કેટલાક સૂક્ષ્મ શરીરનેજ આત્મા કહે છે, પરંતુ વેદાંત તેમ કહેતું નથી. વેદાંતના મત પ્રમાણે તો જેમ સૂર્યનું પ્રતિબિંબ જણાય છે, તેમ જડ શરીરમાં આત્મા રહેલો છે. એ આત્મા સર્વાવસ્થામાં એક

સરખી રીતે આવિર્ભાવ પામે છે. એ આત્મા કદીયે વિકાર પામતો નથી, તે હંમેશાં પૂર્ણજ છે. આત્માને સૂક્ષ્મ શરીર સમજતા હો, તો તે અનેક જન્મો ધરે છે ને અંતે અમુક સ્થિતિમાં આવ્યા પછી તેનો મોક્ષ થાય છે; પરંતુ જો તમે આજ જન્મમાં મોક્ષ પામવા વિષે ઘણાજ આતુર હો, તો આ જન્મમાં પણ મુક્ત થઇ શકો તેમ છો ને ફરી જન્મવાની કશી આવશ્યકતા રહેતી નથી.

મૃત્યુ શું છે? માત્ર શરીરનું પડી જવું. એક પાત્રમાંથી બીજા પાત્રમાં પાણી રેડવું તેનુંજ નામ મૃત્યુ. સૂક્ષ્મ શરીરજ પુનર્જન્મ પામે છે, સૂક્ષ્મ શરીરજ બીજું સ્થૂલ શરીર ધારણ કરે છે ને આત્મા સૂર્યના પ્રતિબિંબની પેઠે તેમાં પણ દેખાય છે. આત્મા કાંઇ તેથી પુનર્જન્મ પામતો નથી. સૂર્ય હંમેશાં બરાબર રીતે પ્રકાશે છે; પરંતુ તેનું પાણીમાં પડેલું પ્રતિબિંબ કાંઈ સદા પ્રકાશવાળું હોતું નથી. પાણી જ્યારે જડરૂપે એટલે કે બરફરૂપે હોય છે, ત્યારે સૂર્યનું પ્રતિબિંબ તેમાં બરોબર પડતું નથી; તેજ પ્રમાણે વરાળરૂપે હોય છે તે સમયે પણ પ્રતિબિંબ બરોબર પડતું નથી. જ્યારે પ્રવાહી રૂપમાં પાણી હોય છે, ત્યારેજ સૂર્યનું પ્રતિબિંબ બરાબર પડે છે. માટીનાં પાત્રો એટલે કે આપણાં જડ શરીરો વનસ્પતિના રૂપમાં અને પ્રાણીઓના તથા મનુષ્યોના રૂપમાં અસ્તિત્વ ધરાવે છે. સૂક્ષ્મ શરીર પણ એક સમયે જડરૂપમાં હોય છે અને તે સમયે આત્માનું પ્રતિબિંબ તેમાં પડતું નથી. વૃક્ષો ને વેલાઓ તથા બીજાં પ્રાણીઓ જન્મે છે, વધે છે, ઉત્કર્ષ પામે છે; પણ તેમને "પોતે શું કરે છે" તે વિષે વિચાર કે ભાન હોતું નથી, માત્ર સ્વાભાવિક રીતેજ તેમની પ્રગતિ થયે જાય છે. આત્માના પ્રભાવથીજ માત્ર તેઓ આગળ વધે છે. "હું આમ કરૂં છું, ને મેં આમ કર્યું" એ વિચાર તેમનામાં હોતો નથી.

સૂક્ષ્મ શરીર પણ આ પ્રમાણે અધમ પાત્રોમાંથી ધીમે ધીમે ઉચ્ચ પાત્ર–મનુષ્યરૂપમાં–પ્રવાહીરૂપમાં–આવે છે, એટલે એમાં આત્માનું પ્રતિબિંબ પૂર્ણ રીતે પડે છે; આ સ્થિતિમાં ખરી રીતે તો સૂર્યજ–આત્મા–કર્તાધર્તા છે, પણ તેનું પ્રતિબિંબ પડે છે, તેને અહંભાવ પેદા થાય છે. મનુષ્યમાં આ અસત્ય અહંભાવ ઉત્પન્ન થાય છે. કર્તાપણાનો ભાવ એ અજ્ઞાન છે. ખરો કર્તા તો ઈશ્વરજ માત્ર છે. ઈશ્વરની જવાબદારી સૂક્ષ્મ શરીર પોતે વહોરી લે છે, એજ અજ્ઞાન છે. જેમ પાણીમાંનું પ્રતિબિંબ અસત્ય છે;

તેમજ આ અહંભાવ પણ અસત્ય છે. સૂર્યને લીધેજ પ્રવાહી પાણીમાં અથવા તો સૂક્ષ્મ શરીરમાં પ્રગતિ થાય છે. સૂક્ષ્મ શરીર સૂર્યના તેજને વધારે ને વધારે પોતાનામાં સમાવતું જાય છે, તેમ તેમ તે સૂક્ષ્મ બનતું જાય છે. ધીમે ધીમે પાણી જેમ વરાળના રૂપમાં આવે છે, તેમ સૂક્ષ્મ શરીર પણ સૂક્ષ્મતર રૂપ પામ્યા પછી પ્રતિબિંબને ઝીલતું નથી, પરંતુ પોતેજ સૂર્યરૂપે બની રહે છે. આ પ્રમાણે મનુષ્ય પ્રગતિ પામતો પામતો પોતેજ પરમાત્મા બની રહે છે અને અહંભાવ છોડી દે છે.

વરાળરૂપે બનેલી વસ્તુઓ સાધારણ રીતે એક પાત્રમાંથી બીજા પાત્રમાં નાખી શકાતી નથી. જડ ને પ્રવાહી પદાર્થજ એક પાત્રમાંથી બીજા પાત્રમાં ઠાલવી શકાય છે. હિંદુઓ સૂક્ષ્મ શરીરને વરાળરૂપમાં આણવા પ્રયત્ન કરે છે; કારણકે તેમ કર્યાથી જડ શરીર મૂકયા પછી બીજા જડ શરીરમાં જવાનો વખત આવે નહિ. હિંદુ માતાની મોટામાં મોટી ઇચ્છા એવો પુત્ર ઉત્પન્ન કરવાની હોય છે કે જે જીવન્મુકત થઇ રહે—મોક્ષ પામે.

પ્રશ્નઃ—જીવન્મુકત પુરુષનો આત્મા મૃત્યુ પછી સૂક્ષ્મ શરીરના રૂપમાં રહે છે કે નહિ?

ઉત્તરઃ—જેમ એક પાત્રમાંથી જ્યારે વરાળ કાઢી નાખવામાં આવે છે, ત્યારે તે બ્રહ્માંડમાં ફરી વળે છે, તેમ જીવન્મુકત પુરુષનું સૂક્ષ્મ શરીર જગતનું શરીર બની જાય છે.

પ્રશ્નઃ—સૂક્ષ્મ શરીર શાનું બનેલું હોય છે?

ઉત્તરઃ—સૂક્ષ્મ શરીર ઇચ્છાઓ,વાસનાઓ,લાલસાઓ,લાગણીઓ ને વિચારોનું બને છે. જીવન્મુક્ત પુરુષની ઇચ્છાઓ અબાધિત હોય છે—સ્વાર્થ રહિત હોય છે, તેથી તે વરાળ રૂપે રહે છે અને જ્યારે તેનું શરીર પડે છે, ત્યારે તે એક ગઠ્ઠા માફક બાઝી રહેતું નથી, પણ જગતમાં સર્વત્ર પ્રસરી જાય છે.

પ્રશિયાના રાજા સાયરસ વિષે કહેવાય છે કે, તે માત્ર જનસમૂહના કલ્યાણ અર્થેજ જીવન વ્યતીત કરતો હતો. મૃત્યુ સમયે તેણે કહ્યું હતું કે, " મને કબરમાં દાટશો નહિ, પણ તેના ટુકડેટુકડા કરી આ પ્રશિયાના રાજ્યમાં ખાતર નાખવા માટે વહેંચી દેજો." જીવન્મુક્તના સૂક્ષ્મ શરીરનું આમજ થાય છે. જીવન્મુક્ત જ્યારે સદેહ હોય, ત્યારે ગમે તો જગતમાં પુસ્તકો

રચી, ઉપદેશો આપી, જનસેવા નહિ કરતો હોય; છતાં મૃત્યુ પછી તો તે જગતની સેવા અવશ્ય કરે છે; કારણકે તેનું સૂક્ષ્મ શરીર લોકોના ભલા માટે સર્વવ્યાપી થઇ જાય છે. બાદશાહોના ભંડારની તેને દરકાર હોતી નથી. પુસ્તકો કે શાસ્ત્રો તેને વધારે કાંઇ શીખવતાં નથી. જ્યાંસુધી જીવતો હોય છે, ત્યાંસુધી તે પોતાના પવિત્ર દર્શનથી પવિત્રતા ને સુખ પાથરે છે ને મૃત્યુ પછી સમસ્ત જગતનું કલ્યાણ કરે છે.

સૂર્યના તાપથી હવા પાતળી થાય છે ને ઊંચે ચડે છે, ને જે જગ્યાએથી હવા ઊંચે ચડે છે, તે સ્થાન ખાલી પડે છે. એ ખાલી સ્થાનમાં આજુબાજુની હવા આવીને ભરાય છે. પૂર્ણ પુરુષ જેને કોઇ પણ જાતની સ્વાર્થી ઇચ્છાઓ નથી, તે પુનર્જન્મ પામતો નથી. મૃત્યુ સમયે આત્મા જ્ઞાનરૂપી અમૃત પીધાથી વિશ્વમાં પોતાની જગ્યા છોડી દે છે ને પાતળી હવાની પેઠે આ જગતથી ઉપરના જગતમાં ચાલ્યો જાય છે. તેની જગ્યા ખાલી પડવાથી એની પાસેના બીજાઓ, એટલે તેનાથી સહેજ ઊતરતી પંક્તિના લોકો ધસી આવી એની જગ્યા ભરી દે છે; તેમ તેથી પણ ઊતરતી પંક્તિના તેમની ઉપરની પંક્તિવાળાઓની જગ્યામાં જાય છે; આ પ્રમાણે આખું જગત ઊર્ધ્વગામી થતું જાય છે. આના જેવો બીજો કયો ખરો સુધારક હોઇ શકે? બોલ્યાચાલ્યા વિના તે જગતનો ઉદ્ધાર કર્યે જાય છે. આર્કિમિડિઝ કહેતો કે, "જો મને જગતનું મધ્યબિંદુ મળે, તો હું આખા વિશ્વને હલાવી મૂકું." પણ તેમ તે ન કરી શકયો; પરંતુ વેદાંત કહે છે કે, તમે પોતેજ તમારૂં મધ્યબિંદુ છો. તેને બરાબર સમજો ને ઓળખો એટલે આખું વિશ્વ હલમલી ઊઠશે.

હવે બે બોલ મિથ્યાભાસ વિષે કહીશું. પાણીવાળા પાત્રમાંજ સૂર્યનું પ્રતિબિંબ પડે છે. વિજ્ઞાનશાસ્ત્ર વગેરે શાસ્ત્રો સાબિત કરે છે કે, આ મિથ્યાભાસ છે. પ્રકાશ માત્ર બાહ્યનો છે ને પ્રતિબિંબ પ્રકાશના પરિવર્તનથીજ પડે છે. પ્રતિબિંબ એ આપણું પોતાનુંજ અનુમાન છે. ઇંદ્રિયોનો ખોટો ખેલ છે. પાણીમાં એવું કાંઇ છેજ નહિ. આ પ્રતિબિંબ પાણીના હલનચલનથી હાલતું–ચાલતું આપણને જણાય છે.

આપણા માથાના વાળ ને શરીરમાંનું લોહી કોણ ઉત્પન્ન કરે

છે ? આપણું જડ શરીર કરે છે ? બિલકુલ નહિ. આ મિથ્યાભાસને દૂર કરો. આત્માને ઓળખો. વિશ્વના નિયંતા તમે છો. પ્રકાશના પણ પ્રકાશ, પવિત્રમાં પવિત્ર પણ તમે છો.

સુષુપ્તાવસ્થામાં સૂક્ષ્મ શરીર થોડા સમય માટે જડરૂપ બને છે. એ અવસ્થામાં રક્ત વહે છે, અન્ન પચે છે; પરંતુ હું આ કરૂં છું એ વિચાર તેને રહેતો નથી–હોતો નથી. સ્વપ્નાવસ્થામાં સૂક્ષ્મ શરીર પ્રવાહીરૂપે રહે છે. સૂર્યનું પ્રતિબિંબ પડે છે ને અહંભાવ પેદા થાય છે. હવે જો અહંભાવ સત્ય હોય, તો તે હંમેશાં સર્વ સ્થિતિમાં રહેવો જોઇએ, પણ તે તો અસત્ય છે, માટે સુષુપ્તાવસ્થામાં હોતો નથી. અહંભાવ છોડી ઉચ્ચગામી થાઓ. સૂર્યના પણ સૂર્ય તમે છો, અખંડાનંદ તમેજ છો.

સામાન્ય લોકો આ અહંભાવમાં મચેલા છે અને તેઓ તેનેજ સત્ય માને છે. સર્વ દુઃખનું કારણ આ મિથ્યાજ્ઞાનજ છે. પાણી વહ્યો જાય છે, તરંગો ને મોજાંઓ ઊછળે છે, આ બધાનું કારણ સૂર્યજ છે; પ્રતિબિંબ નથી. એ પ્રમાણે સૂક્ષ્મ શરીર પાણી-રૂપ છે, આત્માની શક્તિથીજ તેમાં તરંગો ઊઠે છે. આમ છતાં મનુષ્ય અહંભાવને લીધેજ પોતે પોતાને કર્તા માને છે. પાણીમાં-ના પ્રકાશના પ્રતિબિંબને શરીરમાંના મન સાથે સરખાવાય અથવા સૂક્ષ્મ શરીર સાથે સરખાવાય. શરીરને દુઃખ થાય છે, ત્યારે કહીએ છીએ કે, "મને દુઃખ થાય છે;" કારણકે આત્મા તથા શરીરને આપણે એક ગણીએ છીએ. વેદાંત કહે છે કે, આ અસત્ય વિચાર દૂર કરો, તોજ શાંતિ થશે. શરીર કે મનની અવ્યવસ્થા-થી સત્યસ્વરૂપને દુઃખ નજ થવું જોઇએ.

પ્રશ્નઃ—જડ શરીરમાં રહી આત્મા પૂર્ણ આવિર્ભાવ પામે છે ?

ઉત્તરઃ—આનો ઉત્તર "આત્મા"નો આપણે શો અર્થ કરી-એ છીએ, તેના ઉપર રહે છે. આત્મા એટલે મન ? બર્કલી, મિલ, હેમિલ્ટન, રીડ વગેરે તત્ત્વજ્ઞાનીઓ તો મનનેજ આત્મા કહે છે. આ અર્થમાં આત્માની પ્રગતિ નિર્મિત નથી અને જો આત્માનો અર્થ સત્યસ્વરૂપ–પરમ સત્ય એમ કરીએ, તો પ્રશ્નજ રહેતો નથી; પરંતુ સાધારણ મનુષ્યોની કલ્પના પ્રમાણે તો આત્મા એક માત્ર અમથું નામજ છે. કોઈ નિર્મિત સંજ્ઞા વિનાનીજ વસ્તુ છે. જેમનો આવો મત છે, તેઓ ભલે પોતાનાં અનુમાનો જોઇએ તેવાં બાંધે.

# आत्मसाक्षात्कार करवानो विधि

વેદાંતના દૃષ્ટિબિંદુથી ચિત્તને ધ્યાનપરાયણ કરવા માટે "આત્મા એ સૂર્યનો પણ સૂર્ય છે ને પ્રકાશનો પણ પ્રકાશ છે." એમ અનુભવ કરવો જોઇએ. અંતઃકરણ અને દેહની પાર જઈ આ સ્થિતિમાં આવશો, એટલે અખિલ બ્રહ્માંડ મેઘમંડળ માફક વીખરાઇ જશે. સર્વત્ર પ્રણવ મંત્રનુંજ અસ્તિત્વ અનુભવાશે. સર્વ પ્રકૃતિ દાસ થઇ હાજર થશે.

ઠીક પડે તો બે ઘડી રાત્રિ રહે એટલે ઊઠો; પવિત્ર થાઓ અને બાલસૂર્ય તરફ દૃષ્ટિ રાખી બેસો; સૂર્યની આસપાસ ફરી વળતા પ્રકાશ તરફ નજર રાખો. સુંદર ને મનોહર પ્રકાશ મનને ઉત્તેજિત કરી, ઊર્ધ્વગામી કરશે ને આહ્‌લાદ થતાંવારજ તમારી મરજી પ્રમાણે ઉચ્ચ વિચારોમાં, ઉચ્ચ ભૂમિમાં રમણ કરશો.

ગિલ્લીદંડા રમતી વખતે ગિલ્લીને જમીનથી બે છેડા ઊંચા રાખીને મૂકીએ છીએ ને જેવો ટોલ્લો મારીએ છીએ કે તે હવા-માં ઊંચે ઊડીને ખૂબ દૂર જઇ પડે છે. આમાં બે વાનાં થાય છે. એક તો તેને પહેલી ઊંચે ચડાવીએ છીએ ને પછી જોરથી દંડો મારીએ છીએ; તેજ પ્રમાણે મનને ઊર્ધ્વગામી કરવા—ઈશ્વર તરફ વાળવા પહેલાં તેને સહજ ઉચ્ચ કરવું પડે છે ને પછી જોરથી દિવ્ય વાતાવરણમાં ફેરવવું પડે છે.

આનંદજનક વાતાવરણ અને સૃષ્ટિસૌંદર્યનાં દૃશ્યો પણ કેટ-લીક વખત મનને ઊર્ધ્વમાર્ગે લઈ જાય છે ને પછી તેને ઊંચે ને ઊંચે લઇ જવાનું સુગમ થઇ પડે છે; માટે શાંત સમય, એકાંત, સુંદર દેખાવ વગેરેનો ઉપયોગ બરાબર સ્વાભાવિક રીતે કરવો. પ્રાતઃસમયે પક્ષીઓનો કિલકિલાટ, મંદ, મધુર વહેતી ગુલાબી હવા અને મનોહર પ્રકાશથી મન આનંદ પામે છે. મનને દિવ્ય ભૂમિકામાં લઈ જવા સારૂ, ઈશ્વરાભિમુખ વૃત્તિ થવા માટે સૂર્યો-

દય કે સૂર્યાસ્ત સમયનું મધુર તેજ અધીં મીંચાયેલી આંખો ઉપર પડે, તે સમયે પ્રણવ મંત્રનો ઉચ્ચાર કરવો ને તેમ કરતાં કરતાં તેનો અનુભવ કરી અર્થ સમજવાનો પ્રયત્ન કરવો.

જુદા જુદા લોકો "ઓમ્" નો જુદો જુદો અર્થ કરે છે. આધ્યાત્મિક ઉન્નતિમાં જે મનુષ્ય જે સ્થિતિમાં આવ્યો હોય, તે સ્થિતિમાં પોતાને અનુકૂળ જે અર્થ થઇ પડે, તે તેણે કરવો. કેટલાક "ओम्" ને સૂર્યનો પણ સૂર્ય ગણે છે ને સ્ત્રીઓ જેમ પોતાનું મુખ આયનામાં જુએ છે, તે પ્રમાણે ॐ માં પોતાના સ્વરૂપને જુએ છે. આયનામાં જોતી વખતે આપણને ખાતરી હોય છે કે, જે પ્રતિબિંબ પડે છે તે આપણુંજ હોઇ કોઇ બહારની વસ્તુ એમાં જણાતી નથી; તે પ્રમાણે વેદાંતી પણ સૂર્ય તરફ તેવીજ ભાવનાથી જુએ છે કે, "મારો પોતાનોજ આત્મા એમાં દેખાય છે. એ માત્ર મારી પોતાનીજ છબી છે, મારીજ છાયા છે."

જેમ ચંદ્રમાં પણ સૂર્યનુંજ તેજ છે, તેમ વેદાંતી સૂર્યના તેજને પોતાનુંજ તેજ જાણે છે. ને તે પ્રમાણે અનુભવમાં મૂકે છે. પૃથ્વી ફરે છે, છતાં આપણે સમજીએ છીએ કે, સૂર્ય ફરે છે; પણ જ્યોતિષશાસ્ત્રને જાણનારાને તો ખાતરીજ છે કે, પૃથ્વીજ સૂર્યની આસપાસ ફરે છે; તે પ્રમાણે વેદાંતી પણ સૂર્યોદય તરફ દૃષ્ટિ કરતાં સમજે છે કે, આ પ્રકાશ, આ ભવ્યતા મારી પોતાનીજ છે. જડ જગતમાં સૂર્યપ્રકાશની, જ્ઞાનની ને શક્તિની સંજ્ઞા છે. સર્વ ગ્રહો તેનાજ તેજથી પરિક્રમણ કરે છે. સૂર્યને લીધેજ જગતમાં સર્વ હલનચલનની શક્તિ આવે છે. વળી એજ સૂર્ય સુંદરતાની સંજ્ઞા અને આકર્ષણશક્તિ છે. આ પ્રમાણે સૂર્ય જ્ઞાન, પ્રકાશ, જીવન, શક્તિ, અસ્તિત્વ, સુંદરતા અને આકર્ષણશક્તિની સંજ્ઞા છે. વેદાંતી આ સર્વ શક્તિઓ પોતાનીજ છે, એમ અનુભવે છે; બલકે પોતેજ તે છે એમ દૃઢપણે માને છે. ચાટલામાં જેમ આપણી છબી બહારથી પ્રતિબિંબિત થતી હોય તેમ જણાય છે, તેમ આ શકિતઓ સૂર્યમાં બહારથી પડતી જણાય છે; પરંતુ વાસ્તવિક રીતે તે આપણે પોતેજ–આપણો પોતાનો આત્માજ છે.

આ વિચારનો સાક્ષાત્કાર કરવાની શરૂઆત કરનારાઓએ "ઓમ્" શબ્દનો આશ્રય લેવો જોઇએ. "ઓમ્" નો ઉચ્ચાર કરતે કરતે "પોતેજ અખિલ વિશ્વ છે; સર્વ શકિત પોતેજ છે;

પોતેજ અચળ અનાદ્યનંત છે." એમ પૂર્ણ દઢતાથી તે માને છે ને અનુભવે છે. સર્વ આવિર્ભાવો પોતાનીજ આજ્ઞાથી, પોતાનાજ અસ્તિત્વથી થાય છે; બલકે પોતેજ તે સર્વ છે એમ તે સમજે છે. જગતમાં વનસ્પતિ ઊગે છે અને પ્રાણીઓ શ્વાસોચ્છ્વાસ લે છે, તે બધાનું કારણ હું પોતેજ છું. સર્વ દેવો, ગ્રહમંડળ, સૂર્ય વગેરે અખિલ બ્રહ્માંડ મારૂંજ રૂપ છે—મારામાંજ જીવે છે; એમ તેની દઢ માન્યતા હોય છે.

આપણે માનીએ છીએ કે, તેજ વિના—પ્રકાશ વિના આપણે કાંઇજ જોઇ શકીએ નહિ; ત્યારે આપણે સ્વપ્નામાં કયા પ્રકાશથી વસ્તુઓ જોઇ શકીએ છીએ? આપણા પોતાનાજ તેજથી—આત્માનાજ પ્રકાશથી આપણે તે જોઇ શકીએ છીએ. સ્વપ્નમાં હીરાનો ચળકાટ જોઇએ છીએ તે આપણુંજ તેજ છે; આપણા તેજનો માત્ર તે એક તરંગજ છે. સ્વપ્નમાં સૂર્ય કે ચંદ્રનું તેજ જોઇએ છીએ, તે પણ માત્ર આપણા આત્મપ્રકાશનું એક મોજુંજ છે; તેજ પ્રમાણે જાગૃતાવસ્થામાં પણ જાણવું. આપણા આત્મપ્રકાશરૂપી સિંધુમાં સૂર્ય ને ચંદ્ર વગેરેના પ્રકાશો માત્ર મોજાં સમાનજ છે. વાસ્તવિક પ્રકાશ આપણો પોતાનોજ છે.

આપણે બાદશાહના પણ બાદશાહ છીએ. જગતના બાદશાહો, રાજાઓ, રાણાઓ મારાંજ રૂપો છે. અનેક ફૂલવાડીઓમાં રંગબેરંગી કુસુમો મારાંજ રૂપ છે. બ્રહ્માંડની સર્વ સુંદરતા, આનંદ અને સ્મિત કરતાં મુખડાં હુંજ છું. સર્વત્ર મારીજ ઇચ્છા પ્રવર્તે છે. સર્વ પ્રાણીઓનું પોષણ મારીજ શક્તિથી થાય છે. સૂર્ય ને પૃથ્વી વગેરે મારી સત્તાથીજ પરિક્રમણ કર્યે જાય છે. વિશ્વની ઉત્પત્તિ પહેલાં પણ મારૂં અસ્તિત્વ હતું. દુષ્ટ વાસનાઓને અને મારે લેવાદેવા નથી. અસત્ય શરીર ને અસત્ય જગતનું એ કામ છે. મારી સન્મુખ આવવાનો તેમને લેશ માત્ર અધિકાર નથી. દરેક કણમાં મારોજ પ્રકાશ પડે છે. મોટામાં મોટો ને નાનામાં નાનો સર્વ હુંજ છું. કોઇ નાનું કે કોઇ મોટું મારે મન નથી. જ્યાં જ્યાં મનુષ્યની દૃષ્ટિ પડે છે, ત્યાં ત્યાં હુંજ છું. ભોક્તા ને ભોજ્ય, દૃષ્ટા ને દૃશ્ય સર્વ હુંજ છું. રામ, કૃષ્ણ, ક્રાઇસ્ટ, મહમદ સર્વમાં હુંજ રમી રહેલો છું. વિદ્યુતમાં મારૂં તેજ પ્રકાશે છે; ગર્જનામાં મારીજ વિભૂતિ જણાય છે; વાયુમાં મારીજ શક્તિ રહેલી છે; મિત્ર પણ હું છું અને દુશ્મન હુંજ છું; મારે મિત્ર નથી, તેમ

દુશ્મન પણ નથી. ક્ષણિક ને ક્ષુલ્લક ઇચ્છાઓ ! અધમ વાસનાઓ ! જગતના ભંડારો ! દૂર રહો; મારે તમારૂં કામ નથી. આ શરીરની ગમે તે સ્થિતિ થાઓ, મારે તેની પરવા નથી; મારે તેની સાથે કાંઇ લેવાદેવા નથી. સર્વ શરીર મારાં છે. રામ, કૃષ્ણ, કેલ્વિન, ફ્રેન્કિલન, ન્યુટન સર્વ હુંજ છું. કેન્ટના મગજમાં મારીજ શકિત કામ કરી રહી હતી. બુદ્ધ ને શંકરમાં હુંજ રમણ કરી રહ્યો હતો. પ્લેટો ને શેકસપિયરની બુદ્ધિ એ મારીજ શકિત હતી. જગતની તૃષ્ણાથીજ મનુષ્ય બંધન પામે છે, સર્વ બ્રહ્માંડ મારામાં છે, બ્રહ્માંડ મને ધારણ કરી શકતું નથી. મારે હદ નથી. જગત મારામાં છે, છતાં હું સર્વમાં જણાઉં છું. સર્વનાં મન ને વિચારમાં હુંજ વ્યાપી રહ્યો છું. હુંજ તમારામાં છું; બલકે હું ને તું એવું છેજ નહિ, એવો ભેદજ નથી, સર્વત્ર અભેદ છે. હુંજ તે છું; તે હું છું.

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥ (भगवद्गीता)

"હુંજ અદશ્ય દિવ્ય શકિત છું ને સર્વ સૂક્ષ્મ તત્ત્વોમાં વ્યાપી રહ્યો છું, હુંજ અગ્નિમાં જ્વાળારૂપ છું, સૂર્ય ચંદ્ર, તારા ને ગ્રહો મારાજ તેજથી પ્રકાશી રહ્યા છે. મરુત મારીજ આજ્ઞાથી વહન કરે છે ને સમુદ્રનાં મોજાં ઉત્પન્ન કરે છે. પુરુષ ને સ્ત્રી, કિશોર ને કિશોરી, બાળક, જર્જરિત દેહવાળો અપંગ, એ સર્વ હું પોતેજ છું. ભ્રમર, વ્યાઘ્ર ને મત્સ્ય પણ મારાંજ સ્વરૂપ છે. રક્તાક્ષિ, નીલપક્ષી, વૃક્ષો ને વનસ્પતિ, મેઘમંડળ ને વિદ્યુત સર્વ મારામાંજ રહેલાં છે. અર્ણવ તથા ઋતુઓ મારામાંથી શરૂ થાય છે ને મારામાંજ શમી જાય છે."—ઉપનિષદ

"સૂર્યના તેજમાં હુંજ રહેલો છું, મધુર ગાનમાં મુગ્ધ કરવાની શકિત હું છું. વહેતા જળ ઉપર મારૂં રહેઠાણ છે ને નિદ્રામાં પણ હુંજ છું પહાડ ને અગ્નિના અસ્તિત્વથી ભૂતકાળની સ્થિતિ હુંજ દર્શાવું છું ને સમુદ્રમાં બનતાં પરવાળાં તથા પૃથ્વી નીચે બનતા કોલસા ભૂતકાળને જણાવે છે.

"કાળ ને વિચાર મારાં માપકયંત્રો છે. વ્યવસ્થાપૂર્વક સમુદ્ર ઉત્પન્ન કરી પૃથ્વીનાં પડ મેં બનાવ્યાં છે ને સાથે સાથે પથ્થર, શંખ વગેરે વસ્તુઓ પણ મેં બનાવી છે." —એમર્સન

"સૂર્યનાં કિરણોમાં હુંજ વસેલો છું ને સૂર્ય પણ હુંજ છું. મારી આજ્ઞાથીજ એકએક કણ સ્થિતિમાં આવે છે ને સમુદ્ર ઊછળે છે. પ્રભાતનું મધુર તેજ ને સંધ્યાનો મધુર, ગુલાબી પવન મારાંજ સ્વરૂપો છે. પાંદડાંઓનો ઝીણો રવ ને સમુદ્રની ગર્જના મારીજ જુદી જુદી શક્તિઓ છે. પશુ ને પક્ષીની ભયાનક ચીસો, આદર્શ ને તેમાં પરિવર્તન પામતી વસ્તુની છબી, નાદ ને તેનો પડઘો, એ સર્વ હું છું. પ્રેમ ને પ્રેમી, યોદ્ધો ને તેનાં શસ્ત્રાસ્ત્ર હુંજ છું. નશો, દ્રાક્ષ, કસ્તુરી ને મદ્ય; પરોણો ને પરોણાગત કરનાર; બંસી ને મનુષ્યનું મન મારાજ આવિર્ભાવો છે. કનકની કાંતિ, રત્નોનું તેજ, મોતીનું પાણી હું છું. ગુલાબ ને કોકિલા તથા કોકિલરવ હું પોતેજ છું. ચકમક ને તેના તણખા, દીપક ને પતંગિયાં સુખ ને દુઃખ, સારૂં ને નરસું, કૃત્ય ને કૃત્યની ઇચ્છા, એ સર્વ મારાંજ સ્વરૂપ છે. લાલચો ને તેમના ભોગો, પાપી અને પાપની ક્ષમા તથા શિક્ષા હુંજ છું. ત્રણે કાળમાં મારૂંજ અસ્તિત્વ છે. જગતની ઉત્પત્તિ ને લય હુંજ છું. આદિ ને અંત, ઉત્પત્તિ, સ્થિતિ ને લય મારીજ શક્તિઓ છે."

"જંગલનાં વૃક્ષો મારાં સંબંધીઓ છે ને મારી રગોમાં જે તત્ત્વ ધબકી રહેલું છે, તેજ તત્ત્વ પર્વતો ને ખડકોમાં વ્યાપી રહ્યું છે. માટી મારૂં માંસ છે. ભ્રમરનો મધુર ગુંજારવ ને મધમાખનો ડંખ હું છું. કુસુમ મારી કાંતિ છે. સૂર્ય એ ઊંચે લટકાવેલું મારૂં ફૂલડું છે. વિદ્યુતમાં હું ચમકું છું. મૃત્યુ અનેક આંટા મારે, પણ હું અમર છું. હું અજન્મા છું, છતાં સમુદ્રનાં મોજાં માફક જગતમાં જન્મો ધરૂં છું. મારા શ્વાસોચ્છ્વાસથી કુસુમનો મધુર પરિમલ જામી રહે છે; સૂર્યનો પ્રકાશ મારી કમળ સરખી આંખોનું તેજ છે. મારા ગુલાબી ગાલોના પ્રકાશથીજ સંધ્યા ખીલે છે ને મારા પ્રેમને લીધેજ તારાઓ આકાશમાં ટકી રહ્યા છે. મીઠા જળની સરિતાઓ એ મારી રગો છે તથા વૃક્ષો એ મારા સુંદર વાળ છે. અહા! શું પ્રચંડ શક્તિ! પર્વતો એ મારાં હાડકાં છે ને સ્વર્ગ મારી અર્ધાંગના છે. હુંજ પતિ ને પત્ની બન્ને છું, માત્ર એક અભેદજ પ્રવર્તે છે."

"ચળક ચળક થા સુંદર તારા! ઝળકીને બોલાવ તું વ્હાલા!<br>
હે ઉત્તર તું મધુરા તારા! ધામ ક્યીયે જઇ વસશું પ્યારા?<br>
તુંજ આંખોમાં હું ઝળકું છું, તુજમાં વ્હેતું જીવન હું છું."



# आत्मसाक्षात्कारनी केटलीक वातचीत×

આ ચોપાનિયામાં જે આત્મસાક્ષાત્કાર કરવાનો વિધિ કહ્યો છે, તે વિષેની કેટલીએક શંકાઓનો નિર્ણય કરીશું.

શંકા પહેલી—જે વિધિ તમે દેખાડો છો તે કાલ્પનિક છે–કલ્પના તથા વિચારને કેમ કેળવવા એટલુંજ માત્ર તેમાં દેખાડવામાં આવ્યું છે.

પ્રિય વાચકવર્ગ ! આ શંકાનો વેદાંત ઉત્તર આપે છે કે, જગતમાં સર્વ વસ્તુઓ, આપણાં શરીર સુધ્ધાં બધાં કલ્પના-શક્તિનાંજ કાર્યો છે. તમારી કલ્પના ને વિચારો ખોટે રસ્તે દોરાયલાં છે તેને લીધેજ દુઃખ, મુસીબતો, ચિંતા વગેરે ઉત્પન્ન થયાં છે. આવા ખોટે રસ્તે દોરાયલા વિચારો ને કલ્પનાઓ તમને બંધન કરે છે ને માત્ર સત્યને રસ્તેજ દોરેલા વિચાર ને કલ્પનાથીજ મુક્ત થવાય છે. સીધે રસ્તેજ સીધું પરિણામ આવે છે.

જે નિસરણી ઉપરથી ગબડી પડ્યા છો, તેજ નિસરણી ઊંચે પણ ચડાવશે. જે રસ્તેથી પડ્યા છો, તેજ રસ્તે પાછે પગલે જવા-થી સત્ય માર્ગે જવાશે. જે અવળે રસ્તે નીચે ઊતરી આવ્યા છો, તે ઊંધે રસ્તેજ વેદાંત તમને લઇ જવા માગે છે. આડે લાકડે આડો વેહજ કામ કરશે.

વેદાંત સાબિત કરે છે કે, આ વિશ્વ માત્ર તમારીજ કલ્પના, તમારાજ વિચાર વિના બીજું કાંઇ નથી. વિચારોને પવિત્ર કરો, ઉચ્ચગામી કરો, તેને સત્યને માર્ગે દોરો, એટલે પ્રકાશના પણ પ્રકાશ તમે પોતેજ બની રહેશો.

---

× "આત્મસાક્ષાત્કાર કરવાનો વિધિ" એ નામનું ચોપાનિયું વાંચી કેટલાક વાંધાઓ વાંચનારાઓ તરફથી ઊઠ્યા હતા; તેનો ખુલાસો આમાં આપેલો છે.

( તા. ૧૮–૧–૧૯૦૩; સાનફ્રાન્સિસ્કો, ગોલ્ડન ગેઇટ હોટેલ. )

અતિસાર અને જુલાબ એ બન્ને એકજ જાતની અસર કરે છે; પરંતુ જુલાબ એ એક ઉપાય છે ને અતિસાર એ દર્દ છે. જડ જગતના વિચારો દાસત્વ આણે છે, દુઃખ સમાન છે, તમને બંધનમાં રાખી મૂકે છે; માટે વેદાંત જે જાતનો જુલાબ આપે છે, તે ખુશીથી લો. જગતના-દુનિયાદારીના વિચારો અતિસાર સમાન છે ને વેદાંતના વિચારો જુલાબ સમાન છે. એ જુલાબ લઇ અતિસારરૂપી દુઃખને ફેડો.

કેટલેક સ્થળે લોકો ધોવાને માટે સાબુનો ઉપયોગ કરતા નથી, પણ રખ્યા વાપરે છે. એ રખ્યા પણ એક જાતનો કચરોજ હોવાથી તમારા હાથ પણ કચરાવાળા થાય છે, પરંતુ આમ કરીને પછી પાણીથી હાથ ધોતાં હાથનો મેલ તરતજ જતો રહે છે; એટલુંજ નહિ પણ રખ્યા પણ તેની સાથે જતી રહે છે. તેજ પ્રમાણે વેદાંતના વિચારો એક જાતની રખ્યાના જેવા છે. તેનાથી સર્વ અપવિત્રતા, મેલ, નિર્બળતા જતી રહેશે ને જે આજ સુધીના વિચારો મનમાં રમી રહ્યા છે, તે પણ ચાલ્યા જશે. તમે ઉન્નત થશો.

સ્વપ્નમાં અનેક જાતની વસ્તુઓ આપણે જોઇએ છીએ. એ વસ્તુઓ માત્ર આપણી કલ્પનાઓજ છે. ધારો કે કોઇ મનુષ્ય સ્વપ્નમાં સિંહ, વાઘ કે સર્પ જુએ, ત્યારે તે સમયે શું થાય છે? એકદમ ઊંઘમાંથી તે જાગી ઊઠે છે. માત્ર એના મનનો વિચારજ આ વાઘનું રૂપ ધારણ કરે છે. બીજાં સર્વ સ્વપ્ન ઊડી જાય છે ને ફક્ત વાઘજ તમે જોઇ રહો છો; ને તે પણ કદાચ ઘાસ ખાતો હોય કે પથ્થર ખાતો હોય તેમ જુઓ છો; તેજ પ્રમાણે આ નાનકડા પુસ્તકમાં જે વિચારો દર્શાવેલ છે, તે સ્વપ્નના વાઘ સમાન છે. જગત આખું સ્વપ્નવત્ છે. આ વાઘ સર્વ અસત્ય વિચારોથી તમને મુક્ત કરશે; ને તેની સાથે જાગૃત થતાં જેમ સ્વપ્નમાંનો વાઘ પણ નાશ પામે છે, તેમ આ વિચારરૂપી વાઘ પણ નાશ પામશે. જ્યાં વાચા પણ જઇ શકતી નથી, એવા સત્ય ધામમાં તમે પહોંચી જશો, સર્વ જગત ને તમે એક સત્યસ્વરૂપમાં લીન થશો.

શંકા બીજી—જ્યારે આવી સ્થિતિમાં આવીએ તો તે સ્થિતિ વિચાર વિનાની-ભાન વિનાની ન કહેવાય? આવી ભાન વિનાની સ્થિતિ પ્રાપ્ત કરવાની આવશ્યકતા શી છે?

વેદાંત ઉત્તર આપે છે કે, ભાઇઓ! અરે, મારાં આત્મસ્વ-

રૂપો ! ઉતાવળા ન થાઓ, જરા વિચાર કરો. સમાધિસ્થ અવસ્થા તથા મૂર્છાની સ્થિતિમાં ઘણો તફાવત છે. આ બન્ને સ્થિતિમાં વિચારનો અભાવ એટલીજ સમાનતા છે; છતાં બન્નેમાં ફેર આસમાન જમીનનો છે. મૂર્છામાં મન વિચાર કરતું બંધ પડે છે, ચલનશકિતના અભાવે મૂર્છામાં વિચાર બંધ પડે છે, મૂર્છા મૃત્યુને મળતી આવે છે; પરંતુ સાક્ષાત્કારની સ્થિતિમાં શકિત પૂર્ણ જોરમાં હોય છે, જ્ઞાનમય આનંદમય સ્થિતિ હોય છે.

એકાદ ખંડમાં પ્રકાશ ન હોય, તો આપણાથી અંદરની વસ્તુ જોઇ શકાતી નથી, તેમજ અતિશય પ્રકાશ હોય, તોપણ કાંઇ દેખી શકાતું નથી. વિજ્ઞાનશાસ્ત્ર કહે છે કે, તેજના બે અણુઓ સામસામી બાજુ હોય, તો આપણે જોઇ શકીએ નહિ; પરંતુ તેજના અભાવે થતો અંધકાર અને અતિશય પ્રકાશને લીધે દૃષ્ટિ બંધ થવી, એ બે તદ્દન જુદીજ વાત છે.

ફેર બેના પરિણામમાં જણાય છે. એક મનુષ્ય વાયુના રોગથી પીડાતી વખતે બેભાન બની જાય છે ને જાગ્યા પછી નિર્બળ બની જાય છે. બીજો મનુષ્ય સાક્ષાત્કારની ધ્યાનસ્થ સ્થિતિમાં હોય છે, તે વખતે તેની પણ હલનચલન શક્તિ બંધ પડેલી લાગે છે; પણ એ સ્થિતિમાંથી જાગૃત થતાં તે પૂર્ણ આહ્લાદમય ને પરમજ્ઞાનમય બની જાય છે. તે બીજાને આનંદ આપી શકે છે અને બીજાનાં દુઃખો ફેડી શકે છે. આમાં વિચારવાનું બંધ પડવું તો ઉપલી બન્ને સ્થિતિમાં છે; પરંતુ ફેર આસમાન જમીનનો છે.

શંકા ત્રીજી—અમારે તો ચૈતન્યમય જીવન જોઇએ છીએ, આવી મૃત્યુના જેવી અવસ્થા નથી જોઇતી.

વેદાંત કહે છે કે, મૃત્યુની અવસ્થા કોઈ માગતું નથી. જેઓ એમ સમજે છે કે, વેદાંત ઉદાસીન બનાવે છે, તેઓ ભૂલ કરે છે. વેદાંત તમને સત્યને માર્ગેજ દોરે છે. સર્વ જગત તમારે તાબે રહે તેમ શીખવે છે.

વાસના, ઇચ્છા વગેરેનો પ્રશ્ન આપણે લઇશું. વેદાંત ઉદાસીન જીવન ગાળવાને કહેતુંજ નથી. હરદમ ચૈતન્યમય જીવન ગાળવાનીજ ભલામણ કરે છે; પરંતુ વેદાંત પ્રમાણે જે ઇચ્છાઓ કરવી તેજ સત્ય છે. ઇચ્છા એટલે શું ? ઇચ્છા એટલે પ્રેમ. પ્રેમ એટલે બીજું કાંઇજ નહિ, પણ અમુક વસ્તુ માટેની તીવ્ર ઇચ્છા,

જો આમ ઇચ્છા એટલે પ્રેમ થાય છે, તો પછી સર્વ ઇચ્છાઓ માત્ર પ્રેમજ છે; ઇશ્વર પણ પ્રેમરૂપજ છે અને તેથી સર્વ ઇચ્છાઓ પણ પરમેશ્વરરૂપજ છે. આ વાત સત્ય છે, તો પછી જે મનુષ્ય સર્વ જીવન પ્રેમમય ગાળે છે, તે અખિલ બ્રહ્માંડના ઉપર અધિકાર ભોગવે છે. જે મનુષ્ય પોતે સર્વમય બની જાય છે—સર્વે પોતાનાંજ રૂપ છે એમ માને છે, તે કેટલો આનંદમાં રહે છે? તે ઇચ્છાઓ વડે, પ્રેમ વડે જગત ઉપર સામ્રાજ્ય ભોગવે છે. આ સ્થિતિએ પહોંચતાં દ્વેષ, ધિક્કાર વગેરેની લાગણીઓ નષ્ટ થાય છે. મિત્ર કે દુશ્મન સર્વેની ઇચ્છાઓ એ મારીજ ઇચ્છા છે એમજ માને છે; તેને કાંઈ પણ દુઃખ નથી. અનંત શક્તિ હુંજ છું. દરેક વ્યકિતની જે જે ઇચ્છાઓ છે, તે બધી મારે લઈનેજ છે, આમ માનનાર આત્માને ઓળખી શકે છે અને સર્વનો અધિષ્ઠાતા પરમાત્મા બની રહે છે.

જગતમાં લોકો ઇચ્છા ને વાસનાઓનો ખોટો ઉપયોગ કરીને વસ્તુસ્થિતિને ઉથલપાથલ કરી નાખે છે. ઇચ્છા પ્રેમ છે ને પ્રેમ પ્રભુ છે; તો વેદાંત કહે છે કે, સર્વની ઇચ્છાઓ તમેજ છો એવો સાક્ષાત્કાર કરો, પણ તેનો ખોટો ઉપયોગ ન કરશો. તમારી પોતાની ઇચ્છાઓ ને બીજાની ઇચ્છાઓમાં ફેર ગણશો નહિ. દરેક ઇચ્છા, પ્રેમસિંધુના તરંગ જેવી છે. અખિલ બ્રહ્માંડ અનંત પ્રેમસિંધુનું બનેલું છે. ગ્રહો ગુરુત્વાકર્ષણની શકિતથી આકાશમાં રહેલા છે. ગુરુત્વાકર્ષણ એ આકર્ષણ શકિત છે, એટલે તે પ્રેમજ છે. રસાયણશાસ્ત્રનાં સર્વ મિશ્રણો રાસાયણિક આકર્ષણથી થાય છે. આ એક અણુનો બીજા અણુઓ સાથેનો પ્રેમ બતાવે છે. આખું જગત પ્રેમસિંધુનાં મોજાંના તરંગ સમાન છે. વિજ્ઞાનશાસ્ત્ર તેમજ લૉર્ડ કેલ્વીને પણ સાબિત કર્યું છે કે, દ્રવ્ય—પદાર્થ માત્ર શકિત છે. એ શકિત ભિન્ન ભિન્ન રીતે દેખાય છે—ગુરુત્વાકર્ષણથી જોડાઇ રહેવાથી, વિદ્યુતથી, ચુંબકથી, તેજ—ઉષ્ણતા વગેરેથી.

ચુંબક તથા વિદ્યુત્શકિતમાં શું છે? આકર્ષણશકિત રહેલી છે. ઉષ્ણતાને લીધે અણુઓ બાહ્ય રીતે છૂટા પડતા જણાય છે; પરંતુ વિજ્ઞાનશાસ્ત્ર સાબિત કરે છે કે, એક પ્રકારે જે એ વિયોગ જણાય છે, તે બીજે પ્રકારે પ્રેમ ને આકર્ષણજ દેખાડે છે.

હવે વેદાંત પ્રમાણે "આ સર્વ શકિત માત્ર તમેજ છો"

એવા વિચારનો સાક્ષાત્કાર કરો, તો પ્રેમ પ્રેમ ને પ્રેમમયજ બની રહેશો. ડાર્વિન અને બીજાઓ જે "વિગ્રહને લીધેજ જીવન"નો મત ધરાવનારા છે, તેમને ડ્રમન્ડ જેવા પૂર્ણ બનાવે છે. ડ્રમન્ડ જેવા કહે છે કે, વિગ્રહનો નિયમ માત્ર ઉન્નતિક્રમેજ ચડાવતો નથી; પરંતુ પ્રેમ, સદ્વર્તન ને આકર્ષણ જેવી શકિતઓ પણ ઉન્નતિને રસ્તે જવામાં સહાયક થાય છે.

ઇચ્છાઓ એ પ્રેમ છે, પ્રેમ એ પ્રભુ છે ને તે પ્રભુ તમેજ છો. પ્રભુથી તમારો અભેદ છે, તેનો સાક્ષાત્કાર કરો. લોકો આ ઇચ્છાઓ અને પ્રેમને પ્રેમસિંધુ પ્રભુથી ભિન્ન સમજે છે; પણ તેમ નથી. જળમાં જેમ તરંગો ઊઠે છે, પણ અંતે બધું જળજ છે, તેજ પ્રમાણે ઇચ્છાઓ વગેરે વૃત્તિઓ સત્યસ્વરૂપના તરંગોજ છે અને વાસ્તવિક રીતે એક સત્ય સ્વરૂપજ સર્વત્ર વ્યાપી રહેલું છે. એ સત્ય સ્વરૂપ બીજી વૃત્તિઓરૂપી તરંગોથી છવાઇ જાય છે. વેદાંત આ તરંગોનું દુર્લક્ષ કરવાની ભલામણ કરતું નથી; પરંતુ તે કહે છે કે, એ તરંગોનું નિરીક્ષણ અને દુર્લક્ષ કરતી વખતે જે જળમાં– જે સત્યસ્વરૂપમાં એ તરંગો ઊઠે છે, તે મૂળ આત્મસ્વરૂપને ભૂલી ન જાઓ.

જ્યારે કોઇ બીજાનું વેર લે છે, ત્યારે તે અપમાનિત થાય છે. એનું કારણ એ છે કે, પ્રકૃતિને પ્રતિકૂળ તમારા મનની સ્થિતિ બનેલી છે. પ્રકૃતિને અનુકૂળ મન બનાવો, તો કોઇ પણ વ્યકિત તમારૂં અપમાન નહિ કરી શકે. ધર્મના ઝુંડા ઉડાવનારાઓએ આ નિયમ જાણવો જોઇએ. જે ક્ષણે નિરાશા ઉત્પન્ન થાય છે, જે ક્ષણે પ્રકૃતિથી વિરુદ્ધ મનની સ્થિતિ બને છે, તે સમયે આખું વિશ્વ તમારી વિરુદ્ધ થઇને બેસશે; માટે મનની શાંતિ કેમ રાખવી તે શીખો. પવિત્ર વિચારો રાખો તો કોઇની તાકાત નથી કે તે તમારી વિરુદ્ધ જાય. વેદાંત કહે છે કે, તમારી કે પારકાની ઇચ્છાઓનો દુરુપયોગ ન કરશો. જો મન સ્થિર રાખશો, તો સર્વ ઇચ્છાઓને જીતી શકશો.

હવે એ સદુપયોગ કેવા પ્રકારે કરવો, તેનો આપણે વિચાર કરીએ. દાખલા તરીકે એક મનુષ્ય ઘોડા ઉપર સવાર થઇને જાય છે; જો તે ઘોડો થાકેલો હોય, તો ઘોડાને ખોરાક આપવા છતાં પણ સવાર પોતાના મન વડે એટલું તો સમજે છેજ કે, "ઘોડાના

થાક કે ભૂખ સાથે પોતાને કાંઈ પણ લેવાદેવા નથી." ઘોડાની જરૂરિયાતોને તે પોતાની જરૂરિયાતો કદી માનતો નથી. વેદાંતને જાણનારો ભૂખ્યો હશે, તો પેટને અન્ન પૂરું પાડશે, પરંતુ અન્ન ન મળવાથી દુઃખી થશે નહિ; કેમકે ભૂખ ને તૃષા તો શરીર સાથે સંબંધ ધરાવે છે, એનો આભાસ કેવળ મનનેજ થાય છે; પરંતુ તેની સાથે આત્માને કાંઈ લેવાદેવા નથી, એમ એ જાણે છે. જે પોતાની દિવ્યતા દઢપણે સમજે છે, તેને મન તો ભૂખ, તૃષા કે થાક કાંઇ બાધ કરતાં નથી. જેમ ઘોડાની ભૂખ વગેરે તેના સવારને હેરાન કરતાં નથી, તેજ પ્રમાણે મન કે શરીરનો થાક ને ભૂખ આત્માને દુઃખકર્તા થતાં નથી. શરીર ને મન માટે અમુક બાહ્ય વસ્તુઓની આવશ્યકતા છે. વ્યાવહારિક કાર્ય કરવા માટે તેની જરૂર પડતી હોવાથી વેદાંતીનું મન આ વસ્તુઓ માટે ઇચ્છા કરે છે; પણ આત્મસાક્ષાત્કારને માટે તે એ વિષે બહુ દરકાર કરતો નથી. કોઇ પણ વસ્તુની ઇચ્છા તેને દુઃખ ઉત્પન્ન કરતી નથી. કોઇ પક્ષી ઝાડની ડાળી ઉપર બેસી કલોલ કરે ને તેથી વૃક્ષની ડાળી આમતેમ હાલે, તેની એ પક્ષીને દરકાર હોતી નથી; કારણકે ડાળી કદાચ તૂટી જાય, તોપણ પોતાની પાંખો વડે એકદમ ઊડી જવાશે, એમ તેના મનને ખાતરી હોય છે. અહીંયાં બાહ્ય દૃષ્ટિએ તો ડાળીના આધારેજ તે પક્ષી બેઠેલું છે; પરંતુ વાસ્તવિક રીતે જોતાં ડાળીથી તે સ્વતંત્રજ છે. આ પ્રમાણે વેદાંતી પણ સામાન્ય મનુષ્યોની માફક ઇચ્છાઓથી લપટાયેલો હોય, છતાં પણ સ્વતંત્રજ છે. ઇચ્છા તૃપ્ત ન થતાં અજ્ઞાનીના જેવું તેને દુઃખ થતું નથી.

એક પેન્સિલ ખોવાયાથી આપણા મનને બહુ વ્યથા થતી નથી; પરંતુ જો પાંચ હજાર રૂપિયા ગેરવલ્લે પડે, તો કાળજું છટકી જાય છે. હવે શોધ તો એ બન્ને વસ્તુઓની મનુષ્ય કરે છે; પણ બન્નેમાં તફાવત છે. પેન્સિલ સારૂ તે વ્યગ્ર ચિત્તે કામ નથી કરતો, પણ રૂપિયા સારૂ અવ્યવસ્થિત મનથી શોધ કરે છે. જ્યારે વેદાંતીને મન રૂપિયા જાય કે પેન્સિલ જાય તે બન્ને સરખાંજ છે. એક દાખલો લઇ આ વાત સુદૃઢ કરીએઃ—

એક વાર એક સાધુ મોટા શહેરમાં થઇને જતો હતો. એક સ્ત્રીએ એને પોતાને ઘેર આવવા કહ્યું. ઘેર જઇને તે સ્ત્રીએ સાધુને દૂધ પીવા આપ્યું. દૂધ પ્યાલામાં કાઢતાં તેના ઉપર બાઝેલી તર પણ પ્યાલામાં પડી જવાથી પેલી સ્ત્રીથી "અરેરે" એવો ઉચ્ચાર

થઇ ગયો. પછી પ્યાલામાં સાકર નાખી સાધુને આપ્યો. દૂધ ઊનું હતું, તેને ઠંડું થવા માટે બાજુએ મૂકીને સાધુ વાતોએ ચડ્યો. દૂધ ઊનું છે, માટે મહાત્મા પીતા નથી એમ પેલી સ્ત્રીએ ધાર્યું; પણ થોડી વારે વાત પૂરી થતાં સાધુ ઊઠીને ચાલતો થતો હતો, ત્યારે પેલીએ પૂછ્યુંઃ "મહારાજ! દૂધ કેમ ન પીધું?" સાધુએ કહ્યુંઃ "માતા! દૂધ આપતી વખતે સાકર ને તર બંને તમે તેમાં નાખ્યાં તેની સાથે 'અરે' પણ માંહી ઉમેર્યું છે, માટે તે મારે કામનું નથી." પેલી સ્ત્રી શરમિંદી બની ગઇ ને સાધુ ચાલતો થયો.

વેદાંત કહે છે કે, કાર્ય કરો, ઇચ્છાઓ કરો; પરંતુ તેમ કરતાં હૃદયને દુઃખિત શા માટે કરો છો? કાર્યમાં–હૃદયમાં દુઃખ ઉમેરો નહિ, પણ સ્થિર ચિત્તે કાર્ય કરો; એટલે તમારાં કાર્યો જરૂર વિજયવંત થશે.

મનને સ્વસ્થ રાખવા શું કરવું જોઇએ? સામાન્ય રીતે મનુષ્ય અપવિત્ર વાતાવરણમાં રહે છે. વેદાંત કહે છે કે, તમારૂં વાતાવરણ તમને સહાયકારક હોવું જોઇએ. દરેક પગલે મુસીબતો દૂર થવી જોઇએ. જેમ અંધારી કોટડીમાં જતાંને વાર કશું દેખાતું નથી, પરંતુ થોડી વાર ત્યાં રહ્યા પછી બધું નજરે પડે છે; તેમ વેદાંત કહે છે કે, તમારી આસપાસના વાતાવરણ તરફ અવિકળ અને ભેદી નાખે એવી સ્થિર દૃષ્ટિથી જુઓ; તો બધુંજ પારદર્શક જણાશે, તેની આરપાર જોઇ શકશો, સર્વમાં દિવ્યતા જોશો. તમારી સ્થિતિ આસપાસના વાતાવરણને અનુકૂળ કરો. વેદાંત પ્રમાણે જો આ વાત તમે બરાબર સમજ્યા હો, તો તમારી આસપાસના પથ્થરોને પણ તમે પારદર્શક બનાવી શકશો. તે પથ્થરો તમારી દૃષ્ટિને રોકનારા ન થતાં ઊલટા તમને મદદગાર થશે.

એક મોટો ઘાસનો ભારો જો કોઇ પશુ ઉપર લાદ્યો હોય, તો ઊંચકી લઇ જતાં તેને મુસીબત પડે છે; પરંતુ તેજ ભાર જો તે પ્રાણી ખાઈ જશે તો પોતાનું શરીર ઊંચકીને ચાલતાં તેને ભાર નહિ લાગે, પણ ઊલટી તેનામાં શક્તિ વધશે. માટે વેદાંત કહે છે કે, જગતનો ભાર ભલે વહન કરો; પણ તમારા ખભા ઉપર એટલે સીધો નિશ્ચિંતપણે તમારા વ્યવહારમાં રાખો, પણ માથા ઉપર મૂકશો તો ડોકી વળી જશે અર્થાત્ એ ભારને તમારા શરીરનોજ ભાર સમજીને વહન કરશો, તો એ તમને ખેદકારક નહિ

થતાં તમને ઉન્નતિજ પ્રાપ્ત થશે અને માથા ઉપર એટલે મગજ ઉપર ચિંતાના રૂપમાં રાખશો તો તમારો નાશ થશે.

વેદાંતને બરાબર સમજવાથી આશ્ચર્યપૂર્વક સર્વત્ર પ્રભુનેજ જોશો. અન્નમાં પ્રભુ, પાણીમાં પ્રભુ, વૃક્ષમાં પ્રભુ, સર્વત્ર પ્રભુ, પ્રભુ ને પ્રભુજ દેખશો. અખિલ બ્રહ્માંડ સ્વર્ગ સમાન ભાસશે. આમ વેદાંત તમારી ઇચ્છાઓ છીનવી લઇને તમને દુઃખી બનાવતું નથી; પરંતુ તમને સ્થિતિને અનુકૂળ થતાં શીખવે છે. ઇચ્છાઓના જુલમથી તેવો મનુષ્ય પીડાતો નથી, પણ ઊલટું ઇચ્છા તેની દાસી થઇને ઊભી રહે છે. જો કોઈ ઘોડાની પૂંછડી બરાબર પકડી રાખે, તો ઘોડો કૂદશે, તોફાન કરશે અને લાત પણ મારશે. લોકો એવુંજ કરે છે. ઇચ્છાઓ એ ઘોડા જેવી છે. જે તેમની પૂંછડી પકડે છે, તે તેની સાથે ઘસડાય છે ને ખાડામાં પડે છે; માટે ઇચ્છારૂપી ઘોડાની પૂંછડી પકડશો નહિ, પણ સવારી કરજો; તેથી તે ઊલટી સહાયક થઇ પડશે. તમારી ઇચ્છાઓ ઉપર સત્તા ભોગવો. આત્માનો સાક્ષાત્કાર કરો. તમારી દિવ્યતા સમજશો, તોજ તમે આનંદ ભોગવશો.

એક બીજી શંકા એ છે કે, આમ મન ધ્યાનસ્થ રાખવાથી પ્રત્યાઘાત ન થાય? મગજને તે નિર્બળ નથી બનાવતું?

'રામ' તમને પોતાના અનુભવ ઉપરથી કહે છે કે, માત્ર તમારામાં આમ કરવાથી બળનીજ વૃદ્ધિ થશે. હવે કયા વિધિ પ્રમાણે આ કાર્ય કરવું તે વિષે બે બોલ કહીશું:—

પ્રાતઃસમયે કે બીજી કોઈ વેળાએ આ ચોપાનિયામાં જે વિધિ સમજાવ્યો છે, તે પ્રમાણે કરશો તો તે વખતે તમારૂં મન દિવ્યતા અનુભવશે, આહ્લાદ પામશે. જ્યારે આ સ્થિતિની પૂર્ણ ટોચે પહોંચો, ત્યારે "ઓમ્" નો ઉચ્ચાર કરવો બંધ કરજો. જ્યાંસુધી એ સ્થિતિ રહે, ત્યાંસુધી તેમાં રહેજો. ધીમે ધીમે એની મેળેજ પાછું જગતનું ભાન થવા માંડશે. કોઈ વખત કદાચ અર્ધો કલાક આમ રહેશે, કોઇ વખત કલાક રહેશે, કોઇ વાર બે કે ત્રણ ને તેથી વધારે કલાક રહેશે. દિવસે દિવસે આમ વધારે સમય રહેશો ને તમારી દૈવી શક્તિ ઉત્તરોત્તર વધતી જશે.

જેઓ પ્રારંભના અભ્યાસીઓ છે, તેમણે અર્ધા કલાકથી વધારે વખત આ સ્થિતિમાં રહેવું નહિ. એક બીજું પણ કહેવા-

ણું છે કે, જ્યારે ધ્યાનસ્થ થવા બેસશો, વિચાર દૃઢ કરવા બેસશો, તે વખતે અનેક બીજા વિચારો મન સાથે ખડા થશે; તે સમયે પ્રણવ મંત્રનો ઉચ્ચાર કર્યે જજો ને જે વિચાર આવે તેનો છેડા આણજો. "ઓમ્"નો ઉચ્ચાર કરતી વખતે જે સમયે સર્વત્ર અનાદ્યનંતને અનુભવતા હો તે વખતે જગતનો કોઈ વિચાર આવે તો તે વિચારનો એવી રીતે અંત લાવવો કે ભવિષ્યમાં તે તમારા આચારમાં ઊતરી ગયો હોય. આ ખાસ ધ્યાનમાં રાખજો કે, આવા વિચારો તે સમયે ખડા થશેજ અને તમારી વૃત્તિ બદલવા પ્રયત્ન કરશે; તે વખતે 'રામ'ના શબ્દો લાભકારક માલૂમ પડશે.

ધારો કે પ્રણવનો મંત્રોચ્ચાર કરવો શરૂ કર્યો કે તરત પ્રેમ કે તિરસ્કારની વૃત્તિ ઉત્પન્ન થઇ, તો તે વખતે શું કરવું ? એ વિચારને પકડી એવે પ્રકારે નિરાકરણ કરો કે તે તમારા મનમાંથી જડમૂળથી ઊખડી જાય. કેવી રીતે આમ કરશો ? માત્ર જ્ઞાનથીજ તેને ઉખેડી શકાશે. તિરસ્કારની વૃત્તિ ઉદ્‌ભવે કે તરત તેનું કારણ શોધો, તો હંમેશા જણાશે કે, અજ્ઞાન, નિર્બળતા, અહંભાવને લીધેજ એ વૃત્તિ ઉત્પન્ન થઇ હતી. ધ્યાનસ્થ થતી વખતે અજ્ઞાનતાને લઇનેજ આવી વૃત્તિઓ ઉત્પન્ન થાય છે. 'રામ' કહે છે કે, એવે સમયે એ વૃત્તિઓનું પૃથક્કરણ કરો ને તેને જ્ઞાનથી ઉખેડી નાખી "ઓમ્"નો ઉચ્ચાર કર્યે જાઓ. પ્રણવનો મંત્રોચ્ચાર કરતે કરતે, દૃઢ શ્રદ્ધા રાખી, સ્વસ્થ મનથી, ભવિષ્યમાં એવી વૃત્તિઓ ન ઉદ્‌ભવે એવો નિશ્ચય કરો. આમ કર્યાથી મનનું વલણ ચોક્કસ થઇ જશે, તમારી નીતિનું ધોરણ ઉચ્ચ થશે અને જગતના કાર્યોમાં તમને સહાય મળશે.

ધારો કે આવી વૃત્તિ દૂર કરતાં અર્ધો કલાક લાગ્યો ને ધ્યાનસ્થ થવાયું નહિ, તો કાંઇ ચિંતા નહિ. એક દિવસ એમ થશે; પરંતુ બીજે દિવસે જય મળશેજ. દરરોજ અકેકી દુષ્ટ વૃત્તિને દબાવી દેતા જશો, તો તમારા મનનું વલણ હંમેશને માટે દૃઢ થશે ને જીવનમાં પ્રલોભનો પર વિજય પ્રાપ્ત કરતાં શિખાશે. દુષ્ટ વૃત્તિઓ જીતી તો ભવિષ્ય ઘણું ઉજ્જવલ બનશે. દિવસે દિવસે દિવ્યતા પ્રાપ્ત થશે. ધ્યાનસ્થ થવાય યા ન થવાય, તેની ચિંતા નહિ, પણ નીતિ તો અવશ્ય ઉચ્ચ થશે.

કેટલાક કહે છે કે, "કોઇ એવી રીત દેખાડો કે જેથી સહેજે

ધ્યાનસ્થ થઇ જવાય. ભાષણો અમારે સાંભળવાં નથી કે પુસ્તકો પણ વાંચવાં નથી." જેઓ આમ કહે છે તે મોટી ભૂલ કરે છે. તમારા માર્ગમાં કંટકરૂપ શું છે? માત્ર અજ્ઞાન; અને આ અજ્ઞાન એટલે શું? શંકા, વ્યાવહારિક વિચારો, દુષ્ટ વૃત્તિઓ વગેરે. જેને પોતાની દિવ્યતામાં, ઈશ્વર સાથેની અભેદતામાં શંકા નથી, તે તો હરદમ ધ્યાનસ્થજ છે. માત્ર શંકાઓજ મનને અસ્વસ્થ રાખે છે. જે મનુષ્ય પુસ્તકો વાંચી આ પ્રકારની નિર્બળતાનું શોધન કરે છે, તે ધીમે ધીમે શંકાઓ દૂર કરી શકે છે. સાધારણ મનુષ્ય પણ ખાસ ધ્યાનસ્થ સ્થિતિમાં આવવા પ્રયત્ન કરે ત્યારે આવી શકે છે; પરંતુ અભેદતામાં પૂર્ણ વિશ્વાસવાળો મનુષ્ય તો હાલતાં-ચાલતાં કે ગમે તે સ્થિતિમાં ધ્યાનસ્થજ હોય છે. આવી સ્થિતિ જેની છે, તેજ વધારે બળવાન છે.

પ્રશ્નઃ—મનુષ્યનો આત્મા કર્મો અને તેનાં ફળોનો કર્તા ને ભોક્તા નથી? મનુષ્યના કૃત્યને અને આત્માને શું લેવાદેવાજ નથી?

ઉત્તરઃ—ના, સત્ય સ્વરૂપ આત્મા વેદાંત પ્રમાણે કર્તાયે નથી, તેમ ભોક્તાયે નથી. જો આત્મા કર્તા કે ભોક્તા હોય, તો તે નિર્લેપ રહી ન શકે. જેને તમે કર્તા માનો છો, તે તો અસત્ય અહંભાવ છે, આત્મા નહિ. આ અહંભાવને પણ આત્મામાંથીજ સત્તા–સ્ફૂર્તિ મળે છે.

પ્રશ્ન કઠિન છે, ને પૂર્ણ રીતે તથા સવિસ્તર તેમાં ઊંડા ઊતરીએ, તો કલાકોના કલાકો જોઇએ, માટે માત્ર એકજ ઉદાહરણ આપીશું.

ધારો કે ભ્રમણાથી એક ખૂણામાં તમે સર્પ દીઠો, પણ જ્યારે એની પાસે જઇને અડકીને જોશો, તો સર્પ નહિ જણાતાં માત્ર દોરડાનો કકડોજ જણાશે. દોરડાના કકડાને ભ્રમણાથી તમે સર્પ તરીકે ગણ્યો, પણ વાસ્તવિક રીતે તો તે દોરડુંજ હતું. બુદ્ધિ વડે વિચાર કરવા છતાં પણ તમે આત્માનેજ કર્તા માનો છો, તેનું કારણ તમારૂં વિચાર કરવાનું સાધન બુદ્ધિ પણ અસ્થિર અને ભ્રમિત હોય છે, માટેજ તમે આવો અધ્યારોપ કરો છો; પણ જે સ્થિતપ્રજ્ઞ છે, જે નિશ્ચળ બુદ્ધિવાળો છે, તે તો આત્માને કદી પણ કર્તા કે ભોક્તા માનતો નથી.

આપણે આગળ સાક્ષાત્કાર કરવાના વિધિ વિષે કહ્યું છે. હવે

એ સાધનામાં જે ઘણીજ વિચિત્ર મુશ્કેલીઓ આવે છે, તે વિષે કહીશું. અંતરની ને બાહ્યની ટીકા એ પણ મોટી મુશ્કેલીઓ છે.

બાહ્ય ટીકા એટલે શું ? કેટલાક લોકોને ટીકા કરવી ઘણીજ પ્રિય હોય છે. જ્યાંસુધી મનુષ્ય દોષદૃષ્ટિ રાખે છે, ત્યાંસુધી તે ઇશ્વરનો સાક્ષાત્કાર કરી શકતો નથી. એક બાળક સ્વાભાવિક રીતે જન્મથી ચોરી શું છે એ સમજતું પણ નથી. તેની સમક્ષ કોઇ ચોર આવી કોઈ વસ્તુ ઉપાડી જાય, તો તે સુખેથી તેમ કરી શકશે; કારણકે બાળકને ચોરીનું ભાનજ નથી. આવી રીતે બાહ્ય-જગતમાં ચોરની ભાવના જોઇએ છીએ કે તરતજ આપણા અંતરમાં પણ એજ ભાવના જાગૃત થાય છે. વાસ્તવિક રીતે બીજામાં દોષો જોવાનો પ્રયત્ન કરતાં આપણેજ દોષવાળા થઇએ છીએ. બંદૂક છોડીએ છીએ કે બીજો ઘાયલ થાય છે ખરો; પણ તેનો ધક્કો પાછો આપણને પણ વાગે છે. પ્રત્યાઘાત થાય છે ને આપણે પણ થોડા પાછા હઠીએ છીએજ; તેમ બીજાના દોષ કાઢતાં તેના દોષો આપણે વહોરી લઇએ છીએ, માટે આ દોષ-દૃષ્ટિની પાર જવું જોઇએ.

દુષ્ટ ઇચ્છાઓ કરતાંની સાથેજ આપણે પોતેજ તેના ભોગ થઇ પડીએ છીએ. ખાડો ખોદે છે, તેજ પડે છે. તમને તમારા પોતાના ઉપર જો દયા હોય, તો આવી દોષદૃષ્ટિથી દૂરજ રહેજો. બીજાની ઇર્ષ્યા કરતાં તે દોષ તમારામાંજ પેસી જાય છે. જે દોષ બીજામાં હોય, તેથી તમે મુક્ત રહો એજ ઠીક છે; બીજામાં અમુક દોષ છે એવી બુદ્ધિ કરવી એ હાનિકારક છે.

આ દોષ જોવાની વૃત્તિ સર્વત્ર છે, તેનું કારણ શું ? વાસ્તવિક રીતે નિર્બળ, અજ્ઞાની લોકોજ ઘણા ટીકાખોર હોય છે; કારણકે ટીકા દ્વારા તેઓ પોતાના દોષોનો બચાવ કરવા ઇચ્છે છે.

એક મનુષ્ય બીજાને અમુક કૃત્ય કરતો જુએ છે અને તે કૃત્ય જો પોતે કરે, તો તે તેને પોતાને નુકસાનકારક છે, એમ માની તેને ધિક્કારવા પ્રયત્ન કરે છે; કારણકે જો ન ધિક્કારે, તો તેવું કૃત્ય કરવાને તે પોતેજ લલચાય. પરંતુ આ ટીકાની ઊજળી બાજુજ છે ને આત્મોન્નતિની અમુક સ્થિતિએ આ લક્ષણ ઉપયોગી પણ છે; છતાં નિર્બળ મનુષ્યો આમ ધિક્કારવામાં ભૂલ કરે છે. દુષ્ટ કૃત્ય કરનારા મનુષ્યના મનની નિર્બળતા ઉપર ભલે

ટીકા કરો, પણ તેથી તેને પોતાને ધિક્કારવાનો તમને અધિકાર નથી. કહેવત છે કે, "પાપને ધિક્કારો, પણ પાપીને નહિ."

પાપને ધિક્કારવાની સાથે પાપી ઉપર પ્રેમ કરવો એ વાત મુશ્કેલ નથી. તમે કહેશો કે પાપ તે પાપજ છે, પણ જરા વિચાર કરો. કોઇ પણ કૃત્ય પોતાની મેળે પાપમય છેજ નહિ. જેમ શૂન્ય એકલું હોય તો તેની કિંમત નથી; તેમજ કૃત્ય એકલું પાપ કે પુણ્ય છેજ નહિ. શૂન્યને દશાંશના ચિહ્નની જમણી બાજુએ મૂકો, તો તેની કિંમત ઓછી થશે ને ડાબી બાજુએ મૂકો, તો કિંમત વધી પડશે.

પાપના સ્વરૂપને ન સમજવાથીજ પાપને ધિક્કારવા સાથે પાપી ઉપર પ્રેમ કરવાનું મુશ્કેલ લાગે છે. મનુષ્ય અજ્ઞાનતાથી કૃત્યને મોટું ને નાનું સ્વરૂપ આપે છે. ખાસ યાદ રાખો કે, ધર્મ ને સદ્ગુણ એ જેમ અંતઃકરણ માટે છે, તેમ પાપ પણ હૃદયને માટેજ છે. પાપ ને પુણ્યનો મનની સ્થિતિ સાથે સંબંધ છે, માટે મનનેજ ઉન્નત કરવાનું છે.

બાલ્યાવસ્થામાં બાળક માતાના સ્તનનું પાન કરે છે, પરંતુ પુખ્ત વયે એ પ્રમાણે કરવું મનુષ્યને માટે યોગ્ય કહેવાશે? કદાપિ નહિ. બાળકને માટે એ યોગ્ય છે; પરંતુ મોટી વયે તે અયોગ્ય છે અને તેથી પાપ કહેવાય છે. આ પ્રમાણે અમુક દૃષ્ટિબિંદુથી અમુક કૃત્ય પાપ છે, પણ તેજ કૃત્ય બીજાને માટે બીજા દૃષ્ટિબિંદુથી પાપ નથી. દુનિયામાં દરેક પાપને માટે આમજ છે એ ખૂબ યાદ રાખવું; માટે કૃત્યોને ભલે ધિક્કારો, પણ કૃત્યના કરનારાઓને ધિક્કારવાનો આપણને અધિકાર નથી. શેખ સાદી કરીને ઇરાનનો એક વિદ્વાન ને નામાંકિત પુરુષ હતો. તેની કૃતિઓ–પુસ્તકો એમર્સને અંગ્રેજી ભાષામાં ઉતારી છે. તે લખે છે કે, "જ્યારે હું નાનો હતો, ત્યારે મક્કે મુસલમાનોના પવિત્ર ધામમાં જતો હતો. સંઘમાં રિવાજ હતો કે, મધ્ય રાત્રિએ બધાએ ઊઠીને પ્રભુપ્રાર્થના કરવી. એક રાત્રિએ સાદી ને તેના પિતા ઊઠ્યા ને તેમણે પ્રાર્થના કરી, પણ બીજા કોઇ ઊઠ્યા નહિ. આથી સાદીએ પોતાના પિતાને કહ્યું કે, 'જુઓ આ કેવા આળસુ લોકો છે કે કોઇ ઊઠતા નથી ને પ્રાર્થના કરતા નથી?' પિતાએ સખ્ત શબ્દોમાં કહ્યું: 'અરે સાદી! વહાલા પુત્ર! તું

પણ ન ઊઠ્યો હોત તો સારૂં હતું; કારણકે વહેલા ઊઠીને આમ બીજાની નિંદા કરવી એ અયોગ્ય છે.' ભલે પ્રાર્થના ન કરો, પણ બીજાની નિંદા કે ટીકા તો કરશોજ નહિ."

કોઇ પુરુષ કાંઇ સારૂં કૃત્ય કરે અને ફુલાઈ જઇને પોતાનાં બણગાં ફૂંકે તથા બીજાઓની નિંદા કરે તો તેથી શું તે બીજાના કરતાં ગુણમાં કે નીતિમાં ચડિયાતો કહેવાશે ? કદી નહિ. એવો માણસ માત્ર એક દુર્ગુણને બદલે બીજો દુર્ગુણ ગ્રહણ કરે છે; આથી કરીને ખરો સાક્ષાત્કાર કરવાનો છે, તે પ્રાપ્ત કરી શકાતો નથી. જગત જો ટીકા કરવાની રૂઢિને પાપ ન ગણતું હોય, તો તેમાં જગતનોજ વાંક છે. અનુભવ કહે છે કે, જેનાં કૃત્યો જગત-ને પાપમય લાગે છે; પણ જેનો આત્મા દયાથી ભીંજાઈ જાય છે, જે ઈશ્વરસન્મુખ રહે છે, જે નમ્ર છે અને જેનું હૃદય પ્રેમમય છે, તે બીજાઓ કરતાં સ્વર્ગનું સુખ વધારે ભોગવે છે.

બાયબલમાં ફારિસિઝને ઘણા પવિત્ર ગણેલા છે. તેમનાં કૃત્યો પવિત્ર ગણાવ્યાં છે; પરંતુ તે ફિલિસ્ટાઇનો નમ્ર ને દયાળુ નહોતા. તેઓ ટીકાખોર–દોષદૃષ્ટિથી જોનારાઓજ હતા અને તેથી તેઓ ક્રાઇસ્ટથી મેરી મેગ્ડેલન કરતાં વધારે દૂર હતા. મેરી મેગ્ડેલન દોષદૃષ્ટિવાળી નહોતી, પણ તેનું હૃદય પ્રેમયુક્ત હતું અને તેથી સત્યને તે જાણતી હતી અને ઈશ્વરસન્મુખ વધારે હતી. લિહન્ટ નામના એક અંગ્રેજ કવિએ એક કાવ્ય લખ્યું છે. તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છેઃ—

એક શેખ હતો. તેણે સ્વપ્નમાં એક દેવને પુસ્તકમાં લોકો-નાં નામ લખતાં જોયો. શેખે તેને પૂછ્યું: "તમે શું કરો છો?" દેવતાએ કહ્યું: "જે લોકો ઈશ્વરનું ભજન કરે છે, ઈશ્વરને પ્રિય છે, ને તેની સન્મુખ રહે છે; તેમનાં નામો લખું છું." શેખે નિરાશ થઇને કહ્યું કે, "બીજા ભક્તોની પેઠે હું પણ ઈશ્વરભક્ત બનું એવી ઇચ્છા છે; પરંતુ મેં કદી ભક્તિ કરી નથી ને કોઇ દિવસ ઉપવાસ પણ કર્યો નથી, તો મારૂં નામ શું દાખલ નહિજ થાય? હું સ્વર્ગ-માં નહિ જઈ શકું?" દેવતાએ કહ્યું: "તેનો ઉપાય નથી." આ ઉપરથી શેખે બીજો પ્રશ્ન પૂછ્યો કે, "જે પુરુષો ઈશ્વરને નહિ ચાહતાં પોતાના માનવબંધુઓને ચાહે છે, તેમની એક યાદી બનાવશો? જો એમ કરો તો મારૂં નામ તેમાં દાખલ કરજો."

એટલામાં દેવતા અદૃશ્ય થઇ ગયો ને પેલાને બીજું સ્વપ્ન આવ્યું. તે વખતે તે દેવતાના હાથમાં એક પુસ્તક હતું. દેવતા એ પુસ્તકનાં પાનાં ફેરવતો હતો, તે વખતે શેખે તેને પૂછ્યું કે, "શું કરો છો?" દેવતાએ કહ્યું: "ફરીથી પુસ્તક તપાસી જાઉં છું ને ઇશ્વરભક્તોનાં નામ તેમની પંકિત પ્રમાણે ગોઠવું છું." શેખે કહ્યું: "મને એ પુસ્તક જરા જોવા દેશો?" દેવતાએ પુસ્તક જોવા આપ્યું, તો શેખ વિસ્મય પામ્યો; કારણકે એમાં પોતાનું નામ સર્વની પહેલાં લખેલું હતું.

જો તમે મનુષ્ય જાતિને ભજશો, એટલે કે મનુષ્ય તરીકે નહિ ગણતાં ઇશ્વરતુલ્ય ગણશો—દરેક વસ્તુમાં ઇશ્વર જોશો—તો તમે વાસ્તવિક રીતે ઇશ્વરનેજ ભજો છો. ટીકા કરવી—નિંદા કરવી એ ઇશ્વરથી વિમુખ રહેવા જેવું છે. મનુષ્ય પોતાના દુર્ગુણો જાણવા છતાં પોતાને ધિક્કારતો નથી; પણ બીજામાં એજ દુર્ગુણ જોઇને તિરસ્કાર કરે છે! તિરસ્કારથી દૂર રહો, દુર્ગુણથી દૂર રહો, એટલે ઇશ્વરને તરત ઓળખશો.

એક રાજ્યનો નોકર પોતાનું કામકાજ છોડી રાજાની પાસેજ પોતાનો સઘળો સમય વ્યતીત કરે, તો તેને નોકરી વહેલી છોડવી પડે. તેણે રાજાને ભજતાં પણ પોતાની ફરજો તો અદા કરવીજ જોઇએ. તે મુજબ દેવદર્શને જવું, ત્યાં માળા ફેરવવી ને પ્રભુની ચરણપૂજા માત્ર કરવી એટલાથી ચાલે નહિ. મનુષ્યે પોતાના જાતિબંધુઓ તરફ પણ પોતાની ફરજો અદા કરવાની છે. પ્રભુને ઉત્તમ પ્રકારે ભજવાનો રસ્તો તો પોતાના મિત્ર વગેરેમાં પ્રભુને જોવો, તેના દોષો પ્રતિ લક્ષ ન કરતાં, તેની નિંદા ન કરતાં, તેમાં ઇશ્વરદર્શન કરવું એજ છે અને તેમ કરતાં કરતાંજ આપણે આત્મ-સાક્ષાત્કાર કરી શકીશું.

આપણે આપણા શત્રુમાં શા માટે ઇશ્વરદર્શન કરી શકતા નથી? કારણ એ છે કે, આપણે તેનામાં દોષ જોઇએ છીએ. આ દોષદૃષ્ટિ દૂર કરવી જોઇએ અને સર્વત્ર પ્રભુનેજ જોતાં શીખવું જોઇએ. ઘણી વખત નીરો જેવા લોકો પણ આપણે જોઇએ છીએ. તેઓ નાની વયમાં ધર્મિષ્ઠ ને નીતિવાન હોય છે, પરંતુ અંતે દુષ્ટ નીવડે છે. ઇંગ્લેંડનો પાંચમો હેન્રી રાજા નાનપણમાં અને જુવાનીમાં દુષ્ટ હતો, પરંતુ મોટી વયે ઘણો સારો નીવડ્યો હતો; માટે અમુક માણસ હંમેશાં આવોજ રહેશે, એમ નિશ્ચય કરી બેસવું

નહિ. સર વૉલ્ટર સ્કૉટ નાનપણમાં જડ જેવો હતો, પરંતુ મોટી વયે તે એક મહાન પુરુષ થયો. સર આઇઝેક ન્યુટને નિશાળમાં હિસાબ ન આવડવાથી ઘણી વાર સજા ખાધેલી; પરંતુ પાછળથી કેવો ઝળકયો તે બધા જાણે છે. મેરી મેગ્ડેલન જુવાનીમાં ઘણી દુષ્ટ હતી, પણ જ્યારે ક્રાઇસ્ટના સમાગમમાં આવી, ત્યારે પવિત્ર થઇ ગઇ. આજ જે એક સામાન્ય પાપી ને દુષ્ટ જણાતો હોય, તે મનુષ્ય આવતી કાલે એક પવિત્રાત્મા પણ બની જાય; માટે યાદ રાખો કે, મનુષ્ય કોઇ ખોટું કૃત્ય કરતો હોય, તો તેનો તિરસ્કાર કરવાનો તમને અધિકાર નથી. તેનામાં દિવ્યતા જુઓ, તેના દોષ તરફ દુર્લક્ષ કરો. કોઇ તમારા વિષે દુષ્ટ વિચાર કરે, તમારા દોષો કાઢે, તો શું તે માટે વેર લેવું? ના, કદાપિ તેમ કરશો નહિ.

સૅાક્રેટિસ કેદમાં હતો, તે સમયે તેના અનુયાયીઓ તેને જેલરને લાંચ આપી નાસી છૂટવાનું કહેતા હતા. સૅાક્રેટિસે તેમને કહ્યું કે, "લાંચ આપવી એ કાયદેસર છે? રાજ્યનો કાયદો તોડવો વાજબી છે?" ત્યાં તો અનુયાયીઓએ ના કહી. ત્યારે સૅાક્રેટિસે કહ્યું કે, "જો એ વાજબી નથી, તો પછી મને શા માટે નાસી છૂટવાનું કહો છો?" અનુયાયીઓએ કહ્યું: "રાજ્યે ખોટી શિક્ષા કરી છે, કાયદો ખોટી રીતે અમલમાં મૂકયો છે, માટે નાસવામાં કાંઇ પાપ કે ગુનો નથી." સૅાક્રેટિસે કહ્યું: "અહા! તમે કાયદો તોડવાનું કહો છો? વેર લેવાનું કહો છો? હું જો કાયદો તોડું, તો તેથી જે ભૂલ રાજ્યે કરી છે તે સુધારી શકાશે નહિ. બે કાળી વસ્તુઓ એકઠી કર્યાથી એક ધોળી વસ્તુ ઉત્પન્ન થતી નથી." જેમ બીજાઓ નિંદા કરતા હોય, તેમ આપણે પણ કરીએ, તો મૂળ જે અસત્ય છે, તેમાં આપણે પણ ઉમેરોજ કરીએ છીએ; તેથી વસ્તુસ્થિતિ સુધરતી નથી.

બીજાની નિંદા, ટીકા ને દુષ્ટ વિચારો આપણને કયારે હાનિકારક નીવડે છે? માત્ર જ્યારે આપણે આઘાતનો પ્રત્યાઘાત કરીએ ત્યારેજ. જો તેના ઉપર લક્ષ ન આપીએ, સાત્ત્વિક વૃત્તિથી એ તરફ જોઇએ; તો તે બિલકુલ હાનિકર્તા નથી. જેમ કોઇએ આપણને પત્ર લખ્યો હોય છે, તે વાંચીએ તો તેમાં લખેલા સારામાઠા સમાચાર પ્રમાણે તે આપણને અસર કરશે; પરંતુ કાગળ ઉઘાડીએજ નહિ, વાંચીએજ નહિ, કાગળ ગ્રહણુજ ન કરીએ, મોકલનારને પાછોજ મોકલી દઇએ, તો શી અસર થવાની હતી? તે પ્રમાણે

દુષ્ટ વિચાર તરફ અલક્ષ રાખીએ, તો તેવા વિચારો તેના પેદા કરનાર તરફજ પાછા વળે છે. હવે અલક્ષ શી રીતે રહેવાય? આપણે આપણી દિવ્યતાનું ભાન રાખીએ, આત્મકેંદ્રથી ચલિત થઈએ નહિ, સાત્વિક વૃત્તિ રાખીએ, સત્યનો સાક્ષાત્કાર કરીએ, તો કાંઇજ હાનિ થાય એમ નથી.

જે સમયે મન, મનરૂપે નહોતું તે સમયે લખાયેલું એક કાવ્ય છે. તેનો ભાવાર્થ ઇશ્વરનો સાક્ષાત્કાર કરવાનો છે, માયાને દૂર કરી નિંદા વગેરેથી દૂર રહેવાનો છેઃ—

"અહા! વહાલા! તું એટલો તો પાસે રહે કે જરાયે છેટું રહે નહિ." અહીં "વહાલા" પ્રભુને સંબોધીને કહે છે કે, જે પ્રભુ માથામાં વાળને ઊગવાની શક્તિ આપે છે, નસોમાં વહેવડાવે છે ને વાચામાં શક્તિ રેડે છે. વાચામાં, દૃષ્ટિમાં, શ્રવણમાં, મિત્રમાં, શત્રુમાં, ભાઇમાં, સર્વમાં એજ પ્રભુ રમણ કરી રહ્યો છે. જાણીને આનંદ પામો કે જાણ્યેઅજાણ્યે પણ, તમે જે જે ઇચ્છાઓ કરો છો, તે સર્વનું અંતિમ કારણ પ્રભુજ છે. સર્વ ઇચ્છાઓનો હેતુ પ્રભુપ્રેમ મેળવવાનોજ છે. સુખ એજ ઇશ્વર છે."

દિવ્યતાનો—ઇશ્વરનો—સાક્ષાત્કાર એટલે સુધી થવો જોઇએ કે, "મારૂંતારૂં" નષ્ટ થાય, સર્વ માયિક બંધનો તૂટી જાય. જિસસ ક્રાઇસ્ટનું વચન સત્ય છે કે, "તમારૂં સર્વ વહેંચી દો, ગરીબોને આપી દો, ને મારી પાછળ પાછળ ચાલ્યા આવો." પરંતુ લોકો આમ કરતાં ડરે છે.

ઓ આધુનિક સુધારાવાળાઓ! જિસસ ક્રાઇસ્ટનાં એ વચનામૃતો ને કૃત્યોમાં જે સત્ય રહેલું છે, તેનો વિચાર કરો. વેદાંત ડંકો વગાડીને કહે છે કે, રામ અને રાવણ બેઉને કદી પણ સાથે ભજી શકાય નહિ. જ્યારે જગતના વિચારો, જગતનાં બંધનો, ધન—દોલત, ઇચ્છાઓ સર્વ પ્રભુમાં લીન થઇ જાય છે; ત્યારેજ ખરો સાક્ષાત્કાર થાય છે.

"પ્રભુ! મારે કોઇ સગુંસંબંધી નથી, તુંજ મારો સર્વ છે."

**त्वमेव माता च पिता त्वमेव । त्वमेव बंधुश्च सखा त्वमेव ।**
**त्वमेव विद्या द्राविणं त्वमेव । त्वमेव सर्वं मम देवदेव ॥**

દૃઢતાપૂર્વક અનુભવો કે પ્રભુમાંજ તમે રમણ કરી રહ્યા છો. તમારૂં નિવાસસ્થાન પણ પ્રભુજ છે અને પ્રભુ પણ તમે પોતેજ છો.

# कोई खास संघनी जरूर छे?*

પ્રશ્નઃ—સ્વામીજીએ આપેલા ઉપદેશને માટે ખાસ મંડળી સ્થાપવાની જરૂર નથી?

ઉત્તરઃ—'રામ'નો એક ઉદ્દેશ જ્ઞાતિ અને જાતિના પેટા-વિભાગોને તોડી નાખવાનો છે. એ વાત પણ સત્ય છે કે મંડળી સ્થાપવાથી સત્યને ટેકો મળે છે; પરંતુ ઘણી વખત એમ કર્યાથી લાભ કરતાં હાનિ વધારે થાય છે.

જો એકાદ મંડળી સ્થપાય તો ભલે, પરંતુ તે બીજી સંસ્થાઓની માફક દાસત્વવાળી ન હોવી જોઇએ. 'રામ'ને દાસત્વ પસંદ નથી, વેદાંતની સાંકળથી તેને જકડવી નહિ. દરેક જણ ગમે તે સંસ્થામાં જોડાવાને છૂટો રહેવો જોઇએ. બીજા ઉપદેશકો આવે તેમને અંતરાયરૂપ તે ન હોવી જોઇએ. દરેક ઉપદેશક રામ છે, કૃષ્ણ છે, મહંમદ છે, તેમનાં વચનામૃત સુખેથી સાંભળજો. પ્રકાશને અટકાવશો નહિ, પણ સાર ગ્રહણ કરી લાભ મેળવજો.

હિમાલયના સર્વોચ્ચ શિખર જેવું સત્ય, હજારો વર્ષો પૂર્વે પવિત્ર ગંગા નદીના તટ ઉપર ગવાયેલું સત્ય અને આજે એમર્સન, વ્હીટમૅન ને બીજાઓ જે અનુભવી શકયા છે, તે સત્ય તો એકજ છે. એજ સત્ય અનેકરૂપે આજકાલની મંડળીઓ, સંસ્થાઓ પ્રદર્શિત કરી રહી છે. કોઇ પૂર્ણ સત્ય દર્શાવે છે, તો કોઇ સત્યનો અમુક ભાગજ માત્ર જણાવે છે. સત્ય કદી ફર્યું નથી, પણ સત્યને સુંદરતાથી 'રામે' દર્શાવ્યું છે. કેટલાકને 'રામ'નું ભાષણ ગમતું નથી, કારણ 'રામ' તેમને જે ગમે છે, તે કહેતો નથી. સત્યથી 'રામ' ખસે ને લોકને મનગમતી વાતો કરે, તો લોકોની ઠઠ સાંભળવા આવે; પરંતુ સત્યને શિખરેથી 'રામ' નીચે ઊતર્યો નથી.

---

* તા. ૨૯ મી જાન્યુઆરી સને ૧૯૦૩; સાન્ફ્રાન્સિસ્કો શહેરના ગોલ્ડન ગેઇટ હોલમાં આપેલું વ્યાખ્યાન.

ક્રાઇસ્ટે અગિયારજ શિષ્ય કર્યા હતા, પરંતુ સમગ્ર વાતાવરણમાં તેના શબ્દો એકઠા થઇ રહ્યા હતા; તેથીજ આજે કરોડો મનુષ્ય તેનું અધ્યયન કરે છે. સત્યને દબાવીને પાતાળમાં દાટો, તોપણ તે તો પુનરુત્થાન પામશેજ.

ઘણા આવા વિચારો પ્રદર્શિત કરે છે; પરંતુ તેને 'રામ' જુદે પ્રકારે જણાવે છે. 'રામ'ની પદ્ધતિથી ઘણાને ફાયદો થવાનો. 'રામ' કહે છે કે, જો તમે આમાં રસ લેશો, આ વિચારોને આગળ વધારશો, એકબીજામાં ચર્ચા કરશો, આપલે કરશો, તો જરૂર ફાયદોજ છે. 'રામ'ના ગયા પછી મંડળી સ્થાપો તો સ્વામીના ઉપદેશો અને એમર્સનનાં, વ્હીટમેનનાં તથા સ્પેન્સરનાં પુસ્તકો બરાબર વાંચજો. મંડળી સ્થાપો પણ અમુકજ નામ ન આપશો. મંડળીમાંથી કોઇ પણ જો નવું શોધી કાઢે, સત્ય જણાવવાને નવી વાતો મદદરૂપે આણે, તો તે સુખેથી સાંભળજો અને કોઇ બીજો પોતાના અનુભવની સ્થિતિમાં નવીન વિચાર જણાવે, તો તે પણ સાંભળજો.

આ સિસોટી વગાડીએ તો કોયલ જેવો અવાજ નીકળે છે; અને ગમે ત્યારે પણ વગાડીશું ત્યારે કોયલનોજ સૂર તેમાંથી આવશે, પણ એ નાદ કાંઈ સાચો કોયલનો નથી. કોયલનો ખરો સ્વર તો કોઇ પણ દેશકાલ મર્યાદાના બંધનમાં લાવી શકાયજ નહિ. કોયલને જ્યારે ગાવું હશે, ત્યારે તે તો આપોઆપજ ગાશે. આપણે પાસે જઇને કહીશું કે, "હે કોયલ! તું ગા!" તે સમયે તે નહિ ગાય; માટે અમુક વખતેજ ભાષણો કે ઉપદેશ કરવો, એમ બંધન કદી ન રાખવું; કારણકે તેમાં લાભ નથી.

અમુક કૃત્રિમ નિયમોના બંધન વડે કદાચ પૈસા એકઠા કરી શકાય. પણ સત્ય તેથી માર્યું જાય છે. આમ કરવાથી સત્યરૂપી જિસસને પૈસા માટે ક્રોસ પર ચઢાવવા જેવું થાય છે; માટે 'રામ'નું કહેવું એ છે કે, જો મંડળી સ્થાપો તો સ્વાભાવિક નિયમ ઉપર સ્થાપજો, કોઇનું અનુકરણ કરશો નહિ.

ખ્રિસ્તીઓએ સંપ્રદાય બનાવીને એક મોટી ભૂલ કરી છે. આથી જો કે લાભ થયો હશે; તોપણ બાયબલમાંજ બધું સત્ય સમાઇ ગયું છે, એવું બંધન મૂકવાથી હાનિ પણ અતિશય થઇ છે. તેજ પ્રમાણે બુદ્ધ, મહંમદ વગેરેના ધર્મોમાં પણ થયું છે.

અમુક રસ્તેજ સ્વર્ગમાં જવાય છે, એવું બંધન હોવુંજ ન જોઇએ.

આકાશ તરફ ગમે તે બારીએથી જુઓ, પણ તે સરખુંજ જણાશે; માટે 'રામ' ઇચ્છે છે કે, મંડળી ભલે સ્થાપો, પણ તે સ્વાભાવિક નિયમોનાજ આધાર ઉપર સ્થાપજો. તે નિયમો સભાસદોને બંધનકારક હોવા ન જોઇએ. ઉપદેશ આપવાની ઇચ્છા થાય, ત્યારે હરકોઈ તે આપે; પણ કૃત્રિમ સિસોટીઓ માફક ન વર્તશો. સત્ય કોઈ નિયમથી બંધાઇ શકેજ નહિ.

'રામે' પોતાનાં ઉત્તમ પુસ્તકો હિમાલયનાં સઘન અરણ્યોમાં લખ્યાં છે કે જ્યાં કોઇ પણ સાંભળે એવું નહોતું. ત્યાં જંગલનાં ઝાડો મારૂં ગાન સાંભળતાં હતાં. પવને એ સત્ય સાંભળ્યું ને દૂર દૂરના દેશોમાં તેને લઇ ગયો. પુસ્તકો દેશદેશાંતરમાં જવા લાગ્યાં; પરંતુ જ્યારે અમુક નિયમોના આધાર ઉપર રહી 'રામ'ને મંડળીઓ સન્મુખ બોલવું પડતું, ત્યારે બિલકુલ સારો લાભ નહોતો થતો; કારણકે તે કૃત્રિમ હતું ને તેનું રહસ્ય જતું રહેતું હતું. કોઈ વખત માત્ર જ્યારે એકજ જણ આપણી વાત સાંભળતો હોય છે, ત્યારે પરમ સત્ય નીકળી પડે છે. સત્યને સાંભળનારા થોડા છે કે ઘણા તેની દરકાર નથી. સત્યના વિચાર આવે કે તરતજ ગ્રહણ કરો ને ધીમે ધીમે જગત તેને અવશ્ય સાંભળશે.

અમુક મંડળીના તમે છો, એમ શા માટે હોવું જોઇએ? મંડળી તમારી છે; તમે કાંઇ મંડળીના નથી. આપણે શ્વાસ લઇએ છીએ, પણ ફેફસામાં તો હવા માત્ર ઘણી થોડીજ જાય છે. અખિલ વિશ્વની હવા આપણીજ છે. આપણેજ એ હવાના ખરા ને એકલા વારસ છીએ. દેશેદેશની હવા 'રામ'ની છે ને તમે પણ 'રામ'જ છો. હિમાલયની સુંદર ને સુગંધીદાર હવા આપણીજ છે, કોઇનો પણ એકલાનો તેના ઉપર અધિકાર કે હક નથી; તેજ પ્રમાણે કોઇ એકજ જણને સત્ય જાણવાનો અધિકાર નથી. સર્વ સત્ય, જગતના સર્વ ધર્મો આપણાજ છે. પ્રાણાયામ કરતી વખતે, શ્વાસ લેતી વખતે, આટલો વિચાર કરજો કે સર્વ બ્રહ્માંડની હવા તમે શ્વાસમાં લો છો. ગમે તે સ્થળેથી સત્ય ગ્રહણ કરો. એમર્સન ! વ્હીટમૅન અને બીજા ગમે તેની પાસેથી સત્ય જાણી લો. ઉપનિષદ, ગીતા, બાયબલ, કુરાન કે ગમે તે પુસ્તકોમાંથી સત્ય ગ્રહણ કરો ને બધા ગ્રંથો તમારાજ છે એમ માનો.

પુસ્તક વાંચવા લો ત્યારે તેનો કર્તા કોણુ છે, તેનો વિચાર ન કરશો. ઉપનિષદોના કર્તાનીજ ખબર નથી; પુસ્તકો તેજ પ્રમાણે લખવાં જોઇએ. ઉપનિષદના કર્તાઓએ જગતને જે સત્ય જણાવ્યું છે, તેને માટે માન લેતા નથી. હિંદુસ્તાનનાં ષડ્દર્શનોનાં મહાન પુસ્તકોમાં કોઈપણુ સ્થળે તેમના કર્તાનાં નામ નથી. પુસ્તક રચનાર નિષ્પક્ષપાતપણે પુસ્તક રચે છે. " સર્વ હક સ્વાધીન "નો જુસ્સો તેમનામાં નથી અને તેથી કરીનેજ " હુંજ સત્ય છું " એમ તેઓ જાણી શકયા છે. જેવી મજા " હું પોતે સત્ય છું " એ માનવામાં છે, તેવી મજા " મેં સો પુસ્તકો લખ્યાં, હું લાખો રૂપિયાનો માલિક છું " એમ ધારવામાં કયાં છે ? સત્ય-સુખ " હું સર્વ છું, પરમસત્ય છું, " એમ ધારવામાંજ રહેલું છે અને નહિ કે દુન્યવી કીર્તિ ને ક્ષણિક ધન વૈભવમાં.

માટે પ્રત્યેક શ્વાસોચ્છ્વાસ લેતાં દૃઢતાથી માનો કે, જગતની સર્વ વસ્તુઓ તમારી છે. જગતની સઘળી હવા તમારી પોતાની છે, સર્વ સુંદરતા તમારી છે. જગતના સર્વ ધર્મો, સિદ્ધાંતો, કૃષ્ણુ, મહંમદ, રામ, જિસસ, સર્વે તમારાજ છે એમ માનો એટલે તમે આત્માની સર્વવ્યાપકતા પિછાનશો.

હવે નિરાશા કેમ દૂર કરવી તે માટે બે બોલ કહીશું. ઉપાય બહુ સહેલો છે અને તેટલા માટેજ લોકો તેની દરકાર કરતા નથી. અનુભવથી જણાયું છે કે, મહાન પુરુષો પણુ જે રીતિ ' રામ ' હમણાં જણાવશે, તેમાં ગોથાં ખાય છે. તમે જ્યારે તે અજમાવી જોશો, ત્યારે તેની અસરથી વિસ્મય પામશો. ઘરમાં બેઠા હો તે સમયે નિરાશા ઉત્પન્ન થાય, થાક જણાય, દુષ્ટ વિચાર આવે, ઇર્ષા થાય કે એવો કોઇ બીજો હલકો વિચાર આવે; ત્યારે નક્કી માનજો કે, તંદુરસ્ત શરીર હોય તો આવા વિચાર આવવા ન જોઇએ, માટે સમજવું કે તમારા પેટમાં કાંઇક વિકાર છે કે જે તમારા વિચારોને પણુ વિકારી બનાવે છે.

કોઇ મનુષ્ય ' રામ 'ની પાસે આવીને અઘટિત શબ્દો ઉચ્ચારે છે અથવા તો ક્રોધાયમાન થઇને બોલે છે; તો તે તેમનો દોષ નથી કાઢતો, તેમજ ક્રોધાયમાન થઇ પ્રત્યુત્તર નથી આપતો. કોઇ કરડાકીમાં બોલે કે ઇર્ષ્યા કરે, ત્યારે તમારે તેની સાથે તેજ પ્રકારે વર્તવું નહિ; પરંતુ તેના ઉપર દયા લાવી તેની પાચન-

ક્રિયાની અવ્યવસ્થા દૂર કરવા માટે કાંઇક ઔષધ આપવું, ને તમે પોતેજ જ્યારે એવી અવ્યવસ્થાથી હેરાન થતા હો તો શું કરવું ? બાહ્ય ઔષધોપચાર બિલકુલ કરવા નહિ, બાહ્યોપચારની અસર કાયમ નહિ રહે. એવે સમયે તમારે એકદમ આળસ તજી દેવું; પુસ્તક હાથમાં હોય તો મૂકી દેવું; બેઠા હો તો ઊભા થઈ જવું; ખુલ્લી હવામાં બહાર નીકળી પડવું ને ઝડપથી ચાલવું; એથી સ્વાભાવિક રીતેજ દીર્ઘ શ્વાસોચ્છ્વાસ લેવાશે ને તેથી કાંઇક સ્વસ્થ થશો. શીતળ વાયુ મુખ ઉપર અથડાતાંજ ચમત્કારિક અસર થશે, અને તમે નવીન તાજગી અનુભવશો. ઘણા મનુષ્યોને આ અનુભવ નથી થયો તેજ આશ્ચર્ય છે.

પ્રાણાયામ ઉપર લોકો અનેક ભાષણો આપે છે; પરંતુ 'રામ'-ની પ્રાણાયામ કરવાની રીતિ સ્વાભાવિકજ છે. દરિયાકિનારે કે બીજે કોઇ પણ સ્થળે ચાલતાં આ રીતિ પ્રમાણે અમલ કરવાથી પ્રાણ સમતોલ રહેશે. બીજી રીતિ એ છે કે, ધારો કે તમે બહાર નીકળી પડ્યા પછી ઝડપથી નથી ચાલતા, પણ ધીમે ધીમે ચાલો છો; કારણકે ઝડપથી ચાલવું તમને બેઅદબી ભરેલું લાગતું હશે અને તમારા પોતાના ભલા કરતાં લોકો તમારે માટે શું કહેશે, તે વિચારને તમે વધુ વજન આપતા હશો; પણ એથી શ્વાસ ઊંડો નહિ લઇ શકાય; માટે 'રામ' કહે છે કે, એમ ન કરો તો એક ખૂણામાં લોકો જ્યાં તમને દેખે નહિ, ત્યાં જઇ ઊભા રહો; પછી મોં પહોળું કરી ખૂબ હવા લો. મોંએથી ખુલ્લી ચોખ્ખી હવા લઇ નાક વાટે ધીમે ધીમે કાઢો. આ પ્રમાણે બરાબર કરો ને પછી જુઓ કે શું અસર થાય છે ?

તમને સ્વાભાવિક પ્રાણાયામ દેખાડવામાં આવ્યો છે. ઊંડો શ્વાસ લીધાથી પેટનો નીચેનો ભાગ હવાથી ભરાઇ જશે ને બધી રગોમાં ફરી વળશે. આમ કર્યાથી નિરાશા દૂર થઇ ઉત્સાહ આવશે. શ્વાસ લેતી વખતે એવો વિચાર રાખો કે, અખિલ બ્રહ્માંડની હવા તમે અંદર લો છો. જગતમાંની સર્વ સુંદરતા ને પ્રેમ મારાં છે, એમ ધારો. આવા વિચાર સાથે શ્વાસ લેવો જારી રાખો. આ રીતિ એવી તો સહેલી ને સ્વાભાવિક છે કે તેની અસર ચમત્કારિક રીતેજ થાય છે.

લોકો એકલા ફરવા જવા કરતાં કોઇની સાથે ફરવા જવાનું

વધારે પસંદ કરે છે આ વિષે કોઇ કવિએ ઉલ્લેખ કરતાં પણ કહ્યું છે કેઃ—

"રાખો મિત્ર કરવાને વાત, ચાલતાં રાખો કોઈ સંઘાત."

પરંતુ 'રામ' કહે છે કે, તમારા મનનું વલણ વિચારગ્રસ્ત ન હોય, મન ઉન્નત વિચારો તરફ વળી ન શકતું હોય, ધાર્મિક વલણવાળું ન હોય, તો કદાચિત્ કોઇ સાથે હોય તો ઠીક છે. અથવા ધારો કે તમે મનના નબળા છો, તો કોઇ તમારા કરતાં ઉચ્ચ જ્ઞાનવાળાની સાથે ફરવા જશો, તેથી તમને ફાયદો થશે; પરંતુ જે લોકો તમને ઉન્નત ન કરી શકે તેવા સાથે કદી પણ ફરશો નહિ. જો તમે વિચારક હો ને એકલા ફરવા જતા હો, તો તે સમયે કોઈ આસપાસ ન હોય, ત્યારે ૐ નો ઉચ્ચાર કરતા કરતા ચાલજો. તરતજ જણાશે કે, આસપાસનું વાતાવરણ તમારામાં ચમત્કારી વિચારો મૂકશે. લોકો આ રીતિનો લાભ લેતા નથી. આ વાત બહુજ સાધારણ લાગે છે, પણ અનુભવ કરશો તો જણાશે કે, તેની કેવી સરસ અસર થાય છે.

સમુદ્રમાંના દરેક બિંદુની સત્તા મહાન મોજાંના જેટલીજ છે. તેમાં ઉદ્ભવતા દરેક પરપોટાનું મૂળ તત્ત્વ તો મહાન સમુદ્રજ છે. તે મુજબ દૃઢ રીતે માનો ને અનુભવો કે આ શરીર, આ વિશ્વરૂપી સમુદ્રમાં એક બિંદુરૂપજ છે અને જે સત્તા સૂર્ય, ચંદ્ર ને ગ્રહોને ધારણ કરી રહી છે, તેજ સત્તા તેને પણ ધારણ કરે છે. તમારા શરીરનો દરેક ભાગ, દરેક વાળ, રક્તનું દરેક બિંદુ તમે પોતેજ છો. તમેજ અનંત, અવિનાશી છો. કાળ અને આકાશને ધારણ કરનાર તમેજ છો; તો પછી આ જડ શરીર મૃત્યુ પામે તે સાથે તમારે કાંઇ લેવાદેવા નથી. એકાંત સ્થળે આ વિચાર ઉપર મનન કરો. ચાલતાં ચાલતાં, ખુલ્લી હવામાં ફરતાં, ઊભા હો, બેઠા હો કે ગમે તે સ્થિતિમાં હો, તે સમયે દૃઢ વિચાર કરો. કદાપિ પ્રણવનો જપ ન કરો, તોપણ આ વિચાર ઉપર મનન કરતા હશો, તો તે ૐ મંત્રનો ઉચ્ચાર કર્યો બરોબરજ છે.

મોટેથી ૐ બોલવા ઉપરજ કાંઈ બધો આધાર નથી, પરંતુ મનની અંદર દૃઢપણે માનવું જોઇએ કે, હું પોતેજ અનંત અવિનાશી છું. સર્વ જગત મારામાંજ સમાયેલું છે. શત્રુ કે મિત્ર બધાની ઇચ્છાઓ એ મારીજ ઇચ્છાઓ છે. સર્વ ભેદ છોડી દો.

તમે જેને ચાહતા હો, તેને બીજો ચાહે છે એમ જાણતાં ઇર્ષ્યા થાય, તો એ પ્રકારની ઇર્ષ્યાને ઉત્તેજન ન આપશો. તમે બંને જેને ચાહો છો તે પણ તમેજ છો. તેનો આનંદ તમારોજ છે. સત્યનો સાક્ષાત્કાર કરો ને તેમ કરવા માટે તમે પોતેજ સત્ય છો એમ માનો. જન્મ ને મરણ તો શ્વાસોચ્છ્વાસની ક્રિયા જેવાં છે. ભય ને ચિંતાની પેલે પાર ત્યારેજ જશો કે જ્યારે અભેદભાવ અનુભવશો. મનુષ્ય બહારથી સુંદર હોય તો તે અવશ્ય બીજાને આકર્ષે છે. સૉક્રેટિસ ઘણોજ બેડોળ હતો; પરંતુ સુંદર વિચારોને લીધે તેનું અંતઃકરણ શુદ્ધ હતું.

આકાશ ને પાતાળ એક થઇ જાય, સૂર્ય પૃથ્વી ઉપર ઊતરે, ચંદ્ર પાતાળમાં ચાલ્યો જાય, સમુદ્ર શોષાઇ જાય તો તેમાં આપણને શું ? આપણે જે અનંત અવિનાશી આત્મા છીએ તેને શી લેવાદેવા છે?

તમે પોતે સર્વવ્યાપી છો. તેને કોઇ પણ કાંઇ ઈજા કરી શકનાર નથી, એમ દૃઢપણે માનો. સૂર્ય, ચંદ્ર ને ગ્રહો નાશ પામશે, પણ તમે તો અવિનાશીજ છો. પર્વતની પેઠે તમે તો ચલાયમાન થયા વિના સ્થાયી રહેવાના છો. આ પ્રમાણે શ્વાસ લેતી વેળા વિચાર કરવો જોઇએ. એમ ધારો કે, સર્વ જગત તમારામાંજ છે. આમ કરવાથીજ પ્રકૃતિના નિયમને તમે અનુસરશો ને તમારૂં જીવન અખિલ બ્રહ્માંડની પ્રકૃતિ સાથે એકતાર થઇ જશે.

તમારો ઉત્સાહ, આનંદનો કોણ નાશ કરે છે? માત્ર માનસિક જડતાજ તેનું કારણ છે; માટે તમે પારદર્શક બનો. એ જડતા એટલે શું ? અહંભાવ! આ મારૂં, આ તારૂં, એ ભેદબુદ્ધિ તેજ જડતા છે. તે દૂર કરવી જોઇએ; માટે ખુલ્લી હવામાં બહાર ફરવા જાઓ તે સમયે શ્વાસોચ્છ્વાસ લેતાં દૃઢતાથી માનો કે સર્વ જગત તમારૂં છે, સર્વ જગતની ચોખ્ખી હવા તમે લો છો; આમ કરવાથી તમે પારદર્શી થશો ને આખું જગત તમારૂં થઇ જશે.

એક રાજા પાસે બે જણ ગયા ને ભીંત ઉપર ચિતરામણ વગેરે કાઢવાના કામ ઉપર નોકરીએ રહેવા વિનંતી કરી. રાજાનો આખો મહેલ ચીતરવા પોતાનેજ સોંપવાને તેમણે વિનંતી કરી. તેમને એ કામ સોંપતાં પહેલાં રાજાને પરીક્ષા કરવાની ઇચ્છા થઈ; તેથી એક સામાન્ય ભીંત ઉપર કામ કરવા કહ્યું. સામસામી

બે ભીંતો ઉપર એ બંને જણને જુદા જુદા કામ કરવા રોકયા ને તેમના ઉપર દેખરેખ રખાવી કે બન્ને જણ એકઠા ન થઇ જાય. એક માસ સુધી બન્ને જણાએ એ કામ કર્યું. પછી એક કારીગર રાજા પાસે જઈ કહેવા લાગ્યો કે, "મારૂં કામ આપ આવીને જુઓ." રાજાએ બીજા કારીગરને પૂછ્યું કે, "તમારે કામ પૂરૂં કરવાને કેટલી વાર છે?" તેણે કહ્યું: "રાજાજી, મેં પણ કામ પૂરૂં કર્યું છે."

તેમનું કામ જોવાનો રાજાએ અમુક દિવસ ઠરાવ્યો ને પોતાના નોકર–ચાકર તથા રસાલા સાથે ત્યાં ગયો. પહેલા કારીગરની ભીંત ઉપર પડદો નાખેલો હતો, તે ઉપડાવી લીધો. રાજા અને તેના હજૂરિયાઓ કામ જોઇ દિંગ થઇ ગયા. કામ ઘણું ઉમદા ને સુંદર છે, એમ સૌએ મત આપ્યો. હવે આથી વધારે સુંદર કામ હોઇ ન શકે એમ બધા કહેવા લાગ્યા. બીજા કારીગરનું કામ જોવાની જરૂર નથી, માટે મહેલનું બધું કામ આની પાસેજ કરાવવું એમ હજૂરિયાઓએ ધાર્યું; પરંતુ રાજા હજૂરિયા કરતાં ડાહ્યો હતો, તેથી પેલા બીજા કારીગરને તેની ભીંત ઉપરથી પડદો દૂર કરવા કહ્યું. અહા! લોકો આનું કામ જોઇને વધુ અચંબો પામ્યા. તેમનાં મોં પહોળાં થઇ ગયાં ને વિસ્મય પામ્યા. તેમનાથી બોલાઈ ગયું કે, "વાહ! આ તો વળી ઘણુંજ ઉત્તમ ને સુંદર કામ છે!" લોકોએ એમાં એવું શું જોયું? આ કારીગરે ભીંત ઉપર હજી કાંઇજ ચીતર્યું નહોતું. એક મહિના સુધી માત્ર ભીંતને ઘસી ઘસીને પારદર્શકજ કરી હતી, તેથી સામી ભીંત ઉપર જે જે ચીતર્યું હતું, તે તે બધું આ ભીંતમાં દેખાતું હતું. જે ભીંત ઉપર ચિત્રો કાઢેલાં હતાં, તેના કરતાં આ ભીંત વધારે લીસી ને એકસરખી હતી. જેમ આ કારીગરે મહેનત લઇને ભીંતને ઘસી ઘસીને પારદર્શક બનાવી, તેજ પ્રમાણે 'રામ' તમને કહે છે કે, જે લોકો માત્ર પુસ્તકો વાંચવામાંજ નિમગ્ન રહે છે, તે ઉપરચોટિયું જ્ઞાનજ સંપાદન કરે છે. બહારથી ચીતરવા કરતાં અંદરથી બધું પારદર્શક બને તો સર્વ જ્ઞાન આપોઆપજ અંતરમાં ઊતરે; માટે મનરૂપી કે મગજરૂપી ભીંતો પારદર્શક બને એમ વર્તો. અંતઃકરણને નિર્મળ કરો, હૃદય ચોખ્ખાં કરો એટલે જગતનું સર્વ જ્ઞાન તમારામાં આવશે.

સ્વાનુભવથી 'રામ' કહે છે કે, હિમાલયનાં ગાઢાં જંગલોમાં

'રામ' રહેતો હતો; ત્યાં મનની સ્થિતિ પારદર્શક બનતી ત્યારે જ્ઞાન આપોઆપોજ હૃદયમાં સ્ફુરતું હતું. અદ્‌ભુત વિચારો તત્ત્વ-જ્ઞાન ને શક્તિ મનમાં આવતાં હતાં. 'રામ' કહે છે કે, બાયબલ, ઉપનિષદો, વેદો તેમજ મિલ્ટનનાં, એમર્સનનાં, ઇંગરસોરનાં અને સ્પેન્સર વગેરે હરકોઇનાં પુસ્તકો માત્ર આંતરપ્રેરણાનાંજ પરિણામ છે. જ્યારે મનુષ્ય પોતાની કૃતિઓમાં અહંતા દાખલ કરે છે, ત્યારેજ એમાં અપૂર્ણતા આવે છે. જગતનું કાર્ય એજ આપણું કાર્ય અને જગતનું હૃદય એજ આપણું હૃદય છે; એમ માનીએ છીએ, ત્યારેજ જ્ઞાન પ્રદીપ્ત થાય છે. ગુપ્તમાં ગુપ્ત વસ્તુને માટે તમારા હૃદયમાંજ શોધ કરો. મનમાં કોઇ પણ જાતની ઇર્ષા કે કીર્તિ ઇત્યાદિ સ્વાર્થની ઇચ્છા નહિ હોય, ત્યારેજ સુંદર કાર્ય થઈ શકશે. દુશ્મનની ઇચ્છાને તમારી ઇચ્છા કરશો, ત્યારેજ પાર-દર્શક બની પ્રભુતા સંપાદન કરશો. જય મેળવવાની આજ ગુપ્ત કૂંચી છે. આનો ઉપયોગ કરવાથીજ જગતના ભંડાર તમારી સમક્ષ આવીને ખડા થશે.

ૐ ! ૐ !! ૐ !!!





# મનુષ્યનો ભ્રાતૃભાવ×

આજના વિષય ઉપર વાતો કરીનેજ બેસી રહેવાનું હોય, તો તો વખત નકામોજ વ્યતીત કર્યો કહેવાશે. આ વાતોને અનુભવ-સિદ્ધ કર્યાથીજ આમુષ્મિક સુખ પ્રાપ્ત થાય છે. જ્યારે આપણે જાણીએ છીએ ને અનુભવીએ છીએ કે, જગતનાં સર્વ મનુષ્યો આપણાં ભાંડુ છે; ધનવાન તેમજ ગરીબ, રાજા તેમજ રંક બધાંય આપણાં પોતાનાંજ સ્વરૂપો છે; ત્યારે ઘણોજ આનંદ થાય છે. કુદરતી રીતેજ તેનાં પરિણામો તમને જણાશે. આમ અનુભવશો, ત્યારે જેમ તમારૂં પોતાનું શરીર તમારી ઇચ્છાઓ પ્રમાણે વર્તે છે, તેજ પ્રમાણે બીજા બધા પણ તમારી ઇચ્છાને તાબે થઇ તમારા આદેશો માન્ય કરશે. આ યથાર્થ સત્યની ખાતરી કરવા સારૂ તેનો તમે તમારી જાતેજ અનુભવ કરી જુઓ. લોકો ધન ન હોવાથી દુઃખી થાય છે, તેમને બાગબગીચા, ધન, માલ, દોલત ગાડી, વાડી ને લાડીનાં સુખ જોઇએ છે; પરંતુ બાગબગીચાઓ ઘણાય બનેલા છે. સુખેથી તેમાં જાઓ, હરો, ફરો; તે તમારા પોતાનાજ છે એમ માનો, તો તેથી ધનવાનોને જેટલો સંતોષ પોતાની સંપત્તિથી થાય છે, તેટલોજ તમને પણ થશે. જે લોકો આ પોતાની માલમતા છે, એમ માને છે તે શું ચાર આંખે જુએ છે? જે પ્રકારે તમે તેનો અનુભવ કરો છો ને તેમાં તમને જેટલો આનંદ થાય છે, તેથી શું અધિક આનંદ તેમને થાય છે? બિલકુલ નહિ; તો પછી એવા એવા દુઃખદ વિચારો કરી આત્માને શા માટે ડુબવો છો? 'રામ' કહે છે કે, એવા મૂર્ખાઇ ભરેલા વિચારો છોડી દો. જગતની સર્વ દોલત, બાગબગીચા તમારાં પોતાનાંજ છે, એમ માનો. સર્વ જગત તમે પોતેજ છો એમ નિશ્ચયથી માનો. આ કાંઇ અસ્વાભાવિક નથી. અભેદભાવથી સર્વત્ર દૃષ્ટિ નાખો ને તે પરમ સત્યનો સાક્ષાત્કાર કરો. જ્યારે

× સને ૧૯૦૩ ના ફેબ્રુઆરીની ૧૫ મી તારીખે આપેલું ભાષણ.

જ્યારે કોઇ મહાન કીર્તિવાન પુરુષને વૈભવથી ગરકાવ થયેલો દેખો, ત્યારે ઇર્ષા કે અદેખાઈ કરી દુઃખી ન થશો; પરંતુ તેનો વૈભવ તે તમારોજ છે, એ પોતે તે તમેજ છો એમ જરૂર માનો. આમ કર્યાથી તમને અનુભવ થશે કે, તમારી ઇચ્છા એ સર્વની ઇચ્છા છે. તર્કશાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન પણ કદાચ આ વાત સાબિત ન કરે, પરંતુ અનુભવ સિદ્ધ કરે છે કે એ વાત સત્યજ છે.

ઠીક, ‘ રામ ’ આ સત્યને સમજાવવા માટે કેટલાંક પ્રમાણો આપશે, તે ઉપર ખૂબ મનન કરજો. ભ્રાતૃભાવ શબ્દ બરોબર નથી. ભ્રાતૃ અથવા ભાઇ એમ કહેતાં તો સહેજ પણ ભિન્નતા આવી જાય છે. ભાઇઓ ભાઇઓમાં તો વેરવિખવાદ પણ હોય છે; માટે એકતા ને અભેદ શબ્દની રચનાજ વધારે સારી છે. તમે કહેશો કે, હરવખત આત્માને વચ્ચે લાવી એની એજ વાત કર્યા કરો છો, તે અમને ઠીક નથી લાગતી. ભલે આત્મા વિષે તમારે નહિ સાંભળવું હોય, તો કાંઇ હરકત નથી; કારણકે આત્મા વિષે બોલવા જઇએ તો પછી કાંઇ બોલાયજ નહિ; કારણકે આત્મા એકજ છે, તો પછી કોણ કોને કહી શકે તેમ છે? વાણીમાં આત્માની વાત થઇ શકે તેમજ નથી, માટે આપણે જડમાં જડ વસ્તુથીજ શરૂ કરીશું. આપણે જડ શરીરની એકતા–અભેદતાથી શરૂ કરીશું, તોપણ સાબિત કરી શકીશું કે જગતનું શરીર એકજ છે. દરેક વ્યક્તિનું મન પણ એકજ છે, એ વાત મન ઉપરથીજ સાબિત થાય છે. વિજ્ઞાનશાસ્ત્ર સાબિત કરે છે કે, દરેકને લાગણી એકજ જાતની છે. જો આ અભેદતાના ભાવપ્રમાણે કોઇ ન ચાલતું હોય, તો તે પરમ સત્યનો અનાદરજ કરે છે અને આપણે જાણીએ છીએ કે, જે કોઈ મનુષ્ય રાજ્યના કાયદા વિરુદ્ધ કાંઇ કૃત્ય કરે છે, તેને શિક્ષાજ થાય છે. એજ પ્રમાણે પોતાના જીવનમાં જે મનુષ્ય ભ્રાતૃભાવ રાખી વર્તન નથી કરતો, તે પણ શિક્ષાજ ખમે છે. જગતનાં સર્વે દુઃખો, આ પવિત્ર નિયમના ઉલ્લંઘનનાંજ પરિણામો છે. હવે આપણું જડ શરીર એક છે, તો તે કેવી રીતે? એક શરીર દૂર છે, બીજું પાસે છે; એક બેઠું છે, બીજું ઊભું છે; આ પ્રમાણે છે, તો પછી તેને એકજ શી રીતે કહી શકાય? જેમ સમુદ્રમાં એક મોજું એક ઠેકાણે ને બીજું બીજે જણાય છે, કોઇ મોટું ને કોઇ નાનું હોય છે; પરંતુ અંતે બધાં એકજ પાણીનાં રૂપ છે ને વાસ્તવિક રીતે એકજ સમુદ્ર અનેક રૂપે દૃષ્ટિગોચર

થાય છે, તેજ પ્રમાણે આપણા આ જડ શરીરનું પણ છે. જે વસ્તુનું આ શરીર બનેલું છે, તેજ વસ્તુ અમુક સમય પછી બીજાનું શરીર બનાવે છે. એ તો શું પણ એકજ જીવનમાં એક શરીરનાં તત્ત્વો બીજા શરીરમાં દાખલ થાય છે. શ્વાસ લેવાની ક્રિયા આ વાત સાબિત કરે છે. શ્વાસ લેતાં પ્રાણવાયુ અથવા તો ઑક્સિજન આપણે બહારથી અંદર લઇએ છીએ ને ઝેરી હવા અથવા કાર્બોનિક ઍસિડ ગૅસ બહાર કાઢીએ છીએ; આ ઝેરી હવા ઝાડપાન પોતે ચૂસી લે છે ને તે પાછાં પ્રાણવાયુ બહાર કાઢે છે. આ ઉપરથીજ સાબિત થાય છે કે, આપણે વનસ્પતિ સાથે ભ્રાતૃભાવથી જોડાયેલા છીએ. તેમનો શ્વાસ આપણે લઇએ છીએ ને આપણો શ્વાસ એ લે છે. આથી બાગબગીચા, ઝાડપાન સાથેની આપણી એકતા સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે.

હવે બીજી રીતે જોઇએ. વનસ્પતિમાંથી જે પ્રાણવાયુ આપણે લઇએ છીએ, તેજ બીજા મનુષ્યો પણ લે છે. આ પ્રમાણે આપણે બધા એકજ હવા શ્વાસમાં લઈએ છીએ, તો પછી શ્વાસની ક્રિયામાં દરેકનાં શરીર એકજ છે. વળી એકજ પૃથ્વી ઉપર, એકજ સૂર્ય ને એકજ ચંદ્ર નીચે ને એકજ આબોહવામાં આપણે બધા રહીએ છીએ, ખોરાક પણ એકજ જાતનો લઇએ છીએ ને એકજ વસ્તુનાં આપણાં સર્વનાં શરીર બનેલાં છે. વળી જે મળ ઇત્યાદિ દૂર કરીએ છીએ, તે વનસ્પતિ ગ્રહણ કરી લે છે. આ પ્રમાણે જે આપણે આપણા શરીરમાંથી દૂર કરીએ છીએ, તે આપણા ભાઇઓજ પોતાના શરીરમાં અન્નરૂપે દાખલ કરે છે. જે જડ વસ્તુ એક વખત આપણી હતી, તે બીજી વખતે આપણા ભાઇઓની થાય છે, તેમનાં શરીરમાં જાય છે ને જે વસ્તુ તેમની હતી, તે આપણા શરીરમાં જાય છે. જો સૂક્ષ્મદર્શકયંત્રથી આપણે જોઇએ, તો જણાશે કે, અનેક સૂક્ષ્મ જીવજંતુઓ શરીરમાંથી બહાર આવે છે ને બહારથી અંદર પ્રવેશ કરે છે. આમ હરદમ આવજા થયાજ કરે છે. જે જંતુઓ આપણે બહાર કાઢતા જઇએ છીએ, તે બીજાઓનાં શરીરમાં દાખલ થાય છે ને બીજાઓનાં શરીરમાંથી નીકળેલા જંતુઓ આપણા શરીરમાં દાખલ થાય છે. વિજ્ઞાનશાસ્ત્ર સાબિત કરે છે કે, તમારાં સર્વનાં સ્થૂળ શરીરો એકજ છે. લોકો કદાચ આ નહિ માને; એકના શરીરમાંથી નીકળેલાં સૂક્ષ્મ જંતુઓ બીજાના શરીરમાં કેમ પેસે

તેની તમને શંકા થતી હશે ? ઠીક ! આપણે એ વિષે વિચાર કરીએ. સુગંધ શાથી આવે છે ? જે સુગંધિત દ્રવ્યો અને વસ્તુઓમાંથી જે ઝીણી રજકણો ઊડે છે, તેથી આપણને સુવાસ આવે છે, તે તો આપણે બધા જાણીએ છીએ. ફૂલોમાંથી આવી રજકણો નીકળે છે, તેથીજ સુગંધ આવે છે. હવે શું આપણા શરીરમાંથી વાસ નથી આવતી ? કેટલાકની ઘ્રાણેંદ્રિયની શક્તિ તીવ્ર નથી હોતી, તેથી તેમને ખબર પડતી નથી; પરંતુ કૂતરાઓ શરીરની ગંધ ઉપરથીજ માણસોને શોધી કાઢે છે. જો શરીરમાંથી ગંધ વહેતી ન હોય, તો આમ કેમ બને ? આ ઉપરથી સાબિત થાય છે કે શરીરમાંથી ગંધ આવજા કરે છે.

જો શરીરમાંથી ઝીણી રજકણો બહાર ન જતી હોય, તો જેને આપણે ચેપી રોગો કહીએ છીએ, તે રોગો ફેલાયજ નહિ. એકનો રોગ બીજાને ચડે છે તેનું એજ કારણ છે. આ ઉપરથી સાબિત થાય છે કે, સ્થૂળ શરીર બધાંનાં એકજ છે. વળી આ ઉપરથી એક વિચિત્ર અનુમાન 'રામ'ને થાય છે. મનુષ્ય માંદો પડે તેનું મુખ્ય કારણ શું હોવું જોઇએ ? તે માંદો છે ને તેને દુઃખ થાય છે એ સત્ય છે, તો તેનું કારણ શું ? કારણ માત્ર અજ્ઞાનતા. એ માંદો છે તેથી દુઃખી થાય છે, પણ તેની માંદગી માટે તે સમસ્ત જગતને જવાબદાર છે. મંદવાડમાંથી અજાણમાં પણ તે પોતાના રોગની રજકણો બીજાઓ તરફ મોકલે છે. કોઇ મનુષ્યને માંદા પડવાનો હકજ નથી. પોતાને દુઃખ થાય છે તેટલા માટેજ નહિ; પણ પોતાના રોગથી બીજા મનુષ્યને પણ તે હાનિ કરે છે, તેથી દરેક જણે ઘણી સાવચેતી રાખવી જોઇએ. મંદવાડ શારીરિક ગુનો નથી, પણ માનસિક ગુનો છે. મનુષ્ય અનેક ચીજો ખાય છે; પણ તે ખાતાં તેણે સંભાળ રાખવાની છે. પોતાના વાસ્તેજ નહિ, પણ જગતના ભલા માટે ખાનપાનમાં વિવેક અને વિચાર રાખવાં જોઇએ.

હવે જે તંદુરસ્ત છે તેમનું માંદાઓ પ્રત્યે શું કર્તવ્ય છે ? તેમણે માંદાની માવજત કરવાની છે. પોતે માંદા ઉપર ઉપકાર કરે છે, માટે નહિ; પણ જગતના લાભ માટે એકબીજાની માવજત કરવાની છે. સત્યની ખાતર, ભ્રાતૃભાવની ખાતર, પોતાનાજ ભલા માટે માંદાની માવજત કરવાની છે. દરેક મનુષ્યનું સાત સાત વર્ષે આખું શરીર નવું બને છે, એ વાત ડૉક્ટરો સાબિત કરી આપે છે. આથી જણાય છે કે શરીરના તમામ અણુઓની એકબીજા

શરીર સાથે અદલાબદલી થયા કરે છે, તે અણુઓને આપણા પોતાનાજ કહેવાનો કોઇને હક નથી. આ શરીર મારૂં છે, એમ કહેવાનો આપણને હક નથી. આમ દર પળે શરીર બદલાતું જાય છે, તો પછી તે મારૂં છે ને તારૂં છે એમ કહેવામાં શો અર્થ રહેલો છે? માટે જેને આ મારૂં શરીર કહીએ છીએ તે મારૂં નહિ, પણ સર્વનું છે એવોજ વિચાર દૃઢ કરો.

આ તો જડની વાત થઇ, હવે માનસિક એકતા વિષે કહીએ. માથા ઉપર વાળ ઊગે છે, શરીરમાં લોહી વહે છે, તેનો વિચાર કરો કે આમ શાથી થાય છે? જે શક્તિથી તમારામાં લોહી વહે છે ને જેનાથી તમારા વાળ ઊગે છે તેજ શક્તિ બીજાનામાં નથી? અન્ન પાચન શાથી થાય છે? જે શક્તિથી એક મનુષ્ય અન્ન પાચન કરે છે તેજ શક્તિથી બીજો મનુષ્ય પણ પાચન કરે છે, આ વાત ધ્યાનમાં રાખજો. એકજ શક્તિ દરેકમાં આ પ્રમાણે કામ કરે છે, તો પછી દરેક જણ એકજ છે એમ શા માટે ન માનવું? એકજ અવિભાજ્ય, અવિનાશી શક્તિ દરેકમાં છે તો બધા વાસ્તવિક રીતે એકજ છે, આ વાત ખૂબ ધ્યાન દઇ સમજો ને અનુભવ કરો. એકને અન્ન મળે છે ને બીજાને નથી મળતું; એક તંદુરસ્ત છે ને બીજો વ્યાધિગ્રસ્ત છે; તે સર્વ શરીરો આપણાંજ છે એમ માનવું અને જેવી રીતે આપણા શરીરને દુઃખ થાય ને માવજત કરીએ, તેવીજ રીતે બીજા શરીર તરફ વર્તવું એજ આપણો ધર્મ છે. જે નીચે છે તેમને ઉન્નત કરવામાંજ આપણો ધર્મ રહેલો છે; માટે દુઃખ, દારિદ્રય વગેરેનો બિલકુલ વિચાર ન કરો. હરદમ આનંદ ને સુખમાં રહો. કારણકે જગતનો આનંદ એ તમારોજ છે. ગમે તે સ્થિતિમાં મગ્ન રહો. માથાકૂટ ને અકળામણ દૂર કરો.

હવે લાગણી પણ એકજ છે, તે વિષે કહીશું. એક ચાલુ વાજિંત્ર એક બાજુ પડયું છે અને બીજું તેની સામે ગોઠવેલું છે; બન્ને વાજિંત્ર બરાબર વગાડી શકાય તેવાં છે. હવે જ્યારે એક વાજિંત્રનો તાર છેડો છો કે તરતજ સામેના વાજિંત્રમાંથી પણ તેવોજ સૂર નીકળે છે. આનું કારણ શું? કારણ એજ કે, જે પવનના હલનચલનથી એક વાજિંત્રમાંથી સૂર નીકળે છે તેજ પવનની લહરીઓ બીજા વાજિંત્રની આસપાસ પણ ઊપજે છે. આપણને કાંઇ લાગણી થાય છે એટલે આપણી પાસે બેઠેલાને પણ તેવીજ લાગણી થાય છે. નાટકોમાં પાત્રો અનેક વેષ ભજવે છે અને

લાગણીઓ દર્શાવે છે, ત્યારે જોનારાઓ પણ એજ લાગણીને વ
થાય છે, તેનું કારણ શું ? એક મનરૂપી બંસરીમાંથી નાદ નીકળ
બીજી બંસરીઓ પણ શાથી વાગવા લાગે છે ? જો મન ભિન્નભિ
હોય, તો આ પ્રમાણે થવું અશક્ય છે. વિજ્ઞાનશાસ્ત્ર કહે છે
એક વસ્તુને બીજી વસ્તુ ઉપર અસર કરવી હોય, તો બન્ને વચ
સંબંધ હોવો જોઇએ, તે વિના અસર બિલકુલ થઈ શકેજ નહિ
એક ટેબલનો એક ભાગ જરા ખેંચશો, તો આખું ટેબલ ખેંચાશે
તેજ પ્રમાણે એક મનુષ્યની લાગણી બીજાને અસર કરે
આવી રીતે હૃદય જો જોડાયેલાં ન હોય, તો આમ થવું અશક
છે. એક માણુસ હસે છે તો બીજાને પણ હસવું આવે છે, એ
રડે છે તો બીજાનાં મન પણ દ્રવિભૂત થઈ જાય છે, એક મનુ
ગાયન કરે છે તો બીજાનાં મન પણ ગાન કરવા ઉત્સુક થઈ જા
છે. હવે જો મન ને લાગણી દરેકને એક સરખાં ન હોય,
આમ બનવું અસંભવિત છે. ગુરુ ને શિષ્ય બંનેનાં મન એ
સરખાં ન હોય, તો એક શીખવે ને બીજો શીખે એમ કેવી રી
બને ? જો તમે તમારો કોઈ મિત્ર જે હજારો માઇલ દૂર હોય તે
પ્રત્યે સારા વિચારો કરશો, તો તે પણ સ્વાભાવિક રીતેજ તમા
તરફ તેવીજ વૃત્તિ કરતો રહેશે. 'રામે' આ રીતિનો અનુભ
કર્યો છે ને હરદમ કરતો રહે છે.

ગુનેગારો ને હરામખોરો જગતમાં કેમ પેદા થાય છે ? એ
માણુસ આવીને તમારી લાગણી દુખાવે છે; પણ તે મનુ
બળવાન હોવાથી તમે તેને કાંઇ ન કરી શકતાં, માત્ર તેના તર
તિરસ્કારવૃત્તિજ રાખો છો. એ મનુષ્ય વળી બીજા નરમ સ્વભાવ
નાને પણ દુઃખી કરે છે ને તે બિચારો માત્ર ગુસ્સે થઇને દુ
વિચાર પેલા તરફ મોકલે છે, વળી ત્રીજાને પણ તેજ પ્રમાણે
દુઃખી કરે છે; એમ અનેક જણને એ હેરાન કરે છે. અંતે એ
વખત એવો આવે છે કે, જ્યારે તે પોતાના કરતાં બળવાન
દુભવે છે; ત્યારે પેલાને અતિશય ક્રોધ વ્યાપી જાય છે ને દુભ
વનારને તે એકદમ જમીનદોસ્ત કરે છે. આ પ્રમાણે અત્યા
સુધી જે બધાને દુભવતો હતો, તે મરી જાય છે અને પોલી
પેલાને પકડીને કચેરીમાં ઘસડી જાય છે. કેસ ચાલતાં એ
સહેજ બાબત માટે આવડો મોટો ગુનો કર્યાથી કોર્ટને આશ્ચર
ઊપજે છે. ન્યુઝપેપરોવાળા આ વાત ઉપાડી લે છે ને કાગને

વાઘ કરી નાખ્યા માટે, પેલા ગુનેગાર ઉપર તૂટી પડે છે. હવે આટલી સહેજ ઉશ્કેરણીમાંજ આવડો મોટો ગંભીર ગુનો કરવાનું શું કારણ? વેદાંત ખુલાસો કરે છે ને કહે છે કે, માનસિક સૃષ્ટિમાં ભંડોળ એકઠું કરીને એક કંપની (જોઇન્ટ સ્ટૉક કંપની) ઊભી થઇ હતી. એ મંડળીમાં ધીમે ધીમે ઘણા ભાગીદારો થયા હતા. તમારા શૅરના ભાગની ઈર્ષ્યાની લાગણી પેલા મનુષ્ય તરફ તમે મોકલી હતી. હવે જ્યારે પૂરા શૅર ભરાઇ ગયા એટલે કામ શરૂ થયું. બધાનો ગુસ્સો એકત્ર થઈ આ એક મનુષ્યમાં ભરાયો. સહેજ ચિનગારી થતાંજ તે એકદમ ભભકી ઊઠ્યો. કોર્ટ માત્ર આ છેલ્લા ગુનેગારનેજ શિક્ષા કરશે, પરંતુ ઇશ્વરની નજરે તો બધા એકસરખી રીતે ગુનામાં ભાગીદાર છે. જે જે મનુષ્યોએ ઈર્ષ્યા કે તિરસ્કારની લાગણી મોકલી હતી તે બધાએ પેલાનું એકત્ર થઇનેજ ખૂન કર્યું હતું; માટેજ ક્રાઇસ્ટે કહ્યું છે કે, “ખૂન તો નજ કરવું, પણ તિરસ્કારની વૃત્તિ પણ કદી ન કરશો.”

જે પાડોશીનો તિરસ્કાર કરે છે, તે પણ ખૂનીજ છે. ઇતિહાસ પણ કહે છે કે, જુલમી રાજ્યને અંતે એક જણ એવો પેદા થાય છે કે જે લોકોને કાબૂમાં રાખી જુલમને દૂર કરે છે. જુલમ સમયે દરેક એવી ઇચ્છા કરે છે કે, તોફાની લોકોને કાબૂમાં રાખે. એ રીતે દરેકની ઇચ્છા એકઠી થઇને ફ્રાન્સ દેશમાં નેપોલિયન બોનાપાર્ટની અંદર ઠલવાઇ ગઇ; આથી ખરા અણીના વખતેજ નેપોલિયન મેદાનમાં જણાયો છે. તેનામાં હજારોનું બળ હતું. વીર પુરુષોમાં, શૂરવીરોમાં, લાખોનું બળ ક્યાંથી આવે છે? એક સમયે નેપોલિયનને પકડવાને એક નાનુંસરખું લશ્કર આવ્યું હતું, પણ તે એકલોજ તેમની તરફ ગયો, ને “ખબરદાર” કહેતાંજ આખું લશ્કર થંભી ગયું. આવી વાતો સાંભળીને અચંબો થાય છે; પણ વેદાંત ખુલાસો કરે છે કે, આમ વાસ્તવિક રીતે હજારોનું બળ એક જણમાં આવીને એકઠું થાય છે; માટે નેપોલિયનને કે કોઈ બીજાને આ પ્રમાણે માન ખાટવાનું કાંઇ કારણ નથી. જેનામાં સર્વનું બળ એકઠું થયું છે, તે પોતે એકલો નથી, પણ લાખોના બળથીજ પોતે કામ કરે છે; તેજ પ્રમાણે શેક્સપિયર પણ સમય અનુકૂળ હતો ત્યારેજ મહાન નાટ્યકાર તરીકે જણાયો હતો. હાલના વખતમાં શેક્સપિયર જેવાની જરૂર નથી, તેથી તેવો કોઇ ઉત્પન્ન થતો નથી. લોકોની

ઇચ્છાની માનસિક મૂર્તિરૂપેજ શેક્સપિયર હતો. એવા મનુષ્ય ઉત્પન્ન થાય છે, ત્યારે પોતે એકલા નથી આવતા. સાથે સાથે પોતાના જેવા બીજાઓને પણ તેઓ લેતા આવે છે. માર્લો, બોમન્ટ, ફ્લેચર એવા પ્રતિભાશાળી પણ સાથેજ ઉત્પન્ન થયા હતા. આ ઉપરથી જણાશે કે, નેપોલિયન, શેક્સપિયર વગેરે લોકોના પોતાનાજ ઉત્પન્ન કરેલા હતા. તમારા વિચારો ને તમારી લાગણીઓ તેમની થાય છે. આ રીતે લાગણી, મન ને સ્થૂલ દેહમાં સર્વ પ્રકારે મનુષ્યની એકતા ને અભેદતાજ સાબિત થાય છે.

ક્રૂઝેડ અર્થાત્ ધર્મયુદ્ધ યુરોપમાં શાથી થયું હતું? એક મનુષ્યને જેરૂસલેમ માટે અતિશય લાગણી થઈ, તે યુરોપમાં આવ્યો ને લોકોને જેરૂસલેમની સ્થિતિનો ખ્યાલ આપ્યો. તે એકજ મનુષ્યની લાગણી લોકોએ ઉપાડી લીધી ને બધાજ તુર્કોની સામે ઊભા થયા. સ્વતંત્રતા માટેની લડાઈ (વોર ઑફ ઇન્ડીપેન્ડન્સ) કેમ થઈ હતી? એજ પ્રમાણે એક મનુષ્ય-અમેરિકાની કોંગ્રેસનો પ્રેસિડન્ટ-અંગ્રેજ લોકો તેની સાથે મળતા ન થયા, ત્યારે લડવા તૈયાર થયો ને સર્વને તેના વિચારમાં ઈંગ્લેંડ સાથે લડાઈ કરવા ભળી જવું પડ્યું; માટે દરેક પ્રકારે મનુષ્યની એકબીજા વચ્ચે અભેદતાજ સાબિત થાય છે. આ અભેદતાનો અનુભવ કરો.

હવે સુષુપ્તિ સમયમાં મનુષ્યની એકતા વિચારીએ? નિદ્રા સર્વને સમાન સપાટી ઉપર લાવનાર છે. રાજા કે રંક સર્વ નિદ્રામાં તો સમાનજ છે. જાગૃતાવસ્થામાં પણ ઉપર જણાવ્યા પ્રમાણે તમારાં શરીર, મન તથા લાગણીઓ એકજ છે. હવે આત્મા એકજ છે તે વિષે કહીશું. આ પરમ સત્ય વિષે બોલવા જતાં તો ભાષા પણ વિરમી જાય છે. આત્માને સમુદ્રનાં મોજાંઓની ઉપમા પણ આપી શકાય તેમ નથી; માટે અમુક વ્યક્તિ મારી છે ને અમુક નથી, એમ ઘડીભર પણ માનશો નહિ. જેને તમે તમારા પોતાના માનો છો ને તેઓ બીજાથી ભિન્ન છે, એમ કહો છો તે મોટી ભૂલ છે. પૂર્વજન્મમાં તમે જેને હાલ તમારાથી જુદા કહો છો, તેમની સાથે કેવા કેવા સંબંધથી તમે જોડાયેલા હતા? જે વ્યક્તિ આજ તમારી દુશ્મન છે એમ માનો છો, તે પૂર્વજન્મમાં તમારી કોણ જાણે શુંયે સગી થતી હશે? આજ જે પિતા

કે પુત્ર છે તે, પૂર્વ જન્મમાં કોણ જાણે તમારો દુશ્મન પણ હોય ને આવતા જન્મમાં તમેજ કદાપિ તેના પિતા કે કોઇ બીજા સંબંધથી જન્મો. એક દેશમાં જન્મેલો મનુષ્ય ઘણી વખત બીજા-જ દેશમાં જીવન ગાળે છે; માટે અભેદભાવ માત્ર જે જગતનાં સંબંધી છે તેઓમાંજ આવી જતો નથી. દરેક વ્યક્તિ તમેજ છો, એમ દઢપણે અનુભવો. વિજ્ઞાનશાસ્ત્ર એજ સાબિત કરે છે.

હવે આ વાતનો અંત લાવીશું. વિજ્ઞાનશાસ્ત્ર કહે છે કે, શરીરનો દરેક અવયવ જેમ એકબીજા સાથે સંબંધ ધરાવે છે, હાથ આંગળાં સાથે જોડાયેલો છે, પગ પાની સાથે જોડાયેલો છે; એમ આખા શરીરમાં એકજ આત્મા પ્રસરી રહેલો છે અને એજ પ્રમાણે અખિલ બ્રહ્માંડ એકજ શક્તિની સાંકળથી જોડાયેલું છે; માટે આખું જગત એક શરીરરૂપ છે ને તેમાં અંદર ને બહાર એકજ આત્મા વિચરી રહ્યો છે. એક નાનામાં નાના કીડાથી તે મહાન દેવતા સુધી એકજ આત્મા છે ને આ પ્રમાણે અભેદ સર્વત્ર જણાય છે. હવે સત્યનો સાક્ષાત્કાર કરવા અનુભવ કેમ કરવો, તે વિષે 'રામ' કહેશે. બુદ્ધિ દ્વારા આ ન મનાય તો ભલે, પરંતુ નીતિના કાયદાથી તો માનવુંજ પડશે. હાથ કહે કે, " કામ હું કરૂં છું, માટે ખોરાક મારેજ ખાવો ને પેટને શા સારૂ આપું ?" જો આ પ્રમાણે દલીલ કરીએ તો પરિણામ શું આવે, તે વિચારી લેવાનું છે; છતાં પણ જો એ પ્રમાણે વર્તન કરીએ, તો અત્યંત સહન કરવું પડે. જો સર્વ જગતની ઐક્યતા, અભેદતા ન માનીને સ્વાર્થમાં રચ્યાપચ્યા રહીશું, તો પ્રકૃતિના નિયમ પ્રમાણે તેમાં પણ આપણે ખમવુંજ પડશે. જ્યારે એકતાનું પૂર્ણ ભાન થશે, ત્યારેજ ઊર્ધ્વગતિ થશે. દુઃખ, ચિંતાથી દૂર રહેવું હોય તો અભેદનો સાક્ષાત્કાર કરો, તે પ્રમાણે જગતમાં વર્તો. આ પ્રમાણે આ વિષય ઉપર ખૂબ ધ્યાન દઇ વિચાર કરી અભેદમાર્ગના પ્રવાસી થશો, તો સર્વ જગત તમારી મદદે આવવા બંધાયેલું છે. તમે જગતથી ભિન્ન નથી પણ એકજ છો.

# ज्ञानविषयक प्रश्नोत्तर×

પ્રશ્નઃ—હું શરીર નથી, હું આત્મા છું, હું પ્રભુ છું. એમ કહેનાર એ કોણ છે?

ઉત્તરઃ—સત્ય રીતે જોતાં આમ બોલવુંજ અશક્ય છે, કારણ-કે સત્ય સ્વરૂપ આત્માને વાણી પહોંચીજ શકતી નથી, તે તો વાચાથી પણ પર છે અને તે માટે એવો ઉદ્ગાર વાચાથી થઇજ ન શકે, એ બોલનાર તો સૂક્ષ્મ શરીર છે. હવે પ્રશ્ન એ છે કે, જો મન એમ કહે કે, "હું બ્રહ્મ છું" તો એમ બોલવું એ અવાસ્તવિક નથી? વેદાંત કહે છે કે, એક દૃષ્ટિથી જોતાં મન કે બુદ્ધિ બ્રહ્મ નથી; પરંતુ બીજી રીતે એ મન ને બુદ્ધિ બધું બ્રહ્મ સિવાય બીજું કાંઇજ નથી. શરીર પણ બ્રહ્મ છે અને અખિલ વિશ્વ પણ બ્રહ્મ છે. જેમ કાળા સર્પને દોરડું છે એમ ધારીએ છીએ; તેમજ આ પણ છે. અહીં કાળો એ સર્પનું વિશેષણ છે; પણ જ્યારે એમ કહીએ કે, સર્પ દોરડું છે, ત્યારે દોરડું એ કાંઈ સર્પનું વિશેષણ કહેવાય નહિ. તે પ્રમાણે જ્યારે મન, શરીર, એ બધું બ્રહ્મ છે એમ કહીએ, ત્યારે બ્રહ્મ કે આત્મા એ મન, બુદ્ધિ કે શરીરનું વિશેષણ નથી.

એક બીજો એવો પણ અર્થ છે કે, મન, બુદ્ધિ કે શરીર પોતે બ્રહ્મ બને છે એમ કહેતાં નથી; પણ પોતે બ્રહ્મરૂપ છે એમ કહે છે. તેજ પ્રમાણે આપણે પણ જ્યારે કહીએ છીએ કે, "હું બ્રહ્મ છું" ત્યારે તેનો અર્થ એમ નથી થતો કે બ્રહ્મ મારૂં વિશેષણ કે ગુણ છે. "હું ઈશ્વર છું" "સર્પ કાળો છે" એમાં જેમ "સર્પ" અને "કાળો" "હું" અને "ઈશ્વર" એમ બન્ને શબ્દો રહે છે, તેમ આમાં નથી. ભાવાર્થ કે આપણે જે સ્વરૂપે બાહ્ય જગતમાં દેખાઇએ છીએ, તે માત્ર ભ્રમણા—માયા—છે, વાસ્તવિક

× તા. ૨૬ મી ફેબ્રુઆરી સને ૧૯૦૩ ના રોજ આપેલું ભાષણ.

રીતે તો આપણે સત્યસ્વરૂપજ છીએ.

શ્રોતાજનો ! જો તમે મને સ્વામી કે 'રામ' એમ સંબોધો તો મોટી ભૂલ છે, હું કોઇજ નહિ, પણ આત્મા—બ્રહ્મ પોતેજ છું. આ શરીર તે હું નથી.

એક જણે ઊંઘમાં પોતાને ચોર તરીકે પકડાયેલો—ભિખારી થયેલો—જોયો. દેવ—દેવતાઓને સહાય થવા તેણે પ્રાર્થના કરી. એક કચેરીમાંથી બીજી કચેરીમાં ગયો, અનેક કાયદાશાસ્ત્રીઓ પાસે ગયો, મિત્રો પાસે મદદ માટે ગયો; પરંતુ કાંઇ વળ્યું નહિ. છેવટે તે પોતે કેદખાનામાં પુરાયો ને રુદન કરવા લાગ્યો; એટલામાં એક સર્પે આવીને એને દંશ દીધો અને દંશની પીડા એટલી બધી થઇ કે તે જાગી ઊઠ્યો. હવે આ સ્વપ્નના સર્પને તો ઊલટો આશીર્વાદજ આપવો જોઇએ—જેણે તેને કેદખાનાના બંધનમાંથી મુક્ત કર્યો. જાગૃત થતાં પોતે પથારીમાંજ પડેલો છે અને કુટુંબકબીલા સાથે આનંદમાં છે એમ તેણે જાણ્યું. એણે સ્વપ્નમાં પોતાને બંધાયેલો જોયો,એટલે મદદ માટે પ્રાર્થના કરવા લાગ્યો. સર્પ ડસ્યો ને અંતે જાગૃત થતાં સર્પ નષ્ટ થયો. અહીંયાં સ્વપ્નમાં રહેલા અહંભાવે સર્પનો નાશ કર્યો. બીજી વસ્તુઓ માફક અહંભાવ પણ સ્વપ્નમાંની વસ્તુ હતો અને તેને સર્પે મૃત્યુ પમાડ્યો. આ સર્પ પણ વિચિત્રજ હતો. તેણે કરડીને પોતાનો પણ નાશ કર્યો; કારણકે જ્યારે તે મનુષ્ય જાગી ઊઠ્યો, તે સમયે તે ઊંઘમાં કરડનાર સર્પ પણ રહ્યો નહોતો.

વેદાંતના સિદ્ધાંત પ્રમાણે આ સર્વ જગત સ્વપ્ન માત્ર છે, માયા છે; ને આ સ્વપ્નનો જોનારો પણ કોણ છે? સ્વપ્ન ભોગવતો અહંભાવજ છે. સ્વપ્નમાં દેખાતા સર્વ મિત્રો, દેવો ને લોકો કેદખાનાના સોબતીઓ છે. મિત્ર પાસે મદદ માગવા જાઓ છો, પણ શાંતિ કે મદદ મળતી નથી, જીવને સત્ય આનંદ કે કાંઈ કળ પડતી નથી; પણ અંતે જ્યારે સર્પ ડસે છે, ત્યારેજ શાંતિ મળે છે. હવે આ સર્પ એટલે શું? તેનો આપણે વિચાર કરીએ. એ સર્પ એટલે વૈરાગ્ય—ત્યાગરૂપી સર્પ કરડવો જોઇએ. ત્યાગ શબ્દ સાંભળી તમે ચમકો છો—ગભરાઓ છો, પણ ત્યાગનો જ્ઞાન એવો અર્થ થાય છે.

જ્યારે એવો ત્યાગ થાય છે, ત્યારેજ જ્ઞાન આવે છે; ત્યારેજ

"અહં બ્રહ્માસ્મિ" નો અનુભવ થાય છે. અમેરિકનો અને યુરોપિયનોને "અહં બ્રહ્માસ્મિ" કહેવું એ નાસ્તિકતા લાગે છે; પણ ત્યાગનો સુસવાટા મારતો સર્પ તમને ડસશે, ત્યારેજ તમને ખરૂં સત્યનું સ્વરૂપ સમજાશે.

અરે ભલા મનુષ્યો ! એ સર્પ ભલે ડસે, એનો દંશ મધુર લાગશે, બંધનમાંથી મુક્ત થશો, સર્વ ચિંતાથી દૂર થશો. આ સત્યરૂપી સર્પ વિષ રેડશે નહિ, પણ અમૃતધારા વહેવડાવશે. તમે જાગૃત થશો, સ્વપ્નનો અહંભાવ નષ્ટ થશે અને અસત્ જગત પણ નષ્ટ થશે.

આને ગપ ન માનશો, 'રામ'નો બુદ્ધિભ્રમ ન માનશો. આ પરમ સત્ય છે ને તે તમારા પોતાના અનુભવથી પણ જાણી શકશો. "હું શરીર નથી" એમ સ્વપ્નમાં બનેલો ચોર કહે છે; કારણકે તમે ઈશ્વરની ચોરી કરી છે, સત્યને ચોરી લીધું છે, સત્યસ્વરૂપ આત્માને છુપાવ્યો છે ને તેથી આ સ્વપ્નનો ચોર સ્વપ્નાનાજ સર્પથી ડસાય છે. દંશનું પરિણામ એ આવે છે કે, તમે જાગૃત થાઓ છો અને તે પરમ સત્ય, આત્મા, જ્વલંત થાય છે; કે જે આત્મા અગમ્ય છે, અવર્ણનીય છે, વાચા તેને પહોંચી શકતી નથી.

પ્રશ્નઃ—જો મૃત્યુ આ જાગૃત સંસારની નિદ્રા સમાન છે, તો તે મૃત્યુસમયે સંસારમાં શું થાય છે, તે કેમ જાણી શકતા નથી ?

ઉત્તરઃ—જ્યારે તમારો જીવાત્મા મૃત્યુરૂપી નિદ્રામાં હોય છે, ત્યારે તમારી પોતાનીજ પેદા કરેલી સૃષ્ટિમાં તમે વસો છો અને જાગૃતાવસ્થામાં પણ તમારી પોતાનીજ પેદા કરેલી સૃષ્ટિમાં હો છો. આ રીતે મૃત્યુરૂપી નિદ્રાને જાગૃતાવસ્થાની સૃષ્ટિ મળતી આવે છે; તેમજ સ્વપ્નસૃષ્ટિ પણ જાગૃતાવસ્થાની સૃષ્ટિ જેવી છે.

પ્રશ્નઃ—આત્માને આરામની આવશ્યકતા નથી તો પછી જે નિદ્રા લે છે તે કોણ ?

ઉત્તરઃ—આત્મા કદી નિદ્રા લેતો નથી, નિદ્રા તેને અડકી પણ શકતી નથી. વેદાંત પ્રમાણે નિદ્રાવસ્થા તેમજ જાગૃતાવસ્થા બન્ને માયાજ છે. નિદ્રા મનને તથા અહંભાવનેજ આવે છે; નિદ્રા અસત્યનેજ વળગે છે, સૂક્ષ્મ શરીરનેજ લાગે છે. નિદ્રા અહંભાવનોજ એક આવિર્ભાવ છે, માયા છે, સ્વપ્ન છે.

પ્રશ્નઃ—મધ્યસ્થો મૃત થયેલા સાથે વાતચીત કરી શકે છે ?

ઉત્તરઃ—'રામ' કહે છે કે, જાગૃતાવસ્થામાં પણ જે કાંઇ તમે જાણો છો, સમજો છો, તે સર્વ અંતર્યામીમાંથીજ આવે છે. જે વસ્તુઓ બહાર જણાય છે, તે સર્વ તમારી અંદરજ રહેલી છે. મૂર્છાવસ્થામાં, મધ્યસ્થ સ્થિતિમાં પણ જે કાંઇ જાણવામાં આવે છે, તે સર્વ અંતઃકરણમાંથીજ આવે છે. વિશ્વમાં જે કાંઇ છે તે બધું આત્મામાંથીજ છે, એમ વેદાંત કહે છે. સર્વત્ર પરમાત્માજ વ્યાપી રહેલો છે, એમ તે કહે છે. સાધુ, ભૂત, પિશાચ, સૂર્ય, ચંદ્ર, ગ્રહો તમારા પોતાનાજ પેદા કરેલા છે. તમારી બહાર કાંઇ પણ નથી.

પર્શિયન ભાષામાં એક સુંદર કાવ્ય છે ને તે હાફીઝ નામે એક મહાન કવિ થઇ ગયો તેનું લખેલું છે. તે કહે છે કે, "હે મન! શંકા, તર્ક સર્વ મૂકી દે ને સ્વર્ગનાં દ્વાર ખોલે તેવા અમૃતથી–મદ્યથી, મારો પ્યાલો ભરી દે." આનો અર્થ એમ નથી કે મદ્ય પીવું; પણ એમ કહે છે કે, મન દિવ્ય બને એવો વિચાર કરવો–એવી મનની સ્થિતિ બનાવવી કે જેથી સ્વપ્નામાંથી જાગૃત કરે તેવો સર્પદંશ થાય ને સ્વર્ગનાં દ્વાર ખૂલી જાય. 'રામ' કહે છે કે, ઇચ્છાઓ, શંકાઓ, તર્કવિતર્ક છોડી દો અને 'રામ'ની સાથે પરમાત્મામાં મસ્ત બનો. 'રામે' હૃદય ખોલીને કહેવુંજ જોઇએ કે, "હે અમેરિકનો! તમે કદી પણ શિવ ને શયતાન બન્નેને સાથે ભજી નહિ શકો. જગતનાં સુખો ભોગવો ને તે સાથે સત્યનો સાક્ષાત્કાર કરવા ઇચ્છો, એમ કોઈ પણ કાળે બનનાર નથી. પરમ સત્ય જાણવા માટે તમારે જગતની ઇચ્છાઓને તજવીજ જોઇએ. જગતની લાલસાની પાર જવુંજ જોઇએ. સર્વ બંધનો, દાસત્વ ને માયા દૂર કરો. ભોગ આપ્યા વિના, યજ્ઞ કર્યા વિના સત્યની પ્રાપ્તિ નથી. જો ભોગ આપી શકાય એમ ન હોય, તો જે સ્થિતિ છે તેમાં ભલે સંતોષ પામી બેસી રહો. સાક્ષાત્કાર કરવો હોય, પ્રભુત્વ પામવું હોય તો ભોગ આપો, માયાને ત્યજો એટલે સર્વ તમારે આધીન થશે." ક્રાઇસ્ટે આ પરમ સત્ય બેધડક કહ્યું છે, પણ આ શબ્દોની હાલ દરકાર પણ કોણ કરે છે? આજે આ શબ્દોના અર્થનો કેવો અનર્થ થાય છે! આ ઉપરથી 'રામ'ને એક વાત યાદ આવે છે. હિંદુસ્તાનમાં એક પ્રખ્યાત પુરુષ થઇ ગયો છે. તે મસ્તાન હતો. રસ્તે ચાલતાં તે ઊંચે સ્વરે બોલતો કે, "હે ગ્રાહકો! હે દિવ્યતાના ગ્રાહકો! ચાલો! ચાલો! હે જગ-

તના ભારથી દબાઇ ગયેલાઓ! મારી સાથે ચાલો, દિવ્યતા મળશે." પોતાની ભાષામાં તે બોલતો ને કહેતો હતો કે, "હે લોકો! નોમ લે લો." એટલે કે જેને પરમેશ્વર જોઇતો હોય તે ચાલો. હવે "નોમ"ના બે અર્થ થાય છે; એક ઇશ્વર ને બીજો જવાહિરથી સુશોભિત સુંદર હાર. એક ગૃહસ્થ રસ્તે જતો હતો તેણે આ સાંભળ્યું. તેને એક હીરાનો હાર વેચાતો લેવો હતો, તેથી તે એક દિવસ પૂછતો પૂછતો પેલા બૂમ પાડી વેચનારના મકાને ગયો. ત્યાં ગયો તો ઘણી ગરીબ અવસ્થા જોઇ, તેથી વિસ્મય પામ્યો કે હીરામોતી વેચનાર તે શું આવી સ્થિતિમાં રહેતો હશે? ઘરમાં ગયો તો પેલા મનુષ્યને દીઠો નહિ, પણ એક નાના બાળકને દીઠું. તેને પૂછ્યું કે, "હીરાનો હાર વેચનાર ક્યાં છે?" બાળકે કહ્યુંઃ "મારા પિતા બહાર ગયા છે, તે સંધ્યા સમયે આવશે; પણ આપને શું કામ છે તે કહેશો?" બાળકના બોલવાથી આ માણસ ઘણો ખુશી થયો, તેથી તેણે કહ્યુંઃ "મારે નોમ ખરીદવો છે." બાળકે સ્મિત કરી કહ્યુંઃ "ઓહો! એમાં શું! નોમ તો હું આપું. એ તો બહુજ સહેલું છે." પેલો માણસ બહાર વાટ જોતો બેઠો ને બાળક ઘરમાં ગયું. ઘણી વાટ જોઇ પણ બાળક બહાર નીકળ્યું નહિ, તેથી તે ગ્રાહક અધીરો બની પોતે પણ અંદર ગયો ને જોયું તો બાળક એક મોટો છરો લઇ ધાર કાઢતું હતું. આ જોઇ તેણે કુતૂહલથી પૂછ્યુંઃ "આ શું કરે છે? મને આમ બહાર ખોટી કરી તું રમતે ચડ્યો છે? મશ્કરીબશ્કરી કરે છે કે શું?" બાળકે કહ્યુંઃ "માફ કરો, ધીરજ રાખો, એક ક્ષણ ખમી જાઓ, હું આવું છું." પેલા માણસે ગુસ્સે થઇ કહ્યુંઃ "જલદી કર, છરો મૂકી દે."

બાળકઃ—ત્યારે તમારે નોમ નથી જોઇતો?

પેલો માણસઃ—નોમજ જોઈએ છે, પણ તે દેખાડ, ક્યાં છે? હું ઝવેરીને ત્યાં લઇ જઇને તેની કિંમત અંકાવું.

બાળકઃ—અમારો "નોમ" એવો નથી કે જેની કિંમત ઝવેરીઓ આંકી શકે, તેની તો કિંમત ક્યારની અંકાયેલીજ છે, તેને માટે આમતેમ દોડધામ કરવી પડે તેમ નથી.

પેલો માણસઃ—એમ? ત્યારે લાવ ઝટ દેખાડ. છરો મૂકી દે એક બાજુ પર.

બાળકઃ—અરે, પણ પહેલી કિંમત તો આપો, પછી નોમ લો.

પેલો માણસઃ—વાહ! કિંમત લીધા પછી છરો મારી મને મારી નાખવો છે કે શું?

બાળકઃ—જો "નોમ"ની કિંમત જાણતા નહોતા, તો શા સારૂ અહીં આવ્યા? ખબર નથી કે, "નોમ" મેળવવા સારૂ જીવન આપવું પડે છે? જીવનનો ભોગ આપો, તોજ "નોમ" મળે છે ને જે જિંદગી બચાવવા માગતું હશે તેને "નોમ" કદીયે નહિ મળી શકે.

અરબી ભાષામાં કહેવત છે કે, "કબરમાં જતાં પહેલાંજ મરો ને એમ કરીને જગતને સ્વર્ગ બનાવો." સંસ્કૃતમાં પણ કાવ્યનાં પુસ્તકો ઉપર પુસ્તકો આ વિષય ઉપર રચાયેલાં છે. જગત તરફથી મોં ફેરવશો, સર્વ પ્રકારે જગતથી વિમુખ થશો, ભોગો આપશો તો જગતને મન વ્યાવહારિક રીતે મૃત્યુ પામશો; ત્યારેજ ખરૂં જીવન શરૂ થશે. ઉપદેશકો ને શિક્ષકોના ખુશામતિયા શબ્દોથી છેતરાશો નહિ. 'રામ' સત્ય કહે છે, ખુશામત કરતો નથી. વેદોમાં કહ્યું છે કેઃ—

"મનુષ્યનું શરીર એક કિલ્લા જેવું છે ને ઇંદ્રિયો તે કિલ્લામાં છિદ્ર સમાન છે. એ કિલ્લાનાં કાણાં આગળ તોપો ને બંદૂકો મૂકીએ છીએ. જેવી રીતે એ તોપો અંદરની બાજુથી છોડવામાં આવે છે ને ભડાકા બહાર થાય છે, એ પ્રમાણે શરીરમાંથી બીજાઓ તરફ દૃષ્ટિપાતરૂપી તોપો ને બંદૂકો છોડી, તેમનાં હૃદય અને બુદ્ધિપ્રતિ બહિર્મુખ દૃષ્ટિ જાય છે. આ શરીરરૂપી કિલ્લાના અધિષ્ઠાતા આત્માએ મનુષ્યની ખૂબ મશ્કરી કરી છે. તોપના ગોળાઓ અંદરથીજ બહાર ફૂટે છે; છતાં મનુષ્ય એનાથી ગભરાઇને બહાવરો બને છે! તે સમજે છે કે, આમ લડાઇ કરી હું જગતને જીતું છું, માલમતા વધારૂં છું; પરંતુ સત્ય તો એ છે કે, એમ કરી પોતે મહા જોખમ ખેડે છે, પોતાનું સર્વસ્વ ખોઇ દે છે. મનુષ્ય ધારે છે કે પોતે જ્ઞાન મેળવે છે; પરંતુ બાહ્યદૃષ્ટિથી આત્માને ભૂખે મારે છે. વેદાંત કહે છે કે, જે મનુષ્ય તોપો ને બંદૂકોને પોતાના તરફ તેમનાં મોં રાખી છોડે છે, તેજ જગતને જીતે છે. જેની દૃષ્ટિ બહાર અવલોકવાને બદલે અંદર અવલોકે છે, જેના કાન અંતઃકરણની વાત સાંભળે છે, શ્રવણ કરવાના મૂળ કારણરૂપ આત્માને જે ઓળખે છે, તેજ સત્ય રીતે જીવ્યો છે ને તેણેજ જગતને જીત્યું છે.

અંતર્મુખ દૃષ્ટિથી વિચાર કરો. આંખ શાથી જોઇ શકે છે, કાન શાથી સાંભળી શકે છે, વાળ શાથી ઊગે છે? તે સર્વનું કારણ આત્માજ છે, પ્રભુજ તેનું કારણ છે. વિચાર કરો તો તરતજ સમજાશે કે, તમે પોતે ઇશ્વરથી જરાયે પૃથક્ નથી. આમ આત્માનુભવ કરો, વિશ્વના નિયંતા બનો. જિંદગી ઓછી થતી જાય છે ને શરીર મૃત્યુ પામે છે. જ્ઞાનરૂપી અજવાળું મળે માટેજ જીવનરૂપી દીપકને બાળવો જોઇએ. ઇશ્વરત્વ પ્રાપ્ત કરવા માટે અહંભાવ બંધ થવોજ જોઇએ. હવે પાછા આપણે પેલી મૂળ વાત ઉપર આવીએ.

પેલા બાળકે કહ્યું: "મહેરબાન! તમે નહોતા જાણતા કે નોમની કિંમત નક્કી થયેલી છે?" નોમ (બાળકને મન નોમ એટલે પરમાત્મા હતો ને પેલાને મન હાર હતો) મેળવવા માટે આ છરાથી તમારૂં મસ્તક ઉડાવી દેવું પડશે, ત્યારેજ "નોમ"-ની પ્રાપ્તિ થશે." પેલો ગ્રાહક તો બિચારો આભોજ બની ગયો ને મોટેથી બૂમ પાડી, તેથી આસપાસના લોકો એકઠા થઇ ગયા. તેણે તેમને કહ્યું કે, "આ ઝૂંપડામાં ઘાતકી મનુષ્યો વસે છે. આ બાળકનાં માબાપ ખૂની હોવાં જોઇએ, માટે સરકારમાં ફરિયાદ કરવી જોઈએ." લોકોએ કહ્યું: "નહિ, એનાં માબાપ તો દયાને માટે ખાસ જાણીતાં છે." એટલામાં પેલા બાળકનો બાપ આવી પહોંચ્યો. તેને જોઇ પેલો ગ્રાહક જોસમાં આવી મારવા દોડ્યો; પણ એ તો શાંત અને સ્થિર ચિત્તે ઊભો રહ્યો. પેલા ગ્રાહકે જ્યારે તેને કહ્યું કે, "નાના બાળકને પણ તું ઘાતકીપણું શીખવે છે, ત્યારે તું પોતે કેવડો મોટો ઘાતકી હોઇશ?"

સાધુઃ—કેમ મહેરબાન! કેવાં ઘાતકી કૃત્યો?

ગ્રાહકે બધી અથઇતિ વાત કહી, એટલે સાધુનું હૃદય ભરાઇ આવ્યું, પવિત્ર વિચારોની પરંપરા ચાલી રહી, દિવ્યતામાં તે રમણ કરવા લાગ્યો. આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી ને ઉદ્ગાર કાઢ્યો કે, "પેગંબરો ને સાધુઓ! હે દેવો! શું વાત આટલે સુધી વધી ગઇ છે? પ્રભુનું નામ શું એટલું બધું સસ્તું થઇ ગયું છે કે એક બાળકના હાથમાં પ્રભુનું નામ આવ્યું, એટલે પ્રભુની કિંમત બધી ઘટી ગઇ, જેથી માત્ર હૃદય કે માથાંને સાટેજ પ્રભુ-ને વેચવા કાઢ્યો! અરે મધુર અનાદ્યનંત દેવ! એકજ જીવન સારૂ માત્ર તું વેચાય! તારી કિંમત માત્ર એકજ જીવનની! અરે

કરોડો, અસંખ્ય જીવનો ઉદ્ભવ પામો ને તારી એક પળ પણ ઝાંખી થાય તેટલા માટે તેમનો નાશ થાઓ. અસંખ્ય મસ્તકો તારો સાક્ષાત્કાર કરવા માટે તો કપાવાં જોઇએ."

સાધુનાં વચનો સાંભળી પેલો ગ્રાહક ને એકઠા થયેલા લોકો વિસ્મય પામ્યા ને ત્યારેજ તેમને ખબર પડી કે, "નેમ" શબ્દનો અર્થ હીરાનો હાર નથી, પણ કાંઇ ઓરજ છે.

અવિનાશી સુખરૂપી અમૃત ચાખવા માટે શી કિંમત આપવી પડે છે, તે આ વાત ઉપરથી સમજાશે. જગતમાં રહી, જગતનાં ક્ષણિક સુખો ભોગવવા લાલસા રાખીને પ્રભુને મેળવી ન શકાય; માટે ભોગ આપો, તોજ પરમ સુખની પ્રાપ્તિ થઇ શકશે.

એક મનુષ્ય રસ્તે ચાલતાં પડી ગયો ને પગને વાગ્યું, તેથી ગુરુત્વાકર્ષણની શક્તિને નિંદવા લાગ્યો. લાખો મનુષ્ય ભલે પડે ને પગ ભાગે, માટે શું ગુરુત્વાકર્ષણનો દોષ કઢાશે? નહિજ. દરેક પ્રકારનાં દુઃખો, અધઃપાત વગેરે માત્ર આપણી નિર્બળતાનાજ કારણથી છે. એ નિર્બળતા દૂર કરો. કોઇ બીજાનો દોષ ન કાઢો.

એ નિર્બળતા શું છે? માત્ર અજ્ઞાનજ છે. અજ્ઞાનને લીધેજ શરીર તથા ઇંદ્રિયો વગેરેને "આપણે આપણું સ્વરૂપ" માનીએ છીએ. આ અજ્ઞાન દૂર કર્યાથીજ આપણે કોણ છીએ તે જણાશે. આપણી પાંસળી કે જઠરાગ્નિનું અસ્તિત્વ ક્યારે માલૂમ પડે છે? જ્યારે તે નીરોગી સ્થિતિમાં નથી હોતાં, ત્યારેજ એનું આપણને ભાન થાય છે. જ્યારે તેમાં રોગ હોય છે, ત્યારે તંદુરસ્તીમાં શરીરનું કાંઇ ભાન થતું નથી. સર્વ જગત આપણું શરીર છે ને આપણે તંદુરસ્તીમાં છીએ એમ માનો ને અનુભવો, ત્યારેજ પરમ સુખ પામશો. એક સાધુને કોઇએ પૂછ્યું કે, "જિસસ ક્રાઇસ્ટને શૂળી ઉપર ચડાવ્યો તે વખતે તેને શૂળીનું ભાન ન થયું?" સાધુએ કહ્યું કે, "તે વખતે તેની પાસે શરીરની આસપાસ નારિયેળ હતાં." હિંદુસ્તાનમાં કોઇને મળવા જતાં, ભેટ મૂકવા સારૂ નારિયેળ–શ્રીફળ લઇ જાય છે, તેજ પ્રમાણે પેલા પ્રશ્ન પૂછનારે બે શ્રીફળ સાધુને આપ્યાં હતાં. તેમાંનું એક કાચું હતું ને બીજું સુકાઇ ગયેલું હતું.

સાધુએ કહ્યું: "આ શ્રીફળ કાચું છે. તેની કાચલી ભાગું તો અંદરના ગલનું શું થશે?" પેલા ભેટ મૂકનારે કહ્યું: "એ પણ

ભાગી જશે." સાધુએ કહ્યું: "વારૂ, ત્યારે આ સૂકા શ્રીફળને ભાગું તો અંદરની વસ્તુનું શું થશે?" ત્યારે પેલાએ કહ્યું: "તો તો અંદરનો ગલ નહિ ભાગે, તેને કાંઈ ઇજા નહિ થાય." સાધુએ પૂછ્યું: "કેમ?" પેલા ભેટ મૂકનારે કહ્યું કે, "સૂકા શ્રીફળમાંથી તો અંદરની વસ્તુ તેની મેળેજ છૂટી પડી જાય છે ને કાચામાં તો એ વસ્તુ કાચલી સાથે ચોટી રહે છે." સાધુએ કહ્યું: "ઠીક, એજ પ્રમાણે જ્યારે ક્રાઇસ્ટને શૂળી ઉપર ચડાવ્યો, ત્યારે ખરી રીતે કોને ચડાવ્યો હતો?" પેલાએ કહ્યું: "એના શરીરને." સાધુએ કહ્યું: "ઠીક, જેમ સૂકા શ્રીફળને ભાગતાં અંદરના સત્ત્વને ઇજા નહોતી થઇ, તેજ પ્રમાણે જિસસ ક્રાઇસ્ટને શૂળી ઉપર ચડાવ્યો, તે વખતે તેનો આત્મા શરીરથી છૂટો પડવાથી તેને ઇજા થઇ નહોતી; માટે દિલગીર શા માટે થાઓ છો? તેને માટે નિરર્થક શોક કેમ કરો છો?"

શરીર ઉપર આસક્તિ એજ નિર્બળતા છે, ને આ આસક્તિ રાખી દેહના નાશ સાથે આત્માનું મૃત્યુ માનવું, તેનેજ જગતના લોકો મરણ કહે છે; પણ જ્યાંસુધી આ નિર્બળતા છોડશો નહિ, ત્યાંસુધી મૃત્યુને જીતી શકશો નહિ. દુઃખ, દરિદ્રતા, વ્યાધિ, પીડા વગેરેની પાર જઈ શકશો નહિ. શરીરનું અસ્તિત્વજ નથી એમજ માનો. જીવન્મુક્ત એજ છે કે જે પ્રભુમય છે.

'રામ' ઘણી વખત સાંભળે છે કે, "હું એજ ઇચ્છું છું કે જન્મ્યોજ નહોત તો સારૂં." ડિન સ્વીફ્ટ બાયબલના જોબ નામના પ્રકરણમાંથી વાંચતો હતો કે, "જે દિવસે મારો જન્મ થયો હતો તે દિવસજ નાશ પામો." 'રામ' કહે છે કે, "ભાઇઓ! જન્મદિવસની સ્મૃતિ નાશ કરવાનો એ ઉપાયજ નથી; પણ અહંકાર, ઇચ્છાઓ વગેરેનો નાશ કરો અને ઇશ્વરમાં એટલી હદ સુધી મન પરોવો કે જાણે તમે પોતે છોજ નહિ, જાણે કદી પણ જન્મ્યાજ નથી. જેમ ગાઢ નિદ્રામાં જાગૃતાવસ્થાના અનુભવો ભૂલી જવાય છે, તેમ સાક્ષાત્કારમાં એટલા તો મસ્ત બનો કે જગતના તમારા બધા સંબંધોની વિસ્મૃતિ થઇ જાય. શ્રીફળની કાચલીને છોડાથી દૂર કરવાનો આજ સાચો રસ્તો છે ને ત્યારેજ તમે મૃત્યુને જીતી શકશો."

જૂનાં ગીતો નવા વાજિંત્ર ઉપર નવા રાગે ગાવાં, એજ સાક્ષાત્કારનો રસ્તો છે. ગીતો તો જૂનાંજ રહેશે, પણ તેના સૂર, રાગ

જુદા નીકળશે. જગતને જુદીજ દૃષ્ટિથી જુઓ. દરેક વસ્તુમાં પ્રભુ જુઓ. પ્રભુની આંખે જગતને જુઓ. કેટલાંક દૃષ્ટાંતથી આ વાત બરોબર સમજાવીએ.

એક સ્થળે અમે ઈશ્વિરપરાયણ થઇ બેઠા હતા, ત્યાં એક જણ આવી ચડ્યો. ત્યાં આવીને એ તો રોવા ને કૂટવા લાગ્યો, પણ કોઇએ ધ્યાન આપ્યું નહિ. 'રામ'ના પુત્રના મૃત્યુથી તે શોકગ્રસ્ત થયો હતો, કારણ તે છોકરો તેનો સગો હતો. કોઇએ તેના તરફ લક્ષ આપ્યું નહિ, એટલે તે નીચે બેઠો અને પછી તેની ચિંતા દૂર કરવા સારૂ તેને શાંત ચિત્તથી પૂછવામાં આવ્યું કે, "શોક કરવાનું કારણ શું છે?" તેણે કહ્યું: "છોકરાનું મૃત્યુ તેનાથી સહન થઈ શકતું નથી." બીજા બધા તો જ્ઞાનમાંજ મસ્ત હતા, તેથી તેમને કાંઈ શોકની નિશાની જણાઇ નહિ; કારણકે એ લોક જૂનાં ગીતોને નવા રાગમાં ગાનારા હતા. પેલા મનુષ્યને કહેવામાં આવ્યું કે, "હે ભાઇ! તમે એ છોકરાના સંબંધી છો એમ કહો છો તે તો માત્ર 'પવન વાય છે' એમ કહેવા બરોબર છે, તો પછી એ બાબતમાં અવાસ્તવિક શું છે કે આટલા બધા વ્યગ્ર થઇ ગયા છો? 'નદી વહે છે' તેમાં આપણને વ્યગ્ર થવાનું શું કારણ છે? કેમકે તે સ્વાભાવિકજ છે, પ્રકૃતિને અનુસરીનેજ છે. અમુકનું મૃત્યુ થયું કે પુત્રનું મૃત્યુ થયું, તેમાં પ્રકૃતિ વિરુદ્ધ શું થયું છે? જન્મ તેનું મૃત્યુ તો અવશ્ય છેજ. પાઠશાળામાં દાખલ થાઓ છો ત્યારે કાંઇ ત્યાં ઘર કરી હંમેશ માટે રહેવા નથી જતા. માત્ર એક વર્ગમાંથી બીજા વર્ગમાં જવા ખાતરજ પાઠશાળામાં જઇએ છીએ. દાદરે ચડીએ છીએ તે પગથિયે પગથિયે ઉપર જવા માટેજ; નહિ કે એકજ પગથિયા ઉપર ઊભા રહેવાને માટે; તેમ જન્મીએ છીએ તે પણ મૃત્યુ પામીને બીજો જન્મ ધારણ કરવાને માટેજ; માટે પુત્રનું મૃત્યુ થયું તે સ્વાભાવિકજ છે. એક શરીર છોડી બીજું શરીર ધારણ કરવા માટેજ તેમ બન્યું છે, તેમાં નવાઇ જેવું કાંઇજ નથી."

જગતમાં આ પ્રમાણે જ્ઞાનનિષ્ઠાથી રહેવાથી, આત્માને પરમાત્મારૂપે ઓળખવાથી, દિવ્ય જ્ઞાનરૂપી દૂરબિનથી જગતરૂપી વેધશાળામાં ઊભા રહી સર્વત્ર દૃષ્ટિ નાખવાથીજ સુખ ને આનંદ અનુભવાય છે. તમે મન નથી, બુદ્ધિ નથી, શરીર નથી, પરંતુ પ્રકાશના પણ પ્રકાશ છો, પરમ સત્ય છો. આનો સાક્ષાત્કાર કરો,

પૂર્ણ અનુભવ કરો, એજ આવશ્યક છે. આ શરીર ગમે તે સ્થળે હોય, ગમે તે સ્થિતિમાં હોય, તેની દરકાર શા માટે કરવી જોઇએ? સાક્ષાત્કાર કરો, જ્ઞાનરૂપી અમૃત પીઓ તો સર્વ જગત સ્વર્ગરૂપ બની રહેશે. આત્માનો અનુભવ કરો એટલે અખિલ બ્રહ્માંડ તમારૂં દાસ બનશે.

એક સમયે એક જણુ આવીને રામને કહેવા લાગ્યો કે, "એક મહાન રાજા તમને મળવા આવે છે." અહીં જરાએક વિચાર કરવા જેવી વાત છે. 'રામ' દરેક વસ્તુમાં પ્રભુ જોતો હતો તેથી બોલી જવાયુંઃ "તેમાં 'રામ' ને શું છે?" પેલો મનુષ્ય બોલ્યોઃ "અરે, એ તમારે માટે કીમતી ભેટ લાવે છે." 'રામે' કહ્યુંઃ "તેમાં મારે શું? રાજા હોય તેમાં મારે શું? મારે તો પરમ સત્ય જોઇએ છે. જગતની ક્ષણભંગુર, અસત્ય વસ્તુઓમાં 'રામ' ને સ્વાર્થ નથી. સત્ય આનંદરૂપ પરમાત્મા મને નિરંતર પ્રવૃત્તિમાં રાખે છે. નિરર્થક વાર્તાલાપ મારે ઉપયોગનાં નથી." પરમ જ્ઞાનની દૃષ્ટિથી સર્વ જોવામાં આવે તો ધનવાન, રાજા કે પાદશાહ કે ગમે તે પુરુષ, શું આશ્ચર્ય ઉપજાવી શકે? માત્ર દૃષ્ટિબિંદુ ફેરવું જોઇએ. વર્તમાનપત્રો જ્યારે આપણને રસ ઉત્પન્ન ન કરે—નીરસ લાગે—ત્યારે જગતમાં એક પગથિયું આપણે આગળ વધ્યા અને પ્રભુની પાસે આવ્યા, એમ જાણવું જોઇએ. આ વાતનો અનુભવ કરજો. આ પ્રમાણેનો ભોગ આપી શકશો ત્યારેજ સત્ય જીવન ઊગતું જણાશે. દૃષ્ટાંતો આપ્યાં છે તે કાંઈ અનુકરણ કરવા નથી આપ્યાં, પણ તમે પોતે આ વાતોનો જાતે અનુભવ કરો, આત્માને ઓળખો, સાક્ષાત્કાર કરો ને સર્વ ઇચ્છાઓ, લાલચો, દુઃખ, ચિંતા વગેરેની પેલી પાર જાઓ એ માટેજ તમને આપ્યાં છે.

ૐ! ૐ!! ૐ!!!



# अरण्यनी वातो

## (१) गृहस्थाश्रम

ચશ્માંથી બધું જોઇ શકાય છે; પરંતુ ચશ્માં આંખોને ભારરૂપ ન થઇ પડતાં, ઊલટા મદદગાર થઇ પડે છે. પતિપત્ની વચ્ચેનો સંબંધ પણ એવોજ હોવો જોઇએ. એકબીજાના કાર્યમાં વિઘ્ન ન કરતાં પરસ્પર સહાયક થવાય, તેમ તેમણે વર્તવું જોઇએ. એટલા માટે લગ્ન સ્થૂલ શરીરનાંજ નહિ, પરંતુ સાથે આત્માનાં પણ થવાં જોઇએ. બંને જણ એક બીજાને સ્થૂલ દેહરૂપ ન ગણતાં, આત્મરૂપજ દેખે, પરમ સત્યરૂપ દેખે ને સ્વાર્થરૂપી આડખીલીઓ વચ્ચે ન આણે, તોજ ખરો ગૃહસ્થાશ્રમ શોભી નીકળે.

જેમ શ્વાસ આપણી નજીકમાં નજીક છે, છતાં આપણને તેની ખબર પડતી નથી, આપણે તેને જોઇ કે સ્પર્શી શકતા નથી; તેમજ પતિપત્ની એકબીજાને ભારરૂપ નથી; પરંતુ હાલ તો પતિની ઉન્નતિમાં પત્ની અને પત્નીના માર્ગમાં પતિ વિઘ્નકર જણાય છે.

હિંદુસ્તાનમાં સ્ત્રી અને પુરુષ આંખમાં આંજણ આંજે છે, તેથી આંખને જરા પણ હરકત ન આવતાં ઊલટી આંખની જોવાની શક્તિ વધે છે અને જો અડચણ જણાય તો અવશ્ય કાંઇ પણ વિકૃતિજ થયેલી હોય છે. પેટમાં દુખે ત્યારેજ ખબર પડે છે કે, લીવર બગડ્યું છે; આ એક નિયમ છે. 'રામ'ની સ્ત્રીએ એક સમય 'રામ'ને પૂછ્યું કે, "હું તમને યાદ આવું છું?" 'રામે' કહ્યું: "કદી નહિ." કારણ અમુક વ્યક્તિ આપણને ત્યારેજ સાંભરે છે કે જ્યારે આપણે તેનાથી ભિન્ન હોઇએ–ભેદવાળા હોઇએ. તમારી આંખ તમને સાંભરે છે? તમારા હાથ પગ કદી તમને સાંભર્યા છે? કદી નહિ. માત્ર જ્યારે કાંઇ મંદવાડ આવે છે, ત્યારેજ એ અવયવોનું ભાન થાય છે, તે સિવાય તમારામાં ને તમારા અવયવોમાં અભેદજ છે એટલે પછી કોણ કોને સંભારે?

એકાદ મિત્રનો કાગળ આવે છે, ત્યારે કાગળ વાંચવો બહુ ગમે છે; કેમકે મિત્રને લીધે કાગળ ઉપર પ્રેમ આવે છે. તેજ પ્રમાણે સ્ત્રીપુરુષે પરમાત્મા તરફના પત્રની પેઠે એકબીજા તરફ વર્તવું જોઇએ. ધણીનું અંગ એ પરમાત્મા તરફથી મળેલો કાગળ યા છબી સમજવી ને આ છબી દ્વારા પ્રભુનાં દર્શન કરવાં જોઇએ. પતિના સમાગમમાં પરમાત્માની નિકટતાનો અનુભવ કરવો જોઇએ. આ પ્રમાણે દરેક વસ્તુને પ્રભુની છબીરૂપજ સમજવી. પોતે પ્રભુ છે, સર્વ પ્રભુ છે, તેજ હું છું ને હુંજ તે છે; આ પ્રમાણેના વર્તનથીજ પરમ સુખની પ્રાપ્તિ થશે.

## ( ૨ ) નવાણુંનો ચક્રાવો

લોકો કહે છે કે ભાઈ! કદી નવાણુંના ચક્રાવામાં પડશો નહિ ! એ ચક્રાવાનો અર્થ શું છે ?

એક માણસ નાના ઝૂંપડામાં પોતાના કુટુંબ સાથે સુખેથી રહેતો હતો. આખો દિવસ મજૂરી કરીને તે પેટજોગું પેદા કરતો હતો. તેને બીજી કોઇ મહતવાંચ્છના નહોતી, કોઇ ઉપર દ્વેષ કે ઈર્ષા નહોતી, પોતાનું કામ પ્રમાણિકપણે કરી દિવસ નિર્ગમન કરતો હતો. તેની પાડોશમાં એક ધનાઢ્ય પુરુષ રહેતો હતો. આ ધનાઢ્ય માણસ હરદમ ચિંતાગ્રસ્ત રહેતો હતો અને કશી વાતમાં સુખજ નહોતું. કોઇ સાધુ એક સમયે આ ધનવાનને ઘેર આવી ચડ્યો ને તેની સ્થિતિ નિહાળીને કહ્યું કે, " તમારા ધનને લીધેજ તમે દુઃખી છો." ધનાઢ્યનું મન એક વસ્તુ ઉપરથી બીજી વસ્તુ ઉપર ભટકતું હતું, વલખાં મારતું હતું; તેથી સાધુએ પેલા નિર્ધનને દેખાડીને કહ્યું કે, " ભાઇ, જો આની પાસે ફૂટી બદામ પણ નથી, છતાં તે કેવો રાતોચોળ છે ને શરીરે કેટલો તંદુરસ્ત ને દૃઢ છે ? આવું સુખ તમારાથી શા માટે અનુભવાતું નથી ?" પેલા ધનાઢ્યને આ વાતની ખાતરી કરવાની ઇચ્છા થઇ કે પૈસોજ દુઃખનું કારણ કેમ છે ? સાધુએ તેને એક રસ્તો બતાવ્યો, તે પ્રમાણે તેણે નવાણું રૂપિયાની થેલી ભરીને છાનામાના પેલા નિર્ધનના ઘરમાં મૂકી દીધી. બીજે દિવસે જોયું તો પેલા નિર્ધનના ઘરમાં દેવતાબેવતા કાંઇ સળગાવેલું દીઠું નહિ ને કાંઇ રાંધ્યું કર્યું પણ જણાયું નહિ. તે દિવસે બધાં ભૂખ્યાં સૂઇ રહ્યાં. બીજે દિવસે પેલો સાધુ ધનાઢ્ય પુરુષને લઇને પેલા નિર્ધનને ઘેર ગયો અને પૂછ્યું કે, " આજ કેમ કાંઇ ચૂલો સળ-

ગાળ્યો નથી ?" સાધુને જોઇને પેલાએ સત્ય વાત કહી દીધી કે, "પહેલાં તો અમે દરરોજ રાંધીને જમતાં હતાં, પણ આજે નવાણું રૂપિયાની થેલી મળી, ત્યારે વિચાર થયો કે સો પૂરા થવાને માત્ર એકજ રૂપિયો ખૂટે છે; માટે એકાંતરે જો અન્ન ખાઇશું તો એક રૂપિયો બચાવાશે."

ધનાઢ્ય લોકની કૃપણતાનું આજ ગુહ્ય તત્ત્વ છે. જેમ પૈસો વધારે મળતો જાય છે, તેમ તેમ લોભ વધતો જાય છે; ને ઊલટા તેઓ વધારે ને વધારે ગરીબ બનતા જાય છે. હજાર મળે તો દસ હજાર કરવા ઇચ્છા થાય છે ને દસ હજાર થાય તે અગાઉ લાખની ઇચ્છા તેમનાં અંતઃકરણમાં તૈયારજ ઊભી હોય છે.

## ( ३ ) तेने कंई कुहाडीनी धार उतरावत्री हशे ?

અમેરિકન દેશભક્ત બેન્જામિન ફ્રેંકલિન પોતાના જીવન-વૃત્તાંતમાં લખે છે કે, જ્યારે તે નાનો હતો અને ફિલાડેલ્ફિયા-માંની શાળામાં ભણતો હતો, ત્યારે એક દિવસ નિશાળે જતાં એક લુહારને તેણે કામ કરતાં દીઠો. હાલના વખત જેવી તે સમયે સાંચા કામની માહિતી નહોતી. લુહાર પોતાની દુકાનમાં બેઠો બેઠો કામ કર્યે જતો હતો. એનું કામ જોવાની આતુરતાથી બેન્જા-મિન ત્યાં ઊભો રહ્યો. હાથમાં દફતર ને ચિત્ત પેલાને કામ કરતો જોવામાં ગયેલું; તેથી નિશાળ નિશાળને ઠેકાણે રહી ને એક ધ્યાનથી જોતો જોતો તે ત્યાંજ ઊભો રહ્યો. લુહાર પોતાનાં હથિ-યારો તથા છરીઓ વગેરેને ધાર ચડાવતો હતો. તે વખતે તેનો માણસ કામ પ્રસંગે બહાર ગયો હતો. બેન્જામિનને ધ્યાનથી જોતો જોઇને લુહારે પાસે બોલાવ્યો ને કહ્યું: "વાહ ! કેવો સારો ને ડાહ્યો છોકરો છે ! બહુ અક્કલવાળો છે !" આથી બેન્જામિન ફુલાયો, એટલે લુહારે કહ્યું: "ભાઇ, જરા ધાર ચડાવવામાં મદદ કર જોઇએ." તરતજ બેન્જામિન કામે વળગી ગયો. છોકરાંઓ સ્વાભાવિક રીતેજ ચંચળ હોય છે ને બેસી રહેવા કરતાં કાંઇ પણ કામમાં મન પરોવવામાં એમને ગમત પડે છે. બેન્જામિન કામ કર્યે જતો હતો ને પેલો લુહાર તેનાં વખાણ ઉપર વખાણ કરતો હતો. થોડી વારમાં તો તેણે કેટલીએ છરીઓને ધાર ચડાવી દીધી; એટલામાં બેન્જામિનને થાક લાગ્યો ને નિશાળ પણ સાંભરી, તેથી દુકાનમાંથી જવાનો વિચાર કર્યો પણ પેલો લુહાર પાછો ખુશા-મત કરવા લાગ્યો કે, "વાહ! ઘણોજ સારો છોકરો છે! કદી

નિશાળમાં તને શિક્ષા તો થતીજ નથી ! બીજા છોકરાઓને એક પાઠ કરતાં બેત્રણ કલાક લાગે છે ને તું તો થોડીજ વારમાં એક પાઠ તૈયાર કરી શકે છે !" થોડી વાર પાછું કામ કર્યું પણ હવે તો નિશાળે જવાને તેનું મન તલપાપડ થઈ ગયું. નિશાળનો વખત દસ વાગ્યાનો હતો, પણ બેન્જામિન બાર વાગે ગયો. નિશાળમાં મોડા જવા માટે તેને શિક્ષા ખમવી પડી. વળી કામના થાકથી હાથ સૂજી ગયા હતા, તેથી એક અઠવાડિયા સુધી તે માંદો રહ્યો, પણ ત્યાર પછી જ્યારે જ્યારે કોઈ તેની ખુશામત કે વખાણ કરતું ત્યારે ત્યારે તે કહેતો કે, "તેને કંઇ કુહાડીની ધારબાર ઉતરાવવી હશે !" પછી કોઈ દિવસ તે ખુશામતમાં ફસાયો નહિ.

## ( ૪ ) ગરીબ કોણ ?

એક સાધુ પાસે ત્રાંબાનાણું હતું, તે કેટલાંક છોકરાંને આપી દેતો હતો. ઘણા ગરીબ ભિખારીઓ તે લેવાને આવ્યા પણ તેમને ન આપ્યું, છેવટે હાથી ઉપર બેસીને એક રાજા ત્યાં આવ્યો એટલે પેલા સાધુએ મૂઠી ભરીને ત્રાંબાનાણું રાજા ઉપર ફેંક્યું. સાધુના આ વિચિત્ર વર્તનથી રાજા અચંબો પામ્યો. સાધુએ કહ્યું: "ગરીબમાં ગરીબ માણસ માટે આ પૈસા છે." રાજાએ પૂછ્યું કે, "હું ગરીબમાં ગરીબ કેવી રીતે છું ?"

સાધુએ કહ્યું: "હે રાજા ! તારા વૈભવ તથા ધનદોલતને લઇનેજ તું ગરીબ છે. તું આટલાથી પણ ધરાતો નથી; અને એથી પણ અધિક વૈભવ, રાજ્ય વગેરે તારે જોઇએ છીએ માટે તું ગરીબમાં ગરીબ છે. હે રાજા ! એક મનુષ્ય એક પેટીમાં પૈસાના ઢગલા કર્યે જતો હતો; ત્યાં થઇને એક સાધુ ચાલ્યો જતો હતો. સાધુને પેલાએ આમંત્રણ કરી બોલાવ્યો, એટલે તેણે પૂછ્યું કે, 'ભાઈ ! આમ નાણાં એકઠાં કરવાનું શું પ્રયોજન છે ?' પેલા ધનાઢ્યે કહ્યું: 'સંતજી ! તમારે શી દરકાર છે ? તમને તો લોકો અન્ન આપે છે માટે સુખશાંતિ છે; ને કદાચ અન્ન ન મળે, તોપણ તમને તો તે બાબતની દરકાર નથી; પણ અમારા જેવાને તો આમ એકઠું કરી રાખવાની ખાસ જરૂર છે; કારણકે કોણ જાણે ક્યારે કેવો સમય આવે.' સાધુ કાંઇ બોલ્યો નહિ. બીજે દિવસે પેલો ધનાઢ્ય, જે ઝૂંપડીમાં સાધુ રહેતો હતો ત્યાં ગયો ને જોયું તો સાધુએ પોતાની પાસે એક મોટો ખાડો ખોદ્યો હતો ને તેમાં સારા સારા ગોળ પથરા એકઠા કરી કરીને દાટતો હતો."

ધનાઢ્યઃ—અરે સંતજી! આ શું કરો છો?

સાધુઃ—કેવા સુંદર ને ગોળ પથરા છે! જોતો નથી? એ બધાને એકઠા કરૂં છું.

પેલો ધનવાન પુરુષ હસ્યો ને કહ્યુંઃ શા સારૂ આપ પથરા એકઠા કરો છો? આ આખો પર્વત તો અહીં પડેલો છે.

સાધુઃ—જરૂરની વખતે કામ લાગે માટે એકઠા કરૂં છું, કદાચ આ પર્વત અહીંથી ઊખડી જાય તો કોઈક સમયને માટે આ પથરા કામ આવી જાય.

ધનાઢ્ય પુરુષઃ—અરે સાહેબ! એમ તે બને?

સાધુઃ—ભાઈ! તેંજ મને આમ કરવાનું શીખવ્યું છે. મૂર્ખ! તને પ્રભુ તરફથી અન્ન નહિ મળે એવો સમય કદી આવવાનોજ નથી, છતાં તું પૈસા સંગ્રહી રાખે છે અને અમૂલ્ય વખત તેમાં નકામો ગાળે છે. પ્રભુએ કાંઈ આમ પૈસા એકઠા કરી રાખીને જીવન એળે કાઢવાને નથી આપ્યું. ચિંતા અને ઉપાધિમાંજ પડી રહેવાને માટે કાંઈ માનવજીવન નથી.

## ( ૫ ) काबेल काजी

એક સમયે એક કાજી બાદશાહ પાસે ગયો. બાદશાહ કાજીને ઘણું માન આપતો હતો, છતાં પણ તેની પરીક્ષા કરવાનું તેને તે દિવસે મન થયું. બાદશાહ પોતે ઘણો વિદ્વાન નહોતો, પણ તેની પાસે એક હજૂરિયો હતો, તેને કાજીની જગ્યા લેવી હતી, તેથી તેણે કાજીને અમુક પ્રશ્નો પૂછવાનું રાજાને કહ્યું. કાજી જ્યારે દરબારમાં આવ્યા, ત્યારે બાદશાહે પૂછ્યુંઃ—

“ઈશ્વર ક્યાં બેસે છે? કઈ દિશામાં મોં રાખે છે? ને તે શું કરે છે?” વળી વધારામાં કહ્યું કે, “જે આ પ્રશ્નના ઉત્તર આપશે તેને ઊંચી પદવી આપવામાં આવશે.” કાજીએ જાણ્યું કે, બાદશાહ સવાલ પૂછે છે, માટે તેમાં કાંઇ ઊંડું રહસ્ય હશે; જેથી સવાલ સાંભળી ઉત્તર દેવાને આઠ દિવસની મહેતલ માગી.

આઠ દિવસ સુધી કાજી સવાલ ઉપર વિચાર કર્યે ગયા; પરંતુ કાંઇ સંતોષકારક જવાબ શોધી શકયા નહિ. છેલ્લો દિવસ આવી પહોંચ્યો, પણ જવાબ તૈયાર થઇ શકયા નહોતા.

વધારે વખત લેવા સારૂ કાજીએ મંદવાડનું બહાનું કાઢ્યું. કાજીની પાસે એક હોશિયાર નોકર હતો, તેણે આવી પૂછ્યુંઃ

"કાજીજી ! શું થયું છે?"

કાજીઃ—તું તારે કામે વળગ, મારો જીવ ન ખાઈશ.

નોકરઃ—મહેરબાની કરીને કહો તો ખરા કે છે શું ? તમને દુઃખ થતું મારાથી જોઈ શકાતું નથી.

કાજીએ પોતાની મુશ્કેલીની વાત કહી. નોકર ઘણો સાધારણ સ્થિતિનો હતો, પણ વિદ્વાન હતો. એ આ સવાલોના જવાબ જાણતો હતો, તેથી કહ્યુંઃ "મને લેખિત હુકમ આપો એટલે હું જઈને બાદશાહને સંતોષકારક ઉત્તર આપું અને જો બાદશાહને સંતોષ નહિ થાય, તો તમારે બદલે હું મરવાને તૈયાર છું."

કાજી એમ કરવાને આનાકાની કરતા હતા, પણ વાત ચાલતી હતી તેટલામાં બાદશાહનું તેડું આવ્યું, તેથી લાચારીથી નોકરને જવાની રજા આપી. નોકરે ફાટ્યાંતૂટ્યાં કપડાં પહેર્યાં ને ચાલવા માંડ્યું. આ નોકર વેદાંતમાં પ્રવીણ હતો. આ પંડિત નોકર બાદશાહ સામે નિર્ભયપણે ગયો ને પૂછ્યુંઃ "આપ શા પ્રશ્ન પૂછવા માગો છો?"

બાદશાહઃ—તારા શેઠને પૂછેલા પ્રશ્નોનો જવાબ તું આપીશ?

નોકરઃ—હું પ્રશ્નોનો ઉત્તર આપીશ; પણ આપ જાણો છો કે જે માણસ પાસેથી આપણે કાંઈ શીખીએ છીએ તે આપણો ગુરુ કહેવાય છે ને આપણે તેના શિષ્ય કહેવાઈએ છીએ; માટે કાયદા મુજબ માનમરતબાવાળી જગ્યાએ મને બેસાડવો જોઈએ ને પ્રશ્ન પૂછનારે એના ચરણમાં બેસવું જોઈએ.

બાદશાહે તેને સુંદર વસ્ત્ર પહેરવાને આપ્યાં ને પોતાને આસને બેસાડીને પોતે સામે જઈને બેઠો; પરંતુ કહ્યું કે, "જો તારા ઉત્તર સંતોષકારક નહિ હોય તો હું તને ગરદન મારીશ."

નોકરે કહ્યુંઃ—અલબત, એ તો કરારજ છે.

ત્યારે પહેલો પ્રશ્ન એ મૂક્યો કે, "ઈશ્વર ક્યાં બેસે છે?" જો દૃષ્ટાંત વિના જવાબ દીધો હોત તો રાજા સમજી ન શકત; તેથી નોકરે કહ્યુંઃ "એક ગાય મંગાવો." ગાય આવી એટલે પેલા નોકરે પૂછ્યું કે, "ગાયમાં દૂધ છે?"

રાજાઃ—અલબત.

નોકરઃ—દૂધ કઈ જગ્યાએ ભરાઈ રહ્યું છે?

બાદશાહઃ—આંચળમાં.

નોકરઃ—ખોટી વાત. આંચળમાં એટલું બધું દૂધ માય નહિ. દૂધ તો ગાયના બધા શરીરમાં રહેલુંજ છે. જાઓ, ગાયને લઇ જાઓ.

પછી દૂધ મંગાવ્યું ને પૂછયું: "આમાં માખણ કઈ જગ્યાએ છે તે કહો જોઇએ."

બાદશાહ જવાબ ન આપી શકયો એટલે પેલાએ કહ્યું: "જો કે માખણ આ દૂધમાં કઇ જગ્યાએ છે તે ખબર પડતી નથી, છતાં બધાજ દૂધમાં માખણ પ્રસરી રહેલું છે, તેજ પ્રમાણે પ્રભુ બ્રહ્માંડમાં સર્વત્ર બિરાજી રહેલો છે. દૂધ મેળવવા સારૂ જેમ ગાયને દોહવી પડે છે, તે પ્રમાણે ઈશ્વરને મેળવવા સારૂ મનુષ્યે પોતાનું હૃદય દોહવાનું છે."

અંતે નોકરે પૂછયું: "કહો હવે તમારા પ્રશ્નનો ઉત્તર મળ્યો?"

બાદશાહે કહ્યું: "હા, બરાબર મળ્યો." ને જે લોકોએ કહ્યું હતું કે, પ્રભુ તો ઊંચે આકાશમાં સાતમા કે આઠમા સ્વર્ગ કે પાતાળમાં વસે છે, તે લોકો તેની નજરમાં તુચ્છ લાગ્યા.

પછી "ઈશ્વર કઇ દિશા ભણી જુએ છે." એ પ્રશ્ન આવ્યો. પ્રશ્ન વિચિત્ર હતો, કારણકે સામાન્ય લોકો ઈશ્વરને સાકાર માનતા હતા. પેલા નોકરે આ પ્રશ્નનો જવાબ આપવા માટે કહ્યું કે, "એક દીવો કરો." દીવો થયો એટલે કહ્યું કે, "કહો, આ દીવો કઇ દિશા ભણી મુખ કરી રહ્યો છે?" દીવો સર્વ દિશામાં પ્રકાશ આપતો હતો એ બતાવીને તે નોકરે કહ્યું કે, "હે બાદશાહ! ઈશ્વર સર્વ દિશામાં જુએ છે."

હવે છેવટે "ઈશ્વર શું કરે છે?" એ પ્રશ્નનો ખુલાસો રહ્યો. નોકરે કહ્યું કે, "જાઓ, કાજીને બોલાવો." કાજી આવ્યા ને નોકરને બાદશાહની ગાદી ઉપર બેઠેલો જોઇને આશ્ચર્ય પામ્યા. પછી કાજીને બાદશાહની જગ્યાએ બેસવા કહ્યું ને બાદશાહને કાજીની જગ્યાએ બેસવા કહ્યું અને પોતે તો ગાદી ઉપર બેઠેલોજ હતો. પછી તે બોલ્યો કે, "પ્રભુ આ પ્રમાણે હરદમ ઉદ્યમ કરતો રહે છે; એટલે કે રાજાને રંક અને રંકને રાજા બનાવ્યા કરે છે. હાલ બાદશાહની ગાદી ઉપર હું બેઠો છું, બાદશાહની જગ્યા ઉપર કાજી છે ને કાજીની જગ્યા ઉપર બાદશાહ છે. આ પ્રમાણે જગતની ઘટમાળ ચલાવવી એ ઈશ્વરનું કર્તવ્ય છે." બાદશાહ સંતોષ પામ્યો ને નોકરને તે દિવસથી કાજી બનાવ્યો.

# प्रारब्ध नहि पण पुरुषार्थ*

વિશ્વનિયંતાના રૂપમાં વિરાજતા સજ્જનો અને સન્નારીઓ!

આજનો વિષય "મનુષ્ય પોતેજ પોતાનું ભાવી બાંધે છે" એ છે. મનુષ્યને આપણે તેના ખરા રૂપમાં આલેખતા આવ્યા છીએ. સત્ય રીતે મનુષ્ય દૈવી પ્રાણી છે, પોતાના શરીરનો માલિક છે; એટલુંજ નહિ પણ આખા વિશ્વનો પણ તે માલિક છે. આજે મનુષ્યને જેમ વેદાંતાઓ સૂક્ષ્મ શરીરના અર્થમાં ગણે છે, તેમ આપણે એને ઇચ્છાથી ભરેલો લાલસાયુક્ત અર્થમાં લઇશું. આવી રીતે બંધનયુક્ત સ્થિતિમાં પણ મનુષ્ય પોતાના ભવિષ્યનો કર્તા પોતેજ છે. આ વિષય ઘણી રીતે વર્ણવી શકાય એમ છે. દરેક રીતે આજેજ વર્ણવી શકાય તેમ નથી. આજ તો આપણે માત્ર ઘણાજ ઝીણામાં ઝીણા દૃષ્ટિબિંદુ ઉપર વિવેચન કરીશું.

મનુષ્ય જન્મ્યા પછી પોતાની આસપાસના સંયોગો ઘણે અંશે ફેરવી શકે છે, એ માનવાજોગ છે. અમુક સ્થિતિમાં જન્મેલો મનુષ્ય આસપાસના સંયોગો ઉપર ઘણે કે થોડે દરજ્જે પણ સ્વામિત્વ ભોગવી શકે છે; એવા સંયોગોની પેલી પાર પોતે જઇ શકે છે. અધમાધમ સ્થિતિમાંથી ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિએ કેળવણીને લીધે મનુષ્ય ચડી શકે છે. આ જગતમાં ગરીબમાં ગરીબ ભિક્ષુકો પણ કીર્તિ ને માનની પદવી મેળવી શકયા છે. ઘણીજ હલકી ને સાધારણ સ્થિતિમાં જન્મેલાઓ પણ ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિએ જઇ પહોંચેલા છે. નેપોલિયન બોનાપાર્ટ કે શેકસપિયર, લંડનના લૉર્ડ મેયર વિટિંગ્ટન કે ચીનનો એક ગરીબ ખેડૂત કે જે ચીનનો મુખ્ય પ્રધાન થઈ ગયો, તેમના દાખલા લો. જગતમાં જન્મ્યા પછીથી આપણી સ્થિતિ આપણે સુધારી શકીએ છીએ, એ સાબિત કરવું તે એવા દાખલાદલીલો ઉપરથી સહેલુંજ છે; પરંતુ

* સને ૧૯૦૩ ના જાન્યુઆરી માસની ૨૪ મી તારીખે ગોલ્ડન ગેઇટ હોલમાં આપેલું ભાષણ.

વેદાંત તો એટલે સુધી કહે છે કે, કેવી સ્થિતિમાં જન્મવું, કેવાં માબાપને પેટે જન્મવું, એ સર્વ પણ આપણીજ સ્વતંત્ર ઇચ્છા ઉપર છે. વેદાંત કહે છે કે, ગમે તે દૃષ્ટિથી આ પ્રશ્ન વિચારો, તો જણાશે કે મનુષ્ય પોતાના ભવિષ્યનો કર્તા પોતેજ છે. જો જન્મતાંજ અંધ જન્મ્યા હોઇએ, તો આપણે આપણી ઇચ્છાથીજ એ સ્થિતિમાં જન્મ્યા છીએ. ગરીબ માતાપિતાને પેટ જન્મ લીધો હોય, તો ત્યાં પણ આપણા ભવિષ્યના કર્તા આપણેજ છીએ. આપણી સ્વેચ્છાથીજ એ સ્થિતિમાં આવ્યા છીએ.

હવે આ પ્રશ્ન વિચારીએ કે, "મનુષ્ય પોતાનાં માતાપિતાની પસંદગી કેવી રીતે કરે છે?" બીજી રીતે કહીએ તો પુનર્જન્મનો નિયમ કેવો છે, તે વિષે કાંઇક વિચાર કરીશું. કેટલાક એમ માને છે કે, મનુષ્ય મરી જાય છે એટલે તે હંમેશને માટે આ દુનિયા છોડીને જાય છે. કેટલાક આત્માના અમરત્વને લીધે પોતાનાં સગાંસંબંધીઓને મૃત્યુ પછી પણ મળવાની ઇચ્છાને લીધે પરલોકમાં ફરી મળીશું એમ માને છે. "આ લોકમાં રહીને એવા કલ્પિત પરલોકનું અસ્તિત્વ સાબિત થઇ શકે એમ નથી" આમ કેટલાક માને છે ને તેમાં કાંઇક સત્ય પણ રહેલું છે. મૃત્યુ પછી મનુષ્ય સ્વર્ગ કે નરકમાં જાય છે, એ સર્વથા સત્ય નથી. સ્થૂલ જીવનમાં રહીને આ બાબતોનો આપણે ખુલાસો કરવાનો છે. સ્થૂલ જગતના નિયમોની આડે આવવાનો એ માનસિક પરલોકને જરાયે અધિકાર નથી. ધારો કે એક મૃત્યુ પામેલા મનુષ્યને દાટ્યો છે; "માટી સાથે માટી મળી ગઇ" એવું લોકો દાટતી વખતે કહે છે; પણ ખરી રીતે તેથી શરીર નાશ પામ્યું કે તેનું અસ્તિત્વ સમૂળું ઊડી ગયું, એમ તો નજ કહી શકાય. માત્ર તેનું રૂપાંતરજ થાય છે. એજ શરીર જુદા રૂપે સુંદર પુષ્પના રૂપમાં તેજ જગ્યાએ ઊગી નીકળે છે. ફળ ફૂલથી ઝૂકી રહેલા વૃક્ષના રૂપમાં પણ ફરીથી અસ્તિત્વમાં આવે છે; માટે શરીરનો વાસ્તવિક નાશ થયો, એમ તો નજ કહી શકાય.

ત્યારે હવે આપણને શંકા શી બાબતની રહે છે? આત્મા જે પરમ સત્ય છે તે નાશ પામે છે એવી શંકા છે? બિલકુલ નહિ. આત્મા નાશવંત છેજ નહિ. ત્યારે હવે શંકા શી રહે છે? સૂક્ષ્મ શરીર—માનસિક ઇચ્છાઓ, લાગણીઓ, વાસનાઓ, એનું શું થાય છે? જડ શરીરના નાશ પામવા સાથે આ વૃત્તિઓ પણ

નાશ પામે છે? બિલકુલ નહિ. એનો નાશ કરી શકાયજ નહિ. ત્યારે તે બધાનું શું થાય છે? ઇચ્છાઓ, વાસનાઓ વગેરેનું શું થાય છે, એજ પ્રશ્ન માત્ર રહે છે. કોઇ કહેશે કે, તે તો અન્ય ભૂમિ ઉપર ચાલ્યાં જાય છે, તો તેમ સાબિત કરવાને કોઈ સાધન નથી. એમ માનનારના દૃષ્ટિબિંદુથી કદાચ તે વાત સંભવિત હોય પરંતુ વિજ્ઞાનશાસ્ત્ર તે બાબતની સાબિતી જડ જગતમાંજ માગે છે.

આપણે એ નિયમ તો જાણીએજ છીએ કે, જગતમાં કાંઇ નાશ પામતુંજ નથી. પ્રત્યેક વસ્તુનું માત્ર રૂપાંતરજ થાય છે. પદાર્થના નિત્યપણાનો અવિનાશી નિયમ સિદ્ધ કરે છે કે, 'નાશ' એવું કાંઇ છેજ નહિ. ઠીક, જડ શરીર નાશ નથી પામતું, આત્મા નાશ નથી પામતો, તો પછી આ ઇચ્છાઓ-વાસનાઓ નાશ પામે, એમ માનવાનું શું કારણ છે?

જગતમાં શક્તિનો સંગ્રહ થઇ રહે છે, નાશ નથી થતો, એ તો હવે સર્વ કોઈ જાણે છે. ત્યારે પછી વાસનાઓ વગેરે નાશ પામે છે, એમ કહેવું વાજબીજ નથી. તે શક્તિઓ સ્થલાંતર કરે, નામરૂપ બદલાવે પણ અસ્તિત્વમાં તો રહેજ. જેમ મીણબત્તી સળગાવીએ છીએ ને થોડી વારમાં બધી બળી જાય છે, પણ રસાયનશાસ્ત્ર દેખાડે છે કે, કાંઇ પણ નાશ પામ્યુંજ નથી, માત્ર રૂપાંતરજ થયું છે-તેજ પ્રમાણે જ્યારે મનુષ્ય મૃત્યુ પામે છે, ત્યારે બાહ્ય દૃષ્ટિએ તેની વાસનાઓ પણ ગુમ થયેલી જણાય છે; પરંતુ વેદાંત આત્માને શાસ્ત્ર વડે સિદ્ધ કરી બતાવે છે ને જગત-ને પ્રયોગ અને પ્રમાણપૂર્વક જણાવે છે કે, વાસનાઓ નષ્ટ થતી-જ નથી. હવે જ્યારે એ નષ્ટ નથી થતી, તો તેનું શું થાય છે? ગણિતના દાખલા પ્રમાણેજ આપણે આ દાખલો ગણીશું. એક દાખલો લઇને પહેલો તો તે શેના ઉપર રચાયેલો છે તે જોઇએ છીએ; ને તે ઉપરથી શું માગ્યું છે, શું શોધી કાઢવાનું છે, તે વિષે વિચાર કરીએ છીએ. કેટલીક વખત માત્ર શા ઉપર દાખલો રચાયેલો છે, તેજ વિષે વિચાર કરતાં આખો દાખલો ગણી શકીએ છીએ અને કેટલીક વેળા પરિણામ જે આવ્યું હોય, તે ઉપર વિચાર કરીને બન્નેનો તાળો મેળવીએ છીએ. તાળો મળે છે, ત્યારે દાખલો ખરો છે, એમ સાબિત થાય છે. ઠીક, હવે આપણા પ્રશ્ન-માં મૂળ વાત શી છે; ને શોધી શું કાઢવું છે? જીવન ને મૃત્યુ. જીવન મૂળ પાયો છે ને મૃત્યુ પરિણામ છે, અથવા તો મૃત્યુને

મૂળ પાયો ગણો ને જીવનને પરિણામ ગણો; જે ફાવે તે રસ્તો લો, બન્ને એકજ છે. અસંખ્ય મનુષ્યો જન્મે છે ને અસંખ્ય મૃત્યુ પામે છે. જે લોકો મૃત્યુ પામે છે તેમની વાસનાઓ પણ મૃત્યુ પામે છે, એમ ધારીએ તો તે વિજ્ઞાનશાસ્ત્રના નિયમ વિરુદ્ધ જાય છે. ત્યારે એટલું તો શરૂઆતમાં કબૂલ કરવુંજ પડશે કે, કોઈ પણ પદાર્થ શૂન્યમાં પરિણમતો નથી, તેનું રૂપાંતરજ થાય છે. પ્રથમ તો જન્મ શું છે, તેનો વિચાર કરીએ. અસંખ્ય મનુષ્યો અસંખ્ય જુદી જુદી શક્તિઓ લઇને જન્મે છે. દરેકની વૃત્તિઓ, ભાવ, મુખાકૃતિ સૌ જુદુંજ હોય છે. કોઇનું મસ્તક મોટું, કોઇનું નાનું એમ વિધવિધ પ્રકારે મનુષ્ય જન્મે છે. આનું કારણ શું? એકજ માતાપિતાનાં બાળકો વિરુદ્ધ પ્રકૃતિનાં હોય છે. એકજ ઘરમાં કેટલાંએ માબાપ રાવણ ને વિભીષણ જેવી વિરુદ્ધ પ્રકૃતિનાં બાળકોને જન્મ આપે છે. એકજ પાઠશાળામાં ભણતા, એકજ કાર્ય કરતા, એકજ વર્ગમાં, એકજ જાતની વિદ્યા લેતા કેટલાએ વિદ્યાર્થીઓ ભિન્ન ભિન્ન પ્રકૃતિના હોય છે. કોઇને ઇતિહાસ ઉપર તો કોઇને ગણિત ઉપર, તો કોઇને કાંઇ, એમ અનેક પ્રકારનો જુદો જુદો શોખ હોય છે. કોઇક ઘણો તેજ ને અક્કલમંદ હોય છે, તો કોઇ સુસ્ત, જડ જેવો હોય છે. આ બધાનું કારણ શું? તમે કહેશો કે, "ઈશ્વરેચ્છા." એ કાર્ય ઈશ્વરનું છે! પરંતુ એ કાંઇ ખુલાસો નથી. એ તો માત્ર પ્રશ્નનો સીધો જવાબ ન આપી ઉડાવવાનુંજ કામ છે. સંતોષકારક જવાબ તો છેજ નહિ. એવી રીતે પ્રશ્નનો જવાબ ઉડાવવો તે તો અજ્ઞાનજ કહેવાય. શાસ્ત્રના નિયમ પ્રમાણે એનો ખુલાસો કરી શકાય, ત્યારેજ ખરી વાત કહેવાય. ઈશ્વરની ઇચ્છા, એમ કહો તોપણ શાસ્ત્રના નિયમને બાધ આવે છે; એટલે કે શૂન્યમાંથી અમુક વસ્તુ ઉદ્ભવે છે એમ અર્થ થાય છે, માટે તે પણ વાજબી નથી. ત્યારે હવે આ મુશ્કેલી દૂર કરવા એમજ કહેવું પડશે કે, અન્ય જગતમાંથી આ ભિન્ન ભિન્ન પ્રકૃતિઓને મનુષ્ય જન્મતી વખતે સાથે લઇનેજ આવે છે. આ પ્રકારની પ્રકૃતિ કાંઇ શૂન્યમાંથી પેદા થતી નથી; પરંતુ અમુક પદાર્થમાંથીજ આવે છે, કે જ્યાં તેમનું અસ્તિત્વ પહેલાં હતુંજ. બીજી રીતે કહીએ તો પૂર્વજન્મની વાસનાઓને આ જન્મમાં લઇનેજ મનુષ્ય જન્મે છે. વેદાંત કહે છે કે, મનુષ્ય મૃત્યુ પામે છે, ત્યારે જે જે વાસનાઓ ને ઇચ્છાઓ તૃપ્ત થવી બાકી રહી ગઇ છે,

તે નષ્ટ થતી નથી, પણ બીજા જન્મમાં સાથેજ જાય છે. હવે હિંદુઓનો કર્મનો સિદ્ધાંત જો માન્ય કરીએ, તો બધી મુશ્કેલી દૂર થઇ જાય છે અને જન્મ, મરણ બધુંજ બરાબર સમજાય છે.

વિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે કે, અમે તો આ કર્મની માન્યતા માનતા નથી. અમે તો વંશપરંપરાથી ઊતરી આવતી ખાસિયતોનેજ વધારે માનીએ છીએ; પરંતુ વેદાંત કહે છે કે, કર્મવાદ વંશપરંપરાની ખાસિયતોની અવગણના કરતો નથી. એ એનાથી વિરુદ્ધ નથી પણ એ મતનો પોતાનામાં સમાવેશ કરે છે. તે ઉપરાંત મૃત્યુ સમયે વાસનાનો જે લય થતો જણાય છે, તે વિષે પણ વધારામાં સંતોષકારક ખુલાસો કરે છે. " વંશપરંપરાની ખાસિયત " એટલું કહેવાથી આ બધી બાબતોનો ખુલાસો થતો નથી; માટે કર્મવાદ, તત્ત્વવેત્તા તથા વિજ્ઞાનશાસ્ત્રીઓને ખાસ મનન કરવા જેવો છે. કર્મવાદ વંશપરંપરાની ખાસિયતને કેવા પ્રકારે સમજાવે છે ? મનુષ્ય મૃત્યુ પામે છે, ત્યારે એની વાસનાઓ બાહ્ય રીતે જોતાં લય થઈ ગયેલી જણાય છે; પણ આ વાસનાઓ– માનસિક શક્તિઓ, જેમ દીવો બળી રહેતાં કાર્બન નામનો પદાર્થ ઑકિસજન નામના વાયુમાં આકર્ષાઇને મળી જાય છે, તેમ બધી એકત્ર સ્થિતિમાં પણ તમે હતા; બીજાં પ્રાણીઓરૂપે પણ તમે હતા, તેથીજ તમને તેમાં આનંદ આવે છે. હવે બીજી દલીલોથી આપણે આ બાબત સાબિત કરીશું.

જે દલીલ અહીં આપીશું, તે સોક્રેટિસ અથવા વિશેષમાં કહીએ તો પ્લેટોની દલીલનું અનુકરણ છે. સ્મૃતિ એટલે શું ? જે વાત હાલ આપણને યાદ આવે છે, તે પહેલેથી આપણે જાણતા હોવા જોઇએ. ધારો કે આ ભાષણો સાંભળવા કેટલાક જણ હંમેશ સાથે આવે છે. હવે થોડાંક ભાષણોમાં બધા સાથે આવ્યા ને એકાદમાં એક જણ ન આવ્યો, તો બીજાઓ યાદ કરે છે કે ફલાણો કેમ નથી આવ્યો ? આ પ્રશ્ન મૂળ સ્મૃતિ હોવાથીજ ઉદ્ભવે છે. બધાને હંમેશાં સાથે દેખીએ છીએ; બધા એકજ વ્યક્તિ જેવા આપણા મનને થઈ જાય છે ને પછી જ્યારે એમાંથી એકાદ જણ ઓછું હોય, ત્યારે તરતજ વિચારોની પરંપરાના નિયમ મુજબ નહિ આવેલ વ્યક્તિ યાદ આવે છે.

હરેક મનુષ્ય નાશવંત છે. "જોન મનુષ્ય છે" એટલું કહે-

તાંની સાથેજ સમજી જવાય છે કે, "જોન પણ નાશવંત છે." આમ શાથી યાદ આવે છે? કેમકે આપણે જાણીએ છીએ કે, મનુષ્ય માત્ર નાશવંત છે. દરેક બાળક અથવા સર્વ કોઇ જેનામાં વિવેકબુદ્ધિ છે તે સર્વ એ પ્રમાણે વિચાર કરી શકે છે; અને તે ઉપરથી સિદ્ધ થાય છે કે, પહેલાંનું જ્ઞાન, તે જ્ઞાન સાથે સંબંધ ધરાવતો વિષય નીકળે કે તરત પ્રકટ થાય છે. જ્ઞાન આ પ્રમાણે યાદ આવતું હોવાથી તે જ્ઞાન કોઇ સમયે મેળવેલું તો હોવુંજ જોઇએ; પરંતુ આપણે જાણીએ છીએ કે, એ જ્ઞાન આપણે આ જીવનમાં તો મેળવ્યું નથીજ; તો પછી એ જ્ઞાન આવ્યું ક્યાંથી? વેદાંત કહે છે કે, તે પૂર્વજન્મનું જ્ઞાન છે.

વળી એક બીજો પ્રશ્ન એ ઊઠે છે કે, જો આપણેજ આપણા ભવિષ્યના કર્તા છીએ, તો કોઈ પણ એવો નથી કે જે ગરીબ મા-બાપને પેટે જન્મ લેવા ઇચ્છા કરે; તો પછી નિર્ધનાવસ્થામાં જન્મ કેમ થાય છે? બધાજ ધનાઢ્યને ઘેર જન્મ લેવા ઇચ્છા કરે છે, છતાં ગરીબને ત્યાં કેમ અવતરે છે? વેદાંત કહે છે કે, દરેક વાત-ને તેના ખરા સ્વરૂપમાં જોવી જોઇએ. સત્ય ચારે તરફથી વિચાર કરીને શોધી કાઢવું જોઇએ. ઉતાવળિયું અને ઉપરચોટિયું જ્ઞાન કશા કામનું નથી. દરેક જણ મહાન થવા ઇચ્છે છે, એ પણ સત્ય નથી. એક મનુષ્યને પાંચ રૂપિયા મળે છે તો તેની ઇચ્છા દસ રૂપિયા મેળવવાની થશે; પણ તેના મનમાં કરોડાધિપતિ થવાનું એકદમ કદી નહિ આવે. એક મનુષ્ય નીચમાં નીચ હોય, તો તેના મનમાં એકદમ ઉચ્ચમાં ઉચ્ચ થઇ જાઉં, એમ કદી નહિ આવે. બીરબલનો રાજાએ દંડ કર્યો, તે વખતે ઢેડાઓ પાસે તેનો ન્યાય કરાવ્યો, તેથી દંડની રકમ જૂજ ઠરી. તે પ્રમાણે દરેક જણ પોતાની શક્તિ પ્રમાણેજ ઇચ્છા કરી શકે છે.

હવે બીજી બાજુથી આ વાત તપાસીએ. લોકો જે જે ઇચ્છા-ઓ કરે છે, તેની યોગ્યાયોગ્યતાનો વિચાર કરતા નથી. સંયોગો-ને અનુકૂળ ઇચ્છાઓ કરતા નથી, પણ ઇચ્છાઓના ગુલામ થઇને કરે છે. આમ હોવાથી પોતાની ઇચ્છાઓને લીધેજ તેઓ ચિંતા ને દુઃખમાં આવી પડે છે. ધારો કે એક મનુષ્ય પોતાની વિષયેં-દ્રિયને તૃપ્ત કરવા માગે છે અને તેને જ્ઞાન, ધર્મ, નીતિ વગેરેની કાંઇજ દરકાર નથી. હવે આ મનુષ્ય મૃત્યુ પામે ત્યારે ( માત્ર એક દૃષ્ટાંતના રૂપમાં આ વાત કરવામાં આવે છે ) કેવા પ્રકારનાં માતા-

પિતા પસંદ કરશે? તેની ઇચ્છાઓ એવી છે કે જેથી વિદ્વાન માતાપિતાને પેટે જન્મ ધરવાની તેને જરૂર નથી, તેમજ ધનાઢ્ય માબાપની પણ તેને જરૂર નથી. વેદાંત કહે છે કે, તેની ઇચ્છાઓ તૃપ્ત કરવાને માટે એ શ્વાન કે ડુક્કરના જેવો નીચ યોનિનો જન્મ ધારણ કરશે; કારણકે તેવું શરીર ધારણ કરવાથી તેની વિષયેંદ્રિયને યથેચ્છ રીતે તે તૃપ્ત કરી શકશે; માટે આ પ્રમાણે પોતાનાજ ભવિષ્યનો એ પોતેજ કર્તા છે. પછી તે ગમે તો શ્વાન હો કે ડુક્કર હો કે ગમે તે હો.

જગતમાં લોકો ઇચ્છા કરતી વખતે એ ઇચ્છાઓનું શું પરિણામ આવશે,તે વિષે વિચારજ કરતા નથી ને અંતે જ્યારે પરિણામ આવે છે, ત્યારે નસીબને ગાળો દે છે, ગ્રહદશાને નિંદે છે; રડે છે, કકળે છે, હાથ પછાડે છે અને માથું કૂટે છે; માટે ઇચ્છા ભલે કરો, પણ કરતી વેળા પરિણામનો ખૂબ વિચાર કરજો. મનુષ્ય માત્ર પોતેજ પોતાનાં દુઃખ ઉત્પન્ન કરે છે.

હવે હિંદુસ્તાનના એક કવિનું દૃષ્ટાંત ‘રામ’ આપશે. આ કવિ મુસલમાન હતો. ઘણો સારો હોશિયાર ને ગમતી સ્વભાવનો હતો. રાજદરબારમાં કવિનો પગ હતો ને રાજાની મહેરબાની સારી હતી. એક દિવસ રાજાએ આ કવિને વાતો, કવિતાઓ વગેરેથી ગમત કરવા આખી રાત્રિ પોતાની પાસે રાખ્યો. રાજા વાતોમાં એટલો તો મશગૂલ થઈ ગયો હતો, કે છેક મોડી રાત્રે સૂવાનું યાદ આવ્યું. રાણીએ મોડી રાત્રે સૂવા આવતાં પૂછ્યું કે, “આજ આટલી બધી વાર કેમ જાગરણ કર્યું?” રાજાએ ઉત્તરમાં કવિની હકીકત નિવેદન કરી. રાણીને પણ આથી કુતૂહલ થયું ને કવિને પોતાની પાસે બોલાવવા રાજાને વિનંતી કરી. બીજે દિવસે કવિને રાણી પાસે લઇ જવામાં આવ્યો. હિંદુસ્તાનમાં સ્ત્રીઓ ને પુરુષો જુદા જુદા ખંડોમાં રહે છે ને ખાસ કરીને મુસલમાન સ્ત્રીઓ તો ઓઝલ–પડદામાંજ રહે છે. તેઓ મોઢા ઉપર બુરખા નાખે છે ને પોતાના પતિ સિવાય બીજા કોઇને મુખ દેખાડતી નથી. હવે આ કવિએ જનાનખાનામાં આવીને પોતાની વાર્તાઓ ને કવિતાઓનો સ્વાદ રાણીને ચખાડ્યો. રાણી આ સમયે ઓઝલ–પડદામાં બેઠેલી હતી. કવિ જો કે દેખી શકતો હતો, છતાં તેણે જણાવ્યું કે, “મને આંખોનું દરદ છે, હું તો આંધળો છું.” કવિની દુષ્ટ ઇચ્છા જનાનખાનામાં રહીને રાણીનું સૌંદર્ય જોવાની

હતી, તેથી આ પ્રમાણે બહાનું કાઢ્યું. આ ઉપરથી તેને ત્યાં રહેવા દેવામાં આવ્યો. સ્ત્રીઓ તેને અંધ જાણીને પોતાની વાતોચીતો, હરવું ફરવું સંકોચ વિના કરતી હતી; પરંતુ સત્ય કદી પણ છૂપું રહેતું નથી.

" કચરી, દળી પાતાળે ફેંકો, તોપણ સત્ય તરંતુ પેખો,
અનાદ્યનંત એ એકજ સાચું, બીજું સઘળું માનો કાચું."

સત્ય કદી છૂપું રહેતું નથી. એક દિવસ તે બહાર આવે છેજ. તેજ પ્રમાણે એક દિવસ આ કહેવાતા અંધ કવિએ એક દાસીને કાંઈ ચીજ લાવવાને કહ્યું. ઉમરાવ લોકો એવાજ હોય છે કે જેઓ પોતાને હાથે કાંઇ પણ કામ ન કરતા હોય. ગાડીમાં બેસવું હોય, કપડાં પહેરવાં હોય વગેરે કાંઈ પણ જૂજ કામ કરવું હોય, તો તે બીજાની મદદ લઇને કરે તેજ ધનાઢ્ય કહેવાય છે; આ પ્રમાણે પરતંત્રતા એ મનની અને ધનાઢ્યપણાની નિશાની ગણાતી થઇ છે; ને પોતાના કામમાં કોઇની મદદ ન લેવી તેને પરતંત્રતા ને હલકું ગણવામાં આવે છે. આ કવિને રાજાના મહેલમાં આમ સુખ ને સત્કાર મળ્યાં એટલે તે પણ પોતાનું કામ પોતાની મેળેજ કરી લેવામાં હલકાઇ માનવા લાગ્યો. તેને એક વાર એક ખુરશી બેસવાને જોઇતી હતી, તેને માટે દાસીને હુકમ કર્યો. દાસીએ ઉદ્ધતાઈથી જવાબ આપ્યો કે, " હું તો હમણાં કામમાં છું, મને વખત નથી." એ દાસીના ગયા પછી બીજી દાસી આવી, તેને બોલાવી ખુરશી લાવવા કહ્યું. તે દાસીએ કહ્યું કે, " અહીં ખુરશી છેજ નહિ. " એટલે પેલા ઢોંગી અંધ કવિએ પાણીનું વાસણ લાવવા કહ્યું; તો દાસીએ કહ્યું કે, " પાણીનું વાસણ પણ આ ઓરડામાં નથી. બીજેથી થોડી વાર પછી લાવી આપું છું." અંધકવિ બોલ્યોઃ " અરે આ રહ્યું પેલું ! જોતી નથી ? જા ઝટ લાવ. " આ પ્રમાણે વાસણ લેવાની ઉતાવળમાં ધીરજ રહી નહિ અને એનું પોગળ જણાઈ આવ્યું. સત્ય હંમેશાં આવી રીતે અસત્યવાદીઓની મશ્કરી કરે છે. પ્રકૃતિનો નિયમ છે કે, જે આપણે છુપાવવા જઇએ, તેજ આપોઆપ બહાર નીકળી આવે છે. દાસીને આ વાતની ખબર પડતાંજ તે રાણી પાસે દોડી ગઇ ને સઘળી હકીકત નિવેદન કરી. કવિની વૃત્તિ દુષ્ટ જણાઇ એટલે એને મહેલમાંથી તેમજ નોકરીમાંથી રાજાએ દૂર કર્યો. કાઢી મૂક્યા પછી માત્ર ત્રીજેજ દિવસે આ કવિ ખરેખરો અંધ

બન્યો. આનું કારણ શું ? કર્મવાદ કહે છે કે, એ પોતે સ્વેચ્છાથીજ અંધ બન્યો હતો. એની પોતાની ઇચ્છાએજ એને અંધ બનાવ્યો હતો. આમ છતાં પણ અંધાપો આવે છે, ત્યારે મનુષ્યો કલ્પાંત કરે છે.

એક મનુષ્ય માથે ભાર ઊંચકીને ચાલ્યો જતો હતો. તે ઘરડો ને દુર્બળ હતો તેમજ તાવથી પીડાતો હતો. તેથી માથેથી ભાર ઉતારી એક વૃક્ષ તળે આરામ લેવા બેઠો ને પછી મોટેથી બોલ્યો: "અરે ઓ મૃત્યુ ! તું આવ ને મને લઇ જા." વાતમાં કહ્યું છે કે, "મૃત્યુ આ સાંભળી હાજર થયું." મૃત્યુને જોતાંજ પેલો ભયભીત અને ચકિત થયો અને પછી પૂછયું કે, "ભાઇ ! તું કોણ છું ?"

મૃત્યુએ કહ્યું: "જેને તેં સંભાર્યો ને બોલાવ્યો તેજ હું છું."

ઘરડા પુરુષે કહ્યું: "અરે ભાઇ! મને લઇ જવા મેં તને નથી બોલાવ્યો, પણ માત્ર આ મારો ભાર માથે ચઢાવવા બોલાવ્યો છે."

લોકો પણ આવુંજ કરે છે. મનુષ્ય પોતાનાં દુઃખો અને આપત્તિઓ પોતાની મેળેજ ઉત્પન્ન કરે છે, ને જ્યારે તે આવી પડે છે, ત્યારે આક્રંદ કરે છે. ગાડીનો ઘોડો ચાલવા માંડે કે તરત ગાડી પાછળ પાછળ ચાલેજ છે; તેમ એક વખત ઇચ્છા કરી કે પરિણામ ભોગવવા માટે તૈયાર થવુંજ જોઇએ. યુવાન અવસ્થામાં ઘણા મૃત્યુ પામે છે, તેનું કારણ શું ? 'રામે' આ બાબત તપાસ કરી તો જણાયું કે, ઘણાખરા પોતાના હૃદયમાં એમજ ઇચ્છતા હતા કે, વહેલા ઊપડી જઇએ તો સારૂં.

એક બુદ્ધિશાળી વિદ્વાન હિંદુસ્તાનમાં કોઇ પાઠશાળામાં નોકરી કરતો હતો. તે અમુક પંથને માટેજ કામ કરે છે ને પોતાનું જીવન તે માટેજ અર્પણ કર્યું છે એમ કહેતો. થોડા સમય પછી પોતાનો મત એને ફેરવવો પડ્યો. એના વિચારો આગળ વધવા માંડયા અને મન ઉદાર થયું; તેથી આ પંથમાં રહી બરાબર કામ ન કરી શક્યો, તેમજ એ સંપ્રદાયના લોકોની પણ તેના પ્રતિ સહાનુભૂતિ ન રહી; પરંતુ જેમ તેમ એને નિભાવવું પડયું. હૃદય એક કામ કરતું ને શરીર બીજું કામ કરતું. આ પ્રમાણે લાંબો વખત ચાલે તેમ નહોતું, જેથી આ વિદ્વાન મૃત્યુ પામ્યો; કારણકે સંયોગો કોઇ બીજા સાધનથી ફેરવાય તેમ નહોતા; માત્ર મરણજ એનો ઉપાય હતો. માટે મૃત્યુ એ કાંઇ ભય નથી. મૃત્યુ-

માં પણ સુખ રહેલું છે.

મનુષ્ય પોતાની સ્થિતિનો-પોતાના ભવિષ્યનો માલિક છે; છતાં પણ મનુષ્ય દરિદ્ર ને દુઃખી કેમ થાય છે? માત્ર ઇચ્છાઓના વિરુદ્ધપણાથીજ એક ઇચ્છા અમુક કાર્ય કરવા તરફ હોય છે ને બીજી ઇચ્છા બીજુંજ કાર્ય કરવા પ્રેરે છે.એક ઇચ્છા દ્વારા અમુક ઉન્નતિક્રમે ચઢવાનું મન થાય છે-જેમ ભાષણકર્તા તરીકે, ગ્રંથકાર તરીકે; ત્યારે બીજી ઇચ્છા ઇંદ્રિયોના ગુલામ થવા પ્રેરે છે. આ પ્રમાણે વિરુદ્ધ ઇચ્છાઓ જુદો જુદો માર્ગ પકડાવે છે. તેથી થાય છે શું? બન્ને જાતની ઇચ્છાઓ તૃપ્ત તો થવીજ જોઇએ. એક ઇચ્છા તૃપ્ત થતાં બીજી અતૃપ્ત રહે છે ને તેથી કરીને દુઃખ અનુભવાય છે. આ પ્રમાણે લોકો દુઃખ વહોરી લે છે. દુઃખ પણ એજ સૂચવે છે કે, તમે તમારા ભવિષ્યના માલિક છો. આ વિષેનો એક દાખલો નીચે આપીશું.

હિંદુસ્તાનમાં એક જણને બે સ્ત્રીઓ હતી. એક સ્ત્રી ઉપરને માળે રહેતી હતી ને બીજી નીચેના ખંડમાં રહેતી હતી. એક રાત્રે ઘરમાં ચોર આવ્યો. ચોરની દાનત બધી માલમતા લઇ જવાની હતી;પણ ઘરમાં તો બધાં જાગતાં હતાં, તેથી ચોરની ઇચ્છા પાર ન પડી. સવારે ઘરનાં માણસોએ ચોરને જોયો ને તેને પકડીને ન્યાયની અદાલતમાં લઈ ગયા. તેણે કાંઇ પણ ચોર્યું તો નહોતું, છતાં ઘરપ્રવેશ કર્યા માટે ગુનો તો થયોજ હતો. મેજિસ્ટ્રેટે ચોરને પ્રશ્ન પૂછ્યા કે, તરતજ તેણે ગુનો કબૂલ કર્યો. મેજિસ્ટ્રેટ ચુકાદો આપવા તૈયારી કરતો હતો તેટલામાં ચોરે કહ્યું: "મહેરબાન સાહેબ! તમારી મરજીમાં આવે તે શિક્ષા કરજો. અંધારી કોટડીમાં પૂરજો, જાનવરો પાસે ફાડી નંખાવજો, પણ માત્ર એક સજા મને ન કરશો."

મેજિસ્ટ્રેટે અચંબો પામી પૂછ્યું: "કઇ સજા ન કરશો એમ તું કહેવા માગે છે?"

ચોરે કહ્યું: "બે સ્ત્રીનો ધણી મને ન કરશો. મને બે સ્ત્રી ન પરણાવશો."

કારણ પૂછતાં તેણે પોતે ચોરી કરતાં કેમ પકડાયો તે કહ્યું. તે બોલ્યો કે, "આખી રાત્રિ આ ઘરના ધણીને દાદર ઉપર ઊભા રહેવું પડયું હતું; કારણકે એક સ્ત્રી તેને પગ પકડી નીચે ખેંચતી

હતી ને બીજી તેના વાળ પકડી ઉપર ખેંચતી હતી. આખી રાત્રિ આમ ધમાચકડીમાં એ કોઇયે ઊંઘ્યાં નહિ, તેથી હું પકડાઇ ગયો ને ચોરવાનો લાગ ન મળ્યો."

આ મુજબ સર્વ દુઃખ પરસ્પર વિરોધી ઇચ્છાઓને લીધેજ થાય છે. કાર્ય કરવાની દૃઢ ઇચ્છા અને અમુક લક્ષબિંદુએ પહોંચવાની તીવ્ર ઉત્કંઠા, એટલાં વાનાં હોય તો દુઃખ આવી પડતું નથી; પરંતુ જો ઇચ્છાઓમાં વિરુદ્ધતા આવે, તો શાંતિ તૂટે છે ને દુઃખ ખમવું પડે છે. આ પ્રમાણે આપણા દુઃખના ઉત્પાદક આપણે પોતેજ છીએ. મનુષ્ય માત્રને ઉચ્ચ તેમજ નીચ ઇચ્છાઓ થાય છે, બન્ને વચ્ચે યુદ્ધ થાય છે, પરંતુ વિકાસક્રમના નિયમ મુજબ જે બળવત્તર હોય છે, તેજ જીતે છે. પરંતુ આ બળ આવે છે ક્યાંથી ? માત્ર સત્યને લીધેજ આ બળ આવે છે. જે ઇચ્છાઓમાં વધારે યોગ્યતા, સત્યતા, પવિત્રતા હોય છે, તેજ અંતે વિજયી નીવડે છે. તલવારની ધાર ઉપર રહીને મનુષ્યને આગળ વધવાનું છે. લોભ, મોહ અને નીચ–અધમ ઇચ્છાઓમાં સડવાનું નથી. વિકાસક્રમનાં પગથિયાં ધીમે ધીમે પરંતુ અવશ્ય ચડવાંજ પડશે. અહીંજ સુખ રહેલું છે. કર્મવાદમાં આ પ્રમાણે દરેકને સુખનું સાધન રહેલું છે.

ઇચ્છાઓ તૃપ્ત શા માટે કરવી ? વેદાંત કહે છે કે, મનુષ્યનો આત્મા અમર છે ને ઇચ્છાઓ વગેરે માત્ર સત્યના–અમાપ સાગરમાંનાં મોજાં છે; તેથી કરીને જેમાંથી તે ઉદ્ભવે છે તેનો ગુણ તેનામાં સ્વભાવથીજ રહેલો હોય છે. જગત એ આત્માનો, ઇશ્વરનો શ્વાસોચ્છ્વાસ છે. આ ઇચ્છાઓમાં અહંભાવનો ગુણ રહેલો છે. જે ઇચ્છાઓ માયાએ કરીને ઉદ્ભવે છે, તે પૂર્ણ થતાં ઢીલ થાય છે ને ઇચ્છાઓ પૂર્ણ થવાની જે આશાઓ રહે છે, તે આત્માની અમરતાને લીધે રહે છે. હવે પ્રશ્ન થાય છે કે, ઇચ્છાઓમાં દિવ્યતા કેવી ? ઇચ્છાનો અર્થ બીજો કાંઇજ નહિ, પણ "પ્રેમ" એવોજ થાય છે; ને પ્રેમ તે દિવ્યજ છે, ઇશ્વરનો એમાં અંશ છે. વળી ઇચ્છાઓ ગુરુત્વાકર્ષણ જેવી છે. ગુરુત્વાકર્ષણ એ શું છે ? પૃથ્વી ચંદ્રને આકર્ષે છે, સૂર્ય પૃથ્વીને આકર્ષે છે, ગ્રહો એકબીજાને આકર્ષે છે, એક અણુ બીજા અણુને આકર્ષે છે; આ બધું કયા બળને લઇને થાય છે ? આકર્ષણ કરવું ને ઇચ્છા કરવી એ એમાં વાસ્તવિક ભેદ જરાયે નથી. આમ છે, તેથી ઇચ્છાઓમાં જે

પ્રભુતા રહી છે તે માટે તે પૂર્ણ થવા પ્રયત્ન કરે છે; પરંતુ જો સ્વાર્થી ઇચ્છાઓ કરો, તો તે માયાથી વીંટાઈ જાય છે ને તેથી કરીને તે તૃપ્ત થતાં વાર લાગે છે. ઇચ્છાઓ ત્વરાથી ને નિર્વિઘ્ને ફળીભૂત થવા સારૂ તેમાંથી માયા ઓછી કરવાની જરૂર છે અને તેમ કરીને ઇચ્છાઓને દિવ્ય બનાવવી જોઇએ.

પ્રાર્થનામાં શું તત્ત્વ રહેલું છે? પ્રાર્થના ઈશ્વર કેમ સાંભળે છે? આ પ્રશ્ન કોઇ બીજે સમયે વિચારીશું.

એક વખત પણ તમે દૃઢપણે માનો કે તમેજ તમારા ભવિષ્યના કર્તા છો, તો તમને પોતાને સુખ ઉત્પન્ન થશે. પ્રણવમંત્રનો ઉચ્ચાર કરતાં દૃઢતાપૂર્વક અનુભવો કે તમે પોતેજ તમારા ભવિષ્યના કર્તા છો; તો પછી દુઃખ, રડવું, કકળવું વગેરે દૂર થશે. આસપાસની સ્થિતિના ગુલામ ન બનો. ગમે તે સ્થિતિમાં હો, શરીર અનેક દુઃખ ભોગવતું હોય, તોપણ એમજ ધારો કે હું પોતેજ કર્તા છું, ઈશ્વર છું, હું શરીર નથી, હુંજ મારા ભવિષ્યનો કર્તા છું. જે સ્થિત આસપાસ જુઓ છો, તેમાં તમે તમારી સ્વેચ્છાથીજ આવેલા છો. મિત્ર પણ તમે કર્યા છે ને દુશ્મન પણ તમેજ કર્યા છે. આ વાતની ખાતરી થયે તમને પરમાનંદ પ્રાપ્ત થશે.



# સર્વ ધર્મનું સમાધાન×

આ હૉલમાં આજ સુધી આપેલાં ભાષણો કઠિન જણાયાં હશે, વિષયો શુષ્ક લાગ્યા હશે, પણ આજનો વિષય સહેલો છે.

'રામ' જ્યારે થોડાં વર્ષ પર હિંદુસ્તાનમાં હતો, ત્યારે 'રામ'ની પાસે એક અમેરિકન પાદરી જે એક પાઠશાળામાં પ્રોફેસર હતો તેની બનાવેલી એક ચોપડી આવી. આ પુસ્તકનું નામ "મૃત્યુ પછી" એવું હતું. આ પુસ્તકમાં એક સુંદર રૂપક દ્વારા એણે જણાવ્યું છે કે આ લોક એક સ્ટેશન જેવો છે ને પરલોક બીજા સ્ટેશન જેવો છે. જે લોકોને પરલોકમાં, સમુદ્રની પણ પેલી પાર જવું હોય, તેમણે ટિકિટ ખરીદવી પડે છે. જેમની પાસે ખરી ટિકિટ ન હોય તેમને ભર દરિયામાં ઝંપલાવી દેવામાં આવે છે; ને જેમની પાસે ટિકિટ હોય છે તેમને તેમના લક્ષ્યસ્થળે જવા દેવામાં આવે છે. આ ટિકિટો પહેલો વર્ગ, બીજો વર્ગ, ત્રીજો વર્ગ વગેરેની હોય છે. એમાં કેટલીક બનાવટી ટિકિટો પણ હોય છે; ને તેનો રંગ ધોળો, કાળો, પીળો કે લીલો હોય છે; પણ જે ખરી ટિકિટો હોય છે અને જેથી કરીને ધારેલે સ્થળે જવામાં વાંધો આવતો નથી તેનો રંગ લાલ હોય છે; કારણકે તે જિસસ ક્રાઇસ્ટના રક્તથી રંગાયેલી હોય છે. જેમની પાસે આ રંગની ટિકિટો હોય છે, તેજ માત્ર ફતેહ પામે છે ને બીજાને તેવો જય કદી મળતો નથી. ધોળા ને બીજા રંગની ટિકિટો બીજા ધર્મના અનુયાયીઓ પાસે હોય છે, ને લાલ ટિકિટો માત્ર ખ્રિસ્તીઓ પાસેજ રહે છે. પુસ્તકનો વિષય આવો હતો ને તે ઘણી સારી રીતે વર્ણવ્યો હતો. તે પાદરીએ પોતાની બધી વિદ્વત્તા આ પુસ્તકમાં દેખાડેલી છે.

---

*× સને ૧૯૦૩ ના જાન્યુઆરી માસની ૫ મી તારીખે ગોલ્ડન ગેટ હૉલમાં આપેલું ભાષણ.*

માત્ર ખ્રિસ્તી ધર્મમાંજ નહિ, પણ બધા ધર્મોમાં આવી માન્યતા રહેલી છે. મુસલમાનો કહે છે કે, મૃત્યુ પછી હજરત મહમદ બધાનો હિસાબ ચૂકવે છે અથવા તો ટિકિટો જુએ છે અથવા કહો કે મોટો સ્ટેશન માસ્તર એ છે અને જેમની પાસે મહંમદના નિશાનવાળી ટિકિટો નહિ હોય તે નરકમાં જશે. બીજા ધર્મો પણ આવા પ્રકારની વાતો કરે છે, ને જેઓ મરી જાય છે—પછી તે અમેરિકામાં મરી જાય, યુરોપમાં મરી જાય, આફ્રિકામાં, ઑસ્ટ્રેલિયામાં કે એશિયામાં મરી જાય, પણ તેમનો ન્યાય એકજ વ્યક્તિ કરશે; ને તે વ્યક્તિ ક્રાઇસ્ટ, મહમદ, બુદ્ધ, ઝોરોસ્ટર, કૃષ્ણ કે એવો જે કોઇ એકજ માનેલો હોય તેજ કરે છે. બધા ધર્મો વચ્ચે આજ એક મોટા કલેશનું કારણ છે. બધા વાદવિવાદ તથા મતભેદનું કારણ આજ છે.

આજે આ સંબંધમાં વેદાંતનું શું ધારવું છે, તે કહેવામાં આવશે. વેદાંત આ બધા ધર્મોનો તોડ આણે છે, ને કહે છે કે, બીજા ધર્મની અસત્યતા સાબિત કર્યા વિના દરેક ધર્મની માન્યતા સત્ય હોઇ શકે. તમે સાચા છો એમ જણાવવાને બીજા લોકો સાચા નથી એમ કહેવાની કાંઇ જરૂર નથી. વિષય ઘણો મોટો છે ને થોડા સમયમાં ઉકેલવાનો છે, તેથી માત્ર મુદ્દાની વાતોજ આપણે કરીશું.

જગતનો વિકાસક્રમ નિરંતર બહુજ મનોહર રીતે થયા કરે છે અને એ ક્રમ અમુક સીધી લીટીમાંજ ચાલ્યો જાય છે. વિશ્વમાં સર્વ લહરીઓ એકતાર થઇને રહેલી છે અને અમુક નિયમિત ક્રમ પ્રમાણેજ તે ચાલી જાય છે. પ્રત્યેકની ચડતીપડતી અમુક નિયમથી થયા કરે છે. દિવસ ને રાત્રિ એકજ નિયમ મુજબ થયે જાય છે. ચાલીએ છીએ ત્યારે પહેલો એક પગ ઉપાડીએ છીએ ને પછી બીજો. ઋતુઓ પણ અનુક્રમે એક પછી એક ચાલી આવે છે, ને તેની તેજ પાછી અમુક વખત ગયા પછી સમય પ્રમાણે આવીને ઊભી રહે છે. રોજ પ્રભાતમાં જાગીએ છીએ ને પાછા રાત્રિએ નિદ્રાવશ થઇએ છીએ. આ પ્રમાણે વેદાંત કહે છે કે, જન્મ ને મરણ અમુક નિયમ પ્રમાણે એક પછી એક આવ્યાજ કરે છે. અખિલ વિશ્વમાં અમુક દેશ અને અમુક કાળ—એમાંથી આગળ વધવાનું એકદમ બંધ થતુંજ નથી. કાળ કદી બંધ પડે છે? કદી નહિ. તે ક્યારે શરૂ થયો તે કોઇ જાણે છે? આકાશ

ક્યાં વિરમે છે એ કોઇ જાણે છે? કદીજ નહિ. તેનો અંતજ નથી. નદી કદી વહેતી બંધ થાય છે? તમે કહેશો કે ના, કદી નહિ. નદી કદી બંધ પડતી નથી. જે નદીઓ દરિયામાં જઇને મળે છે તે પાછી વરાળરૂપે ઊંચે ચડી પર્વતો ઉપર વરસાદરૂપે પડે છે. ને પાછી વહેવા માંડી સમુદ્રને મળે છે. તેજ પ્રમાણે એક મીણબત્તી લો; તે બળી જાય છે, તેથી તેનો નાશ થયો એમ આપણે કહીએ છીએ, તે પણ ખોટું છે. એ માત્ર રૂપાંતરજ પામે છે. એમાંનો કેટલોક ભાગ વનસ્પતિરૂપે પાછો ઉત્પન્ન થાય છે. વસ્તુતઃ આ વિશ્વમાં કાંઇજ નાશ પામતું નથી. નિરંતર એકજ રૂપમાં સર્વ ફર્યા કરે છે. જે મનુષ્ય જન્મે છે તે મૃત્યુ પણ પામે છે; પણ આ મૃત્યુની સ્થિતિ સદાકાળજ રહેવાની છે, એમ કહેવાનો કોઇને હક નથી, એમ કહેવું એ પ્રકૃતિના નિયમોથી વિરુદ્ધ છે. મૃત્યુ પછી ફરી જન્મ નથી એ કહેવું તદ્દન ખોટું છે. મૃત્યુ પછી મનુષ્યનો સદાને માટે બહિષ્કાર કરવામાં આવે તો તે ઈશ્વિર ઘણો ઘાતકી કહેવાય, વેર લેનારો કહેવાય. એક મનુષ્ય સિત્તેર વર્ષનું જીવન ગાળીને ગુજરી જાય છે. બિચારાને કોઇ તેવા સંયોગો ન મળ્યા હોય કે જેમાં તે કેળવણી મેળવી શકે. તેણે નિર્ધનાવસ્થા ગાળી હતી અને ઉન્નતિક્રમનાં પગથિયાં ચડવાનું કાંઇ સાધન નહોતું. જિસસ ક્રાઇસ્ટના રક્તથી રંગાયેલી લાલ રંગની ટિકિટ તેની પાસે નહોતી. ત્યારે હવે તેને શું નરકમાંજ હંમેશાં પડી રહેવાનું આવ્યું ને? અરેરે! જો ઈશ્વરનો ન્યાય આવોજ હોય તો તો તે ઘણો ક્રૂર કહેવાય. આમ કહેવાનો હક કોઇને પણ નથી. વેદાંત પ્રમાણે તો મનુષ્ય મૃત્યુ પછી એકજ સ્થિતિમાં હંમેશાં રહેતોજ નથી. દરેક મરણ પછી પાછું જીવન છે અને દરેક જીવન પછી મૃત્યુ છે. ખરી રીતે તો મૃત્યુ એ માત્ર એક નામજ છે. મૃત્યુ એટલે રૂપાંતર, સ્થિતિમાં ફેરફાર. મૃત્યુમાં ધિક્કારવા જેવું કે ભયંકર કશુંયે નથી. જગતમાં મૃત્યુ માટે આટલો બધો ભય ને વિહ્વળતા દેખાડાય છે તે મહાન અજ્ઞાન છે.

જ્યાંસુધી જીવીએ છીએ, અર્થાત્ સિત્તેર કે એંસી વર્ષ સુધી આ શરીરમાં રહીએ છીએ, ત્યાંસુધી જાગૃતાવસ્થા ભોગવીએ છીએ; ને મૃત્યુ પછી વેદાંત પ્રમાણે ગાઢ નિદ્રામાં પડીએ છીએ. જેમ જીવનમાં ૨૪ કલાકમાં ત્રણ કે ચાર કલાક નિદ્રા લઇને પાછા જાગીએ છીએ; તેજ પ્રમાણે મૃત્યુરૂપી વિશ્રામ લઇ, જગતમાં

પાછા જન્મ લઇએ છીએ. પુનર્જન્મ એટલે વેદાંતની દૃષ્ટિએ ફરીથી જાગૃત થવું. વેદાંતના સિદ્ધાંત પ્રમાણે મૃત્યુ પછી મનુષ્ય તરતજ બીજો જન્મ નથી લેતો. વૃક્ષ ઉપરથી બી પડે છે કે તરતજ તેમાંથી ફણગો ફૂટી બહાર નથી ઊગી નીકળતો, પણ કાંઇક વખત લે છે; તેજ પ્રમાણે એક ઘર છોડી મનુષ્યને બીજા ઘરમાં જવાને પણ સમય લાગે છે. માટે મૃત્યુ પછી તરતજ મનુષ્ય જન્મ ધારણ કરતો નથી. મૃત્યુ પછી ગાઢ નિદ્રા જેવી એક વચલી સ્થિતિમાં મનુષ્ય થોડો કાળ રહે છે. ત્યારે એ મૃત્યુ અને પુનર્જન્મની વચ્ચેની સ્થિતિ કેવી હશે? આ સ્થિતિ બધી રીતે નિદ્રાને મળતી આવે છે. જાગૃતાવસ્થામાં જે જે કાર્યો ને વિચારો આપણે ચિત્ત દઇને કરીએ છીએ, તે તે વિચારો ને કાર્યોનું સ્વપ્ન આપણને નિદ્રામાં આવે છે, આ એક નિયમજ છે. અપવાદ કેટલાક હોય છે; પરંતુ સામાન્ય રીતે નિદ્રામાં, જાગૃતાવસ્થામાં જે જોઇએ છીએ તેજ દૃષ્ટિગોચર થાય છે. જેઓ કૉલેજમાં અભ્યાસ કરે છે, તેઓ 'રામ' નું આ કહેવું તરત સમજી શકશે; કારણકે પરીક્ષા જ્યારે પાસે આવે છે, ત્યારે વિદ્યાર્થીઓ ખૂબ મહેનત કરે છે; ને પછી તેમને નિદ્રામાં પરીક્ષાનોજ વિચાર આવે છે. પરીક્ષા થઇ રહ્યા પછી પરિણામની આતુરતાથી તેઓ રાહ જોતા હોય છે, ત્યારે સ્વપ્નમાં પણ પરિણામજ આવે છે. અમુક વસ્તુ કે અમુક વિષય જેને ઘણોજ પસંદ હોય છે, તે માણસને નિદ્રામાં પણ તેનાંજ સ્વપ્નાં આવે છે.

'રામ' જ્યારે પાઠશાળામાં ભણતો હતો, ત્યારે તેની જોડે એક બીજો વિદ્યાર્થી રહેતો હતો. એ સહાધ્યાયી બહુજ રમતિયાળ હતો. પોતાનો બધો વખત ગાનતાનમાં, નાચવાકૂદવામાં ને આમતેમ હરવાફરવામાં ગાળતો હતો. એક વખત એક ગૃહસ્થે તેને પૂછ્યું કે, "તું દિવસનો કેટલો વખત અભ્યાસમાં ગાળે છે?" હસતે હસતે પેલાએ કહ્યું કે; "અઢાર કલાક." પેલા ગૃહસ્થે કહ્યું કે, "શું બકે છે? પાંચ કલાક તો હું તને રમતાં જોઉં છું ને આઠનવ કલાક તો તું ઊંઘમાં કાઢે છે, ત્યારે માત્ર દશ કે બાર કલાક બાકી રહ્યા; છતાં તું કહે છે કે હું અઢાર કલાક વાંચું છું!"

વિદ્યાર્થીઃ—આપે ગણિતશાસ્ત્રનો અભ્યાસ નથી કર્યો. હું સાબિત કરી આપું કે, હું અઢાર કલાક વાંચું છું."

ગૃહસ્થઃ—ઠીક કહે, કેવી રીતે?

વિદ્યાર્થી:—હું ને 'રામ' એકજ કોટડીમાં રહીએ છીએ. ખરી રીતે તો હું બાર કલાક વાંચું છું ને 'રામ' ચોવીસ કલાક વાંચે છે; એટલે ૧૨+૨૪=૩૬ કલાક થયા. બન્ને એકજ કોટડીમાં રહીએ છીએ માટે સરાસરી કાઢીએ તો ૧૮ કલાક મારે ભાગે આવે.

ગૃહસ્થ:—ધારો કે તું બાર કલાક વાંચે છે, પણ 'રામ' ચોવીસ કલાક વાંચે છે, તે હું માની શકતો નથી. એ બનેજ કેમ? હું જાણું છું કે, 'રામ' ઘણા વિષયો માટે તૈયાર થાય છે, ઘણું સખ્ત કામ કરે છે ને બીજું અલફાઉ પણ ચારગણું કામ કરે છે; છતાં પ્રકૃતિ વિરુદ્ધ ચોવીસ કલાક તો તે વાંચીજ ન શકે.

વિદ્યાર્થી:—જ્યારે 'રામ' જમવા બેસે છે, ત્યારે તે વખત નકામો નથી ગાળતો. કાંઇ ને કાંઇ એની પાસે હોય છેજ. કાંઇક વાંચવાનું યા તો કોઇ દાખલો કે એવું કાંઈ તે કરતોજ હોય છે. ઊંઘે છે ત્યારે પણ કોઇ દાખલાનો વિચાર કરતો સૂવે છે, ને હંમેશાં મન ઉપર લીધેલા વિષયનાં સ્વપ્નાં જુએ છે. આમ ચોવીસ કલાક તે અભ્યાસમાંજ રહે છે.

આ સહાધ્યાયીના કહેવામાં કાંઇક સત્ય રહેલું હતું. જે માણુસ પૂરા અઢાર કલાક અભ્યાસ કરે, તે નિદ્રામાં પણ જે જાગૃતાવસ્થામાં કરતો હોય છે, તેજ કરે છે. મનુષ્ય કેટલીક વખત જાગૃતાવસ્થામાં ન જોયું હોય, તેવું સ્વપ્નમાં જુએ છે. વેદાંત કહે છે કે, એમ બનેજ નહિ. એક જણ કહે છે કે, મેં સ્વપ્નમાં સિંહનું માથું, ઊંટની પીઠ, સર્પની પૂંછડી ને દેડકાના પગ, એવો એક રાક્ષસ જોયો. આવું પ્રાણી જગતમાં તો છે નહિ. વેદાંત કહે છે કે, ભાઇ! તમે મનુષ્ય જોયો છે, સર્પ જોયો છે, ઊંટ જોયું છે, સિંહ જોયો છો ને દેડકું પણ જોયું છે; તેથી આ બધાને તમારા સ્વપ્નમાં એકત્ર કરીને એક નવી વિચિત્ર આકૃતિ તમેજ પેદા કરી છે, માટે નિદ્રામાં-સ્વપ્નમાં જે જુઓ છો, તે તમે ખાસ કરીને જાગૃતાવસ્થામાં જોયેલુંજ છે. જે માણુસ રશિયામાં કદી ગયો નથી ને રશિયા વિષે કદી સાંભળ્યું પણ નથી, તે કદી સ્વપ્નમાં પોતાને સેંટપિટર્સબર્ગ શહેરમાં હોય એમ જોતો નથી.

આમ છે તેથી મૃત્યુરૂપી નિદ્રામાં કેવી સ્થિતિ સંભવે છે?

વેદાંત કહે છે કે, મૃત્યુ પછીનો સમય તમે પોતે માની

લીધેલા સ્વર્ગ કે નરકમાં વ્યતીત થશે. હવે આ સ્વર્ગ–વૈકુંઠ અને નરક વગેરે શું છે? મૃત્યુ અને પુનર્જન્મ વચ્ચેની આ સ્વપ્નભૂમિ છે. એક ખ્રિસ્તી ઘણીજ પવિત્ર–ધાર્મિક જિંદગી ગાળે છે; દર રવિવારે (ચર્ચ) દેવળમાં જાય છે, સવાર ને સાંજ પ્રાર્થના કરે છે, જમતી વેળા પ્રભુની કૃપા માગે છે, હરદમ ક્રાઇસ્ટનો ક્રોસ પોતાની છાતી ઉપરજ રાખે છે, જમતી વખતે અને હાલતાં ચાલતાં પણ ક્રાઇસ્ટનુંજ સ્મરણ કર્યા કરે છે. હવે આ માણુસે પોતાનાં ૭૦ કે ૯૦ વર્ષ સુધી પોતાનાં સર્વ કૃત્યો ને વિચારો ક્રાઇસ્ટ સંબંધીજ કર્યા છે, ને મૃત્યુ પછી પોતે જિસસ ક્રાઇસ્ટ ને દેવોના સહવાસમાં રહેશે એમ ઇચ્છયું છે; તો વેદાંત પ્રમાણે આવો પવિત્ર અને ધાર્મિક ખ્રિસ્તી મૃત્યુ પછી પુનર્જન્મ પહેલાં-ની સ્વપ્નભૂમિમાં પોતાને જરૂર ક્રાઇસ્ટની પાસેજ સર્વ દેવોથી વીંટળાઇને બેઠેલો જોશે. આમ ન થવાનું કાંઈ પણ કારણુ નથી. વેદાંત કહે છે કે, હે ખ્રિસ્તીઓ ! જો તમે પવિત્ર હશો, તમે ખરેખરા ધાર્મિક હશો, તો બાયબલમાં જે લખ્યું છે તે પ્રમાણે અનુભવશો; પરંતુ આ ઉપરથી મુસલમાન કે હિંદુ ભાઇઓના ધર્મને ખોટો ન કહેશો. જો એક મુસલમાન પોતે ખરો ધાર્મિક હશે, પોતાનું આખું જીવન તેણે હજરત મહંમદની શિક્ષા પ્રમાણે ગાળ્યું હશે, મહંમદનાજ વિચાર કર્યા હશે, પાંચ કે છ વખત નિમાજ પઢતો હશે, (કારણુ મુસલમાનો દિવસમાં પાંચ કે છ વખત પ્રાર્થના કરે છે), મહંમદમાંજ રમણુ કર્યા કરતો હશે, તો તે મૃત્યુ પછી પ્રકૃતિના નિયમ પ્રમાણે, આખા જીવનમાં આતુરતાથી ઇચ્છતો હતો તેવુંજ સ્વર્ગ પામશે. વેદાંત કહે છે કે પ્રકૃતિમાં એવો બીજો નિયમ નથી કે, જે આમ થતું અટકાવી શકે. પોતે જેવું ધારતો હતો, તેવુંજ સ્વર્ગ તેને મળશે.

માટે વેદાંત કહે છે કે, હે મુસલમાન ભાઇઓ! મૃત્યુ પછી સમસ્ત જગતના લોકોની સ્થિતિ મહંમદની આજ્ઞા પ્રમાણેજ થશે એમ કહેવાનો તમને કાંઈ પણ હક નથી. ખ્રિસ્તીઓને તેમના વિચાર પ્રમાણે ચાલવા દો. તેમને બિચારાને ગમે તો તે યુરોપ, અમેરિકા, ઇસ્ટ ઇન્ડિયા, જાપાન કે ચીનમાં મૃત્યુ પામે, તોપણ મહંમદ સાહેબની દયાના પાત્ર ન બનાવશો. જો તેઓ મહંમદમાં શ્રદ્ધા રાખતા હોય તો ભલે! પણ જો જિસસ ક્રાઇસ્ટ-નેજ માનતા હોય તો તમને એ પ્રકારે કહેવું વાજબી નથી. દરેક

જણુ પોતપોતાના ધર્મના વિચાર ખરા અંતઃકરણથી માનતો હોય, તો તે પોતાના સમસ્ત જીવનમાં જેવી જેવી ઇચ્છા રાખે છે, તેવુંજ મૃત્યુ પછી પામશે. સત્ય રીતે સ્વર્ગ કે નરક આપણા પોતાના ઉપરજ આધાર રાખે છે. મૃત્યુ પછી આપણું સ્વર્ગ કે નરક આપણે પોતેજ ઉત્પન્ન કરીએ છીએ; પરંતુ સ્વર્ગ કે નરક બન્ને સ્વપ્નજ છે, ને જેમ સ્વપ્નમાં આપણને બધું સત્ય ભાસે છે, તેજ પ્રમાણે ત્યાં પણ સત્ય ભાસશે; પરંતુ ખરી રીતે તો તે કાંઇ છેજ નહિ, માત્ર સ્વપ્નુંજ છે.

લોકો કહે છે કે, અમારાં શાસ્ત્રો પ્રમાણે અમને કાં તો અનંત સુખ કે અનંત દુઃખ મૃત્યુ પછી મળશે; તો તે બનવા જોગ છે કે કેમ? વેદાંત કહે છે કે, અનંતતા એટલે શું? અનંતતા એટલે માપી ન શકાય તેટલો સમય. પરંતુ જાગૃતાવસ્થાનો સમય સ્વપ્નાવસ્થાના સમય કરતાં જુદોજ છે. કોઇક વખત ૫૦૦૦ વર્ષ જે વસ્તુને થયાં હોય તે વસ્તુ સ્વપ્નમાં એકાએક જણાય છે. સ્વપ્નમાં આપણે એકદમ પર્વત ઉત્પન્ન થયેલો જોઇએ છીએ અને સ્વપ્નના સમયના હિસાબ પ્રમાણે આ પર્વતને ૫૦૦૦ વર્ષ થયાં હોય એમ લાગે છે. વેદાંત કહે છે કે સ્વપ્નમાં પણ આપણને અનંતકાળથી અસ્તિત્વમાં છીએ એમ લાગે, માટે સ્વપ્નસ્થિતિમાં સ્વર્ગમાં પણ આપણે અનંતકાળથી છીએ તે સત્ય છે; પરંતુ જાગૃતાવસ્થાના ધોરણ મુજબ તે વાત અસત્ય છે.

આ ઉપરથી વેદાંત જુદા જુદા ધર્મોનું સમાધાન કેવી રીતે કરે છે તે સહજ સમજાશે.

પરંતુ પુનર્જન્મ એટલે શું? મુક્ત પુરુષો કહેવાય છે તે કોણ? વેદાંત કહે છે કે, મૃત્યુ પછી પ્રત્યેક જણને સ્વર્ગ કે નરકમાં જવાનું હોતું નથી, તેમજ મૃત્યુ પછી દરેક જણ પુનર્જન્મ લે છે, એમ પણ નથી. મુક્ત પુરુષોને પુનર્જન્મ હોતો નથી. તેમને સ્વર્ગ કે નરકમાં જકડાઇ રહેવું પડતું નથી; કારણકે સ્વર્ગ ને નરક બધું તેમનામાંજ રહેલું છે, સર્વે દુનિયાઓ તેમનામાં રહેલી છે. આ વિષે થોડું અહીં કહીશું.

સ્વપ્નમાં બે પ્રકારની વસ્તુઓ હોય છે. એક તો કર્તા ને કાર્ય અથવા ભોક્તા ને ભોજ્ય. એક તો બધું દશ્ય પ્રપંચ જોનાર દ્રષ્ટા ને બીજું તેનાથી ભિન્ન બધો દશ્ય પ્રપંચ. વેદાંત કહે છે કે,

ભોક્તા ને ભોજ્ય તથા દ્રષ્ટા અને દશ્ય બન્ને આપણે પોતેજ પેદા કરીએ છીએ. મશહૂર વાર્તાલાપ કરનાર ડૉકટર જોન્સન કદી વાદ-વિવાદમાં પોતાને પરાજિત થયેલો જોઇ શકતો નહોતો. હંમેશ પોતેજ જીતે એમ તેની તીવ્ર ઇચ્છા રહેતી, ને કદી કોઇ પણ તેને વાદવિવાદમાં જીતી જાય, તો તે આકાશપાતાળ એક કરી નાખતો. એક સમયે તેને સ્વપ્નું આવ્યું કે મહાન વક્તા એડમન્ડ બર્કે તેને વાદવિવાદમાં હરાવ્યો. જોન્સન જેવાને તે અસહ્ય થઇ પડ્યું. સ્વપ્નમાંથી તે એકદમ જાગી ઊઠ્યો, બહુ અસ્વસ્થ થયો ને ઊંઘ કેમે કરી આવી નહિ. મન હંમેશાં આરામ માગે છે, શાંતિ માગે છે ને જ્યારે ખલેલ પહોંચે છે, ત્યારે ગમે તે પ્રકારે શાંતિ મેળ-વવા તરફડે છે; આથી જોન્સનને વિચાર આવ્યો કે, જો હમણાં ને હમણાં બર્કને જઇને ઉઠાડીને પૂછું કે, "તેં કયા ધોરણ ઉપર કઈ દલીલોથી મને હરાવ્યો?" તો બર્ક તેનો જવાબ આપી શકે તેમ નથી. હું પોતે તો જાણું છું કે, તેણે શી દલીલો કરી ને મારી દલીલો કેટલી નબળી હતી; માટે આ તો માત્ર મેં પોતેજ મારા મગજમાંથી દલીલો કાઢી છે ને હું પોતેજ જોન્સન તેમજ એડમન્ડ બર્ક બન્યો હતો.

વેદાંત કહે છે કે, સ્વપ્નમાં મનુષ્ય પોતેજ કર્તા ને કર્મ, ભોક્તા ને ભોજ્ય બને છે. મનુષ્યનો આત્મા પોતેજ નદી, નાળાં, પર્વતો, વન, પશુ, પક્ષી વગેરે રૂપે બને છે; પોતેજ બધું ઉત્પન્ન કરે છે ને પોતેજ બધું જુએ છે, ભોગવે છે.

આ પ્રમાણે વેદાંતના સિદ્ધાંતથી મૃત્યુરૂપી ગાઢ નિદ્રામાં તમે પોતેજ સ્વર્ગ ને નરક છો. તમે પોતેજ ભોક્તા ને ભોજ્ય છો. આમ ભોક્તા ને ભોજ્ય એકજ છે, એ જ્યારે જ્ઞાનપૂર્વક સમ-જશો, જ્યારે આ પ્રકારે સાક્ષાત્કાર થશે; ત્યારેજ મુક્ત થશો.

એક સ્ત્રી આવું વેદાંતનું જ્ઞાન ધરાવતી હતી. ભરરસ્તે એક હાથમાં અગ્નિ ને બીજા હાથમાં પાણી લઇને તે ચાલી જતી હતી. લોકોએ આ વિચિત્ર વેષ જોઇને પૂછ્યું કે, "અરે બાઇ! આ શું?" બાઇએ કહ્યુંઃ "આ અગ્નિથી તમારાં સ્વર્ગ ને વૈકુંઠોને બાળી નાખવા જાઉં છું, ને આ પાણીથી બળતાં નરકો ઠંડાં પાડવા જાઉં છું." જે મનુષ્ય, સ્વર્ગ ને નરક પોતાના મનની કલ્પનામાંજ છે એમ જાણે છે, તેને એવા સ્વર્ગ ને નરકનો હર્ષ

કે શોક હોતો નથી. તે તો એ બન્નેની પેલી પાર છે. આ જાગૃતાવસ્થા શું છે? વેદાંત સાબિત કરે છે કે, આ જગત, આ દૃશ્ય જગત પણ અસત્ય છે; એ પણ માત્ર સ્વપ્નજ છે. જાગૃતાવસ્થાના આ સ્વપ્ન ને નિદ્રાના સ્વપ્નમાં માત્ર કંઈક થોડાઘણા અંશનો તફાવત છે. જગત ને જગતને જોનાર, એ બન્ને આત્માની પોતાની કૃતિઓ છે. આત્માજ, મોટાં શહેરો, પર્વતો, વનો, નદીઓ વગેરે બને છે; ને તેમને જોનાર, તેમાં ભટકનાર પણ તે પોતેજ છે. તો હવે વાસ્તવિક મૃત્યુનો અર્થ માત્ર કર્તા ભોક્તાનું અંતર્ધાન થવું એજ છે. સૂતા હોઇએ છીએ એક જગ્યાએ, ને સ્વપ્નમાં આપણે આપણને બીજેજ સ્થળે જોઇએ છીએ. કેટલીક વખત બેવડી ઊંઘ હોય છે, બેવડાં સ્વપ્ન આવે છે. સ્વપ્નમાં પણ આપણે સ્વપ્ન દેખીએ છીએ. એક સ્થળે સૂઇએ છીએ ને સ્વપ્નમાં આપણે બીજી જગ્યાએ આપણને જોઇએ છીએ, ને તે બીજી જગ્યાએ સૂઇ જઇને પાછા સ્વપ્ન દેખતા હોઇએ તેમ લાગે છે. આ પ્રમાણે બેવડાં સ્વપ્ન થાય છે; તેમાં કર્તા પોતે અંતર્ધાન થાય છે ને માત્ર વસ્તુજ રહે છે. જાગૃત થતાં બધું ઊડી જાય છે; કર્તા ને કર્મ, ભોક્તા ને ભોજ્ય બધુંજ જતું રહે છે, પણ સ્વપ્નમાં માત્ર ભોજ્ય એકલુંજ જણાય છે.

હવે વેદાંત પ્રમાણે જાગૃતાવસ્થામાં જે આ જગત દેખાય છે, તે પણ એક સ્વપ્નજ છે; ને કાળ, આકાશ, શરીર, હુંપણું વગેરે જે વસ્તુઓ દેખાય છે, એ કાર્ય છે, ભોજ્ય છે. એક સામાન્ય મનુષ્ય મૃત્યુ પામે ત્યારે શું થાય છે? માયા–અવિદ્યા એથી કાંઇ નષ્ટ થતી નથી, એ તો એવી ને એવીજ રહે છે. માત્ર કર્તાજ અંતર્ધાન થાય છે ને કર્મ તો એમનું એમજ રહે છે. આમ અહીંથી મૃત્યુ પામતાં પરલોકમાં એ જીવ જાગૃત થાય છે. મૃત્યુ સમયે જે જગત જોતો હતો તેવુંજ પુનઃ જાગૃત થતાં જુએ છે. હવે અહીં પાછો ૮૦ કે ૯૦ વર્ષ જીવે છે ને પાછો મૃત્યુ પામે છે. પરિણામ એ આવે છે કે, પાછો તે પુનર્જન્મ લે છે. આ પ્રમાણે મૃત્યુ ને જન્મ, જન્મ ને મૃત્યુની ઘટમાળ ચાલી જાય છે. કર્તા ને કાર્ય, ભોક્તા ને ભોજ્ય બન્ને અંતર્ધાન થઇ જાય ત્યાંસુધી આમ ચાલ્યાજ કરવાનું. જ્યાંસુધી જગતને પોતાનાથી મનુષ્ય ભિન્ન લેખશે–જુદું દેખશે, ત્યાંસુધી જન્મમરણ ચાલ્યાજ કરશે.

વેદાંત કહે છે કે, કર્તા ને કર્તવ્ય, ભોક્તા ને ભોજ્ય બન્નેને

જે આત્મામાંજ જુએ છે, તેજ આ જન્મમરણના ફેરામાંથી બચી જાય છે. જોન્સનની માફક જાગી ઊઠતાં, સ્વપ્નના કર્તા ને કર્મ, ભોક્તા ને ભોજ્ય આપણેજ છીએ એમ સમજીશું ત્યારેજ મુક્ત થઇશું. "જગત મારૂં શરીર છે, અખિલ વિશ્વ મારૂં શરીર છે." એમ જે કહી શકે તેજ મુક્ત છે.

આ મુક્ત પુરુષ કયાં જતો હશે? મુક્ત પુરુષને કયાંય જવાનું છેજ નહિ. એવી કોઈ પણ જગ્યા નથી કે જ્યાં તે પોતે નથી. તે પોતેજ અનાદ્યનંત છે, તો પછી તેને જવાનું કયાં રહ્યું? આખું વિશ્વ એનામાં રહેલું છે. હિંદુસ્તાનમાં પ્રત્યેક બાળક જન્મ ધારણ કરીને આવીજ જિજ્ઞાસા રાખે છે.

મિલ્ટનના જીવનચરિત્રમાં એક સ્ત્રી વિષે સુંદર વાત લખેલી છે. આ સ્ત્રીએ સ્વપ્નમાં પોતાના સ્વામીને જોયો. જોતાં વારજ તેને બહુ આનંદ થયો ને પતિને ભેટી પડીને બોલીઃ "હે પતિ! હું તમારીજ છું, મારૂં સર્વસ્વ તમારૂંજ છે." આમ બોલતાની સાથેજ તે જાગૃત થઇને જુએ છે, તો પોતાની સાથે પથારીમાં એક કૂતરો સૂતેલો દીઠો ને તેને પોતે ભેટી પડેલી હતી. વેદાંત કહે છે કે, જયાંસુધી આ પ્રમાણે મનુષ્ય અજ્ઞાન, અવિદ્યારૂપી શ્વાનને વળગી રહે છે, ત્યાંસુધી આવાં સ્વપ્નો આવ્યાજ કરે છે; અને ત્યાંસુધી મનુષ્ય અસ્વસ્થજ રહેશે, તેને શાંતિ નહિ મળે, જગત દુઃખદાયકજ લાગશે. માટે માયા–અવિદ્યા તજી દો, તમે પોતેજ સ્વયંભૂ બનો! સ્વયંભૂ છો એમ ખાતરીથી માનો! ને તે પ્રમાણે વર્તો–સાક્ષાત્કાર કરો, તો પછી તમે મુક્ત પુરુષજ થશો.



# પ્રશ્નોત્તરમાળા

પ્રશ્નઃ—કોઈ પણ કાળે સમસ્ત માનવ સમાજ પર અધિકાર ભોગવે એવો એકજ ધર્મ પ્રવર્તશે ?

ઉત્તરઃ—હા ને ના બન્ને. ભવિષ્યમાં ધાર્મિક સંપ્રદાયો માનવ સમાજ પર અધિકાર ભોગવવા નહિ થાય, ધર્મના પંથોથી મનુષ્ય બંદીવાન નહિ થાય તેમજ મનુષ્ય જાતિધર્મને વળગી પણ નહિ રહે, પરંતુ ધર્મજ મનુષ્યને વળગ્યો આવશે.

પ્રશ્નઃ—મનુષ્યો કોઇ એકજ ધર્મને સ્વીકારશે ?

ઉત્તરઃ—ના. એક પણ ધર્મ મનુષ્યને ભવિષ્યમાં ઇષ્ટ નહિ થાય. ધર્મ, સંસ્થા, નિયમો, કાયદા વગેરે મનુષ્યને માટે છે, મનુષ્ય તેમને માટે નથી. વિધિનિષેધ મનુષ્ય માટે છે, મનુષ્ય વિધિનિષેધના બંધનમાં રહેવા સરજાયલો નથી. ભવિષ્યમાં જે ધર્મ પ્રવર્તશે તે મનુષ્ય ઉપર રાજ્ય નહિ ભોગવે, પણ મનુષ્ય તેના ઉપર રાજ્ય ભોગવશે અને તે એકજ ધર્મને વિષે 'રામ' કહે છે કે, "હા," તે એકજ ધર્મ ઉપર મનુષ્ય રાજ્ય ચલાવશે; અને તે કયો ધર્મ ? તે ધર્મનું નામ લેતા પહેલાં 'રામ' કહે છે કે, એ ધર્મ નામ રહિત થશે.

નામ રહિત થશે તો કેવો ધર્મ થશે ? 'રામ' કહે છે કે, "વેદાંત" અર્થાત્ શાસ્ત્રીય ધર્મ. વેદાંત અખિલ વિશ્વનો ધર્મ છે.

વળી ધર્મ એટલે "મતમતાંતર" એમ કહેતા હો, સમજતા હો તો 'રામ' કહે છે કે, સાંભળો, જાગૃત થાઓ. ભવિષ્યમાં મતમતાંતરના ભેદવાળો ધર્મ રહેશે નહિ. આજ પણ લોકો વિજ્ઞાનશાસ્ત્રનું અધ્યયન કરે છે ને જ્ઞાનના ભંડારમાં ઊંડે ઊતરે છે. આ પ્રકારના લોકો એવા ધર્મથી પરજ છે, મતમતાંતરથી દૂરજ છે. સત્યનો ધર્મ સર્વને માટે છે. સત્યનો ધર્મ આપણને મુક્ત કરવા માટે છે; નહિ કે બંધન કરવાને કે અંધ બનાવવાને.

ધર્મનો ઉદ્દેશ આપણને એના ગુલામ બનાવવાનો હોતો નથી, પણ સ્વતંત્ર રીતે જગતમાં આત્મસામ્રાજ્ય પ્રાપ્ત કરાવવાનો છે.

જુદા જુદા ધર્મોમાં નામભેદે કરીને જગતમાં ઘણું દુઃખ ઉત્પન્ન થયું છે. બુદ્ધ ને ખ્રિસ્તી ધર્મોના મતોમાં ઘણો તફાવત છે. બુદ્ધના અવસાન પછી એજ ધર્મમાં હિંદુસ્તાનમાં ચાર પંથો ઉદ્ભવ્યા ને ચીનમાં સાત ઉત્પન્ન થયા.

અમુક વ્યક્તિ, "હું હિંદુ છું" એમ કહીને તે ખ્રિસ્તી કે મુસલમાન સાથે કલહ કરશે. શા માટે? માત્ર "હિંદુ" એ સંજ્ઞા એવું નામ સર્વોપરી કરવા સારૂ. જો કોઇ પણ સામાન્ય હિંદુના વિચારોનું પૃથક્કરણ કરવામાં આવે તો જણાશે કે, હજારો હિંદુઓ એવા છે કે જે નામધારી ખ્રિસ્તીઓ કરતાં પોતાના વિચારોમાં ખ્રિસ્તી છે. જ્યારે ભવિષ્યમાં વેદાંત ને વિજ્ઞાનશાસ્ત્ર ગામેગામ ને ઘેરેઘેર પ્રવર્તશે, દરેક વ્યક્તિ તેને બરાબર સમજશે, ત્યારે તે એકજ ધર્મ સર્વને માન્ય થશે. વેદાંત અર્થાત્ અખિલ વિશ્વનો ધર્મ—શાસ્ત્રીય ધર્મ પ્રવર્તવાને હવે બહુ કાળ જવાનો નથી; પરંતુ એમાં પણ "વેદાંત" એ શબ્દનેજ મનુષ્યે વળગી રહેવું ન જોઇએ. "બુદ્ધ ધર્મ" એ નામને પણ મનુષ્યે વળગી રહેવું ન જોઇએ; કોઇ પણ નામધારી ધર્મને વળગી ન રહેતાં, તેની પાર જવું જોઇએ.

એક જણ અમુક મતનો હોય ને બીજો બીજા મતનો હોય, તે ઉપરથી તેઓ એમજ સમજે છે કે, સ્વર્ગપ્રાપ્તિને માટે અમુકજ મંદિર, દેવળ કે મસ્જિદવાળા સંપ્રદાય વિના બીજો માર્ગજ નથી; પરંતુ આ પ્રમાણે એકબીજાની વચ્ચે પડવાની શી જરૂર છે? જેનો જેવો મત. એની ને એના ઈશ્વર વચ્ચેની વાતમાં ત્રીજાને વચ્ચે પડવાની શી જરૂર છે? કોઇને પણ એવો હક નથી. વેદાંત એમજ કહે છે કે, દરેક જણે પોતાનો ધર્મ ને ઈશ્વર, એ બેઉની વચ્ચે કોઇને આવવા દેવો નહિ. દરેક જણે જેને જે અનુકૂળ હોય તે ધર્મ માનવા દેવો, એમાં વચ્ચે પડવુંજ નહિ.

પ્રશ્નઃ—જે આપઘાત કરે છે તેના આત્માનું શું થાય છે?

ઉત્તરઃ—'રામ' કહે છે કે, દરેક જણ આપઘાત કરે છે. જે કોઇ મૃત્યુ પામે છે તે બધાજ આપઘાત કરે છે, તો તેમનું શું થાય છે? ખાસ કાંઇ થતું નથી. તેમજ જેઓએ આપઘાત કર્યો

એમ કહેવાય છે, તેમનું પણ કાંઇ ખાસ થતું નથી.

મનુષ્ય પોતાનું કર્તવ્ય આ પૃથ્વી પર જ્યાંસુધી પૂરૂં કરી રહેતો નથી, ત્યાંસુધી મૃત્યુ પામતો નથી. મૃત્યુ કેમ કરીને લવાય છે? લોકો પોતાની ઇચ્છાઓ ને અજ્ઞાનમાં એટલા બધા લેપાયમાન થઇ જાય છે કે, સ્વાભાવિક રીતેજ એમાંથી પોતાનો છૂટકો થાય એમ તેઓ ઇચ્છે છે. પોતાના અંતઃકરણમાં તેઓ મૃત્યુને ઇચ્છે છે ને મૃત્યુ પામે છે, આ એક સામાન્ય નિયમ છે.

પોતાની ઇચ્છાથી મનુષ્ય દુઃખો ઉત્પન્ન કરે છે અને પોતાની પહેલાંની ઇચ્છા ફળીભૂત થાય છે, તેથી મંદવાડની પથારીમાં પડી અંતે મરણશરણ થાય છે. આ પ્રમાણે મનુષ્યો પોતાનાંજ કર્મો અને ઇચ્છાઓથીજ મરતા હોવાથી વાસ્તવિક રીતે બધા આપઘાત કરે છે.

પ્રશ્નઃ—પાછલા જન્મો યાદ લાવી શકાય ખરા?

ઉત્તરઃ—જે મનુષ્ય પાછલા જન્મો યાદ લાવવા પ્રયત્ન કરે છે, તે અમુક મહોલ્લાઓ વટાવ્યા છે ને હજી આગળ જેને બીજા વટાવવાના છે, એવા પ્રવાસીના જેવો છે. જે મહોલ્લેથી ચાલવા માંડ્યું તથા જે મહોલ્લામાંથી તે આવ્યો તેનું નામ તે પૂછવા માંડે, તો શું આ બધી માથાકૂટ નકામી નથી? મનુષ્યે ભવિષ્યનોજ વિચાર કરવો જોઇએ, આગળજ વધ્યે જવું જોઇએ. પાછળ જવામાં શો લાભ છે? આટલા બધા જન્મો વ્યતીત કર્યા તો હવે તો આગળજ જવાનું છે. જો આગળ વધશો તો ઠીક છે અને જો ઊભા રહ્યા, પાછું વળીને જોવા ગયા, તો બાજી બગાડશો; માટે હરદમ આગળજ વધો.

પ્રશ્નઃ—સ્થૂળ શરીરમાં રહીને સૂક્ષ્મ શરીર (માનસિક સૃષ્ટિનું શરીર)માં વ્યવહાર થઈ શકે ખરો? થિયોસોફી મતના ગુરુઓ તો કહે છે કે, એમ થવું સંભવિત નથી.

ઉત્તરઃ—આ પ્રશ્નમાં અનેક વાત રહેલી છે, પણ હાલ સવિસ્તર એ વિષે બોલાવવાનો વખત નથી. ઠીક, થિયોસોફિસ્ટોનું *કહેવું સત્ય છે. સ્થૂલ ને સૂક્ષ્મ (માનસિક) સ્થિતિ બન્ને સાથે ને સાથેજ રહે છે.*

*માનસિક શોધો મનથી થાય છે*, પણ મન તેમજ શરીર બન્ને વડેજ સ્થૂલ જગતમાં કામ બની શકે છે. વહાણો, સ્ટીમરો,

તારનાં દોરડાં વગેરે સ્થૂલ જગતની વસ્તુઓ માનસિક વિચારો-નાજ આવિર્ભાવો છે; છતાં સ્થૂલ શરીર વડેજ આ બધાનું સ્થૂલ રૂપ પેદા કરી શકાય છે. વહાણો બનાવવાને હથિયારો વાપરવાં પડે છે. આમાં મન કારીગર છે કે હથિયાર છે? મન પણ એક સાધન અથવા કારણ છે; મન પોતે કર્તા નથી. મહાન કાર્યો, મોટાં વહાણો, મકાનો વગેરે પ્રથમ મનમાં આવિર્ભાવ પામ્યા પછીજ શરીર વડે સ્થૂલરૂપે બનાવાય છે; માટે ઐક્યતા, અભેદ-ભાવ સમજવાને માટે પણ બન્નેને (મન તથા શરીરને) ઉપયોગ માં લેવાં જોઇએ.

પ્રશ્ન:—જો ઇશ્વિર સર્વશક્તિમાન છે અને આપણે પોતે ઇશ્વિર છીએ, તો પછી આપણે આંખથી સાંભળતા કેમ નથી અને કાન-થી કેમ જોઇ શકતા નથી?

ઉત્તર:—તમે એમ કહો છો કે, હાથ, પગ, નાક વગેરે મારૂંજ હોય, તો પછી હું કાનથી કેમ જોતો નથી ને આંખથી કેમ સાંભળતો નથી? ઉત્તર એજ કે, જ્યારે ઇશ્વિર એકજ છે ને સર્વશક્તિમાન છે તો પછી તેને ફાવે તેમ કરે.

ઇશ્વિર કેટલીક જગ્યાએ મનમાંજ આવિર્ભાવ પામે છે ને કેટ-લીક જગ્યાએ શરીર દ્વારા પણ પ્રકાશે છે; તે તો આખા બ્રહ્માંડ-માંજ વ્યાપી રહ્યો છે. જો પ્રભુ પરતંત્ર હોય, તોજ તે મનુષ્યની ઇચ્છાઓ ને મનના ફાંટાઓ પૂર્ણ કરે; પરંતુ તે મનુષ્યના નિયમો, સત્તાઓ અને માનસિક તરંગો પ્રમાણે વર્તવાને બંધાયેલો નથી. એ તો તેની ઇચ્છામાં આવે તેજ પ્રમાણે કર્યે જાય છે.

'રામ' કહે છે કે, મનની પણ પેલી પાર જાઓ. મનમાં તો ઇચ્છાઓ, વાસનાઓ રહેલી છે અને તેથી મનુષ્ય પોતે કાંઇ મન નથી. જે શક્તિ વૃક્ષોને ઉગાડીને ખીલવે છે, જે શક્તિથી પક્ષીઓ આકાશમાં ઊડી રમણ કરી રહે છે, તે શક્તિ પણ તમેજ છો. પ્રભુ એ કાંઇ તમારો ગુણ નથી, પણ તમે પોતેજ સ્વયંભૂ છો.

પ્રશ્ન:—મંત્રજંત્ર જાણવા એ સારૂં છે? જરૂરનું છે?

ઉત્તર:—જ્યાંસુધી મનુષ્ય અજ્ઞાન છે, ત્યાંસુધી તેને દરેક જાતનાં રમકડાં ને મજા જોઇએ છે. મોટી વયેજ એ બધું તે છોડી દે છે. એમ જ્યારે સત્ય જ્ઞાન આવે છે, ત્યારે સ્થૂલ અથવા સૂક્ષ્મ

જગતનાં રમકડાં તે છોડી દે છે. જ્ઞાન એટલે અજ્ઞાનને બાળવું તે. અજ્ઞાન ને જ્ઞાન એ એકજ નિસરણીનાં ચડતાં-ઊતરતાં પગથિયાં છે. અજ્ઞાન એટલે નિસરણીએથી ઊતરી પડવું, ને જ્ઞાન એટલે નિસરણી ઉપર ચડવું. વિજ્ઞાનશાસ્ત્ર સાબિત કરે છે કે, પ્રકાશ ને અંધકાર એ કાંઇ ભિન્ન ભિન્ન નથી પણ એકજ છે. માત્ર ફેર અંશમાંજ રહેલો છે.

એક અંધારી કોટડીમાં બેસો. થોડી વારમાં તમે એ અંધારામાં પણ જોઇ શકશો. તેમજ જ્ઞાન ને અજ્ઞાન બે વિરુદ્ધ પક્ષનાં નથી, પણ ફેર માત્ર અંશનોજ છે. જ્યાંસુધી મનુષ્ય અજ્ઞાન છે, ત્યાંસુધી તે જ્ઞાનની નિસરણીના નીચલા પગથિયે છે; માટે જ્ઞાન મળ્યેથી નીચલા પગથિયાની સર્વ વાત છોડી દેવામાં આવે છે.

પ્રશ્નઃ—" વૉઇસ ઑફ સાયલન્સ " ( શાંતિનો સ્વર ) નામના પુસ્તકમાં કહ્યું છે કે, જડ અને ચેતનના આત્માઓ (સ્વરૂપો) કદી એકીકરણ પામી શકતા નથી, બન્નેના સંમેલન વખતે બેમાંથી એકનો લોપ થાય છે. વેદાંત આ વિષે શું કહે છે?

ઉત્તરઃ—જડ વસ્તુનો આત્મા ને ચેતનનો આત્મા એક ન થાય એ ખરૂં; પરંતુ 'રામ' ધારે છે કે, એ પુસ્તકમાં " જડનો અને ચેતનનો આત્મા "–એનો અર્થ બીજોજ કર્યો હશે. ચૈતન્યનો સાક્ષાત્કાર થતાંજ જડતા નષ્ટ થાય છે, તેને 'રામ' અહંભાવ કહે છે. જેમ પાણીમાં પડછાયો પડે છે, તે જડતા–અહંતા અને જેનો પડછાયો પડે છે તે વાસ્તવિક ચૈતન્ય છે; તેમ ખરૂં સ્વરૂપ સમજતાં અહંભાવ નષ્ટ થાય છે. જે અજ્ઞાનથી " આપણે શરીર છીએ " એમ માનીએ છીએ, તે ખોટો અહંભાવ છે; ને જ્ઞાન થતાંજ ખરૂં સ્વરૂપ સમજાય છે, ત્યારે એ ખોટો અહંભાવ નષ્ટ થાય છે; તેમ એકનો સાક્ષાત્કાર થતાં બીજું નષ્ટ થવુંજ જોઇએ.

પરંતુ જો જડાત્મા ને ચૈતન્યાત્માનો અર્થ એમ કરો કે, જડ ને ચૈતન્ય જુદાં જુદાં છે, તો તે ભૂલ છે. જડ ને ચૈતન્યનો આત્મા એકજ છે. આત્માનો વાસ્તવિક અર્થ લોકોમાં બરાબર સમજાયો નથી. કેટલાક તત્ત્વજ્ઞાનીઓ મનને આત્મા કહે છે, પણ મન જડ પદાર્થથી ભિન્ન નથી. સર્વ એકજ છે. ફેર માત્ર અંશમાંજ રહેલો છે. વિજ્ઞાનશાસ્ત્રે સાબિત કર્યું છે કે, મન ને જડ પદાર્થ એકજ છે. તત્ત્વજ્ઞાનીએ બતાવ્યું છે કે જડ ને તેમાં રહેલું ચૈતન્ય એકજ છે.

યુરોપમાં લિબ્નિટ્ઝે પહેલું જણાવ્યું કે, "અણુઓ શક્તિનાં મધ્યબિંદુઓ છે." આ વાત હિંદુસ્તાનમાં તો દસ હજાર વર્ષ પહેલાં જણાયેલી હતી. વિજ્ઞાનશાસ્ત્રે આ મત સાબિત કર્યો છે. લૉર્ડ કાલ્વીને ગણિતશાસ્ત્રથી સિદ્ધ કર્યું છે કે, જડ પદાર્થ ને તેમાં રહેલી શક્તિ એકજ છે. આમ છે, તો પછી ચૈતન્ય ને જડ ભિન્ન ક્યાંથી હોય? પર્વતો ઉપર જાઓ. હિમાલય ઉપર અપૂર્વ સુંદર દશ્યો નજરે પડે છે. પુષ્પોની સુવાસ, પક્ષીઓનાં ગાન, નદી-નાળાંનો કલરવ, પવનનો મધુર અવાજ, એ બધું શું છે? એ જડ પદાર્થ નથી? પરંતુ એ જડ વસ્તુઓ, શક્તિ, વિચાર, આહ્‌લાદ વગેરેમાં ફેરવાઇ જાય છે. ઝરણાંઓનું સંગીત પ્રભુમય બની ઉચ્ચ વિચારોનાં આંદોલન કરાવે છે. બાહ્ય જડ વસ્તુઓ આમ મનો-વૃત્તિઓમાં ફેરવાઇ જાય છે. મોટાં વહાણો, મહેલો વગેરે શું છે? આ બધું એક સમયે વિચારરૂપેજ હતું. શરૂઆતમાં મનમાં વિચારરૂપે પ્રથમ બંધાયું ને પછીથી બહાર જડરૂપે. હિમાલય ઉપર જડ વસ્તુઓ વિચારના સૂક્ષ્મ સ્વરૂપમાં પરિવર્તન પામે છે—જેમ પાણીની વરાળ થાય છે ને વરાળનું પાણી થાય છે તેમ. આથી શું સાબિત થાય છે? એજ કે, એ બન્ને એકજ છે, ભિન્ન નથી. એ પ્રમાણે જો મન ને પદાર્થ જુદાં હોય, તો મન પદાર્થને અસર ન કરે ને પદાર્થ મનને અસર ન કરે. પર્શિયન ભાષામાં એક સુંદર કવિતા છે. એનો અર્થ એવો છે કે, "વાદળાંમાંથી આંસુરૂપે પાણી પડયું." તે આંસુ ખરવાનું કારણ શું? જવાબ-માં કહ્યું છે કે, "હું તો એક ક્ષુલ્લક પ્રાણી છું ને આ સમુદ્ર તો મહાન છે. મારી લઘુતા માટે હું રુદન કરૂં છું." પછી વાદળાંને સમજાવ્યાં કે, "રડો નહિ, નામ ને રૂપમાં ભમ્યા ન કરો, પણ અંતરમાં જુઓ કે તમે કોણ છો? તમે પણ જળ છો ને સમુદ્ર પણ જળ છે. તમે પોતે આકાશ ને કાળથી ઘેરાયલાં છો-એમ ન માનશો. તમારૂં ખરૂં સ્વરૂપ ઓળખો." કાળથી બંધન પામી-નેજ દુઃખ ઉત્પન્ન કરાય છે, માટે એ બધાની પાર જાઓ. સત્ય સ્વરૂપ કાળની પણ પેલી પાર છે. સર્વ જગત તમારામાં રહેલું છે. જેમ સ્વપ્નામાં પોતાને જંગલમાં ફરતા દેખો છો, પર્વત ઉપર કે નદીમાં જુઓ છો, અને પર્વત તથા નદી તમારાથી બહાર જુદાં દેખાય છે, પણ ખરી રીતે તો તમારા મનમાંજ રહેલાં છે; તેમ સર્વ દશ્ય જગત તમારામાંજ રહેલું છે. જો એ વસ્તુઓ તમારી

બહાર હોત, ભિન્ન હોત, તો તમારી પથારી પણ નદીથી તણાઇ જાત ને પર્વતથી તમે ને તમારૂં ઘર જેમાં તમે સૂતા હો છો, તે પણ ચગદાઇ જાત.

વેદાંત તેથીજ ખાસ કહે છે કે, સર્વ જગત મનુષ્યના મનમાં રહેલું છે. આમ છતાં મનુષ્ય ઊલટો એમ સમજે છે કે પોતેજ જગતમાં છે. કૂકડો, મોર વગેરેના અનેક પ્રકારના શબ્દ મનુષ્ય પોતાના મુખથી બોલી શકે છે. જ્યારે ઇચ્છા થાય ત્યારે જેવો અવાજ કાઢવો હોય તેવો કાઢી શકાય છે; પરંતુ ખરેખરા કૂકડા કે મોરને આપણી ઇચ્છા પ્રમાણે આપણે બોલાવી શકતા નથી. હિમાલય ઉપર ગાનની ધૂન ચાલે છે ને તેમાંથી વિચારમાળા ઉદ્ભવે છે. તે ક્યાં ચાલી જાય છે, તે કોઇ જાણતું નથી. ત્યારે શું આ વિચારમાળા નષ્ટ થાય છે? ના. વૃક્ષો, નદીઓ ને પૃથ્વી એ માળાને પોતાનામાં સમાવી દે છે. વાતાવરણ એ વિચારમાળાને અખિલ વિશ્વમાં લઇ જાય છે ને અંતે જે કોઇ મનુષ્ય તે વિચાર-માળાને ઉપાડી લેવા અર્થાત્ ગ્રહણ કરવા સમર્થ હોય છે તેને તે સોંપવામાં આવે છે.

સર્વ વિચાર પ્રભુ તરફથીજ પરભાર્યા આવે છે. મનુષ્યના અહંભાવમાં તે રહેલા નથી. અહંભાવ નષ્ટ થાય છે, ત્યારેજ તે વાત સમજાય છે.

'રામ'ના મત પ્રમાણે દરેક પુસ્તક પ્રેરણાવાળું છે. ઈશ્વરી પુસ્તક ફક્ત બાયબલ એકલુંજ નહિ; પણ એમર્સન, ડાર્વિન, શેક્સપિયર દરેકનાં પુસ્તકો વેદોના જેટલાંજ પ્રેરણાવાળાં છે; કારણકે અહંભાવ નષ્ટ થયા પછી તે લખાયાં છે.

પ્રશ્નઃ—ગૃહસ્થાશ્રમીને સાક્ષાત્કાર થઇ શકે? તે પોતાના આત્માને ઓળખી શકે?

ઉત્તરઃ—વેદાંત, સાધુ, સંન્યાસીઓ કરતાં ગૃહસ્થાશ્રમીને માટે પહેલું છે. દરેક કુટુંબમાં પતિ પત્નીનું સુખ વધારવાને અને પત્ની પતિનું સુખ વધારવાને ઉત્સુક હોય છે; પરંતુ ઉદ્દેશ આવો હોવા છતાં પરિણામ શું આવે છે? બન્ને એકબીજાનો અધઃપાત કરે છે. ત્યારે વાંક કોનો? એમના ઉદ્દેશનો? નહિ; માત્ર એમના અજ્ઞાનનોજ. કઇ દિશામાં બન્નેના સુખનો સ્વાર્થ રહ્યો છે, તે તેઓ જાણતાં નથી ને તેથી કરીને તેઓ દુઃખમાં આવી પડે છે.

લોકો સમજે છે કે વિષયવાસના તૃપ્ત કરવાથી સુખ પ્રાપ્ત થશે, પણ આ અજ્ઞાનજ છે ને આ પ્રકારનું અજ્ઞાન દૂર કરવાથીજ દરેક કુટુંબ સુખી થશે.

એટલુંજ યાદ રાખવું જોઇએ કે ઇશ્વરમાં આપણે ફેરફાર કરી શકનાર નથી. મનુષ્ય કાંઇ પ્રકૃતિને ફેરવી શકે તેમ નથી. પ્રકૃતિનો હેતુ તો એ છે કે મનુષ્યને આત્માનું ભાન થાય. જગતની મૂર્ખતા કે વ્યાવહારિક જ્ઞાન દરેકને ખરે રસ્તે દોરવા મથે છે; પ્રકૃતિ મનુષ્યને તેનું ખરૂં સ્વરૂપ સમજાવવા પ્રયત્ન કરે છે, અને એટલા માટે તલવારની ધાર ઉપર રહીને પણ મનુષ્યને વેદાંત જાણવુંજ પડશે.

વેદાંત કાંઇ જોરજુલમથી પોતાની સત્તા જાહેર કરતું નથી. પ્રકૃતિના નિયમો એ ઈશ્વરનું મહાન લશ્કર છે, ને તે મનુષ્યને પોતાનો આત્મા ઓળખવા માટે આગળ ને આગળજ ધકેલે છે; માટે મનુષ્યને આગળ વધ્યા વિના છૂટકોજ નથી. મનુષ્ય પોતાના પાડોશીનું હિત શામાં રહેલું છે એટલુંજ જો જાણે, તો તેથી પણ પ્રકૃતિના નિયમનેજ અનુસરે છે–એથી પણ દરેક કુટુંબ સ્વર્ગ સમાનજ થઇ જશે. પ્રકૃતિના નિયમાનુસાર સાચું લોકહિત તો પોતાની ઈશ્વર સાથેની ઐકયતા–અભેદ જાણવામાં રહેલું છે. મનુષ્યે મુક્ત થવું તેમાંજ સાચું સુખ છે; ને મુક્ત થવાને માટે પોતાનો ને ઈશ્વરનો અભેદ થવોજ જોઇએ–સાક્ષાત્કાર થવોજ જોઇએ. જેમ મનુષ્ય પોતે ફલાણાનો પુત્ર છે એમ સમજે છે, તેજ પ્રમાણે તે ઈશ્વર સાથેની ઐકયતા સમજશે અને પોતેજ પ્રભુ છે, એમ મન, કર્મ ને વાણીથી આચરણમાં મૂકશે ત્યારેજ તેને ખરૂં સુખ પ્રાપ્ત થશે. દુઃખ માત્ર આ પ્રકારનો અભેદ ન સમજવામાંજ રહેલું છે. આ વિચાર મનમાં દૃઢ કરો, તો પછી પાપ ને પુણ્ય તમને કાંઇજ વળગવાનાં નથી. એ સર્વની પાર તમે જશો અને ઈશ્વર સાથે તાદાત્મ્ય સાધી તમે પૂર્ણ પરમાત્મા બની જશો.

સાક્ષાત્કાર એકદમ-થઇ જતો નથી. એમાં વખતની જરૂર છે. જીવાત્માએ અત્યારના માનવ શરીરમાં આવવાને કરોડો વર્ષ લીધાં છે. એક સમયે અત્યારનો મનુષ્યજીવ, છોડ કે વૃક્ષની સ્થિતિમાં હતો. અમુક સમયે આફ્રિકામાં વસતા ગુલામની સ્થિતિમાં હતો; અને એમ કરતે કરતે તે હાલની સ્થિતિમાં

આવ્યો છે. ઘર તોડી પાડવાને વખત લાગે છે; પરંતુ ઘર બાંધવા જેટલી તો તોડવામાં વાર લાગતીજ નથી. દારૂગોળો પૂરતા જથ્થામાં જો હોય, તો ઘર એકદમ તૂટી જાય છે; પરંતુ ઘણાની પાસે પૂરતો દારૂગોળાનો જથ્થો હોતો નથી. બાળબચ્ચાં સાથે ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં જો મનુષ્ય આ પ્રકારનું તત્ત્વજ્ઞાન સમજે તો તેને પુનર્જન્મ રહેતો નથી; ગૃહસ્થાશ્રમી હોવા છતાં તે મુક્ત થાય છે, તેને મોક્ષ મળે છે. કહેવત છે કે, “સંસારમાં સરસો રહે ને મન મારી પાસ.” મનુષ્ય આ પ્રમાણેનો જો ગૃહસ્થાશ્રમી બને તો તે મુક્તજ છે. વેદાંતનું તત્ત્વજ્ઞાન સમજી તે પ્રમાણે આચરણ કર્યાથીજ મુક્તિ છે.

કેટલાક કહે છે કે, ‘ઓલ્ડ ટેસ્ટામેન્ટ’*માં કર્મથી મુક્તિ કહી છે ને ‘ન્યુ ટેસ્ટામેન્ટ’×માં ભક્તિ–શ્રદ્ધાથી મુક્તિ કહી છે; પરંતુ ખરી મુક્તિ તો જ્ઞાનથીજ મળે છે.

માત્ર કર્મથી સુખપ્રાપ્તિ થતી નથી, તેમજ એકલી શ્રદ્ધાથીજ કાંઇ પરમ સુખ મળતું નથી. મુક્તિ તો માત્ર આત્માને ઓળખવાથીજ મળે છે. જ્યાં આત્માને ઓળખ્યો કે તરતજ મુક્તિ સામી આવી ખડી થાય છે.

સામાન્ય ઘરસંસારમાં શું બને છે? પતિપત્નીએ મુક્તિને માટે અર્થાત્ આત્મજ્ઞાનને માટે એકબીજાને મદદ કરવી પડે છે. જો આમ મદદ કરે, શ્રદ્ધાયુક્ત કે જ્ઞાનમય જીવન ગાળવામાં એકબીજાને સહાયક થાય, તો તે પત્ની પતિનો ઉદ્ધાર કરનારા ક્રાઇસ્ટ કે કૃષ્ણ જે કહો તેના જેવી નીવડે છે; ને પતિ પત્નીનો ઉદ્ધારક બને છે. મનુષ્યને પોતાનું અજ્ઞાનજ નીચે પાડે છે. પતિ-પત્નીના સંબંધનો દુરુપયોગ કરવાથીજ દુઃખની પ્રાપ્તિ થાય છે. સ્ત્રી થોડાં ઘરેણાંગાંઠાં સારૂ પુરુષને દુઃખમાં દોરે છે, તેમજ પુરુષ પણ પોતાના સ્વાર્થને માટે સ્ત્રીને દુઃખમાં નાખે છે. પરંતુ સ્ત્રીએ પુરુષને પોતાનાથી સ્વતંત્ર બનાવવો જોઇએ; ને એમ કર્યાથી પુરુષ પણ સ્ત્રીને સ્વતંત્ર કરશે. પતિ પત્નીને એમ મનાવવા ઇચ્છે છે કે તે તેનીજ છે; ને પત્ની એમ મનાવવા ઇચ્છે છે કે પતિ તેનો

---

*ઇસુખ્રિસ્તનાં પહેલાંનું પુસ્તક અર્થાત્ બાયબલનો પૂર્વ ભાગ.

× ઇસુખ્રિસ્તની પછીનું, ઇસુના ઉપદેશોનું પુસ્તક, અર્થાત્ બાયબલનો ઉત્તર ભાગ.

છે. આ રીતે મોટી ગૂંચવણ ઊભી થાય છે. એકબીજાને એકબીજા-ના ગુલામ બનાવવામાંજ દુઃખ ઊભું થાય છે. બળદને દોરડાથી બાંધી એ દોરડાને તમે પકડી રાખો, તો બળદ તમારાથી પકડાઇ રહેશે ને તમે બળદથી પકડાઇ રહેવાના; કારણ દોરડું તમારાથી છોડાવાનું નહિ ને છોડો તો બળદ સ્વતંત્ર થાય. આ પ્રમાણે બન્ને જણાં એકબીજાના બંધનમાં રહે છે.

સર્વ સંપત્તિ બંધનકારક છે. વેદાંત પ્રમાણે દરેક કુટુંબ સ્વર્ગ બની શકે. હંમેશાં સંપત્તિ વધારવાની લોલુપતામાં ન રહેતાં દાન લેવા કરતાં દાન આપવાની નીતિ રાખે, તો સુખ અવશ્ય આવી મળે. પુરુષ અને સ્ત્રી બન્નેએ એકબીજાનું ખરૂં સુખ અને હિત હંમેશાં વિચારવું જોઇએ. એકબીજા પાસેથી કાંઈ માગવું કે આશા રાખવી નહિ, ને આમ કરવામાંજ જોઇતું મળી રહેશે. આ પ્રકારે જીવન ગાળવામાંજ સ્વર્ગીય સુખ અને જીવનનો આનંદ સમાયેલો છે.

લોકો કહે છે કે, "અમને ફલાણું આપો." એ તમને મળ્યું સમજો ને પછી તમારી પાસેથી તે લઇ લેવામાં આવે તો દુઃખ થાય છે. ઇચ્છા હરેક પ્રકારે અનિષ્ટ છે. તેજ દુઃખનું કારણ છે, તેજ બંધનકર્તા છે.

કાંઇ પણ બદલાની આશા સિવાય દાન કરાય તોજ સુખ મળે છે, દાન લેવામાં સુખ સમજશો નહિ. કુટુંબમાં સુખ પ્રાપ્ત કરવું હોય તો દરેક વ્યક્તિએ દાન આપવામાંજ કુશળ રહેવું. બીજા પાસેથી કાંઇ લેવાની આશા ન રાખતાં, પ્રત્યેકે આપવાની ઇચ્છાજ રાખવી. હવે દાન કયા પ્રકારનું હોવું જોઇએ, દાનમાં શું આપવું, તેના ઉત્તરમાં કહેવાનું કે, "પોતાની પાસે જે પ્રકારનું જ્ઞાન હોય તે આપવું." પતિપત્ની જ્યારે આ પ્રમાણે એકબીજાનાં જીવન ઉચ્ચ બનાવે, ત્યારે કર્તવ્ય કર્યું કહેવાય.

પૂર્વે હિંદુસ્તાનમાં એક પ્રતાપી રાજા થઈ ગયો. તેને પ્રભુ-નો સાક્ષાત્કાર કરવો હતો. તેથી તેણે સંન્યાસ લેવાનો વિચાર કર્યો. ઘરમાં સ્ત્રી જ્ઞાની હતી. તે તેને સમજાવવા લાગી, પણ તેણે માન્યું નહિ ને સંન્યાસ લીધો. સ્ત્રીએ રાજતંત્ર હાથમાં લીધું. રાજા હિમાલય પર્વતમાં જઇને વરસ દિવસ રહ્યો.

એ દરમ્યાન રાણી પણ રાજાને વાસ્તવિક સુખ સમજાવવાનો

વિચાર કરીને પોતે સંન્યાસિનીનો વેષ લઇ રાજાની પાસે ગઇ. જઇને જુએ છે તો રાજા ધ્યાન ધરતો હતો. રાણી તેની પાસે જઇને ઊભી રહી. રાજા ધ્યાનમુક્ત થયો એટલે આ સંન્યાસિનીને જોઇને તે ખૂબ આનંદ પામ્યો. પાસે પડેલાં ફૂલ વડે સંન્યાસિનીને વધાવી તે બોલ્યોઃ "પરમાત્માએ સંન્યાસિનીના રૂપમાં પધારી મારો ઉદ્ધાર કરવા કૃપા કરી હોય એમ લાગે છે."

રાણીઃ—સત્ય છે રાજા! પરંતુ જો પરમાનંદ પ્રાપ્ત કરવો હોય, તો સર્વનો ત્યાગ કરવાની જરૂર છે.

રાજા વિસ્મય પામી બોલ્યોઃ "મેં રાજપાટ ત્યજ્યું છે; સ્ત્રી, બાળકો વગેરેને પણ ત્યજ્યાં છે, તો પછી હવે શું ત્યજવાનું રહ્યું?"

રાણીઃ—રાજા! તમે કાંઈ પણ ત્યજ્યું નથી.

રાજાઃ—એમ કેમ?

રાણીઃ—હજી તો જુઓ! તમે આ પર્ણકુટી કરી રહ્યા છો, તમારી પાસે જળપાત્ર રાખ્યું છે, આ સંન્યાસીનો દંડ રાખ્યો છે; તેથી તમે પૂર્ણ ત્યાગ નથી કર્યો.

આ ઉપરથી રાજાએ પર્ણકુટી, જળપાત્ર તથા દંડ વગેરે બાળી નાખ્યાં ને પછી કહ્યું: "કેમ હવે તો ત્યાગી થયોને?"

રાણીઃ—હે રાજા! આ વસ્તુઓ તો બાળી, પણ હજી જે જગ્યા ઉપર તમે વસી રહ્યા છો અને રાત્રે નિદ્રા લો છો એટલી જગ્યા તો તમે રાખીજ રહ્યા છો. વળી હજી તો તમારૂં સાડાત્રણ હાથનું શરીર પણ ત્યજ્યું નથી, તો પછી તમે સર્વસ્વનો ત્યાગ કર્યો છે એમ કેમ કહી શકાય?

રાજા શરીરને ભસ્મીભૂત કરવાનો વિચાર કરી ચિતા સળગાવીને અંદર કૂદી પડવા જતો હતો, એટલામાં રાણીએ અટકાવીને કહ્યું: "અરે રાજા! શરીર બળી ગયા પછી પણ તેની રાખ રહેશે તે કોની કહેવાશે?"

રાજાઃ—મારી રાખ.

રાણીઃ—ત્યારે શરીર બાળ્યા છતાં પણ તમે એટલું ત્યાગ નહિ કરો, તો ત્યાગ પૂર્ણ નથી થવાનો.

રાજાઃ—ત્યારે શું કરૂં?

રાણીઃ—આ શરીર કોનું છે?

રાજાઃ—મારૂં.

રાણીઃ—મન કોનું છે?

રાજાઃ—મારૂં.

રાણીઃ—ઠીક, ત્યારે એ બધુંયે ત્યાગવું પડશે; પરંતુ "શરીર હું નથી. મન પણ હું નથી" એ જ્ઞાન ખરૂં હોય તો "મારૂં" એમ કહેનાર કોણ છે?

રાજા વિચારગ્રસ્ત થઇ ગયો ને અંતે સમજ્યો કે, "હું પોતેજ પરમાત્મા છું. સર્વવ્યાપી, સર્વેશ્વર હુંજ છું. સત્ય છે કે નજીકમાં નજીકના સંબંધીને પહેલું દાન આપી ધીમે ધીમે આગળ વધવું જોઇએ. તેજ પ્રમાણે ત્યાગ પણ આપણું પોતાનું નજીકનું જે માનતા હોઇએ તેનોજ પહેલો કરવો જોઇએ; માટે પહેલાં તો અહંભાવનોજ ત્યાગ કરૂં. હું ફલાણું કરૂં છું, મેં ફલાણું કર્યું, એ વિચારનોજ ત્યાગ કરવો જોઇએ."

જંગલમાં જાઓ કે ઘરમાં રહો, પણ જ્યાંસુધી "મારૂં" એ વિચાર નષ્ટ થયો નથી, ત્યાંસુધી કોઇ ત્યાગી થઇ શકતુંજ નથી. બધા સંન્યાસીઓ પણ આવા ત્યાગી હોતા નથી, ને મોટા મહેલોમાં રહેનાર રાજા પણ વખતે આ પ્રકારના સંન્યાસી હોઇ શકે છે.

ઉપલી વાતમાં આગળ એમ આવે છે કે, આ પ્રમાણે બનાવ બન્યા પછી થોડો સમય રાણી ત્યાં રહી, ને છેવટે વેશ દૂર કરી રાજા પાસે માફી માગીને આમ છેતરવા માટે દિલગીરી જાહેર કરી. રાજાને હવે જ્ઞાન થયું હતું, તેથી તે બોલ્યોઃ "હે સ્ત્રી! આમ ક્ષમા યાચવાનું શું કામ છે? હું હવે આ શરીરમાં મમતા રાખતો નથી, આ શરીર મારૂં છે એમ માનતો નથી, હું રાજાયે નથી, તેમ તારો પતિયે નથી. હું તો સ્વયંભૂ ઈશ્વર છું. હે સ્ત્રી! વિચાર કર. સર્વ જગત મારૂં છે, તો પછી હું કોના ઉપર ક્રોધ કરૂં ને કોનાથી હું ખુશી થાઉં?"

ત્યાર પછી રાણી રાજમહેલમાં એક વાર જઇ આવી ને છેવટે તેણે રાજા પાસે આવીને કહ્યું: "હે રાજા! તમે ખરે ઈશ્વર છો તો હવે તમે રાજમહેલમાં આવીને રહો તોપણ શું? કાંઇ હિમાલય પર્વત તમારે મન વિશેષ છે?" આ પ્રમાણે કહી રાજાને પાછો

રાજમહેલમાં લઈગઈ.આસપાસ વૈભવ અને રાજવિલાસના આડંબરો હતા, પણ રાજા હવે જિતેંદ્રિય હોવાથી કોઇ વાતથી ચળતો નહોતો. આ પ્રમાણે તેણે પચીસ વર્ષ સુધી રાજ્ય કર્યું. એ પોતે રાજા નહોતો, પણ ખુદ ઈશ્વરજ હતો. આ પ્રમાણે જીવન ગાળવું તેનેજ ત્યાગ કહે છે; જંગલમાં જઇ, ઇચ્છાઓથી વીંટળાઈ રહી જીવન ગાળવું, તેનું નામ ત્યાગ નથી.

જગત માત્ર આપણા વિચારોનું પરિણામ છે. જ્ઞાનીને મન શરીર એ પોતાનું શરીર નથી. અજ્ઞાનીઓનેજ શરીર પોતાનું છે એમ સમજાય છે. જ્ઞાનીને મન તો પથ્થર ને હીરો, કાંટાની શય્યા કે સુખશય્યા, ઘર કે જંગલ સર્વ સમાનજ છે.

લોકો કહે છે કે, ફલાણાને અડકશો નહિ, અભડાશો. હિંદુસ્તાનમાં લોકો માયામાં લુબ્ધ થવા ના કહે છે; એ બધું ખરૂં, પણ કોઇ બાબતમાં દ્વેષ કે ઇર્ષા કરશો નહિ. કોઇ વિષયને તુચ્છકારી કાઢશો નહિ.

સંન્યસ્ત તે માત્ર સત્ય તરફ જવાની નિસરણી તરીકેજ હિંદુસ્તાનમાં ગણાય છે. વેશધારી ત્યાગ કાંઇ પણ ઉપયોગનો નથી. ગૃહસ્થાશ્રમીઓ જે રાણીની વાત આપણે કરી તે પ્રમાણે ગૃહસ્થાશ્રમમાં રહે તો ત્વરાથી તેમને ઈશ્વરનો સાક્ષાત્કાર થાય ને દરેક ઘર, દરેક કુટુંબ સ્વર્ગ સમાન બની રહે.





# पुनर्जन्म अने कुटुंबनां बंधनो×

આત્મસ્વરૂપ સન્નારીઓ અને સજ્જનો!

હિંદુસ્તાનમાં એક ધનાઢ્ય વેપારી પોતાના ગામમાં એક મોટી ન્યાત જમાડવાનો હતો, કારણકે તેને ત્યાં કાંઈ શુભ પ્રસંગ હતો. પૂર્વકાળમાં કાંઇ સારો પ્રસંગ હોય, ત્યારે ગણિકાઓના નાચ પણ કરાવાતા હતા. હાલ એ રિવાજ બહુ પ્રચારમાં નથી.

એ વેપારીને ત્યાં નાચ જોવાને સભા મળી હતી. તેમાં એક નાચનારીએ પોતાનું ગાયન અને નાચ શરૂ કર્યાં. ગાયન ઘણું અશ્લીલ હતું ને કોઇને પણ પસંદ પડે નહિ એવું હતું; પણ આ પ્રસંગે તો તે ખાસ કરીને બધાજ સાંભળનારાઓના હૃદયમાં ઊંડું ઊતરી ગયું. હિંદુસ્તાનમાં ઘણાખરા પંડિતો, સુશીલ લોકો આવાં ગીત પસંદ કરતા નથી; છતાં આ સમયે તો બધા મુગ્ધ બની ગયા! આ બનાવને મહિના ઉપર મહિના થઇ ગયા, તોપણ જેમણે આ ગાયન સાંભળ્યું હતું, તેઓ રસ્તે ચાલતાં ચાલતાં પણ તેનું ગુંજન કરી રહેતા. હવે પ્રશ્ન એ થાય છે કે, એટલો બધો મોહ શામાં રહ્યો હતો? જેને પૂછીએ તે એમજ કહેતું કે, "ગાયન ઘણુંજ સરસ છે, મોહ પમાડે એવું છે, મધુર છે." પણ ખરી રીતે આમ કાંઇ નહોતું. ગણિકાએ ગાયું તે પહેલાં એનું એજ ગાયન તુચ્છ લાગતું હતું અને હવે તેમને તે ઘણું પ્રિય ને આનંદદાયક લાગવા માંડ્યું. વાસ્તવિક કારણ એ હતું કે, ગાયનમાં મોહ નહોતો; પણ ગાનારનો કંઠ, સૂર, શિકલ વગેરે મોહ ઉપજાવે તેવાં હતાં. વળી ગાયન ગાનારની ઢબમાં પણ મોહિની હતી. ખરો મોહ તો તે ગાનારમાંજ હતો અને તેથી કરીનેજ ગાયનમાં મધુરતા, મીઠાશ આવ્યાં હોય એમ લાગતું

× તા. ૨૭ મી ડિસેમ્બર સને ૧૯૦૨ ને દિવસે 'એકેડેમી ઓફ સાયન્સિઝ'માં આપેલું ભાષણ.

હતું. જગતમાં આ પ્રમાણેજ બને છે. કોઇ ખૂબસૂરત શિક્ષક હોય, મધુર કંઠવાળો હોય, આંખોમાંથી અમી ટપકતી હોય, તેવો કોઇ પુરુષ જે કાંઇ બોલે, હાલેચાલે, તે સર્વ લોકોને પ્રિય લાગવાનુંજ. જગતની આ ભૂલ છે. સત્ય શું છે તે જોવાની તો કોઇ દરકારજ કરતું નથી. મૂળ ગાયન કે વચનો વગેરેમાં શી સત્યતા રહેલી છે, તે તપાસવાની કોઇ દરકાર કરતું નથી; પણ માત્ર એ કોણ બોલે છે, એજ વાત વિચારમાં લે છે. 'રામ'ને એક સમયે સ્વામી વિવેકાનંદ વિષે એક મિત્રે કહ્યું કે, "સ્વામી વિવેકાનંદના મોં સમુંજ જોઇ રહેવાનું મન થાય છે. તેમની આંખો ને નાક વગેરે કેવું સુંદર છે?"

લોકો ભાષણ સાંભળવા જાય છે, તે ભાષણકર્તાની મુખાકૃતિ જોવા જાય છે કે તેનું ભાષણ સાંભળવા જાય છે? કોઇ પણ ભાષણ કરનારનાં વચનોનો તોલ કરવો; નહિ કે તેની મુખાકૃતિનો વિચાર કરવો. 'રામ' કાંઈ શરીરનો પક્ષપાતી નથી. મારૂં કહેવું કદાચ તમને કડવું લાગશે, પણ સત્ય શું છે તેજ માત્ર તમારે જોવું જોઇએ.

હવે આજનો વિષય બરાબર શરૂ કરતાં પહેલાં બાયબલ, અલકુરાન, વેદો ને ગીતા ઉપર થોડું બોલવાની જરૂર છે. લોકો આ પુસ્તકોમાં આંખ મીંચીને, જે જે કાંઈ લખેલું છે, તે બધું માને છે; કારણકે તે પુસ્તકો મહાન પુરુષોનાં લખેલાં છે, ને તેમને તેઓ પૂર્ણભાવથી પૂજે છે. હવે આપણે જેમ ઉપર કહી ગયા કે નૃત્ય કરનાર ગણિકાના મોમાંથી અશ્લીલ ગાયન નીકળ્યું, પણ તે બધાને પ્રિય થઇ પડ્યું. એ વાતમાં જે દલીલ આપણે કરી હતી તેજ દલીલ જે લોકો અંધશ્રદ્ધા રાખી, જાતે વિચાર કર્યા વિના પવિત્ર પુસ્તકોમાં જે જે કહેલું છે, તે એમ ને એમજ માને છે, તેમને લાગુ પડે છે. બુદ્ધનું જીવન, કૃષ્ણનું જીવન વગેરે વગેરેનાં જીવન ઉચ્ચ પ્રકારનાં હતાં; તેથી શું એમનો દરેક બોધ, એમનાં દરેક પુસ્તક તેના ઉપર જાતે વિચાર કર્યા વિનાજ સત્ય છે, એમ કહેવું વાજબી છે? બિલકુલ નહિ. ઘણી વખત એમ બને છે કે મનુષ્ય પોતે, પોતાના સમયમાં ઘણોજ નામાંકિત થયો હોય ને શ્રેષ્ઠ જીવન ગાળનારો થઇ ગયો હોય; પણ તેનાં વચનો, તેનું શિક્ષણ સર્વ કાળને માટે સંપૂર્ણ નથી હોતું. દુનિયા આવી ભૂલ કરતીજ આવી છે. અમુક મનુષ્યે કહ્યું માટેજ

તેને સત્ય ગણવું એજ મોટી ભૂલ છે; ને તેથી કરીને અનેક પ્રકારના વાદવિવાદ અને ખંડનમંડનની ઉત્પત્તિ થાય છે. ઓલિવર ગોલ્ડસ્મિથ વિષે ડૉક્ટર જોન્સન કહે છે કે, જ્યારે તે લખવા બેસતો, ત્યારે એક દેવના જેવું લખતો; પણ એ ઓલિવર ગોલ્ડસ્મિથને એવી ધૂન હતી, ને તે એટલે સુધી એનો દુરાગ્રહ રાખતો કે કાંઇ વાતજ નહિ. તેનું કહેવું એવું હતું કે, "જ્યારે હું ખાઉં છું ત્યારે મારૂં ઉપરનું જડબુંજ માત્ર હાલે છે; નીચેનું જડબું હાલતુંજ નથી." આ તો બધાયે સમજી શકે એવું છે કે આપણે બોલીએ કે જમીએ છીએ, ત્યારે હંમેશાં નીચલુંજ જડબું હાલે છે, ઉપરનું નથી હાલતું. આમ છે છતાં એવા મનુષ્યો જે જે કહે, બોલે, લખે તે હંમેશાંજ સત્ય નથી હોતું.

કાર્ય અને કાર્યપદ્ધતિનું શાસ્ત્ર એ બન્ને જાણવાં જોઇએ. એ બેમાં ઘણો ફેર છે. ઘણા અંગ્રેજી ભાષા બોલી જાણે છે; પરંતુ તે ભાષાનું વ્યાકરણ જાણતા નથી. ઘણા જણ દલીલો ને વાદવિવાદ કરે છે; પરંતુ તેમાંના થોડાકજ તર્કશાસ્ત્રનું જ્ઞાન ધરાવે છે. તેજ પ્રમાણે અમુક ઉચ્ચ પ્રકારનું જીવન ગાળવું તે જુદી વાત છે અને તેવા જીવનમાં જે તત્ત્વજ્ઞાન રહેલું છે, તે વિષે કાંઇ કહેવું એ જુદી વાત છે. જગતમાં મોટી ભૂલજ એ થાય છે કે, લોકો મહાપુરુષોના ઉપદેશ અને ચારિત્ર્યની પરસ્પર સરખામણી કરે છે ને પછી તે બોધના ગુલામ થઇ રહે છે. 'રામ'નું કહેવું એ છે કે, બંધુઓ! સાવધાન! સાવધાન! સ્વબુદ્ધિ પણ અવશ્ય ચલાવો.

જિસસ ક્રાઇસ્ટનાં પુસ્તકો થોડાં છે; છતાં મહાન તત્ત્વજ્ઞાનીઓ ને વિદ્વાનો તે બોધવચનો ઉપર માથાં પટકી મરે છે. મહમદ પેગંબરે ઘણુંજ થોડું કહ્યું છે, છતાં એ પ્રજ્ઞા—એ જ્ઞાન—એ સ્મૃતિ ક્યાંથી ઉદ્ભવી તે કોઈ જાણી શક્યું નથી; પરંતુ બંધુઓ! એજ જ્ઞાન, એજ પ્રેરણા તમારા પોતાના આત્મામાં પણ રહેલી છે. મનુ મહાત્મા પાસે કોઇ પુસ્તક નહોતાં, છતાં એણે હિંદુઓને માટે અદ્ભુત સ્મૃતિના ગ્રંથો નિર્માણ કર્યા છે. હોમરે ઇલિયડ અને ઓડિસિસ જેવાં મહાન કાવ્યો રચ્યાં તે સમયે ક્યાં સાધનો એની પાસે હતાં? એરિસ્ટોટલ એમ. એ. કે ડી. ડી. નહોતો છતાં કેટલાએ એમ. એ. કે ડી. ડી. થયેલા તેના શિષ્યો છે. જિસસ ક્રાઇસ્ટ અને શ્રીકૃષ્ણ જેવા મહાન યોગીઓને ક્યાંથી પ્રેરણા થઇ હતી? માત્ર પોતાનાજ અંતઃકરણમાંથી. અંતઃકરણમાં

અવલોકન કરો, ત્યાંજ પ્રભુ મળશે—પરમ સત્ય મળશે. કબીર કઇ પાઠશાળામાં ભણવા ગયો હતો? નાનક, તુકારામ, તુલસી, નરસિંહ કઇ પાઠશાળામાં ભણવા ગયા હતા? પરંતુ આ એમનાં પદો, એમનાં બોધવચનો વાંચતાં પાઠશાળાના મહાન વિદ્યાર્થીઓને પણ મગજ કસવું પડે છે.

આ પ્રકારે જ્યારે આવા પુરુષો અવતારોની પદવી પામી શકે, તો આપણે પણ તેવાં આચરણથી એમના જેવાજ ન બની શકીએ? અલબત, આપણે પણ તેજ પ્રકારે કરી શકીએ. જે ચિત્ત, જે હૃદય, જે પ્રેરણા, જે જ્ઞાન તેમને થયું હતું, તે આપણુને પણ કાંઈ દુર્લભ નથી; માત્ર પુરુષાર્થનીજ આવશ્યકતા છે. અમૃતકુંડ સર્વના હૃદયમાં ભર્યો છે, તે બધા પી શકે તેમ છે; માટે નિરાશા ન લાવતાં આશાયુક્ત પુરુષાર્થ કરી અચ્યુતાનંદનો સાક્ષાત્કર કરો.

'રામ' કહે છે કે, બંધુઓ! મારા આત્મસ્વરૂપો! એમના દિવસો એમણે નિર્ગમ્યા ને હવે તો તમારો સમય આવ્યો છે. જે જે મહાત્માઓ થઇ ગયા ને તેમણે જે જે ઉપદેશો કરેલા છે, તે તમે જાતે અનુભવો તોજ તેમના કહેવાનો મર્મ બરાબર સમજી શકશો. ગીતા સમજવાને શ્રીકૃષ્ણના જેવા જ્ઞાનની જરૂર છે, મિલ્ટન સમજવાને મિલ્ટનની જરૂર છે; પરંતુ મહમદનું કુરાન સમજવા સારૂ કાંઈ અરબસ્તાનમાંજ જન્મ લેવાની જરૂર નથી. ત્યારે મહમદ, બુદ્ધ, કૃષ્ણ, ક્રાઇસ્ટ વગેરે જેવા થવાને શું કરવું જરૂરનું છે, તે એક વાર્તાના ઉદાહરણથી સમજાવીએઃ—

એક જણ પ્રેમની કવિતા વાંચતો હતો. કાવ્ય ઘણું સુંદર હતું. આમાં લયલા મજનૂની પ્રેમકથા હતી. આ વાંચનારને મજનૂનું જીવન બહુ ગમ્યું. તે એટલે સુધી કે પોતાને મજનૂ થવાનું મન થયું. આ ઉપરથી કોઇના કહેવા મુજબ તેણે લયલાની છબી લીધી. પછી પોતે આ છબી ઉપર જેમ મજનૂ લયલા ઉપર પ્રેમ કરતો હોય, આંસુ ઢાળતો હોય તેમ તેણે કરવા માંડ્યું. છબીને હરહમેશ પોતાની છાતી સરસી રાખતો ને કદી પણ એનાથી વિખૂટો પડતો નહિ. પરંતુ કૃત્રિમ પ્રેમ ઘણો વખત ચાલે નહિ. સ્વાભાવિક પ્રેમનું કદી અનુકરણ કરી શકાયજ નહિ. છતાં આ મનુષ્ય તો પ્રેમની નકલ કરતો હતો. તેને એક માણસે આવીને કહ્યું: "અરે ભાઈ! આ શું કરે છે? કાંઇ આમ મજનૂ થવાય?

મજનૂ થવાને માટે લયલાની જરૂર નથી; પરંતુ મજનૂના જેટલો તીવ્ર પ્રેમ જોઇએ. પ્રેમપાત્ર લયલા ન હોય તો ચાલે, પણ મજનૂના હૃદયમાં જેટલો પ્રેમ હતો, તેટલો પ્રેમ તો તારા હૃદયમાં અવશ્ય હોવોજ જોઇએ."

તેજ પ્રમાણે 'રામ' નું કહેવું છે કે, જો ક્રાઇસ્ટ, કૃષ્ણ, બુદ્ધ કે મહમદ થવું હોય, તો તેમણે જે જે કર્યું તે કરવાની જરૂર નથી, તેમના જીવનનું અનુકરણ કરવાની જરૂર નથી, તેમનાં કૃત્યોના તમારે ગુલામ થવાની જરૂર નથી, એમનાં કાર્યો કરીને તમારી સ્વતંત્રતા ખોવાની નથી; પરંતુ તમારાં પોતાનાં સ્વતંત્ર કાર્યો કર્યે જાઓ અને તેમના હૃદયમાં જે બળ હતું, તેમના જીવનમાં જે ગહનતા હતી, તેમણે જે પ્રકારે સાક્ષાત્કાર કર્યો હતો; તેજ માત્ર તમારે પ્રાપ્ત કરવાની આવશ્યકતા છે. જો એ પ્રાપ્ત કરી શકો એમ હો, તો તમે હાલ જે સ્થિતિમાં છો; તે બધી વસ્તુસ્થિતિ બદલાઇ જાય. આજ રાત્રે ક્રાઇસ્ટ જન્મે તો તે શું કરે ? હાલમાં તો ક્રાઇસ્ટની પેઠે શૂળી ઉપર ચડી આત્મભોગ આપ્યા વિના ક્રાઇસ્ટ જેવું જીવન ગાળી શકાય તેમ છે. પોતાની દૃઢ માન્યતા ને શ્રદ્ધાને માટે ક્રાઇસ્ટે આત્મભોગ આપ્યો હતો; ને શોપનહોરે પોતાની દૃઢ માન્યતા ને શ્રદ્ધાને માટે શરીર ન પાડતાં જીવવું પસંદ કર્યું હતું. પોતાની દૃઢ માન્યતા ને શ્રદ્ધા માટે શરીરનો ભોગ આપવા કરતાં પણ તેને ખાતર જીવવું એજ કેટલીક વખત વધારે કઠિન હોય છે.

માટે દરેક વાતની તેના પોતાનાજ ગુણદોષ પ્રમાણે કિંમત કરો. ઉપદેશ કોના દ્વારા આવે છે, કોણ આપે છે, એના ઉપર આધાર ન રાખવો. કોઇ પણ મહાન પુરુષનો બોધ એ જુદી વાત છે ને તેના જીવનનાં કૃત્યો એ જુદી વાત છે.

હવે પહેલો પ્રશ્ન એ પુછાયો છે કે, "જો પુનર્જન્મ છે તો તેથી પછી શું કુટુંબનાં બંધનો તૂટી જતાં નથી ? અને જેઓ આ જગતમાં સાથે રહે છે, તેઓ પરલોકમાં તે પ્રમાણે સાથે નહિ રહે ?" પ્રશ્ન ઉત્તમ છે ને તેને આપણે કકડે કકડે લઇશું. પહેલું જો "પુનર્જન્મ છે એ સત્ય વાત છે, તો તેથી કરીને કુટુંબનો સંબંધ તૂટતો નથી ?" તે પ્રશ્ન લઇશું.

'રામ' માત્ર એટલુંજ જાણવા માગે છે કે, આ જગતમાં

કોઇ પણ ઠેકાણે "કુટુંબનો સંબંધ" એવું કાંઇ પણ છે? તમારે પોતાનેજ એવો કાંઈ સંબંધ છે? એક મનુષ્ય જ્યાંસુધી નાનો છોકરો હોય છે, ત્યાંસુધી પોતાના બાપના ભેગો રહે છે. પુખ્ત ઉંમરનો થાય છે, ભણે છે, ગણે છે ને નોકરીએ લાગે છે કે, બાપ પાસેથી ચાલી જાય છે; ને પોતાનુંજ કુટુંબ લઇને બીજે દેશ ફરતો ફરે છે. આમ કુટુંબનો સંબંધ એકદમ પોતાના સ્વાર્થને અંગે તૂટી જાય છે. પોતાની કમાણી પોતાના પિતાને ન આપતાં તે પોતાની પાસે રાખે છે; અને એવું બને છે કે, પુત્ર હિંદુસ્તાનમાં ફરતો હોય છે તો પિતા જર્મની કે, બીજા કોઇ દેશમાંજ ફરતો હોય છે. આવા સંયોગોમાં કુટુંબનો સંબંધ ક્યાં રહ્યો? કબૂલ કરવું પડે છે કે, આ બધા સંબંધો માત્ર કહેવા પૂરતાજ હોય છે; હું ફલાણો ફલાણો ને મારા બાપનું નામ ફલાણું ફલાણું. બસ આનું નામજ સંબંધ. હજી આપણે વધુ જોઇએ. પતિ અમેરિકન ને પત્ની જર્મન એમ બે જણાં પરણે છે. આમ થતાં કન્યાનો પોતાના દેશનો જૂનો કૌટુંબિક સંબંધ જતો રહે છે ને નવો ઉત્પન્ન થાય છે. સગાં ભાઇબહેન હોય છે, તે પરણીને જુદે જુદે સ્થળે રહેવા જાય છે, પછી એમનો સંબંધ ક્યાં રહ્યો? પ્રશ્ન માત્ર એ રહે છે કે, પુનર્જન્મ હોય તો તેથી કુટુંબનો સંબંધ તૂટે છે કે નહિ? એનો ઉત્તર એજ કે, જગતમાં કુટુંબના સંબંધ જેવું વાસ્તવિક કાંઇ છેજ નહિ, તો પછી તૂટવાનુંજ શું હતું? છતાં ધારો કે, એવું કાંઇ છે, તોપણ પુનર્જન્મથી તે સંબંધ કાયમનો તૂટી જતો નથી. એક જણને ઘણાં છોકરાં છે ને તેમાંથી એક ગુજરી જાય છે ત્યારે કેટલાક એમ ધારે છે કે એ મરી ગયો, તેથી આ જગતમાં સંબંધજ તૂટ્યો, પણ એનો એ સંબંધ પરલોકમાં અર્થાત્ સ્વર્ગમાં ઊભો થશે. જો આ સંબંધ સ્વર્ગમાં પાછો જોડાતો હોય, તો તે કયા સ્વર્ગમાં જોડાવાનો હતો? કોઇ પણ શાસ્ત્ર સ્વર્ગની ભૂગોળ જણાવતું નથી કે તેનું સરનામું પણ આપતું નથી; કે જેથી કરીને મનુષ્ય સમજે કે, અમે પાછલા જન્મનાં કુટુંબીજન અહીં એકઠાં થયાં છીએ. પુનર્જન્મના સિદ્ધાંત પ્રમાણે મનુષ્ય પોતાના કુટુંબનો સંબંધ જાળવી રાખવા માગે તો તે બને એમજ નથી; કારણકે મનુષ્ય પોતે પોતાનું ભાવી બનાવે છે. પુરુષાર્થજ પ્રારબ્ધ કરતાં પ્રાધાન્ય ભોગવે છે. મનુષ્ય પોતાના સંબંધ ને બંધનો પોતાની મેળેજ ઉત્પન્ન કરે છે. મરણ સમયે

તમે કોઈનો સંબંધ રાખવાની તીવ્ર ઇચ્છા રાખશો, તો જરૂર તમે તેમ કરી શકશો; ને જો અમુક મનુષ્ય સાથે તમે કાંઇ પણ સંબંધ નહિ રાખવા માગો, તો બીજા જન્મમાં તમારે એની સાથે કાંઈ પણ લેવા-દેવા નહિ રહે. એજ પ્રમાણે મરણ પછી જેનાથી તમે છૂટા થવા માગો છો તેમની સાથે પણ તમારો કાંઇ પણ સંબંધ રહેવાનો નથી એ નિશ્ચય છે. વેદાંત ડંકો વગાડીને આ બાબત કહે છે.

આ બાબતમાં ઘણી ગેરસમજૂત છે. બધું એક પછી એક કહેવામાં આવશે. યુરોપ ને અમેરિકામાં સ્વર્ગ વિષે જે માન્યતા છે, તે વિષે આપણે હમણાં કહીશું. સ્વર્ગને તેઓ એક એવું સ્થાન સમજે છે કે જ્યાં બધાં ભેગાં મળી આનંદ કરે. 'રામ' કહે છે કે, જરા વિચાર કરો. સત્યની ખાતર જરા ધીરજથી વિચાર કરો. જે સ્થાન મર્યાદાથી બંધાઇ જાય, ત્યાં કદી પૂર્ણ સુખ હોઇ શકે એ અશકય છે; કારણકે સ્વર્ગમાં જઇને સુખ મેળવાની ઇચ્છાથી તમે એમ ઇચ્છો છો કે મારાથી કોઇ ચડિયાતો યા બરોબરિયો ન હોય; પરંતુ સ્વર્ગમાં તો કોઇક ચડિયાતા પણ મળવાનાજ. બુદ્ધ ને ક્રાઇસ્ટ પણ ત્યાં મળવાના ને તેમનું સુખ જોઈ તમને અસંતોષ થવાનો. જ્યાં ભેદ છે ત્યાં સુખ કદી રહેતુંજ નથી. તમારા સુખનો ભંગ શાથી થાય છે? ભેદથી-બીજાના ચડિયાતા સુખના દર્શનથી. બાયબલમાં કહ્યું છે કે, સ્વર્ગ કાંઇ બહાર નથી, તમારા પોતાના હૃદયમાંજ રહેલું છે; અને બહાર છે એમ કલ્પવું એજ દુ:ખમય છે. આકાશમાં કે તારાઓમાં સ્વર્ગ નથી. સ્વર્ગ તમારા પોતાના હૃદયમાંજ છે. સુખમાં ભંગ શાથી પડે છે? બીજાનાં વધારે સુખ જોઇને તેમજ સાથેના બરોબરિયાઓને આપણાથી વધારે આનંદી, સુખી જોવાથી આપણા સુખનો નાશ થાય છે. દરેક જણ પોતાને અદ્વિતીય જોવાને ઇચ્છે છે. બાઇબલમાં કહ્યું છે કે, "સ્વર્ગમાં આપણે મળીએ છીએ." એનો અર્થ શો? ન્યુ ટેસ્ટામેન્ટમાં પણ કહ્યું છે કે, "સ્વર્ગનું રાજ્ય હૃદયમાં છે," "પ્રભુનું રાજ્ય હૃદયમાં છે." માટે બહાર કોઇ સ્વર્ગ રહેલું છે, કોઇ બીજી દુનિયામાંજ સ્વર્ગ ટકી રહ્યું છે, એ કલ્પનાજ ખોટી છે. બિચારા પ્રભુ ઉપર દયા રાખો. પ્રભુ જો વાદળમાં સ્વર્ગ રાખી રહેતો હોય તો એને શરદી થઇ જાય એનો તો વિચાર કરો! પ્રભુ કહો, સ્વર્ગ કહો કે જે કહો તે સર્વ તમારા હૃદયમાંજ છે.

આત્મામાં પ્રવિષ્ટ થઇ નિર્વાણપદ પામો. પ્રભુનો સાક્ષાત્કાર કરો તો સ્વર્ગ તમે પોતેજ થશો. તમે પોતે સ્વર્ગમાં નહિ જાઓ પણ તમે પોતેજ સ્વર્ગ બનશો. આ પ્રમાણે સર્વ સૃષ્ટિ સાથે તમે સંબંધ રાખી શકશો. મિત્રો, કુટુંબ વગેરેને સ્વર્ગમાં મળશો, જીવન્મુક્ત પુરુષ હંમેશાં સ્વર્ગમાંજ વસે છે. તેને કશામાં ભેદ-બુદ્ધિ ઊપજતી નથી.

લોકોને પોતાના ઇષ્ટ પદાર્થ પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છા હોય છે. એ ઇચ્છાને માટે તેઓ બહુ વલખાં મારે છે, છતાં એ વસ્તુ મળી શકતી નથી. હવે તે ન મળવાનું કારણ શું ને તે કેવી રીતે મળી શકે ? લોકો હૃદયભંગ–આશાભંગ થાય છે ને અંતે દુઃખી થાય છે, તેનું કારણ શું ? કારણ તેઓ પોતાના માની લીધેલા સ્વર્ગમાં મળી શકતાં નથી. જગતના લોકો ! જો તમારી ઇચ્છા હોય કે તમારા મિત્રો તમને મળે, જગતનું બધું દ્રવ્ય તમને મળે; જો એવી ઇચ્છાઓ રાખતા હો, તો તમે તમારૂં બળ વ્યર્થ નષ્ટ કરો છો. 'રામ'નું કહેવું મહેરબાની કરીને માનો તો એક એવી કૂંચી દેખાડીશ કે જેથી સર્વ ઇચ્છિત વસ્તુ આપોઆપ આવી મળશે. સ્વર્ગમાં સર્વને મળી શકશો ને એમ અનુભવશો કે સર્વ વસ્તુઓ તમને ખોળતી, તમારી પાસે દોડતી દોડતી ચાલી આવે છે. જોરજુલમથી કોઇનો પ્રેમ માગતાં, ભિખારી માફક કોઇ વસ્તુની ઇચ્છા કરતાં તે તમારાથી દૂર ને દૂરજ નાસશે. માત્ર જ્યારે નિઃસ્પૃહ બનશો, ત્યારેજ તે વસ્તુ આગે ને આગે આવીને ખડી રહેશે. કહેવત છે કે—

"માગે તેથી આઘે, (ને) ત્યાગે તેની આગે."

જે પળે ઇચ્છાને દૂર કરો–ઇચ્છાની પાર જશો–તેજ પળે ઇચ્છિત વસ્તુ તમારી આગળ આવીને ઊભી રહેશે; પણ જે પળે પાછા લાલસા કરશો–ભીખ માગશો–તેજ ક્ષણે તમે તેનાથી દૂર ખસી જશો. લોકો કહે છે કે, "ખોળો કે તમને જડશે; ઠોકો કે દ્વાર ખુલ્લાં થશે." પણ આનો અર્થ લોકો બરાબર સમજતા નથી. શોધશો–ઇચ્છાથી વ્યાપ્ત થઇ અધૈર્યથીજ વસ્તુની ભીખ માગશો તો તે કદીજ નહિ મળે. જવું છે ઈશ્વરને ઘેર ને ત્યાં ભિખારીના વેશમાં જવા માગો છો; પરંતુ મેલા મનથી, ભીખ માગવાના ઉદ્દેશથી કદી પણ તમારે માટે ત્યાંના દ્વાર ઉઘાડાં નહિ

થાય. રાજા પાસે જતી વખતે જેમ ઉત્તમ શણગાર સજવો પડે છે, જેમ મેલાંઘેલાં કપડાં ત્યાં કામ ન લાગે; તે પ્રમાણે ઈશ્વર પાસે જતાં પણ ઇચ્છારૂપી મેલાં કપડાં ઉતારી નાખવાં પડે છે. એ ઇચ્છાઓને દૂર કરીનેજ ત્યાં જઇ શકાય છે. ઈશ્વરને જોવો હોય–સ્વર્ગને હૃદયમાં વ્યક્ત કરવું હોય–તો લાલસા, ઇચ્છા, આસક્તિ વગેરે દૂર કરીનેજ જોવાશે.

કર્મનો નિયમ છે કે, મનુષ્ય પોતાના પ્રારબ્ધનો સ્વામી છે; ઉત્પાદક છે. આપણેજ આપણી આસપાસની સ્થિતિ ઉત્પન્ન કરીએ છીએ. કર્મનો નિયમ એવો છે કે જ્યારે કોઈ વસ્તુની તમને ઇચ્છા થાય છે–તે માટે વલખાં મારો છો–ત્યારે તે મળતી-જ નથી; પરંતુ આમ લાલસામાં અમુક વખત ગયા પછી નિરાશ થઈ, આશા છોડી, નિઃસ્પૃહ થઇ પાછા ફરો છો, તેજ ક્ષણે તે વસ્તુ તમારી પાછળ પાછળ ચાલી આવે છે. કર્મનો આ કાયદો છે. જેમ ચાલતાં ચાલતાં પગ ઊંચો કરીને પછી નીચો મૂકવો પડે છે, તેજ પ્રમાણે કર્મના નિયમાનુસાર પહેલાં લાલસા ઉત્પન્ન થાય, પણ પછી તે દૂર કરવી પડે છે. લાલસા થયા પછી એક એવો સમય આવે છે કે જે વખતે નિરાશ થઇ લાલસા–ઇચ્છાઓને દૂર કરવી પડે છે; માટે જો ઇચ્છાઓ તૃપ્ત કરવી હોય, તો ઇચ્છા-ઓને પહેલી દૂર કરો. 'રામ' કહે છે કે, સર્વ ઇચ્છાઓ, આસ-ક્તિઓ પૂર્ણ થવીજ જોઇએ, તેનાં ફળ મળવાનાંજ; પણ એક શરતે, ને તે એ કે ઇચ્છા થયા પછી, તે ઇચ્છા ત્યાગે તોજ તે ઇચ્છા પરિપૂર્ણ થાય. ઠીક, હવે ઘણા લોકોની એવી ઇચ્છા હોય છે કે પોતપોતાના આ જગતના સંબંધો જાળવી રાખવા; પરંતુ ડંકો વગાડીને કહેવા દો–દુંદુભિનાદ કરી કહેવા દો કે એ મૂર્ખતા છે; સંબંધને સ્થાયીરૂપ આપવું એ તદ્દન અશક્ય છે. માયાથી લિપ્ત જગતમાં કાંઇ પણ શાશ્વત રહી શકે તેમ નથી. એવી આશા નિરાશામાંજ ફેરવાઈ જવાની. કદી પણ એવી ઇચ્છા ન રાખશો. હૃદયમાંથી તેને દૂર કરજો. 'રામ' ભાર દઇને કહે છે, ફરી ફરીને કહે છે કે, ભાઇઓ ! એ આશા મૃગજળવત્ છે, શાશ્વત તો માત્ર તમારી પોતાની દિવ્યતાજ છે. તમે પોતે પ્રભુ છો; તેજ શાશ્વત છે, સત્ય છે, પરમાનંદરૂપ છે. આ ક્ષણભંગુર શરીર અને તેને લગતી બધી વસ્તુઓ કદી પણ નિરંતર રહી શકે તેમ નથી. કરોડો વર્ષ જીવો, પણ અંતે મૃત્યુ તો છેજ.

સૂર્યનો પણ એક દિવસ નાશ થવાનો છે, પૃથ્વી પણ નાશ પામશે, ગ્રહગણો, તારામંડળ વગેરે સર્વ અશાશ્વત છે. સર્વ વસ્તુઓમાં ફેરફાર થયેજ જવાનો. માત્ર એક પરમ સત્યજ શાશ્વત છે. કુટુંબના સંબંધોમાં પણ ફેરફાર થયે જાય છે. કુટુંબીજનો પણ શાશ્વત રહી શકતાં નથી; માટે એમાં જો આસક્તિ હોય, તો એકદમ તોડી નાખો. નદીઓ ઊલટી વહે, વાયુ નીચે વહે, અગ્નિમાં શીતળતા આવે ને સૂર્યથી અંધકાર વ્યાપી રહે; પણ જગતની અશાશ્વતતા કદી પણ મટે તેમ નથી. નદીના પ્રવાહમાં જેમ અનેક વસ્તુઓ ભિન્ન ભિન્ન દિશામાંથી આવી એક જગ્યાએ મળે છે, પણ પાછી દૂર હડસેલાઈ જાય છે અને જેવી રીતે એક બળવાન મોજું આવી એકબીજાને છૂટાં પાડે છે, તેવુંજ આ જગતનું બંધારણ છે. કદાચ ફરીથી એકાદ વખત આ વસ્તુઓ પાછી આવી મળે, તોપણ તે છૂટી પડવાને માટેજ-કદી સાથે તો રહીજ ન શકે. જેમ એક ઘરમાં મા, બાપ, ભાઇ, બહેન વગેરે હળેમળે છે, પણ પછી પોતપોતાના કામે વળગી જતાં જુદાં પડે છે; તેજ પ્રમાણે આખા જગતમાં નિરંતર-શાશ્વત કોઇ એકઠું રહી શકતું નથી. આવા અશાશ્વત સુખ માટે વલખાં માર્યા કરતાં જે શાશ્વત સુખ, આનંદ છે તે માટે પ્રયત્ન શા માટે નથી કરતા ? પરમ સત્ય, આત્મા વિષે વિચાર કરો ને તેનો સાક્ષાત્કાર કરો.

એક નવવધૂ પોતાના સાસરિયામાં બધા સાથે હળીમળી બેઠી હતી ને મધુર વાતચીત કરતી હતી. આ સ્ત્રીનો ધણી બીજે દૂર દેશ હતો. નણંદ એની સમક્ષ એના ધણી વિષે-એટલે પોતાના ભાઇ વિષે કાંઈ વાત કાઢીને તેમાં કાંઇક ઘસાતું બોલી. 'રામ' આ વખતે ત્યાં હાજર હતો. પેલી સ્ત્રી બોલી કે, "તમે તો મારા ધણી સાથે ઘણો થોડોજ સમય રહેવાનાં છો, હું મારા ધણી વિષે અનુચિત સાંભળી શકીશ નહિ. મારે તો જન્મારો તેમની સાથે ગાળવાનો છે." આ પ્રમાણે જગતનાં બંધનો થોડા વખતનાં છે. માટે જે શાશ્વત છે તે વિષેજ વિચાર કરો. જગતનાં બંધનોની દરકાર કરી પ્રભુ સાથે વેર ન બાંધો.

મહાત્મા બુદ્ધ પાસે એક જણ આવીને કહેવા લાગ્યો કે, "તમે તમારા પિતાના રાજ્યમાં જાઓ ને ત્યાં ભિક્ષા માગો." મહાત્મા બુદ્ધ એક રાજપુત્ર હતા ને તે વખતે રાજપાટ છોડી એક ભિક્ષુ તરીકે વિચરતા હતા. તેમનો ભીખ માગવાનો ધંધો નહોતો. એ

તો એક મહા અવધૂત યોગી હતા. કાંઇ મળ્યું તોપણ ભલે ને ન મળ્યું તોપણ ભલે; એવી એમની વૃત્તિ હતી. શરીરની કોઇ પણ જાતની દરકાર વિના તે ફરતા હતા. તેમણે તો પોતાના પિતાના રાજ્યમાં પણ એવી રીતે વિચરવા માંડ્યું.

રાજાએ એટલે કે તેમના પિતાએ આ હકીકત જાણી, એટલે તે દોડતા તેમની પાસે ગયા, રોયા, આંસુ ઢાળ્યાં ને કહ્યું: "હે પુત્ર! આપણે રાજપાટના અધિકારીને આમ ઘેર ઘેર ભટકવાની જરૂર નથી. આપણને નાનમ લાગે, ખોટું કહેવાય, માટે આ છોડી દે ને આપણી બાપદાદાની આબરૂને બટ્ટો લાગે તેમ ન કર." બુદ્ધ મહાત્માએ સ્મિત કરતાં કરતાં કહ્યું: "ભગવન્! જે કુટુંબનો હું છું તે તો પાછળ રહ્યું છે. મારા પૂર્વજન્મનો હું તો વિચાર કરૂં છું ને એ વિચાર કરતાં જણાય છે કે, હું તો ભિક્ષાં દેહિ કરનાર કુટુંબમાંનો એક છું. આપણે તો માત્ર રસ્તે જતાં વચ્ચે અથડાયા છીએ; બાકી આપણા માર્ગ ભિન્ન ભિન્ન છે. તમે તમારે રસ્તે જાઓ ને હું મારે રસ્તે ચાલ્યો જઇશ."

બધા સંબંધો આવા છે, તો પછી કુટુંબનાં બંધન છેજ ક્યાં? તમે કહો છો કે અમારાં બાળબચ્ચાં છે. તમે તેમને વળગો છો, ચહાઓ છો, ચુંબન કરો છો અને અનેક પ્રકારનાં લાડ લડાવો છો; પણ જરા તમારા એ તત્ત્વજ્ઞાન ઉપર વિચાર કરો. એ છોકરાં તમારાં છે, એમ જાણી એ સંબંધ અનંતકાળ સુધી જાળવી રાખવા તમે ઇચ્છો છો, પણ એક અશ્લીલ વાત કહેવી પડે છે; તમે તમારાં છોકરાં છે એમ કહો છો, તમારા લોહીથી ઉત્પન્ન થયાં છે એમ કહો છો, તમારૂં માંસ વગેરે એમનામાં છે એમ કહો છો, તો પછી તમારી લાળ, લીંટ, પીયા વગેરે તમારાજ શરીરથી ઉદ્ભવેલાં છે તેનું શું? આનો જવાબ દો. પોતામાંથીજ ઉત્પન્ન થતાં જૂ, માંકડ, પીયા, લાળ વગેરે વસ્તુઓનો નાશ કરવો ને એવીજ રીતે ઉત્પન્ન થયેલાં પેટનાં છોકરાં ઉપર ફિદા ફિદા થવું એ ક્યાંનો ન્યાય? જરા તર્કશાસ્ત્ર ઉપર વિચાર કરો. 'રામ'નું કહેવું એમ નથી કે તમારાં છોકરાં પ્રત્યે ક્રૂર થાઓ; માત્ર એજ કહેવું છે કે, સર્વ દુનિયાને એકજ દૃષ્ટિથી જુઓ. કુટુંબબંધનને તમારી પ્રગતિમાં વિઘ્નકારક ન થવા દો.

જ્યારે આ શરીરે (સ્વામી રામતીર્થે પોતે) કુટુંબબંધન

છોડયું ત્યારે કેટલાક જણ આવીને કહેવા લાગ્યા કે, "તમે તમારી સ્ત્રી, છોકરાં, સંબંધી વગેરેનો સ્વાર્થ કેમ ન જોયો? તમારા ઉપરજ તેમનો આધાર હતો." પ્રશ્ન પૂછનાર 'રામ'ની સાથેનો એક પ્રોફેસરજ હતો. 'રામે' તેને કહ્યું: "તમે પ્રોફેસર છો, પાઠશાળામાં તત્ત્વજ્ઞાન ઉપર ભાષણ આપો છો, તો તમે મને કહેશો કે તમારા જેવુંજ જ્ઞાન તમારા ઘરનાં બધાં મનુષ્યોને હોય છે કે? તમારાં ભાઈભાંડુ તમારા જેટલું જ્ઞાન ધરાવે છે?" તેણે કહ્યું: "ના." "ત્યારે પાઠશાળામાં આવી ભાષણ આપો છો, તો ઘેર છોકરાં તથા સ્ત્રી વગેરેની પાસે કેમ ભાષણ આપતા નથી? તમારા ઘરમાં નોકરચાકર, મા, માસી વગેરેને તત્ત્વજ્ઞાન સમજાવવું મૂકી દઇ પાઠશાળામાં શા સારૂ આપો છો?" પ્રોફેસરે કહ્યું: "એ લોકો ભાષણ સમજી શકે તેમ નથી."

આ ઉપરથી એ પ્રોફેસરને કહેવામાં આવ્યું કે, "જુઓ ભાઇ, એ તમારાં સાચાં સગાં નથી, તમારાં પાડોશી નથી. તમે કોણ છો? તમે કાંઇ આ શરીર નથી. તમે પોતે સ્વયંભૂ છો; પણ તે તમે કબૂલ કરતા નથી. જ્યાં તમારૂં મન છે, ત્યાં તમારાં સગાંવહાલાં નથી. જે લોકો તમારા વિચારની પરંપરા સમજી શકે છે, તમારા જ્ઞાનમાં ભાગ લઇ શકે છે અને તમારા મનની સાથે એક થઇ શકે છે, તેજ તમારાં સગાંસંબંધી છે. તમારા અધ્યયન વખતે તમારાં છોકરાં-છૈયાં, તમારા નોકરચાકર વગેરે તમારા ઓરડામાં આવે છે, જાય છે; પણ તે સમયે તમારે મન તેનું કાંઇજ નથી. જ્યારે એમજ છે, તો પછી તમે તત્ત્વજ્ઞાનના જે ઉચ્ચ શિખર ઉપરથી તમારા શિષ્યોને ભાષણો આપો છો, તમે જે વાંચો છો, વિચારો છો તે વિષે વિચાર કરો છો, તેજ તમારા સંબંધી ને પાડોશી છે; બીજા કોઇજ નહિ. એમ તો તમે જે મકાનમાં રહો છો, ત્યાં અનેક જીવજંતુ પણ રહે છે. ઉંદર, બિલાડી, જૂ, માંકડ વગેરે અનેક પ્રાણીઓ રહે છે; પણ તે તમારાં પાડોશી નથી; પરંતુ જેઓ તમારા આત્મજ્ઞાન સાથે નિકટ સંબંધ ધરાવે છે તેજ તમારાં સંગાથી છે. વળી પ્રોફેસર સાહેબ! તમે તમારો બીજો જન્મ કયાં થાય એમ ઇચ્છો છો? ઘરનાં ઉંદરબિલાડી ભેગો કે તમારાં અજ્ઞાની કુટુંબી ભેગો? પ્રેમ એટલે શું? જે લાગણી તમને થાય છે તેવીજ સમાન લાગણી બીજાને થાય એનો અર્થ પ્રેમ. એક જણને તમે ચાહો છો એટલે કે તેનો સ્વાર્થ-એની લાગણી

વગેરે તમારાં જેવાંજ છે. તમારા સ્વાર્થનો એના સ્વાર્થ સાથે અભેદ છે. કોઈ મનુષ્યને તમે ચાહો છો, તે એટલાજ પૂરતો કે તમે એ મનુષ્યમાં તમારા આત્માનેજ ચાહો છો. ખરૂં જોતાં મનુષ્ય પોતે પોતાનેજ ચાહે છે.

આ પ્રમાણે કુટુંબબંધન તૂટેલાંજ છે, મૂળથીજ નથી. આ ઉપરથી એક બીજી વાત યાદ આવે છે ને તે નિર્ભયતા વિષે છે; પણ આજે આપણે તે વિષે વધારે નહિ કહીએ. ભય શાથી ઉત્પન્ન થાય છે? લોકો કહે છે કે ભય પામશો, પણ એમ શા ઉપરથી તેઓ કહે છે? ભય ન પામવાનો ઉપાય દેખાડીશું, પણ તે વિષય કોઇ બીજા સમયે લઇશું. ઉપનિષદમાંથી અત્યારે તો થોડું વાંચીને હાલ તો વિરમીશું.

અણુથી અણુ ને ગુરુથીય ગુરુ, જગતમાં વિલસે કાંઇ આત્મપણું;<br>
હૃદયસ્થ હરિ રહી વ્યાપી બધે, નિશા ઘોર મહીં લહે સુખ ઘણું.<br>
વસી શરીરે શરીરી હીન બને, અનંત મહીંય અનંત સુએ;<br>
પ્રસરી સઘળે રહી સર્વ મહીં, ભય દૂર કરે મન પ્રબુદ્ધ થઇ.

ૐ! ૐ!! ૐ!!!

समाप्त

# उत्तम चरित्रोना फायदा

## ( અનુભવીઓના ઉદ્‌ગાર )

" જીવનચરિત્ર એ એક પ્રકારનું દર્પણ છે. જેમ અરીસામાં મનુષ્ય પોતાની મુખાકૃતિમાં ખાંપણ જુએ છે, ત્યારે તે ખાંપણને કાઢી નાખવા અને કાંતિમાં વધારો કરવા માટે પ્રયત્ન કરે છે; તેમ ચરિત્રરૂપી આરસી વડે પોતાના સ્વભાવમાં વળગેલાં ભૂષણદૂષણ–ગુણદોષ વગેરે તેના જોવામાં આવે છે અને તેમ થતાં દૂષણનો ક્ષય અને ભૂષણમાં વૃદ્ધિ કરવાને તે જાગ્રત થાય છે. વળી જે કામ ઉપદેશ અથવા બોધ કરવાથી નથી બનતું, તે કામ જીવનચરિત્ર સહેલાઇથી પાર પાડી શકે છે. અતિ શ્રમ લઇ વિદ્યા ભણો, દેશાટન કરો, સ્વદેશ હિતેચ્છુ થાઓ, પ્રેમ-શૌર્ય દાખવો, એવા એવા ઉપદેશો મુખે અથવા પુસ્તક દ્વારા કરવાથી જેવી અને જેટલી અસર થાય છે, તેના કરતાં એવા ગુણોથી અંકિત થયેલાં અસામાન્ય માનવીઓનાં ચરિત્ર વાંચવા–સમજવાથી ઘણીજ વધારે અસર થાય છે. અર્થાત્ અંતઃકરણમાં તેની આબાદ અને ઊંડી છાપ પડે છે અને પછી તે દિવ્ય માનવી બનવાને ઉત્તેજિત થઇ આગળ વધે છે."

× × × ×

" ચરિત્રોના વાચનથી આપણું ચૈતન્ય સતેજ થાય છે; આપણી આશામાં જીવ આવે છે; આપણામાં નવું કૌવત, હિંમત અને શ્રદ્ધા આવે છે; આપણે આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ; આપણામાં મહત્ત્વાકાંક્ષા જાગે છે; આપણે રૂડાં કાર્યોમાં જોડાઇએ છીએ અને મોટાઓનાં કામોમાં તેમની સાથે જોડાઇ ભાગીદાર થવાને ઉત્તેજાઇએ છીએ. આ પ્રમાણે ઉત્તમ જીવનચરિત્રોના સહવાસમાં રહેવું, જીવવું અને તેમના દાખલાદષ્ટાંત જોઇને સ્ફૂર્તિમાન થવું, એ તે તે ઉત્તમ આત્માઓના સમાગમમાં આવવા બરાબર અને ઉત્તમ મંડળના સહવાસમાં રહેવા બરાબર છે."

× × × ×

" ઉત્તમ ચરિત્રો તેના વાચકને બતાવી આપે છે કે, એક સામાન્ય મનુષ્ય પણ પોતાનું જીવન કેટલી હદ સુધી ઉત્તમ બનાવી શકે તથા કેવાં ઉચ્ચ કાર્ય કરી શકે અને જગતમાં કેટલી બધી સારી અસર ફેલાવી શકે."

× × × ×

" મહાન સ્ત્રીપુરુષોનાં જીવનચરિત્રોનું ચિંતન કરાય છે, ત્યારે આ વાત બરાબર સમજી શકાય છે કે, મહત્તાનો દરવાજો સર્વ કોઇને માટે ઉઘાડો છે."